# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું. ] માર્ચ સને ૧૯૨૩. [ અંક ૧ લો.

## स्वरुपानुभवमां ज अचल शांति छे

સ્વરૂપવિના શાંતિ નથી ક્યાંહિ, મે બધે જોયું ફરી ફરી; સ્વ૦
લોકલોકાન્તર ગમન કરો કે, પેસો કુટીરની માંહિ, મેં બધે૦
કંઇ દૃષ્ટ જોયા જ્ઞાનીના અખાડા, શાંતિ નહિ ત્યાં ભળાય, મે બધે૦
પામો અનર્ગલ સંપત્તિ તોય પણ, તેમાં ન શાંતિની કમાઇ; મે બધે૦
સંસારના વિલસોમાં કે ત્યાગમાં, રેવા ન શાંતિની જણાઇ, મેં બધે૦
સ્વરૂપના શુદ્ધ અનુભવમાંહિ, શાંતિ સદૈવ છલકાઇ; મેં બધે૦
અનુપમ શાંતિના ઇચ્છનારા, રહે છે સ્વરૂપે સમાઇ, મેં બધે૦

શ્રી હ૦

---

## प्रभुपदमां महालवा चित्तप्रति कथन

( દેવ દેવી સન્માન, સોધાં મુક્તનાં, એ લય. )

મારા ચિત્તપ્ર ઝટ ચાલ, થવા સહજે તું ન્યાલ,
પ્રભુપદમાં જઇ મ્હાલ, શુણી મારૂં,
એ તો સ્થાનક કલ્યાણ કરનારૂં–તારૂં, મારા૦
વિષયચિંતન છે જે જે ન્હારૂં,
તેમાં પૂરો મરી તું ચા તેથી ન્યારૂં,
થવા શીઘ્ર પાપહરણ, ઇષ્ટસ્મરણ–સ્મરણ–સ્મરણ.
કરી ક્ષણ ક્ષણ, ગણ પ્રભુપદ તું પ્યારૂં–પ્યારૂં, મારા૦
પ્રભુમાં તું થયું ન એનનારૂં,
ત્યાં લગી ના કો ભ્રમણ તારૂં છોડાવનારૂં,
ચાલ ચાલ, હાલ હાલ, પ્રભુમાં ન ધરીશ વહાલ,
ત્યાં લગી ન છોડું છાલ, ન હું હારૂં–હારૂં; મારા૦

શ્રી હ૦

---

આ કેવલ સત્યની નિરતિશય પ્રત્યભિજ્ઞા—સુસ્થિર સ્મરણ-પૂર્વક નિરંતર જીવન વ્યતીત કરવાથી આપણા જીવન ઉપર આપણું ક્રમે ક્રમે સંપૂર્ણ વિજેતાપણું સિદ્ધ થતુ જાય છે. આપણા જીવનને આપણે જેવા પ્રકારનુ ધારીએ તેવા પ્રકારનુ કરી શકીએ એમ છે—એ સત્યને આવાસ્તવપણે નિરંતર લક્ષમા રાખવાથી આપણે વાસ્તવ જીવનની ઉચ્ચ અને ઉચ્ચ કક્ષામાં પ્રવેશતા જઈએ છીએ, જીવનનુ ગૂઢ અને ગૂઢતર હાર્દ સમજતા થઈએ છીએ, જીવનની ઉંડી મધુરતાને અનુભવતા જઈએ છીએ. જીવનના અંતર્હિત સામર્થ્યને પ્રકાશમાં લાવતા જઈએ છીએ.

વિકાસ પામતા પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિ મર્યાદામા રમી રહેલા આ દૃષ્ટિબિંદુએ પહોચવાને માટે આ સત્ય સિદ્ધાંતને નિરંતર સ્વીકારવો જોઈએ, સ્મરણમા રાખવો જોઈએ અને તેને સર્વોદિત ક્રિયામય કરતા રહેવુ જોઈએ, આ સત્યનો અવિચળ વિશ્વાસ પૂર્વક આચારમા ઉપયોગ કરવો, એજ એ સત્ય ને યથાર્થરૂપે સ્વીકારવુ કહેવાય. આપણને જેનો નિત્ય ઉપયોગ કરવો પડે છે એવા જીવનગત અને સિદ્ધાંતોમાંનો આ એક સિદ્ધાંત છે. આપણા જીવનને ગમે તેટલું ઉચ્ચ અથવા દૈવી કર્યું હોય અને કરતા હોઈએ, તોપણ તે દશામા પણ આ સિદ્ધાંતનુ દૃઢ—જાગ્રત સ્મરણ અને તેને અનુકૂલ જીવન વર્તન રાખવાની અગત્ય છે.

મનુષ્યના વિકાસમા જે મોટામા મોટી હરકત આવી પડે છે તે આજ છે કે તે પોતાના જીવનને સર્વાંશ પરાધીન માનતો હોય છે તે પોતાને સર્વ બાજુએથી બંધાએલો જુએ છે. તેણે પોતાના જીવનના કેટલાક ભાગને આકાશના ગ્રહોને હસ્તગત કર્યું હોય છે, તો જીવનના કેટલાક અંશને હાથમાની હસ્તરેખાઓને સ્વાધીન કર્યું હોય છે. કેટલોક ભાગ દૈવને સોપ્યો હોય છે તો કેટલીક અંશ પ્રારબ્ધને સોપતા પરિણામ એ આવ્યો હોય છે કે પછી તેને પોતાના જીવનનો એવો એક પણ ભાગ શેષ જણાતો નથી કે જેના ઉપર તેની પોતાની જ સ્વતંત્ર સત્તા અનુભવાતી હોય. વસ્તુત જે સર્વ રીતે સ્વતંત્ર છે તે પોતાના વ્યવહારીતાનને લીધે અહો ! કેવો બદ્ધદશામા પોતાને જુએ છે !

આપણુ જીવન આપણે અધીન નથી અને આપણે જેવુ તેને કરવા ધારીએ તેવુ તે થઈ શકે એમ નથી. આ પ્રકારના તેણે બાંધેલા સિદ્ધાન્તનુ દીર્ઘ કાલપર્યંત સેવન કરવાથી પરિણામ એટલે સુંધી આવ્યો હોય છે કે પૂર્વે જે સિદ્ધાન્તનુ આપણે પ્રતિપાદન કર્યું છે તેનુ તેને શ્રવણ થતાં કોઈ હડહડતા અસત્યથી ભરેલી અને અત્યંત પાપમય વાર્તા કહી હોય એવુ તેને ભાન થઈ તેનું હૃદય કંપી ઉઠે છે, તે જગતમા જ્યા જ્યા દૃષ્ટિ કરે છે ત્યા સર્વ કાંઇ, તેણે બાંધેલા જીવનપરાધીનતાના સિદ્ધાન્તાનુસાર જ બનતું હોય એમ તેને જણાય છે. તેના સિદ્ધાન્તથી વિરુદ્ધ સિદ્ધાન્તનુ કથન કરનાર પ્રતિ તેની કરડાકીવાળી ચાર આંખો થાય છે, અને તેના જીવનમાંથી પ્રતિકૂળ વાતને શોધવા તે મચી પડે છે જ્યાં ત્યાથી પોતાના સિધ્ધાન્તને અનુકૂળ દૃષ્ટાન્તો તે શોધી કહાડી પોતાના જીવનની તેની સાથે તુલના કરી સમાધાનને પામે છે

પરંતુ આ જીવન અત્યંત દુર્બલ જીવન છે આવુ જીવન ભોગવનાર મનુષ્ય આત્મ-વિકાસને સત્વર સાધી શકતો નથી. કેમકે તેની દૃષ્ટિમા વિકાસને બદલે સર્વદા સંકુચિતતા જ રમતી હોય છે. તેનુ અંતઃકરણ સંકુચિતતાના—પરાધીનતાનાં—ક્ષુદ્રકતાના—ચિત્રો ચિતર્યા કરતુ હોય છે તેના માનસ મહાલયમાં પોતાના દુર્બલ સિદ્ધાંતનુ સમર્થન કરનારા અનેક ઐતિહાસિક અને કાલ્પનિક ચિત્રોને તેણે ટાંગ્યાં હોય છે, અને તેને જોતા તે પોતાના જીવનને પણ તદનુરૂપ જ અનુભવતો હોય છે+ અપૂર્ણ

---

+ રા શ્રેણી ૪૧ માંથી



# વેદાંતનાં મૂલતત્ત્વો

(કે. મહાત્મજ શ્રીમન નથુરામ શર્મા.)

(.૧)

### વસ્તુનિર્દેશરૂપ મંગલ.

દોહરો.

સચ્ચિત્સુખઘન બ્રહ્મને, સમરુ વારવાર,
જેહ સદા સ્ફુરી રહ્યુ, પ્રાણિ-હૃદય-મોઝાર. ૧

સર્વ વસ્તુઓના વાસ્તવિક સ્વરૂપનો તથા તે વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિના સાધનોનો ઉપદેશ કરનારૈ વેદનો જે અતિમ ભાગ તે વેદાત કહેવાય છે. કોઈપણ વિષયના બહુ અગત્યના (ઉપયોગના) સારભૂત ભાગને મૂલતત્ત્વ કહેવામાં આવે છે આ લઘુલેખમા વેદાતસિદ્ધાતના અતિ અગત્યના વિષયોનુ યથામતિ સક્ષેપમા નિરૂપણ કરવામા આવનાર હોવાથી આ લઘુલેખનુ નામ વેદાતના મૂલતત્ત્વો એવુ રાખવામા આવ્યુ છે

વેદાતશાસ્ત્ર જિજ્ઞાસુઓને અનાદિસિદ્ધ પરમસત્ય વસ્તુનો બોધ કરે છે સર્વ વસ્તુઓનુ વાસ્તવિક સ્વરૂપ સમજાવી મનુષ્યોની અનાદિ કાલની ભ્રાતિ દૂર કરવી એ જ તેનો મુખ્ય ઉદ્દેશ છે, એ ઉદ્દેશ અદ્ભુત છે વસ્તુઓનુ વાસ્તવિક સ્વરૂપ નહિ સમજવા દેનારા પદાર્થને વેદાતશાસ્ત્રમા અવિવેક, અધ્યાસ, અજ્ઞાન, મોહ, મહામોહ, તમસ્, અવિદ્યા, અસમ્યગ્જ્ઞાન, મિથ્યાજ્ઞાન, ભ્રાતિજ્ઞાન ને ભ્રમ ઇત્યાદિ નામોથી ઓળખવામાં આવે છે વેદાતમાં એ પદાર્થને વ્યાવહારિકભાવવાળો વા પ્રાતિભાસિકભાવવાળો માનવામા આવે છે, અભાવરૂપ માનવામા આવતો નથી. જો તે પદાર્થ અભાવરૂપ હોય તો તે બ્રહ્મમા નામ, રૂપ ને ક્રિયાની પ્રતીતિ કરાવવારૂપ તથા બ્રહ્મના ઉપાધિવડે કલ્પાયેલા અશરૂપ આત્મામા કર્તાપણાની, ભોક્તાપણાની સુખીપણાની ને દુ ખીપણાની પ્રતીતિ કરાવવારૂપ કાર્ય કરી શકે નહિ; અને અભાવ સદ્ભાવરહિત હોવાથી અજ્ઞાનની નિવૃત્તિમાટે વિવેક, જ્ઞાન, સમ્યગજ્ઞાન, આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન ને વિદ્યા ઇત્યાદિ નામોવડે વેદાતશાસ્ત્રમા ઓળખાતા પદાર્થની પરમસુખેચ્છુઓને પ્રાપ્ત કરવાની આવશ્યકતા પણ ન રહે

પોતાના ને પોતાથી ભિન્ન પ્રતીત થતા જગત્ના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી જ મનુષ્ય હું ને આ એવા ભેદજ્ઞાનને સત્ય માને છે, ભેદજ્ઞાનને વશ થઇને આ એવે નામે ઓળખાતા પ્રાણિપદાર્થોમાથી પોતાના શરીરાદિને ઉપકારક લાગતા પ્રાણિપદાર્થમા અનુકૂલપણાનુ અને પોતાના શરીરાદિને અપકારક લાગતા પ્રાણિપદાર્થમા પ્રતિકૂલપણાનુ ભાન તેનામા ઉદય પામે છે, પછી અનુકૂલ એટલે સુખના સાધનરૂપ માનેલા પ્રાણિપદાર્થમાં તેને રાગ એટલે ગાઢ પ્રીતિ અને પ્રતિકૂલ એટલે દુ ખના સાધનરૂપ માનેલા પ્રાણિપદાર્થમા તેને દ્વેષ એટલે ગાઢ અરૂચિ ઉત્પન્ન થાય છે, એ રાગદ્વેષને વશ થઇ અભિમાનપૂર્વક અશુભકર્મ-

એકજ સમયમા ચાર આવૃત્તિને અવકાશ.

વિકાસક્રમને અનુસાર ક્રિયા કરતા અને સમજણને શોભા આપતાં જણાય છે આ નિયમથી ધર્મજ્ઞને આપણે તપાસીએ તો જે ચાર આવૃત્તિઓ તત્વનિશ્ચયશીલભાઇએ જણાવી છે તે સર્વકાળમા પણ આપણે જોઇ શકીએ છીએ.

ક્રિયાપ્રધાનવેદકાળમા પણ વિચાર પ્રધાન ધર્મનો સદ્ભાવ સંહિતા બતાવી આપે છે.

ઋગ્વેદની સંહિતામા ઇન્દ્રાદિ ભિન્ન ભિન્ન દેવોની સ્તુતિઓના સૂક્તો સાથે તત્વદર્શ- નથી ભરેલ નાસદીય જેવા સૂક્તો પથરાયલાં આપણે જોઇએ છીએ. શુક્લયજુર્વેદની ચાળીસ અધ્યાયવાળી સંહિતામા શુદ્ધ કર્મકાંડના અવધિએ **ઇશાવાસ્ય**-ઉપનિષદ્માં પ્રભુવડે જગદ્ને આચ્છાદિત કરવાના રહસ્યના રસમય મંત્રો આપણે સાંભળીએ છીએ-એ શું દર્શાવે છે ? ક્રિયાપ્રધાન ધર્મસમયે પણ વિચારપ્રધાન ધર્મની શાખાઓ હોય છે

વિચારપ્રધાન વેદકાળમાંપણ સકામ અનેહલકીક્રિયાનો સદ્ભાવ બ્રાહ્મણઅનેઉપનિષદ્ મયો દર્શાવે છે

બ્રાહ્મણોમા તથા આરણ્યકોમાં અને ખાસ ઉપનિષદ્ શબ્દથી ઓળખાતા શ્રૌતવાઙ્મયમાં પણ ગર્ભાધાનાદિ સંસ્કારો, સકામ કર્માનુષ્ઠાનની વિધિઓ, અને મારણ મોહન અને અભિચારાદિ કર્મોની પદ્ધતિઓ પણ જોવામા આવે છે જેમને આ બાબત શંકા હોય તેમને ખૂલદાર-એયકન. ઉપરનો ભાગ અવલોકી જોવા વિનંતિ છે. એટલે,કે વિચારપ્રધાન ધર્મના સમયે પણ કર્મજાળમાં સમાજનો કેટલોક ભાગ ગુંચાયેલો હોય છે તે સમજાશે

વેદકાલમા પૌરાણિક ધર્મની છાયા પ્રસરેલી જણાય છે તથા સંપ્રદાય ધર્મો પણ છે

તેવીજ રીતે શ્રૌત સમયમા પણ **મૃદબ્રવીત્**—"માટી બોલી" ઇત્યાદિ પૌરાણિક ધર્મની આવૃત્તિ પણ ચાલતી હોય છે, અને ગુરુસંપ્રદાયની આવૃત્તિ તો વેદના શાખાભેદથી, અને વેદોના મતભેદથી આપણે સારી રીતે સમજી શકીએ છીએ. વેદધર્મના સોમપાનમા તેના પશુવધમા, તેના અભિચારાદિ શ્યેનયાગોમા, મહાવ્રતના મૈથુન વિધિમાં અને અશ્લીલ અશ્વમેધાદિ પ્રકરણોમાં, વ્યક્તતા, સંપ્રદાય ધર્મો, છતાં શું ઓછુ વિચાર દૃષ્ટિથી નિંદ્ય છે કે બીચારા સંપ્રદાય ધર્મને આપણે વગોવીએ ? જેઓ પૌરાણિક ધર્મનો અભ્યાસ કરનાર છે તેમને તો સ્પષ્ટ જણાશે કે સંપ્રદાય ધર્મમા તો ઘણી વિશુદ્ધિ છે સંપ્રદાયો જો અપધર્મ અથવા વિધર્મરૂપ હોય તો પ્રાચીન વેદધર્મ તથા ઉપનિષદો અને પુરાણધર્મ પણ તે દોષથી મુક્ત નથી. (અપૂર્ણ.)

---

# महात्मा पउहारी बाबा.

જૌનપુર જીલ્લામાં પ્રેમાપુર ગામ છે ત્યા અયોદ્ધાનાથ તિવારી કરીને એક વૈશ્નવ રહેતા હતા. તેમના મોટાભાઈનુ નામ લક્ષ્મીનારાયણ હતુ આ લક્ષ્મિનારાયણ સંસાર છોડી ગાજીપુર પાસે કુર્ખા નામના ગામમા ભાગીરથીને કિનારે એક વનમાં નાની સરખી પર્ણકુટિ બાંધી ત્યાં રહી ભજન સાધન અને યોગાભ્યાસ કરતા અયોદ્ધાનાથને ત્રણ પુત્ર હતા. ગગારામ, હરભજન અને બલરામ. ઈ. સ. ૧૮૪૦ મા પ્રેમાપુર ગામમા હરભજનનો જન્મ થયો હતો. હરભજનની દસેક વર્ષની ઉમ્મરે તેના કાકા સાધુ લક્ષ્મિનારાયણ માંદા પડયા, તેમને ઘણુ કષ્ટ પડતા અયોદ્ધાનાથે પોતાના પુત્ર લક્ષ્મિનારાયણને ત્યા રાખવા આગ્રહ કર્યો. ત્યારે અયોદ્ધાનાથે કહ્યુ. તેને તો તમારી પાસે રાખો, નાના પુત્ર હરભજનને મારી પાસે રાખો. હરભજનને બળીયા નીકળ્યા પછી તેની જમણી આખ ફુટી ગઇ હતી, તેથી તેને બધા શુક્રાચાર્ય કહેતા. અયોધ્યાનાથના આગ્રહથી શુક્રાચાર્યને દસ વર્ષની ઉમ્મરે કુર્ખા ગામમા કાકાની સેવા કરવા માટે મોકલ્યો.

હરભજને કાકાના આશ્રમમા વિદ્યાભ્યાસ કરવા માડયો રોજ સ્હવારે ઉઠી તે ગંગાસ્નાન કરતો પછી અધ્યયન કરતો. દસ વાગ્યા પછી રસોઇ કરતો અને કાકાને જમાડી પોતે જમતો. એકાદ વર્ષ પછી તેણે હુસેનપુરમા જઇ શિવરત્ન પડિતને ત્યા સસ્કૃત શીખવા માડયુ પછી શકુરાગામમા નન્દા નામના પડિત પાસે બાળબોધ વિગેરે જ્યોતિષ ગ્રંથો શિખ્યો તેરેક વર્ષની વયે સસ્કૃત વ્યાકરણ શીખવા માટે સારસ્વત અને ચન્દ્રિકા નામના બે ગ્રથો ભણ્યો, તે પછી એક વર્ષ વેદાન્ત પચદશીનો અભ્યાસ કર્યો એમ થોડા વખતમા તે અસાધારણ પડિત થયો.

સને ૧૮૫૬ મા સાધુ લક્ષ્મિનારાયણે દેહ ત્યાગ કર્યો. કાકાની સમાધિ તથા બીજા કામ સમાપ્ત કરી હરભજને એજ આશ્રમમા રહેવા માડયુ દેવ દેવીઓની પૂજા અને શાસ્ત્રાદિનો પાઠ કરવામા તેનો ઘણો વખત જતો પણ તેથી તેને શાતિ ન વળી, તેનું ચિત્ત ઉદ્વિગ્ન અને ચિન્તાકુળ રહેતુ, તે ઘણુખરૂં રસોઇ ન કરતા પા શેર અચ્છેર દૂધ પી ચલાવી લેતો, કોઇ દિવસ ઉપવાસ જ કરતો.

સને ૧૮૫૭માં દેવપૂજા વિગેરે આશ્રમનો ભાર પોતાના કાકાના શિષ્યને સોપી હરભજન તીર્થયાત્રા કરવા બહારગામ ગયો ત્યાંથી તે સેતબધ રામેશ્વર, ચિદામ્બરમ, વિગેરે ઘણાં તીર્થોમાં પગે ચાલી જતો. કેટલેક દિવસે તે જુનાગઢ પાસે ગિરનાર પર્વત ઉપર જઇ પહોચ્યો, ત્યા તેને એક સિદ્ધ પુરૂષનો મેળાપ થયો, તે સિદ્ધે તેને યોગાભ્યાસ શિખવ્યો. ત્યા યોગાભ્યાસ કરી પાછો તે જુદા જુદા તીર્થોની યાત્રા કરી ત્રણેક વર્ષે પાછો પોતાના કાકાના આશ્રમમા આવ્યો, તીર્થયાત્રા કરી પાછા આવ્યા પછી તેણે પોતાના કાકાની સમાધિ ઉખેડી નખાવી અને તેમનાં અસ્થિને ગગા નદીના પવિત્ર જળમા વ્હેવરાવ્યાં પછી એ સમાધિને ફરી બધાવી તેના ઉપર કાળા રગના પથ્થરની ચરણપાદુકા સ્થાપન કરી. આ વખતે તેના પિતા પણ સ્વર્ગવાસ થયા.

ગિરનારમાંથી પાછા આવી હરભજને હું શબ્દનો ત્યાગ કર્યો તે પછી તે પોતાને દાસ કહેવા લાગ્યા. દરેક પુરૂષને 'બાબા' અને સ્ત્રીને 'માઇજી' કહેતા. સ્હવારમાં દસ વાગ્યા સુધી સ્નાન, સન્ધ્યા અને પૂજાપાઠમાં ગાળતા. સૂર્યોદય પૂર્વે સ્નાન કરી નદીની વચમાં ઉભા રહી હાથ જોડી સ્તોત્રનો પાઠ કરતા. પૂજા સમાપ્ત કરી યોગ સાધનમાં જોડાતા અને ચાર પાંચેક કલાક સુધી યોગની જુદી જુદી ક્રિયાઓ કરતા તે વખતે હાથે દાળ અને રોટલી રાંધી જમી લેતા. આહાર કરી ચારેક કલાક સુધી વિશ્રાંતિ લેતા અને અભ્યાગતોનો સત્કાર કરી તેમની સાથે વાતચિત કરતા. તે પછી ફરી યોગ સાધનમાં બસતા. આમ કેટલાક સમય ગાળ્યો.

કેટલાક વખતે એમને લાગ્યું કે રસોઈ કરવામાં ઘણો વખત નકામો જતો રહે છે માટે ધીમે ધીમે ભોજન કરવાનું બંધ કરવું. એ પ્રમાણે તેમણે જમવાને બદલે થોડાં બીલીના પાન અને દૂધ ઉકાળી તે પીવા માંડયું. કોઈ દિવસ તદ્દન ઉપવાસ પણ કરતા, આમ કેટલાક વર્ષ ગાળી તે પ્રયાગના માઘ મેળામાં ત્રિવેણીમાં સ્નાન કરવા ગયા. પ્રયાગની યાત્રા કરવા જતા પોતાના જન્મસ્થાન પ્રેમાપુરમાં પણ ગયા હતા અને પોતાની માતા પાસે એકાદ બે દિવસ રહ્યા પણ હતા. તેમને પણ પોતાની સાથે યાત્રાએ લઈ ગયા. ત્યાંથી પાછા આવી આશ્રમની પર્ણકુટીને સુધારી અને યોગસાધનને માટે પૂજાગૃહની નીચે એક ગુફા ખદાવી, તે પછી તેમણે એક દિવસ, બે દિવસ અને અભ્યાસ વધતા ત્રણ ત્રણ દિવસ અને અઠવાડીયા સુધી સમાધિમાં રહેવાનો આરંભ કર્યો, ગુફામાં બેસી તે યોગ સાધનને સાધતા, ખાતા પીતા કાંઈ નહિ તેમ કશો પૂજા પાઠ પણ કરતા નહિ.

આ દિવસથી લોકો તેમને 'પઉહારીબાબા' કહી બોલાવવા લાગ્યા પવનનો આહાર કરનારા અર્થાત દૂધનો આહાર કરનારા એવો અર્થ પઉહારીનો થાય છે

પઉહારીબાબા ભસ્મ ચોપડી રહેતા નહિ તેમ માથે જટા પણ બાંધી રાખતા નહિ. વાળ રાખતા પણ માથા સામે અંબોડાની પેઠે બાંધી રાખતા લંગોટી પહેરતા પણ તેના ઉપર છેક પગ સુધીની કફની ધારણ કરતા, કેટલાક વખત પછી તેમને ફરીથી ગિરનાર પર્વત ઉપર પોતાના સિદ્ધ ગુરુ પાસે જવાની ઇચ્છા થઇ તે ત્યાં જવા નીકળ્યા, રસ્તામાં અયોધ્યામાં ખબર પડી કે ગિરનાર પર્વતવાળા સિદ્ધ પુરૂષે તો દેહ ત્યાગ કર્યો છે. આ સાભળી તે ત્યાં જતા અટકી પડ્યા. પછી અયોધ્યામાં કોઈ વૈષ્ણવ સંપ્રદાયી સાધુ પાસે ફરી દીક્ષા લઇ પાછા ગયા.

આ પછી તે પર્ણકુટિની બહાર આવતા નહોતા માત્ર રથયાત્રાને દિવસે બહાર નીકળતા અને ઠાકોરજીના રથની સાથે થોડે દૂર સુધી ચાલતા. કેટલાક વખત પછી રથયાત્રાને દિવસે પણ કુટિરમાંથી બ્હાર નીકળવાનું બંધ કર્યું તે કુટિરના બારણામાં રહી રથના દર્શન કરી લેતા દૂર દેશાવરથી તેમના દર્શન કરવા આવનારને એકાદશીને દિવસે દર્શન આપતા. ઘણા દિવસ એકાન્તમાં રહેવાથી શરીર સફેદ પડી ગયું તે પછી વળી તે પ્રયાગના કુંભના મેળાની યાત્રાએ એકવાર ગયા હતા. ત્યાં તે ત્રિવેણીના કિનારે એક પર્ણકુટીમાં ઘણા દિવસ રહ્યા. ત્યાં ટાઢ અને શરદીથી તેમને ખાસી અને છાતીના દુખાવાનું દર્દ થયું. તાવ પણ રોજ આવતો. લોકોએ તેમને દવા કરવાનું કહ્યું ત્યારે તેમણે કહ્યું, "ઠીક ભલે દવા લાવો, પણ તેની સાથે કાંઇ ખાવાનું લાવજો. પઉહારી બાબા માત્ર દૂધ અને બીલીના પાન ઉકાળી પીતા, કાંઇ ખાતા નહિ અને આજે ખાવાનું માગવાથી તે લોકોએ તેમને માટે સારૂં સારૂં મિષ્ટાન્ન ભોજન જમવા માટે આણ્યું દવા પણ લાવ્યા. તે

બધુ લઇ પઉહારી બાવા પોતે એક દૂરના નિર્જન સ્થાનમાં ગયા અને ત્યાં બધુ મિષ્ટાન્ન અને દવા ગગામા નાખી દીધા. આ જોઇ પેલા લોકોને ઠીક ન લાગ્યુ

આ પછી તેમનો વ્યાધિ મટી ગયો. તે પછી, પઉહારીબાબા પગે ચાલી પ્રેમાપુર ગયા અને પોતાની માના દર્શન કર્યા. ત્યા એકાદ દિવસ રહી પાછા પોતાના આશ્રમમા ગયા ત્યા તે સાધુ, સન્યાસી અને અતિતિઓની સેવા કરવામા જીવનનુ સાર્થક માનવા લાગ્યા. તેમની એવી આજ્ઞા હતી કે આશ્રમમા આવીને કોઇ ભૂખ્યો પાછો ન જાય. આ સદાવ્રતનું કામ તેમણે પોતાના શિષ્ય નદકુમારને સોપ્યું, તે પછી પદર વર્ષે તેમના મોટાભાઇ ગગારામ એ કાર્યનો ભાર ઉપાડી લીધો.

અહિં લક્ષ્મિનારાયણના વખતમા ત્યાના ખેડુતો માગશર કે ચૈત્રમાં ઘર દીઠ પાચ શેર અનાજ આશ્રમમા મોકલતા ને કેટલાક જમીનદારો પૈસા પણ આપતા લક્ષ્મિનારાયણ વર્ષની આખરે વધેલું અનાજ તેમ ધનને દીન દરિદ્રીઓમા વ્હેચી દેતા. તે પછી પઉહારી બાબાને પણ અનાજ તેમ નાણા મળતા હતા તેમણે આ સદાવ્રતની ગોઠવણ કરી દીધી એટલે તેનો સારો ઉપયોગ થવા લાગ્યો તે વખતે ગગા નદી તેમના આશ્રમના બારણા આગળ થઇ વ્હેતી ન્હોતી પણ સામે કિનારે વ્હેતી તેથી પઉહારીબાબાના કારભારીએ ત્યા જમીનની ખેતી કરવા માડી તેથી પુષ્કળ અન્ન પાકવા લાગ્યું તેથી સદાવ્રત સારી રીતે ચાલવા લાગ્યુ.

તેમનું સદાવ્રત પ્રસિદ્ધિમા આવતા ઘણા સાધુ સન્યાસીઓ ત્યા આવવા લાગ્યા, તેથી ત્યા ઘણી ભીડ થવા લાગી જેથી કારભારીએ ત્યાથી થોડે દૂર કેટલીક પર્ણકુટીઓ બધાવી ત્યાંજ બધાને ઉતારો આપતા. એક દિવસે કોઇ એક ગાંડો પુરુષ તોફાન કરતો આશ્રમમા આવ્યો. તે હાથમા મોટી ડાગ લઇ પઉહારી બાબાને મારવા માટે ગાળો દેતો આશ્રમની અદરની ગુફામાં પ્રવેશ કરવા તૈયાર થયો આશ્રમમાના બીજા માણસો તેને ત્યાથી કાઢી મૂકવા ધક્કા મારી ખસેડવા માંડયો તેથી તેણે મોટી બૂમ પાડી આ સાભળી પઉહારી બાબા બ્હાર આવ્યા અને તે ગાડા માણસને પોતાની પાસે બોલાવી લાવવાની આજ્ઞા કરી આ ગાંડો મનુષ્ય કદાચ પઉહારીબાબા ઉપર હુમલો કરી દે નહિ તે માટે કેટલાક શિષ્યોએ તેના હાથ પકડી રાખ્યા હતા પઉહારીબાબાએ સ્થિર દ્રષ્ટિથી થોડીવાર સુધી એ ગાડા માણસના સામે જોઇ રહી કહ્યુ. "એને છોડી મૂકો, એ મોટો સાધુ છે." આ કહ્યા પછી એ ગાડા માણસની ઘેલછા જતી રહી અને તે ગાંડો હતો તેનો વિચાર પણ તેને ફરી આવ્યો નહિ. તે પછી પઉહારીબાબાના દીક્ષા ગુરુના આશ્રમમાંનો એક સન્યાસી વેશધારી પુરુષ એમના આશ્રમમા આવ્યો અને પઉહારી બાવાને કહેવા લાગ્યો કે તમે સાધુ છો વળી યોગી છે તો આ બધી માયાનો કેમ ત્યાગ કરતા નથી?

હજુ માયામા કેમ લિપ્ત રહો છો તમારા ઠાકોરજીના અગ ઉપર સોનાના અલંકારો છે તેની તમારે શી જરૂર છે? એ બધુ મને આપી દો" વેશધારી સન્યાસીની આ વાત સાભળી પઉહારીબાબાએ કહ્યુ "બાબા! તમારી એ બધુ લઇ જવાની ઇચ્છા હોય તો સુખેથી લઇ જાવ" ત્યારે સન્યાસીએ ફરી કહ્યુ તમારે આ ધન, રત્ન ને અન્નવાળા આશ્રમની શી જરૂર છે? આ માયાનો કેમ ત્યાગ કરતા નથી. આથી વળી પઉહારી બાબાએ કહ્યુ "બાબા હું હમણા આ બધુ તમને સોપી ચાલ્યો જાઇશ તો તમારૂં કામ સિદ્ધ નહિ થાય, તમે ગત અહિં રહો. પછી હુ તમને સોપી ચાલ્યો જઇશ. તે પછી રાત પડી

એટલે પઉહારીબાબાએ કુટીરનાં બારણાં વાસી તેની તાળાની કુચી પેલા સંન્યાસીને આપી પોતે આશ્રમ છોડી ચાલ્યા ગયા. બીજે દિવસે આશ્રમના બારણે તાળુ જોઇ બધા શિષ્યોએ પેલા નવા સન્યાસીને અપરાધી માની પુષ્કળ માર માર્યો. સન્યાસીએ ધાર્યુ હતુ કે આશ્રમ મારા કબજામાં આવી જશે પણ આ તો માર ખાઇ નાસી જવુ પડયુ.

પઉહારી બાબાને ખોળવા શિષ્યો નીકળી પડયા પણ તેમનો પત્તો ન લાગ્યો. એકાદ વર્ષ પછી આજમગઢના પંડિત રામાચાર્યજીએ બ્રહ્મપુરમાથી તેમને શોધી કાઢયા અને ઘણું સમજાવી પાછા આશ્રમમા આણ્યા. પઉહારીબાબા આશ્રમ છોડી પગ રસ્તે જગન્નાથજીની યાત્રા કરવા નીકળ્યા પણ રસ્તામા માંદા પડવાથી ઠેઠ જઇ શક્યા નહિ. જેથી મુર્શિદાબાદ જીલ્લાના બ્રહ્મપુર ગામમાં તેમને રહેવુ પડયુ એક પરોપકારી ગૃહસ્થે તેમને ગંગા કિનારે ઝુંપડી બાંધી આપી ત્યા રહેવાની વ્યવસ્થા કરી હતી. ત્યાં રહી તે યોગ સાધન સાધતા હતા.

સને ૧૮૮૮ માં અષાડી પૂર્ણિમાને દિવસે તેમણે એક મોટો યજ્ઞ આરંભ્યો. તેમાં ઘણા ભક્ત જમીનદારો વિગેરેએ નાણા, ઘી, ખાંડ, મેંદો વિગેરે પદાર્થો મોકલી આપ્યા હતા. અનેક સાધુ સન્યાસીઓ ત્યા આવ્યા હતા તે દરેકનો સ્વામીજીએ સારો સત્કાર કર્યો હતો, આ યજ્ઞ એક માસ ચાલ્યો હતો.

એક વખત અંધારી રાત્રે સ્વામીજી ગંગાસ્નાન કરી નિર્જન નદી તટે યોગ ક્રિયા કરતા હતા ત્યાં દૈવયોગે કાંઇ વિઘ્ન આવી જવાથી તે પછી તેમની તબીયત નબળી પડી. તે પછી બંગાળી સંવત ૧૩૦૫ જેઠ મહિનાની ૭ મી તારીખે તેમના ભાઈ ભત્રીજા બદ્રીનારાયણ વિગેરે કેટલીક મંડળી આશ્રમમા આવી પહોચ્યા. ત્યા તો બાવાજીની કુટિર સળગતી જોઇ આ વખતે અંદર સ્વામીજી શરીરે ઘીનો લેપ કરી હોમ કુંડ સન્મુખ કામળીનુ આસન પાથરી તેના ઉપર યોગમગ્ન સ્થિતિમા બેઠા હતા આ અગ્નિમા સ્વામીજીએ પોતાનુ શરીર છોડી દીધુ અને તેમનો પ્રાણ બ્રહ્મરન્ધ્રને ભેદી ચાલ્યો ગયો.

---



# पराभवमांथी विजय

( લેખક.-રા રા મણિલાલ ન. દોશી. બી. એ. )

આપણો પ્રયત્ન નિષ્ફળ નીવડે, આપણા જીવનનો પ્રયાસ અધવચમાં ફોકટ જાય, તેવે પ્રસંગે ભવિષ્ય તરફ નજર રાખી આપણે નક્કી કરેલે માર્ગે નિર્ભયરીતે ચાલ્યા જવામા ઘણીવાર વીર પુરૂષને ઉચિત હિમ્મતની જરૂર પડે છે. આપણને નિરાશામા ગરક કરી નાખે તેવી નિષ્ફલતા જ ઘણીવાર મોટા વિજયનું કારણ બને છે એક તૂટી પડેલા મકાનના રોડામાંથી એક વિશેષ ભવ્ય અને ઉત્તમ મકાનનો પાયો રચવામાં આવે છે ઘણીવારનિષ્ફળતામાંથી વિશેષ મહત્ત્વનો વિજય મેળવવાનાં સાધનો પ્રાપ્ત થાય છે એ વાતના ઘણા દાખલાઓ મળી આવ છે.

થોડાં વર્ષોપર કેનેડાથી ન્યુયોર્ક સુધી લાકડાના મોટા કકડાઓ મોકલવાને એક નવીન માર્ગ શોધવામા આવ્યો હતો, તે યુક્તિ એવી હતી કે લાકડાના કકડાઓને દોરડાવતી અને લોઢાના પાટાવતી બરાબર બાંધવા અને તરાપાની માફક તેમને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવા. જ્યારે આ નવીન યોજના પ્રમાણે તે લાકડાના કકડાઓ ન્યુયોર્કની સમીપમા આવ્યા, અને આ નવીન યોજના સફળ થવાનો જરા પણ વિલંબ ન હતો, તેવામા ત્યાં ભારે તોફાન થયુ. તે પ્રચંડ તોફાનના વેગમાં તે લોઢાના પાટા તૂટી ગયા, અને લાકડાના કકડાઓ ચારે બાજુએ વિશાળ દરિયામા આમતેમ ઘસડાઇ ગયા. જળગતિ યંત્ર ખાતાના ઉપરી વોશિંગ્ટને જ્યારે ખબર સાભળી કે આ નવીન પ્રયોગ નિષ્ફળ નીવડ્યો છે, ત્યારે આખી દુનિયાની સ્ટીમરોના કેપ્ટનોને તેણે ખબર મોકલી કે અમુક આકારના લાકડાના કકડા પાણીમા ઘસડાતા આવતા તમારી નજરે પડે, તો તેની તમારે નોંધ લેવી તથા તે કયા અક્ષાસ અને રેખાંશ પર જણાયા હતા, અને કયારે જણાયા હતા તે બરાબર લખી લેવુ દુનીયામાં ફરતી સ્ટીમરોના સેંકડો કપ્તાનોએ તે લાકડાના કકડાઓને આટલાંટિક મહાસાગરમાં ભૂમધ્ય સમુદ્રમા અને દક્ષિણ મહાસાગરમા જોયા, કારણ કે આ સાહસિક લાકડાના કકડાઓ બધે ફરી વળ્યા હતા. કેટલાક અઠવાડીઆ અને મહિના સુધી જુદી જુદી જાતના રિપોર્ટો આવવા લાગ્યા, આ બધી હકીકત બરાબર નોંધવામા આવી. તેને બરાબર ગોઠવવામાં આવી તેના પર વિચાર કરવામાં આવ્યો અને તે ઉપરથી દરિયાના પ્રવાહો કયી બાજુએ વહે છે, તેની શોધખોળ કરવામાં આવી. આવા પ્રકારની શોધખોળ બીજે કોઇપણ રસ્તે થઇ શકી હોત નહિ. આ રીતે તરાપાનુ થએલું નુકશાન તે ખરી નિષ્ફળતા ન કહેવાય, કારણ કે દરિઆઇ ભૂગોળ અને નૌકાશાસ્ત્રમાં આ રીતે ઘણી ઉપયોગી શોધખોળો થવા પામી છે

હાલના આપણા વિશેષ જ્ઞાનથી અસલના કીમીઆગરોએ કરેલી ભૂલો વિષે આપણને હસવુ આવે છે, પણ હલકી ધાતુઓને સુવર્ણરૂપમા ફેરવવાને તેમણે કરેલા પ્રયાસથી જ રસાયનશાસ્ત્રનો જન્મ થવા પામ્યો છે, તેઓએ આરંભેલા કામમાં તેમને વિજય મળ્યો નહિ, પણ તેઓ પાણીનો કચરો સાફ કરવાની ક્રિયા, પાણીને ઉકાળીને અંદરનો મેલ દૂર

પ્રસંગો હતા" તો પછી તેણે અડગ ધૈર્યથી નવી નિષ્ફળતા સ્વીકારવાને શા સારૂ તૈયાર ન રહેવું જોઇએ ? તેણે વિશ્વાસ રાખવો જોઇએ કે કુદરતી દયામય યોજનાઓ આ નિષ્ફળતાને પણ ઉપર ચઢવાના પગથિયા રૂપ બનાવી મુકશે આપણી સારામા સારી આશાઓ એટલા માટે નિષ્ફળ નીવડે છે કે તેમાંથી આ શું વધારે ઉચ્ચ પદને વાસ્તે લાયક બનીએ. ઈયળ એટલા માટે નાશ પામે છે કે તે ભ્રમરી થઈ ને ઉડી શકે કળી એટલા માટે અદશ્ય થાય છે કે તેમાથી ગુલાબ નીકળે બીજનુ મરણ એટલા માટે બને છે કે તેમાંથી ફણગો ફુટે. શું છોકરાઓ રાત્રિમા પણ ખીલી નીકળતા નથી ?

શુ કુદરત આ રીતે આપણને શિક્ષણ નથી આપતી કે નિષ્ફળતાના અંધકારમાંથી વિજયના પ્રકાશમા આવવા તત્પર બને છે ? આપણને જે વાજબી લાગે તે પ્રમાણે વર્તવુ એજ મોટી નિષ્ફળતા છે, બાકી કાર્યો કર્યા પછી તેનુ ફળ તો પ્રભુના રક્ષણ કરનારા હાથને સોંપી દેવું

જો આપણે આપણા જીવનની ઉમદા પળોનો વિચાર કરીએ, આપણા વિજયોનો વિચાર કરીએ, અથવા તો આપણા કોઇ પ્રિયમા પ્રિય મિત્રનો વિચાર કરીએ અને તે પછી તે પળ, વિજય કે મિત્ર કેવી રીતે પ્રાપ્ત થયો, તે પર દષ્ટિ ફેંકીએ તો જરૂર આપણને આશ્ચર્ય સાથે ખબર મળશે જો આપણે તે બનાવોની પાછળ ને પાછળ ચાલ્યા જઈશુ તો આપણને જણાશે કે દુખ અને નિષ્ફળતામાથી આપણે કેવી રીતે આનંદ અને વિજય સમીપ આવી પહોચ્યા આપણી સમૃદ્ધિ અને આપણા વિશ્વાસની ઘણી નદીઓનાં મૂળ પગભરની અંધકારમય જમીનના અંદરના ભાગમાં હોય છે, અને ત્યાંથી એક એક બિન્દુ પાણી મેળવીને તે નદીઓ વધી છે

કોઇ પણ પ્રમાણિક અને સારુ કામ લાંબા વખત સુધી ખતથી અને અંતઃકરણ પૂર્વક કરવામા આવે તો તેમા છેવટે વિજય મળ્યા વિના રહેજ નહિ. કદાચ આપણા પ્રયત્નમા નિષ્ફળતા મળે, છતા આપણે ' આગળ કેમ ચાલવુ ' તેનો પાઠ શીખવવાને તે નિષ્ફળતા આવે છે, તે ભૂલવુ જોઇએ નહિ.

જે મનુષ્ય ઉચ્ચ ભાવનાઓ રાખે છે, અને યથાશક્તિ તે ભાવના પ્રમાણે જીવન ગાળે છે, તે મનુષ્ય વિજયી જ છે. ટુકી દષ્ટિવાળા અને પરદોષશોધક ટીકાકારો તેની અમે તેવી ભૂલો રજુ કરે, છતા તે વિજયની સમીપમા જ છે

ઉંચ ભાવનાઓ અને ઉમદા પ્રયત્નો કરનારાઓને દેખીતી નિષ્ફળતાઓ નજીવી લાગે છે, તેથી તેઓ નિરાશ થતા નથી. કોમળતાના લપસી પડાય તેવા માર્ગો કરતાં ખડકવાળો માર્ગ ઘણીવાર વધારે સહીસલામત હોય છે જ્યારે પવન વિરૂદ્ધ દિશામાં વાતો હોય, ત્યારે પક્ષીને ઉડવાનુ કામ ઘણુ સુગમ થાય છે. જ્યારે સઢમા પવન ભરાતો નથી, ત્યારે શાંત સમયમા વહાણો મન્દ ગતિ કરી શકતા નથી

કુદરતમા અનેક રહસ્યો રહેલા છે જ્યારે મનુષ્યનુ મન નિર્મળ બને છે, અને તેનો દરેક કામ કરવાનો આશય શુદ્ધ થાય છે, ત્યારે કુદરત તેને અનુકૂળ બને છે, અને પોતાનાં રહસ્યો તેના આગળ ખુલ્લા કરી દે છે નિર્મળ મનની સાથે જો મનુષ્યમા અડગ ધૈર્ય હોય તો જરૂર તે પોતાના કામમા વિજયી નીવડે, અને હજારો વિઘ્નો છતાં તે પ્રગતિના માર્ગે વધ્યાજ કરે.

# શંકરનો વેદાંત મત.

( લેખક—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ. )

---

આપણે પાશ્ચાત્ય પુસ્તકો વાંચી અને પાશ્ચાત્ય વિદ્વાનોને પ્રમાણ રૂપ માનીએ છીએ તેમાં આપણી કેટલીક ભૂલ હોય છે હજી પણ કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આપણા સમર્થ ગુરૂના શિક્ષણને સમજી શકેલા નથી, એટલું જ નહિ પણ તેમના પ્રત્યે તેમણે એવા ઉડતા અભિપ્રાયો આપેલા હોય છે કે જેથી આપણો હાલનો કેળવાયેલો વર્ગ તે તરફ દોરવાઇ જાય એવો ભય રહે છે આ સિદ્ધાંતોજ એકઠા કરીને પોપટની માફક બોલી જનારને વેદાંત શું છે એ ન સમજાય એમાં નવાઇ નથી વેદાંત એ લોઢાના ચણા છે ને તે ચાવ્યા સિવાય પચી શકે તેમ નથી લોઢાના ચણા ચાવનારના દાંત પણ મજબુત જોઇએ. મતલબ કે વેદાંતના અભ્યાસીએ દરેક સિદ્ધાંતને પોતાના આચારથી કસી જોઇને પોતાની નસેનસમાં ઉતારવો જોઇએ, તો જ તેનો મહેનતનું સાફલ્ય મળે, તો જ તેને અનંતપણાનું ભાન થાય. પાશ્ચાત્ય કેળવણી અને તેના પુસ્તકોમા અમુક હદ સુધી ઉત્તમપણું પણ છે પણ તેનીયે મર્યાદા હોય છે, વેદાંતના અપાર જ્ઞાનની સીમા નથી. સાચા ગુરૂ વિના તેનું સાચું જ્ઞાન મળતું નથી. માટે ફલાણી ફીલસુફીમા આમ કહેલું છે ફલાણાએ આમ કહેલું છે એ વિતંડાવાદમાં પડયા કરતા અમુક અમુક બાબતોને પોતાની જ કરી લેવી જોઇએ પોતાના અનુભવની બાબતોને વધારે પ્રમાણવાળી ગણવી જોઇએ પોતાનો પાસે હોય તે ભૂલી જઇને બીજાની પાસે કંઇ લેવા જવાની જરૂર નથી આચાર્ય શંકરનું જીવન, શંકરનો ઉપદેશ, શંકરનો ઉદ્દેશ બરાબર સમજીએ તો જ પછી બીજાનો અભિપ્રાય લેવા જઇએ પારકે ભાણે મોટો લાડવો માનવાથી આપણે આપણા ભાણાનો લાડવો ગુમાવવાના સમય ઉપર પણ આવી જઇએ છીએ એ બરાબર સમજવું જોઇએ કઇ બાબતને વધારે મહત્ત્વ આપવું એ શીખતા આવડયું તો પછી તમામ સહેલું થઇ જાય છે આપણે પરદેશી પુસ્તકો વાંચીએ એટલે કંઇ પરદેશી થઇ જવાની જરૂર નથી, તેમાં પરદેશી પુસ્તકોનો પણ વાંક નથી.

**મન અને જગત.**

પરદેશીઓ મનને સત્ વસ્તુ માને છે, અને આપણામના જગતને મનના પડછાયા રૂપ ગણે છે શંકર પણ કહે છે કે

> न भूमिर्न तोयं न तेजो न वायुर्न खं नेन्द्रियं वा न तेषां समूहः
> अनेकान्तिकत्वात्सुषुप्त्येकसिद्धस्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥
>
> निर्वाणदशकम्.

શંકર મનને સત વસ્તુ માનતા નથી. તેમને મન જગત્ અને મન બન્ને અસત્ છે એટલે અને સ્વપ્ન જેવા જગતને અસત્ માનીને તેને મનનો પડછાયો ગણે છે. વેદાંત સ

ત્રેના બીજા પ્રકરણ ઉપરની તેમ જ ગીતા ઉપરથી શંકરનો મત સંપૂર્ણ જાણી શકાય છે. શંકર માત્ર આત્માને જ નિત્ય વસ્તુ માનતા બૌદ્ધો માનતા કે જગત્ છે જ નહિ. પાશ્ચાત્ય વિદ્વાનો પણ એમ માને છે શંકરના મત પ્રમાણે જગત્ અને મન બન્નેય છે. આપણું અંતર અને બાહ્ય જીવન બન્નેય અનિત્ય છે, નાશ પામે તેવાં છે અમર માત્ર આત્મા છે. મનની તમામ શક્તિઓ અનિત્ય છે કેમકે આપણે વિચાર કરતા ઘણીવાર અટકી પડીએ છીએ, વળી ભૂલી જઈએ છીએ. ચક્ષુ, કર્ણ, ઘ્રાણ, સ્વાદ વગેરે તમામ ઇન્દ્રિયોનો અંત હોય છે, જીવન પણ અનિત્ય છે.

मनोबुद्ध्यहंकारचित्तानि नाहं न च श्रोत्र न च घ्राण नेत्रे।
न च व्योम भूमिर्न तेजो न वायु श्चिदानंदरूप: शिवोऽहं शिवोऽहं ॥

—निर्वाणषटकम्

'માયા એટલે શું'?

શંકર જગતના બે સ્વરૂપને માને છે. અંતર જગત અને બાહ્ય જગત્ મન અને જગત્ બન્ને નિત્ય પણ છે ને અનિત્ય પણ છે, અને એ વિચિત્ર અનિત્યપણાને શંકર માયા એવું નામ આપે છે માયા એટલે શું એની યથાસ્થિત કલ્પના કરવી પણ અશક્ય છે. આ બધી ઘટનાઓમાં માત્ર આત્માને જ અચળ અને નિત્ય માનવામાં આવેલો છે જ્યાં સુધી કાર્ય અને કારણ જોડાયેલા છે ત્યાં સુધી માયા પણ રહેલી છે ને તેથી જ તે નિત્ય હોય એમ લાગે છે પણ આત્માનું સ્વરૂપ ઓળખતા માયા માત્ર સ્વપ્ન રૂપ થઇ જાય છે

नाहं देहो नेन्द्रियाण्यन्तरङ्गं नाहंकारः प्राणवर्गो न बुद्धिः।
दारापत्यक्षेत्रवित्तादिदूरः साक्षी नित्यः प्रत्यगात्मा शिवोऽहम् ॥

—आत्मपञ्चकम्

का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः।
कस्य त्वं कः कुत आयात स्तत्त्वं चिन्तय यदिदं भ्रातः ॥
अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम्।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशा पिण्डम् ॥
पुनरपि रजनि पुनरपि दिवस: पुनरपि पक्ष: पुनरपि मासः।
पुनरप्ययं पुनरपि वर्षं तदपि न मुञ्चत्याशामर्षम् ॥

એ માયા નિત્ય છે?

માયાનું કારણ માયા જ છે જ્યાં સુધી જગત્ છે ત્યાં સુધી માયા પણ છે છતાં માયા નિત્ય નથી. બ્રહ્મ અથવા આત્મા એજ માત્ર નિત્ય છે આશાને અમર કહી છે એ સાચું, પણ જ્યાં સુધી શ્વાસ ત્યાં સુધી આશા. જ્ઞાન એ જ પરમ આનંદ છે, જ્ઞાન એ જ આત્માનું સ્વરૂપ છે જ્ઞાન વિનાની સૃષ્ટિ નથી, આત્મા એ અનંત વસ્તુ છે. જેણે આત્માને ઓળખ્યો તેણે તમામ ઓળખ્યું આપણા જીવનમાં, આપણા શિક્ષણમાં, આપણા ઉપદેશમાં તમામમાં આત્મા જ રમી રહેવો જોઇએ.

એ આત્મા એ શું છે?

प्रकाशोऽर्कस्य तोयस्य शैत्य मग्नेर्यथोष्णता ॥
स्वभावः सच्चिदानन्द नित्य निर्मलतात्मन ॥
—आत्मबोधः

આત્મા એ કંઇ કુભારે કે સુથારે કે લુહારે ઘડેલી વસ્તુ નથી, એ એવો સહજાનંદ છે કે પ્રાણી માત્રનો તેના ઉપર આધાર છે તે તેજ રૂપ છે, તે બુદ્ધિરૂપ છે, તે જ્ઞાનરૂપ છે. એજ જીવનનો માર્ગ છે. એ શબ્દથી અતિત છે, વિચારથી અગાધ છે, દરેક દેખાતી વસ્તુથી દૂર છે. એ જગતમા છે, જગતથી દૂર પણ છે.

વેદાતના અભ્યાસકો, આપણે વેદાતના જ્ઞાનમા પહોચવાનું નથી પણ તેમા લય પામવાનુ છે. જ્ઞાન મેળવીને બ્રહ્મસ્વરુપને ઢાકવાનુ નથી પણ ખુલ્લુ કરવાનુ છે. શકરને ઓળખવાનું જ કામ નથી પણ તેને ઓળખીને આપણે આપણું તમામ તે ગુરુને ચરણે ધરવાનું છે.

येन सर्वमिदं भाति तद्ब्रह्मेत्यवधारयेत् ।

# સ્વાસ્થ્ય, સફળતા અને શક્તિ પ્રાપ્ત કરવાનો ગુપ્ત ઉપાય

જે મનુષ્ય પોતાના હૃદયમાં પ્રતિદિન ઉત્કૃષ્ટ ભલમનશાહી અને ન્યાયને સ્થાન આપવાનો પ્રયત્ન કરે છે તે નિશ્ચયથી વાસ્તવિક સુખ, સ્વાસ્થ્ય, અને સમ્પત્તિને પ્રાપ્ત કરી શકે છે, આપણા વિચારો વિશુદ્ધ અને પવિત્ર રાખવા, આપણી આકાક્ષાઓ ઉચ્ચ રાખવી, આપણે નિસ્વાર્થ પ્રેમ રાખવો, અભિમાનનો ત્યાગ કરવો, તેની સાથે સદાચારના નિયમોનુ પાલન કરવું એ ભલાઇ છે. સદા સદ્વિચારોમાં પોતાનું જીવન વ્યતીત કરવુ એ આપણી ચારે તરફ શક્તિ અને પ્રેમનો વાયુ પ્રસારવા જેવુ છે. જે એના વાતાવરણમા આવી એ વાયુનો શ્વાસ લે છે તેના ઉપર તેનો પ્રભાવ પડે છે.

જેવી રીતે સૂર્યના પ્રકાશથી નિર્મૂલ અધકારનો નાશ થઈ જાય છે તેવી રીતે વિશુદ્ધ હૃદય અને દૃઢ વિશ્વાસી મનુષ્યના પ્રબળ વિચારોના સર્વવ્યાપી કિરણો આગળ અશુભની નિર્બળ શક્તિયો નષ્ટ થઇ જાય છે અને તેનુ ચિન્હ પણ રહેતું નથી, જ્યા દૃઢ આત્મશ્રધ્ધા, અને પવિત્રતાનો સદ્‌ભાવ હોય છે ત્યા શક્તિ, સ્વાસ્થ્ય અને સફળતા એ ત્રણ હાજરા હજુર રહે છે. એવી અવસ્થામાં રોગ, વિપત્તિ અને નિષ્ફળતા કદી પણ ટકતાં નથી. કારણ કે તેને પોષનાર ત્યા કોઇ વસ્તુ હોતી નથી.

શારીરિક અવસ્થાઓનો ઘણો આધાર માનસિક અવસ્થાઓ ઉપર છે વિજ્ઞાનશાસ્ત્ર પણ આ સિધ્ધાંતને માને છે. જે લોકો મન અને આત્માને પણ માનતા નહોતા અને કહેતા હતા કે મનુષ્ય માત્ર શરીરરુપ છે અને શરીરથી બીજી કોઇ વસ્તુ જ નથી તેમનો મત પણ હવે જુનો થઇ ગયા છે અને હવે તેઓ પોતાના તે મતનો ત્યાગ કરવા લાગ્યા છે અને હવે તે માનતા થયા છે કે મનુષ્ય એ શરીરથી ઉચ્ચતર છે, અર્થાત મનુષ્યમા શરીરથી વધુ ઉચ્ચ એવી કોઈ વસ્તુ છે અને તેનુ શરીર તેની માનસિક શક્તિથી બનેલુ છે, શરીર ઉપર મનુષ્યના માનસિક વિચારનો ભારે પ્રભાવ પડે છે.

અમુક મનુષ્યને અજીર્ણ થયુ છે અને તેથી તે ઉદાસ એ અને અપ્રસન્ન રહે છે એવુ હવે ઘણા માનતા નથી પરતુ તેથી ઉલ્ટુ એમ કહે છે કે અમુક મનુષ્ય ઉદાસ રહે છે, અપ્રસન્ન રહે છે માટે તેને અજીર્ણ થયું છે. હજુ ભવિષ્યમા લોકાને ખાત્રી થશે કે જેટલા રોગો છે તે સર્વનુ કારણ મનુષ્યનુ મન છે. અર્થાત ભિન્ન ભિન્ન માનસિક અવસ્થાઓને લીધેજ મનુષ્ય જુદા જુદા રોગોના ભોગ થઇ પડે છે

જગતમાં એવો કોઇ રોગ નથી કે જે મનથી ઉત્પન્ન થયો હોય. દરેક અશુભ અથવા રોગનુ કારણ પણુ મન છે. રોગ, શોક, દુખ અને સતાપનો સબધ સસારિક નિયમો સાથે નથી તેમ તેનુ જુદુ અસ્તિત્વ પણુ નથી. આપણે પદાર્થોના વાસ્તવિક રહસ્ય સબધી અજ્ઞાન છીએ તેથી તે ઉત્પન્ન થાય છે પહેલા આપણા દેશમા ઘણા એવા તત્વજ્ઞાનીઓ હતા કે જે પવિત્રતાથી ઉચ્ચ જીવન વ્યતીત કરતા હતા અને તેને લીધે તેમનાં આયુષ્ય સાધારણુ રીતે દોઢસો વર્ષ ઉપરાતના હતાં. માદા પડવુ એ તેમને માટે અસભ્ય અને અપમાનકારક મમજાતુ કારણુ કે તેથી એમ ગણાતું કે તેમણે પ્રાકૃતિક નિયમોનુ ઉલ્લઘન કર્યુ હતુ

આપણે જ્યારે એમ સમજતા જઇશું કે રોગ ઇશ્વરે ક્રોધી થઇને આપણામાં ઉત્પન્ન કર્યા નથી ત્યારે જ આપણે આરોગ્યના માર્ગે વળીશું. રોગ એ માણસોને થાય છે કે જે લોકો રોગને પોતાના પ્રતિ આકર્ષે છે, અને જેનુ મન અને શરીર રોગને મંઢાણુ કરે છે તેનેજ તે થાય છે જે દઢ, પવિત્ર, અને પ્રસન્ન વિચારવાળા અને સ્વાસ્થ્યપ્રદ અવસ્થાવાળા હોય છે તેમનાથી રોગ દૂર નાસ્યા કરે છે

જો તમે ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષા, દ્વેષ કે કોઇ બીજી વાસનાને આધીન રહેતા હો અને વળી આશા રાખતા હો કે શરીર આરોગ્યવાળુ રહે તો તમારી તે આશા નિષ્ફળ છે એમ કદાપિ પણુ બની શકતું નથી. કારણુ કે તમે તો નિરતર તમારા મનમા રોગનાં બીજ વાવ્યા કરતા હો છો એવી અપ્રિય માનસિક અવસ્થાઓ ગદા નાળા અને જ્યાં પ્લેગ કે કોલેરા ચાલતો હોય તેવી જગા કરતા પણુ વધુ ભયકર છે એમ બુદ્ધિમાન મનુષ્યો માને છે

જો તમારે શારીરિક વ્યાધિયોથી બચવુ હોય અને પૂર્ણરૂપે આરોગ્ય મેળવવુ હોય, તો તમારા મનને નિશ્ચિત રાખી વિચારોને એકજ વિષયમા એકાગ્ર કરતા શીખો. આનદના વિચાર કરો, પ્રેમ અને વાત્સલ્યના ભાવ મનમા લાવો, ન્યાયી અને સત્યશીલ બનો, પછી તમારે કશી દવાની જરૂર નહિ રહે તમારા મનમાથી ઇર્ષા, દ્વેષ, ભય, શકા, ચિંતા અને સ્વાર્થના વિચારોના નાશ કરો. આથી તમારા શરીરની પ્રકૃતિ સુધરી જશે અજીર્ણ કે મન્દાગ્નિ દૂર થઇ જશે. જો તમે આ અશુભ વાસનાઓને મનમાથી નહિ દૂર કરો તો પછી તમે અનેક વ્યાધિઓના ભોગ થઇ પડશો

ઘણા લોકો માને છે કે વધુ કાર્ય કરવાથી તેમનુ શરીર બગડે છે, ઘણા લોકો પોતાની [illegible]નો અતિશય વ્યય કરી પોતાના આરોગ્યને બગાડે છે જો તમારે તમારુ આરોગ્ય [illegible]ય તો તમારે શાન્ત ચિત્તે કામ કરવું જોઇએ. ચિંતા કરવી, ગભરાવું, વ્યર્થ કામને [illegible] પણુ [illegible] આરોગ્યને નુકશાન કરનાર છે શારીરિક કે માનસિક સર્વ કામ ઉપયોગી અને આરોગ્ય આપનાર છે જે મનુષ્ય ભય, અને ચિંતાને છોડી, પોતાના મનને ઘણી વસ્તુઓમાથી પાછુ ખેચી માત્ર કોઇ એક કામમાં જ જોડી રાખે છે, અને શાંતિથી પોતાનુ

પ્રાપ્ત કર્તવ્ય કર્યા કરે છે, તે મનુષ્ય ચિંતાતુર મનુષ્ય કરતા વધુ કામ કરી શકે છે અને પોતાના આરોગ્યને સુરક્ષિત રાખી શકે છે અને જે મનુષ્ય નિરંતર ભય અને ચિંતાથી ગ્રસિત રહે છે તેનુ આરોગ્ય જલ્દી બગડી જાય છે

સ્વાસ્થ્ય અને સફળતા એ બન્નેમા કાર્ય કારણનો સંબંધ છે. અર્થાત જેનું સ્વાસ્થ્ય ઉત્તમ છે તેને જરૂર સફળતા મળે છે કારણ કે એ બન્ને વાનોનો વિચાર રૂપી જગતમા પારસ્પરિક સંબંધ છે. અને તે સંબંધ કદાપિ તુટી શકતો નથી જે પ્રકારે માનસિક અવસ્થા ઉત્તમ હોય તો મનુષ્યની શારીરિક અવસ્થા ઉત્તમ હોય છે તે પ્રકારે મન દ્વારા મનુષ્ય પોતાના કાર્યની સિદ્ધિ કરી શકે છે તમારા વિચારોને ઉત્તમ રૂપ આપો તો તમારૂં જીવન પણ ઉત્તમ થઈ જશે, જો તમારી વાસનાઓની ભયંકર લહેરો ઉપર શાંતનું તેલ નાખશો અર્થાત શાંતિ ધારણ કરશો તો દુર્ભાગ્ય અને વિપત્તિની આધિઓ ગમે તેટલા જોરથી ચાલતી હશે તો પણ તમારી આત્મિક નૌકા કે જે જીવનરૂપી સમુદ્રમા ચાલી રહેલી છે તેને જરાપણ હાલકડોલ કરી શકશે નહિ જો એ નૌકાનો નાવિક દૃઢ વિશ્વાસી અને પ્રસન્ન ચિત્તવાળો હશે તો નૌકા સીધે રસ્તે ચાલી જશે અને વિપત્તિઓમાથી નીકળી પોતાના અભિષ્ટ સ્થને સુરક્ષિત પહોચી શકશે, પરંતુ જો નાવિક દૃઢ વિશ્વાસી અને પ્રસન્ન ચિત્તવાળો નહિ હોય તો તેની નૌકા વિપત્તિઓથી ભાગ્યેજ બચી શકશે આત્મ વિશ્વાસ અથવા આત્મશ્રદ્ધાના બળથી પ્રત્યેક કાર્યની પૂર્તિ થઈ શકે છે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવો, ઇશ્વરીય નિયમ ઉપર વિશ્વાસ રાખવો, પોતાના કાર્ય ઉપર વિશ્વાસ રાખવો તથા પોતાની શક્તિ ઉપર વિશ્વાસ રાખવો એ સફળતા પ્રાપ્ત કરવાનો મુખ્ય માર્ગ છે

દરેક સ્થામા પોતાના મનની ઉચ્ચ ભાવનાઓ પ્રમાણે કામ લેવુ પોતાના શુદ્ધ અંતઃકરણ ઉપર શ્રદ્ધા રાખવી અને પોતાનુ ધારેલુ કામ સિદ્ધ કરવા નિર્ણય થઈ શાંતિથી ઉદ્યોગ કરવો અને નિશ્ચય રાખવો કે ભવિષ્યમા આપણા પ્રત્યેક વિચાર અને પ્રત્યેક કાર્યનો આપણને બદલો મળશે વિશ્વના નિયમોમા કદી ભૂલ થઈ શકતી નથી, જે આપણું છે તેનો એક એક કણ આપણને મળવાનો જ એવી શ્રદ્ધા રાખવી તેનુ નામ સાચો વિશ્વાસ અથવા આત્મશ્રદ્ધા છે. એવી આત્મશ્રદ્ધાથી સર્વ પ્રકારના સંદેહ દૂર થઈ શકે છે વિપત્તિઓ અને મુશ્કેલીઓના પર્વતોના પણ ચૂરેચૂરા થઈ શકે છે આથી મનુષ્યે પ્રથમ આવી નિઃશંક આત્મશ્રદ્ધા અને સાચા વિશ્વાસને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો કારણ કે આ પ્રકારની આત્મશ્રદ્ધા મનુષ્યને સુખ, સફળતા અને શક્તિને આપવામા અને જીવનને સર્વ પ્રકારના દુઃખોથી બચાવી ઉચ્ચતર બનાવવા માટે જાદુઈ કામ કરે છે આવી આત્મ શ્રદ્ધાના પાયા ઉપર જે ઇમારત ચણાશે તે દૃઢ બનશે.

ગમે તો તમે દુઃખ અને વિપત્તિમા ગ્રસિત હો, અથવા તો હર્ષ અને આનંદના શિખર ઉપર આરૂઢ હો છતા પણ પ્રત્યેક અવસ્થામા આ શ્રદ્ધાના ઉપર અટલપણે જામી રહો તેને તમારા એક આધાર રૂપ માનો, અને તેના નિત્ય અવિનાશી અને દૃઢ તાવ ઉપર તમારો પગ જમાવેલો રાખો. જો તમે આ આત્મશ્રદ્ધા ઉપર અવિચલ રૂપે સ્થિર રહી શકશો તો તમારામા એવું કોઈ આધ્યાત્મિક બલ આવી જશે કે તમે પાપ અને અશુભની શક્તિઓને કાચના વાસણની માફક નાશ કરી શકશો અને તમને તમારા કાર્યમા એવો વિજય મળશે કે જે સામાન્ય મનુષ્યો કે જે ધનસંપત મેળવવાની અભિલાષા રાખ્યા કરે છે તેમને સ્વપ્ને પણ મળતો નથી.

જો તમે દૃઢ આત્મશ્રદ્ધાને ધારણ કરી શકશો અને તેમાં જરા પણ શંકા કે સંદેહ નહિ રાખો તો તમે સર્વ કાંઈ મેળવી શકશો એટલુંજ નહિ પણ તમારી શક્તિ એટલી બધી વધી જશે કે જો તમે કોઈ પર્વતને પણ કહો કે તું અહિંથી દૂર જઈ સમુદ્રમા પડ તો તે પણ સભવિત બનશે આવુ ઉત્તમ આત્મશ્રદ્ધાનુ બળ મેળવનારા જગતમા અનેક મહાન કાર્યો કરી શકે છે. ઘણા મહા પુરુષોમા આવી આત્મશ્રદ્ધા હોય છે તેઓ સદા શાંત અને આનંદી હોય છે, તે માત્ર મુખથી આશિર્વાદ આપી અનેકનુ કલ્યાણ કરી શકે છે. દુઃખ, શોક, વિપત્તિ, નિરાશા અને માનસિક કે શારીરિક વેદનાના પહાડ તેમની આગળથી દૂર જતા રહ્યા હોય છે

જો તમે તમારી આત્મશ્રધ્ધાને દૃઢ રાખ્યાં કરશો, ઇશ્વર ઉપર શ્રધ્ધા જમાવી રાખશો તો પછી તમારે ભારી સફળતા કે નિષ્ફળતાની ચિંતા કરવાની કાંઇ જરૂર રહેશે નહિ. તમને જરૂર સફળતા જ પ્રાપ્ત થશે. તમારે સારા ખોટા પરિણામની ચિંતા કરવાની કાંઇ પણ જરૂર નહિ રહે. તમે શાંતિ અને આનંદપૂર્વક તમારૂં કાર્ય કરો અને સદ્વિચારો અને શુભકાર્યોથી જરૂર શુભ પરિણામ જ આવે છે એવો નિશ્ચય રાખો, આરોગ્ય, કાર્યની સિધ્ધિ અને શક્તિ પ્રાપ્ત કરવા માટે આત્મશ્રધ્ધા રાખી સદ્વિચારનુ સેવન કરી મનને શાંત રાખવું એ સર્વોત્તમ ઉપાય છે જેઓને પોતામા વિશ્વાસ હોતો નથી તેજ સર્વ કામમા નિષ્ફળ નીવડે છે જેઓ વ્યગ્રચિત્તના હોય છે, મન જેવુ ભમ્યા કરતું હોય છે તેઓજ માંદલા અને માયકાંગલા જેવા હોય છે ગમે તેવો રોગ દૃઢ આત્મા શ્રદ્ધાવાન પુરૂષ સંકલ્પ માત્રથી મટાડી શકે છે. અન્યના રોગ પણ તે સંકલ્પથી મટાડી શકે તો પછી તેને તો રોગ થાયજ ક્યાથી ? થાય તો તેને દૂર કરવાનું તેનામા સામર્થ્ય હોય છે. આત્મશ્રદ્ધાળુ મનુષ્યનામાં એવી શક્તિ જાગ્રત થયેલી હોય છે કે તે પોતાનુ તો શું પણ અનેકનુ ભલું કરી શકે છે.

અપૂર્ણ.



# કુમારી સરયુબાળા

(લે. ગૌરીશંકર મોતીરામ ભટ, બી૰ એ૰)

## પ્રકરણ ૧ લું

જોધપુરના શુરવીર સેનાપતિ ગજપતસિંહના મહાલયના શયનમંદિરના એક ખુણામાં ઝાંખો દીવો બળી રહ્યો છે સુનારાની શય્યા સુની પડી છે. ગજપતસિંહ અદબ વાળીને તે વિશાળ ખંડની શેતરંજી ઉપર આટા મારી રહ્યો છે જગતમા જેટલી ગુંચવણીઓ ભરેલી છે તેટલી અગર તેથી પણ અધિક તેના મગજમા રમી રહી છે. ઘડીમાં તે આવેશમાં આવી જતો હોવાથી પગ હાથ પછાડે છે, ઉતાવળો આટા મારે છે અને અમુક નિશ્ચય ઉપર આવ્યો હોય એમ ભવા ફેરવે છે.

ગજપતસિંહ—(પોતાના મન સાથે) અરે, જગતનું વહેણુ કઇ દિશાએ જાય છે! સંસારમાં સ્વાર્થ સિવાય શું નજરે પડે છે! સફળતાને બહાને લોકો કુટિલ કામો કરવાને

ચુકતા જ નથી, તેમ છતાં તે પોતાને સરળ કહેવરાવે છે, પોતાને પ્રેમી બનાવે છે. જગત્ એ બાજીગરનો ખેલ હોય એમ મને હવે બરાબર અનુભવ થાય છે. મનુષ્યો ઉગતા સૂર્યને પૂજનારા છે. સ્વાર્થ હોય ત્યા લગી મીઠું મીઠુ બોલે છે, આસપાસ જોતા ચંદ્રસિંહ આવતો હોય એમ જણાય છે. (જાહેર) અરે વિશ્વાસઘાતી મનુષ્ય—

ચંદ્રસિંહ—વિશ્વાસઘાતી ?

ગજપતસિંહ—હા, હા, હજાર વાર. તું અમોને છેતરીને ઔરંગઝેબને જઇને મળ્યો. તે મહારાજ જસવંતસિંહના રાજ્યની ધૂળધાણી કરી. પ્રભુ તને તેનો બદલો આપશે. યાદ રાખજે કે આ સંસારમા કુકર્મો કરીને કોઈ સુખી થયુ નથી. સેતાન.

ચંદ્રસિંહ.—શું હું સેતાન ?

ગજપતસિંહ—(વધારે આવેશથી ભભુકીને) ત્યારે શું ? તને સેતાન કહેવામાં શો બાધ છે. રાજ્યદ્રોહી, કુટુંબ દ્રોહી, દેશદ્રોહી—

ચંદ્રસિંહ—બસ કરો,

ગજપતસિંહ:—ચોર ! રજપુતનો ગરીબ છોકરો છે એમ જાણીને મેં તને વ્હાલથી ઉછેર્યો. સાપને દૂધ પાયુ શામાટે ? કેવળ ઝેરને વધારવા. કટારી કેડે શામાટે બાંધી ? મારી પોતાની જ છાતીમા ભોકવા કાંટાનું ઝાડ બીજ વાવીને કાંટા ઉત્પન્ન કર્યા. મારા પગને મારા હાથે જ કાપવાને મે કુહાડી હાથમાં લીધી.

ચંદ્રસિંહ—તમારા પગ કાપવાને મે કશી યુક્તિ કરી નથી. હું જેવો શુરવીર માત-પિતાનો પુત્ર છું તેવાજ મે કામ કર્યા છે તમે શુરવીર છો એમ જાણીને જ મે તમારી પુત્રી પરણવાની ઇચ્છા કરી છે

ગજપતસિંહ—ચૂપ, બકવાદ ન કર. ધિક્કાર છે તારી ઇચ્છાઓને ! ઓશીયાળાના છોકરા તને તે સિંહણ સુતા મળે ? તું સિંહ આગળ બોલતા જરા પણ શરમાતો નથી ? સિંહ ભૂખે મરશે પણ કદાપિ ઘાસ ખાશે નહિ. તું ત્રિલોકમા માથું કુટીને મરીશ પણ તારી આશા સફળ નહિ થાય.

ચંદ્રસિંહ—શું મારી આશા સફળ નહિ થાય ? હું ખૂન કરીશ. તારૂં લોહી પીશ. હું અધમમા અધમ બનીશ.

ગજપતસિંહ—તુ અધમ છુ જ એટલે અધમ બનીશ એમા શી નવાઇ ? જેમ જેમ તારા બોલ નીકળે છે તેમ તેમ તારામાં શું છે તે હવે જણાયું છે. આજ સુધી તારા કર્તવ્યો છુપાં હતાં, મારાથી તુ અજાણ્યો નહતો. સમજ્યો ?

ચંદ્રસિંહ—હા, હા, સમજ્યો. હમણાંજ હું તમને સમજણ પાડું છું. (નિશાની કરતા ખુલી તરવારોથી સિપાઇઓ હાજર થાય છે.) જો, જક્કી મનુષ્ય જો. હવે તારૂં આવી બન્યુ છે.

ગજપતસિંહ—(અટ્ટહાસ્ય કરીને) અરે, આવી બનવાનું તો જ્યારે સારે છેજ.

આપણે રજપુતો આવી બનવાથી બ્હી જઇએ તો રજપુત શાના ? અભિમાનમા અંજાયેલા ઓ જીવડા ! તારો દેહ પણ પલકવારમાં બળીને ભસ્મીભૂત થવાનો છે. આ માટીનો દેહ આખરે માટીજ થવાનો છે શરીર રૂપી પીંજરમાથી હંસ ઉડી જતા એ પીંજર નકામુ થવાનુ છે ગર્વથી મિથ્યા બોલે છે તે આખરે તો મિથ્યા જ થવાનુ છે. મનના મનમા રહી જશે ને જગતમાં ફજેતી થશે.

ચંદ્રસિંહ—હજી ? હમણાં જ શીર જુદું થશે.

ગજપતસિંહ—ભલે તેમ થાવ. નિમકહરામી, ચોર, ઠગારા, આ લક્ષ્મી નહિ મળે. હું મરવાને તૈયાર છું

ચંદ્રસિંહ—હજી પણ વિચાર કરવાને વખત આપું છું. વિચાર, વિચાર.

ગજપતસિંહ—શું વિચારૂં ? માણસના કર્ણને પ્રિય ન હોય તોપણ મુર્ખ કાગડા કા, કાં કર્યા કરે છે. કદરૂપો કદરૂપો હોય ત્યાં ફરીને હું કેવો દેખાઉં છું એવું તેને અભિમાન થાય છે. ઘરનો ગરીબ હોય ત્યાં ફુલણજી ભાવનાં જ્ઞાતિભોજન કરીને પૈસા ઉડાવે છે. લાજ વગરનો કુતરો હજારવાર હાંકીએ તોપણ તેજ ઠેકાણે આંટા મારે છે.

ચંદ્રસિંહ—ગજપત તું ક્યાં છે ? તારી શી દશા છે ? આંખના ભડકા નીકળે છે તેમાં તું કેમ ઘી હોમે છે ? સિપાઈઓ, સાવધ થાઓ (કંઈક નિશાની કરે છે)

ગજપતસિંહ—આ કાંડા ઉપર કંઈ કંકણ પહેર્યા નથી. તારી બીકથી મેં કંઈ ચુડી ઓઢી નથી. મેં પણ મરવા માટે દઢ નિશ્ચય કરેલો છે

ચંદ્રસિંહ—હજી પણ વિચાર કર, વિચાર કર. ઓ ગજપતસિંહ, વિચાર. લક્ષ્મીને આપી દે નહિ તો આ શમશેર—

ગજપતસિંહ—ચૂપ ! ઓ નર્કના કીડા. તારા જેવી અનેક શમશેરો વચ્ચે આ શીર ઝુક્યું છે. આ ચક્ષુથી અનેક સંગ્રામો જોએલા છે. આ હાથોથી અનેક મરનો મુએલા છે. પવન !

ચંદ્રસિંહ—બસ, થઈ જા તૈયાર ત્યારે

ગજપતસિંહ—હું તો તૈયાર જ છું તૈયાર થવાનું તો તારે છે તારે બીજાની સહાય લેવી પડે છે તેથી તૈયાર થા, તૈયાર થા એમ કહે છે, તું ખરો રજપુત જ નથી હશે, આવ, અભયને ભય નથી આ જગતમાં.

આટલેથી કલમ અટકે છે. શું ગજપતસિંહનું શું થયું એ કહેવાની હિંમત ચાલતી નથી. જગતમાં અનાદિ કાળથી જેમ થતું આવ્યું છે તેમ આ ફાની જગતમાંથી અમર આત્માઓ દિવ્ય વિમાનમાં બેસીને આકાશમાં જઈને તારા બન્યા હશે, તેઓ આ મૃત ભૂમિ ઉપર અનિમેષ દૃષ્ટિથી જોઈ રહ્યા છે ને મનુષ્યોનાં કુડાં કૃત્યોને નિંદી રહ્યા હશે

ગાઢ રાત્રીના તિમિરમાં આખું જોધપૂર શહેર છવાઈ ગયું છે તમરાંનો ઠેર ઠેર અવાજ થઈ રહ્યો છે. કોઈ કોઈ પોળોના ખાંચામાં કુતરાં પણ નિદ્રા લઈ રહ્યાં છે. મનુષ્યનો સ્હેજ અવર જવર થતાં અથવા કંઈક સ્હેજ ખખડાટ થતાં તે ભસવા મંડી જાય છે ચોકીવાળાઓની આલબેલ પુરી થતાં તેઓ ખોંખારા ખાતા નથી અને ઉંઘમાં પડ્યા છે. ચોમેર હવા પણ હાલતી નથી શીતળતા બધે પ્રસરી છે. મહાલયમાં નિર્દોષ બે બાળકો સુતાં છે તેમને ખબર નથી કે તેમનો વ્હાલો પિતા તેમનાથી એ વધારે ગાઢ નિદ્રા લઈને શય્યા આગળ પડેલો છે એની શય્યા ઠીક નથી એમ પ્રભુને ગમ્યું હશે કે જોયો તે શત્રુઓના મુડદાની શય્યા કરીને સુતો છે, નોકર ચાકર સૌ કોઈ રાત્રી રહીને શરણે વિશ્વાસથી સુતેલાં છે, કોણ જાણે સ્હવાર ક્યારે થશે ? જે મહેલ માણસોથી ગાજી રહેતો, જે મહેલ સૌન્દર્યથી શોભતો, જે મહેલમાં વિનય, માન, વિવેક આગતાસ્વાગતા થતું તે મહેલ શુન્યકારમાં છવાઈ ગએલો છે જે મહેલમાં સેનાપતિની સવારી આવતાં સૌ ચુપાચુપ થઈ જતું, જે મહેલમાં સેનાપતિની ગર્જના થતી, જે મહેલમાં સર્વત્ર આનંદ હતો તે મહેલ જાણે કોઈ ખોવાઈ ગયું હોય તેમ રૂદન કરી રહ્યો છે પ્રભુ ત્હારી લીલા અપાર છે !

## પ્રકર ૨ જું.

ઇસ્વીસનના સત્તરમા સૈકાની અધવચમા અનેક કાવાદાવાથી ભાઈઓને હરાવીને અને મુસલમાન સરદારોને પક્ષમા લઇને બાદશાહ ઔરંગઝેબ તખ્તનશીન થયો હતો, જોધપુર નરેશ જસવતસિંહના કુટુબને બાદશાહે દુખ દેવામા મણા રાખી ન હતી, અને રજપૂતો ઉપર દાઝ રાખીને નાખેલો જજીયા વેરો ઓ માની અ મોમા ખુલી રહ્યો હતો એવામાં ઉદેપુરના મહારાણાએ માથુ ઉંચુ કરવાની કોશીશ કરી "દરેક રજપૂત બચ્ચાની ફરજ છે કે પોતાના સ્વમાનની ખાતર, બાપારાવળના નામની ખાતર, જજીયાવેરો ન ભરવો જોધપૂરના માનની ખાતર બાદશાહી હુકમ ન માનવો" એવો ઢંઢેરો રજપૂતાનના એક ખુણેથી બીજા ખુણે ફેરવ્યો. આખા દેશમા તરવાર અને અગ્નિ ઉછળી રહે તોપણ શુ, આખુ રાજ્ય પડાવી લે, જાનથી મારી નાંખે તોપણ શુ, એમ માનનારા રજપૂતો કેશરીયા કરીને મોગલ દળમા ઝુઝી પડતા. અકબર, જહાંગીર અને શાહજહાનની કારકીર્દીમા તેમણે જરા પણ નમતુ નહોતું આપેલુ અને ગમે તે ભોગે તે નમતુ આપવા માગતા નહતા

એક વખત એવો હતો કે જ્યારે જોધપુરનો રાજા જસવતસિંહ લડાઇમાથી નાસીને પોતાના શહેરમા પાછો આવ્યો ત્યારે ખુદ રાણી કિલા ઉપર ચડી અને પુરના દરવાજા વસાવ્યા. તેણે પોતાના પતિને કહાવી મોકલ્યુ કે "જો તમે મારા પતિ સાચા હો તો આમ રણમાથી નાસીને પાછા ન આવો." આ સાંભળી તેને ઘણો જ શરમીંદો પડી ગયો અને લડયા વિના પાછુ ન ફરવુ એવુ પણ લીધુ શાબાશ છે એ વિરાંગનાને !

અયોધ્યા અને કનોજના રજપૂત રાજાઓ પોતાને સૂર્યવંશી કહેવડાવતા, દિલ્હી અને પાટલીપુત્રની ગાદી ઉપર આવી ગયેલા રજપૂતો પોતાને ચદ્રવશી મનાવતા ઉત્તરમાં, ઉજ્જન, કનોજ અને દિલ્હી, અને દક્ષિણમા મગધ, યાદવ, ચાલુક્ય અને અંધ્ર રાજ્યો હતા. ઇસ્વીસનના બારમા સૈકામાં મહમદ ઘોરીને આમાના કેટલાક રાજ્યો સાથે લડવુ પડયુ હતુ. પૃથુરાજ ચૌહાણ પછીથી દિલ્હીની ગાદી ઉપર રજપૂત રાજા આવે એ માટે સીકીના યુદ્ધનો છેલ્લો પ્રયત્ન થયો અને ત્યાર પછી રજપુતોએ એ વાત પડતી મૂકી. જયપુર અને જોધપુરના રાજાઓને અકબરે મેળવી લીધા હતા. એટલુંજ નહિ પણ અકબર તો એમની કુવરીઓને પણ પરણ્યો હતો, વળી અકબરે ખુદ પોતાની કુવરીઓને રજપુત રાજાઓ સાથે પરણાવી હતી એક માત્ર ચીતોડના રાણાએ અકબરનું ઉપરીપણુ સ્વીકાર્યું નહિ ત્યાર પછીના રજપુત રાજાઓ નબળા થયા અને એ ટેક છેવટ સુધી ન જાળવ્યો. ઔરંગઝેબે ગાદી ઉપર આવ્યા પછી આ બાબતનો લાભ લઇને રજપુતોને હફાવ્યા.

એવામા દક્ષિણમાં શીવાજીએ સુરત બંદર ઉપર ઉપરાઉપરી સ્વારીઓ કરી, વિજાપુરના રાજાને હરાવી એક પછી એક ધડ લઇ, શાહી લશ્કરના મુખ્ય મુખ્ય સરદારોને હરાવીને દિનપ્રતિદિન પોતાનું જોર વધારતો ગયો. તોરણા ઘડના કિલ્લાને જીતી લઇને ત્યાં દુર્ગા-માતાનું દેવળ બધાવ્યું અને તે જનાર્દન નામના એક બ્રાહ્મણ પૂજારીને સોપ્યુ રૂદ્રમડળના કિલ્લામાથી શીવાજી મહામુશ્કેલીથી બચી જાય છે ત્યાર પછી દિલ્હી આમત્રણ આવેલું તે જીતીને ત્યાથી પણ કેદમાથી છટકી જાય છે ત્યાર પછી શીવાજી દક્ષિણનો રાજા થાય છે. ટુંકામાં કહીએ તો આપણી કથામા ઠેકઠેકાણે ઔરંગઝેબ-શિવાજીનો ઝગડો જ્યા ને ત્યાં દ્રષ્ટિગોચર થાય છે.

જસવંતસિંહ મરાયા પછી તેના નાના પુત્રને લઇને રાણી જોધપુર આવી છે. ગજ્યની તમામ વ્યવસ્થા રાણી પોતે કરે છે ગજપતસિંહ બહાદુર અને પ્રમાણિક હોવાથી તેના તરફથી રાણીને ઘણી મદદ છે ગજપતસિંહને રઘુનાથસિંહ નામનો એક પુત્ર અને લક્ષ્મી નામની એક પુત્રી છે. રઘુનાથ તથા લક્ષ્મી બન્ને વયમા આવેલા છે. નાનપણથી માતા વિના ઘરમા કેમ ચલાવી લેવું તે તે બિચારાં શિખ્યાં હતાં. નોકરોએ જો કે તેમની સભાળ રાખવામાં બાકી રાખી નહોતી તોપણ ગજપતસિંહ જ્યારે લશ્કર સાથે બહારગામ હોય ત્યારે બાળકોને ઘણું લાગી આવતું

ગજપતસિંહના મરાયા પછી જોધપુરની રાણીએ ચંદ્રસિંહને રઘુનાથ અને લક્ષ્મીનો વહીવટ સોંપ્યો આપણી કથાનો નાયક રઘુનાથ ઘણોજ કાબેલ અને ચતુર હતો તે પૂછપાછથી તરત સમજી ગયો કે ગજપતસિંહનો મારનાર દુષ્ટ ચંદ્રસિંહ જ હતો.

હવે ચંદ્રસિંહ સાથે રહેવું રઘુનાથસિંહને ઠીક ન લાગ્યું ચિંતા માત્ર લક્ષ્મીની હતી. નિર્દોષ બિચારી બ્હેન ! પિતાનું મરણ સાંભળીને એના તો હોંશ જ ઉડી ગયા હતા. તે પોતાના ભાઈ પાસે આવી.

રઘુનાથસિંહ —બ્હેન લક્ષ્મી-પિતાજી યાદ આવે છે ?

લક્ષ્મીઃ—ભાઇ-કેમ ન આવે ?

રઘુનાથસિંહથી એક ઉંડો નિ શ્વાસ મુકાઇ ગયો.

લક્ષ્મીઃ—રઘુનાથભાઇ, શા શોકમાં ડુબેલા છો ?

રઘુનાથસિંહ—નિર્દોષ બ્હેન, એ તો સ્હેજ.

લક્ષ્મી—ના ભાઇ, કહો. તમે શા શોકમાં ડુબેલા છો ?

રઘુનાથસિંહ –(ફરીથી નિ શ્વાસ મુકીને) બ્હેન, માતાનુ મુખ તો જોયુ જ નથી. પિતાજી ગયા. આપણે માથે માત્ર પ્રભુનો આશરો રહ્યો. મારે તો આજે પ્રયાણ કરવુ છે. બ્હેન એક રજપુત બાલિકાને છાજતી રજા આપો.

લક્ષ્મી –અસ્તુ, ભાઈ પ્રભુ તમારૂં કલ્યાણ કરે

અપૂર્ણ.

---

# प्रासंगिक नोंध.

---

ભાગ્યોદયને દસ વર્ષ પૂરાં થઇ આજે તેનો ૧૧ મા વર્ષમા પ્રવેશ થાય છે આ વર્ષમાં પણ તેમાં દરવર્ષ માફક વાચકોને ઉપયોગી અને બોધક વિષયો આવશે. મદ્દિચારો ફેલાય, મનુષ્યોનાં જીવન ઉચ્ચ બને, દરેક ઘરમાં સુપ વધે ચારિત્ર ઉચ્ચ થાય, આનંદની જમાવટ થાય, મનુષ્યો કર્તવ્યશીલ બને એવા વિચારો તેમા ચર્ચાય છે ગમે તેવા સંકટમાં પણ ભાગ્યોદય વાંચવાથી હિંમત આવે છે, સંકટ ભૂલી જવાય છે ઇશ્વર તરફ જવાના સરળ માર્ગોની તેમા ચર્ચા થાય છે. એકંદરે ભાગ્યોદય વાંચનાર પોતાના ભાગ્યનો ઉદય કરી શકે છે

કાગળોની હજુ મોંઘવારી તો છે જ છતાં હવે ભાગ્યોદય ગ્લેઝ કાગળોમાં છપાય છે તેમા તત્વવિચારના, ઉપદેશના અને ધર્મસંબંધી વિષયો ચર્ચાય છે કોઇ પણ એકતરફી વિચારો તેમાં આવતા નથી. અમારા ગ્રાહકોએ અમારા આ સત્કાર્યમાં મદદ કરવી ઘટે છે,

આ નવીન વર્ષમાં દરેક બધુએ બધુભાવે અમને એક બે ગ્રાહકો વધારી આપવા તજવીજ કરવી ઘટે છે. ભાગ્યોદયના ગ્રાહકો વધારવા એ પુણ્યનું કામ છે. કારણ તેને વાંચનાર ઉચ્ચ ચારિત્ર્યશીલ જ બને છે. વાર્ષિક રૂ. ૩-૦ લવાજમ ભાગ્યોદય માટે ખર્ચવાથી દરમાસે ઉત્તમ માસીક મળે છે તે ઉપરાંત વર્ષમા ઉત્તમ ભેટ મળે છે, અને તે સર્વ જોતા લવાજમ નજીવુ લાગ્યા સિવાય રહેશેજ નહિ .

આજે ઘણા મનુષ્યો વ્યસનમાં, સ્હાપાનમાં, નાટકો વિગેરેમાં સ્હેજમા ઘણુ ખર્ચ કરી દે છે. તેમાથી મહિને દિવસે ૦-૪-૦ બચાવી આ માસીકના ગ્રાહક થવુ એ કાંઇ મોટી વાત નથી. તમે તમારા મિત્રોને, સબધીને જરૂર આ માસીકના ગ્રાહકો કરશો તેથી તેઓને ઘણો ફાયદો થશે. ઘરમા સ્ત્રી છોકરા વાચશે તોપણ તેમના જીવન સુધરશે, અને એકંદરે જે ઘરમા ભાગ્યોદય જતું હશે તે ઘરમાં સુખ, શાંતિ અને આનદનો અનુભવ થશે. આ નવા વર્ષમાં આપ જરૂર એક બે નવા ગ્રાહકો વધારી અમારા આ સત્કાર્યમા સહાય કરશોજ.

આ વર્ષની ભેટનું પુસ્તક આત્મજ્યોતિ કિવા બ્રહ્મદર્શન દરેક ગ્રાહકને મોકલાઇ ગયુ છે. તેની છુટક કીંમત રૂ ૧-૮-૦ છે, છતાં ગ્રાહકોને તો તે મફત જ મળે છે આ પુસ્તક ઘણા બધુઓને ઉત્તમ જણાયુ છે તમને તે કેવુ જણાયુ છે તે જણાવશો. ભાગ્યોદય અને તેની ભેટ તમે તમારા મિત્રોમાં વચાવશો, તે વાંચતાં તમારી ભલામણ થતાં જરૂર તે ભાગ્યોદયના ગ્રાહક થશેજ. દરેક બધુ એક બે ગ્રાહકોજ જો વધારી આપે તો હજારોની સંખ્યા વધી જાય જેમ ગ્રાહકો વધુ હોય તેમ તેના વિચારોનુ બળ પણ વધુ જામે છે. તમે ભાગ્યોદયને તમારૂ પોતાનું માની તેના ગ્રાહકો વધારવા ખાસ પ્રયત્ન કરશો તો અમને ઘણીજ સ્હાય થશે. કેટલીક વખતે નવા ગ્રાહકો મોડા નામ નધાવે છે તેમને પાછના અકો મળી શકતા નથી. ભેટનું પુસ્તક ખપી ગયે તે પણ મળતું નથી માટે નવા ગ્રાહકોએ આ માસમાં જ પોતાના નામ નધાવી ભેટનું પુસ્તક મગાવી લેવુ.

અમારા તરફથી હુન્નરવિજ્ઞાન એ નામનું માસીક કાર્તક માસથી શરૂ થયું છે. તેમાં હુન્નર, વેપાર અને ખેતીવાડી સબધી વિષયો ચર્ચાય છે. તે આપને ગ્રાહક ગણી મોકલવામાં આવે છે તેનો ચોથો અક પણ આપને મળી ગયો હશે. તેનુ લવાજમ રૂ ૪-૦-૦ છે છતા જે ભાગ્યોદયના ગ્રાહકો છે તેમની પાસે તો તેનુ લવાજમ માત્ર રૂ ૩-૦ લેવાશે. આપ હવે તેનું લવાજમ વસુલ કરવા અક વી. પી. કરવા લખી દેશો. અને તે વખતે ભાગ્યોદયના ગ્રાહક હોવાનું જણાવશો. હુન્નર વિજ્ઞાનની ઉત્તમ અને દળદાર ભેટ વર્ષ પુરૂ થયે દરેક ગ્રાહકને મળી શકશે આ હુન્નરવિજ્ઞાનના જમાનામા આ માસીકના ગ્રાહક થવા અમે આપને ભલામણ કરીએ છીએ અને તે માસીકના પણ એક બ નવા ગ્રાહકો મેળવી આપશો એવી આશા રાખીએ છીએ.

ભાગ્યોદયના ગ્રાહકોને અમારાં પુસ્તકો ઓછી કિંમતે અપાય છે. રૂ ૪ અને તે ઉપરાંતની કિંમતના પુસ્તકો-કાયદાનો શિક્ષક કીં રૂ ૧૨-૦, ધનવાન કીં રૂ ૧૦-૦, ભવિષ્યવેત્તા, કીં. રૂ ૫-૦, સ્ત્રીહિતશિક્ષક કીં. રૂ. ૪-૦, હિંદુસ્તાનની તીર્થયાત્રા કીં. રૂ ૭-૦, માસ્ટર ઓફ નૉલેજ કીં. રૂ ૧૦-૦, ત્રીકાળદર્શક દર્પણ કીં. રૂ ૫-૦, એ પુસ્તકો ખરીદનારની પાસે કીંમતમાં ૦-૮-૦ ઓછા લેવાય છે માટે તેનો પણ લાભ લેવા ચુકવું નહિ.

તે સિવાય ભાગ્યોદયના જે ગ્રાહકો અધ્યાત્મજ્ઞાન પ્રસારક ગ્રંથમાળાના ગ્રાહકમાં નામ નધાવશે તેમને એ ગ્રથમાળા તરફથી નીકળતા પુસ્તકો અર્ધી કિંમતે મળશે તેનું

પ્રથમ પુસ્તક શ્રીમદ્ શંકરાચાર્ય તૈયાર થઇ ગયુ છે. તેની કિમત રૂ ૫ છે છતા ગ્રથ માળાના ગ્રાહકને તે રૂ ૨–૮–૦ માજ અપાશે તમે જરૂર ગ્રથમાળાના ગ્રાહકમા તમારૂં નામ નધાવી અર્ધી કિમતે મળતા આ પુસ્તકોનો લાભ લેશો પુસ્તકો દળદાર, ગ્રંથ કાગળના અને પાકા પુઠાના થશે તેના હવે પછી તત્વનિય રૂ દર્શન, સિદ્ધપુરૂષો, યોગ વિદ્યા એ પુસ્તકો બહાર પડશે અધ્યાત્મજ્ઞાનનાં આ પુસ્તકો જરૂર તમારી લાયબ્રેરીમા હોવા જોઇએ. તેના ગ્રાહક થવા માટે પ્રવેશ ફીનો રૂ ૧–૦ લેવાય છે જે ભાગ્યોદયના ગ્રાહકો આ ગ્રથમાળાના ગ્રાહકમા દાખલ થવા ઇચ્છા હશે તેમની પાસે તે રૂ ૧–૦–૦ લેવાશે નહિ. માટે તમે જરૂર આ ગ્રથમાળાના ગ્રાહક થશો. અને અર્ધી કીંમતે મળતા પુસ્તકોનો લાભ મેળવશો

આ નવા વર્ષે આપનાથી બને તેટલી મદદ ભાગ્યોદયને આપશો. તેના એક બે નવાં ગ્રાહકો વધારી આપ જરૂર અમારા આ સત્કાર્યમાં સહાય કરશો જ. ભાગ્યોદય સદ્વિચારને અને જ્ઞાનને ફેલાવે છે તેના ગ્રાહકો વધારી આપવાથી તમે પણ સદ્વિચારો અને જ્ઞાનને ફેલાવવાના ભાગીદાર થશો આ સત્કાર્ય તો જરૂર આપ કરશો જ.

આ વર્ષથી ભાગ્યોદય દરેકને નિયમસર મળશે. ગ્રાહકોને નહિ મળતાં અંકો મોકલી અપાશે અને દરેક ગ્રાહકના પત્ર ઉપર ખાસ ધ્યાન આપવામા આવશે. આ નવીન વર્ષે પ્રભુ ભાગ્યોદયના ગ્રાહકોનુ શુભ કરો એવી ઇચ્છાપૂર્વક વિરમાય છે.

---

## वनस्पतिविज्ञान.

(અનુસંધાન ૧૦ મા વર્ષના ૧૨ મા અંકના પાન ૩૭૬ થી)

### એખરો—कोकिलाक्ष.

એખરાને સસ્કૃતમા–कोकिलाक्ष, काकेक्षु, इक्षुर, क्षुरक, क्षुर, भिक्षु, काण्डेक्षु, इक्षुगन्धा, इक्षुवालिका;

| | |
|---|---|
| તેને હિંદીમા તાલમખાના, કૈલયા. | ગોઆ કોળું ગુને ઝાડ. |
| બંગાળીમા–કુલિયા ખાય, કુલેકાંટા, કુલક. | કાનડીમા ગોલિકે, કોલવલિકે, નીરગોળ ગોળા |
| મરાઠીમા–વિખરા, તાલિમખાના. | તેલ. નિગ્ગોની, ગોલિમિડિકેર. |
| ફ્રેંચ કોલિસ્ના, કોલસા | તામ. નિરમુલિ. |
| ગુજરાતી—એખરો, | ઉત્–કુલસિરખા માખુસેથુ |
| તુ–તોતમુગુડે. | અંગરેજી–Long Leaved Barlaria |
| મલા. વાયલ ચુલિ. | લોંગ લીવ્ડ બાર્લેરિયા |

લાટ Aster oanthe Longifolia એસ્ટરંગેથા લૉન્જીફોલિયા.

એખરાના છોડ જ્યાં પાણી ભરાઇ રહેતું હોય તેવી જગ્યામાં તળાવને કિનારે, ખાબોચીયાવાળી જમીનમાં, સુકાયલાં ખાબડાંમાં ઘણા થાય છે તેના પાન લાંબા વાળાં થાય છે. ને દરેક પાન નીચે એક કાંટો હોય છે. તેના છોડ ઉપર કાંટા બહુ થાય છે. અને કેસરી

ઠેકાણે ગાંઠો હોય છે. તેના ગાંઠામાંથી જે બી નીકળે છે તેને એખરો કહે છે. એખરાની માત્રા ૦ા તોલા સુધીની છે તેને ઢોર ખાતા નથી તેના છોડ બે અઢી હાથ ઉંચા થાય છે તેનાં બીને પાણીમા પલાળવાથી રસદાર ચીકણાં થાય છે, તેનાં ફુલ શીર્ક આસમાની ને જાંબુડા રંગનાં થાય છે.

ગુણ—એખરો શીતલ, વીર્યવર્દ્ધક, બલવર્દ્ધક, મધુર, ખાટા, પિત્તકારક, કડવો છે અને વાત સબંધી. આમ, સોજા, પથરી, તરસ, પ્રમેહ, વાતરક્ત, નેત્રરોગ તથા લોહિ વિકારને મટાડનાર છે એખરો ચીકણો છે ને મૂત્રલ છે. દવામાં તેના બી મૂળ અને છાલ વપરાય છે તે પ્રમેહ, મૂત્રરોગ, જળોદર, મધિત્રા ને સોજામાં પણ ફાયદો કરે છે.

તેનાં પાન સ્વાદિષ્ટ, તેમ કડવાં છે, તે સોજા, શૂળ, વિષ, આમવાત, ઉદર રોગ, પાંડુ રોગ, મળરોધક, મૂત્ર રોગ અને વાત વિટંભને દૂર કરે છે,

તેના બી શીતલ, સ્વાદિષ્ટ, તુરા, કડવા, વીર્યવર્દ્ધક, ભારે, બલકારક, ગર્ભ સ્થાપક, કફવાતકારક, મળસ્તંભક છે તથા લોહિવિકાર, દાહ અને પિત્તને દૂર કરનાર છે

તેનો અર્ક ચોપડી સેક કરવાથી સોજા મટે છે.

એખરાનો ઘણો ઉપયોગ ધાતુ પુષ્ટિ માટે થાય છે.

**પ્રમેહ**—એખરાને દૂધમા બાફી ખાવા આપવાથી પ્રમેહ મટે છે. તેના બીની ફાકી સાકર સાથે ફાકવાથી પ્રમેહ મટે છે.

ઝાડા—એખરાનાં બી દહીંમા વાટી ખાવાથી ઝાડા મટે છે.

ધાતુપુષ્ટિ—એખરાનુ ચુર્ણ સાકર સાથે ખાઇ ઉપર તરત દોહેલુ દૂધ પીવું અથવા એખરો, મુસળી અને ગોખરૂ ત્રણે વાટી તેનું ચુર્ણ ગાયના દૂધ સાથે સાકર નાખી પીવું તેથી ધાતુ પુષ્ટી થાય છે.

ઉરઃસ—એખરાનુ ચુર્ણ મધ અને તાજા ઘી સાથે આપવાથી મટે છે.

**યોનિસંકોચન**—એખરાના ઉકાળામા એખરાનુ ચુર્ણ નાખી અંદર લેપ કરવાથી થાય છે.

પુષ્ટિકારક પાક—એખરાનો પાક—એખરો, ગોખરૂ, બળબીજ, કાળી મુસળી, શતાવરી, શાલમ મિશ્રી, પંજાબી મિશ્રી, ધોળી ગુલખાશીનો કંદ અને ચોપચીનીનુ ચુર્ણ કરી ઘીમા સાંતળી, સાકરની ચાસણી કરી તેમાં નાખવુ પછી એકત્ર કરી તેમા બદામ, ચારોળી, પીસ્તા, દ્રાક્ષ, એલચી, કેસર, લવીંગ, જાયફળ, જાવત્રી, તજ, અને ગળોસત્વ નાખી ઠારવુ. તેના ચકના પાડી દરરોજ બે તોલા ખાઇ ઉપર ગાયનું દૂધ પીવાથી શરીર પુષ્ટ થાય છે.

બળવધે—અર્ધો તોલો એખરો દૂધ સાકર સાથે રોજ સવાર સાંજ પીવાથી બળ વધે છે. કમ કૌવત અને નબળાઇના સાધા મટાડે છે

**પેશાબના વિકાર**—તેના મૂળનો ઉકાળો પીવાથી પેશાબ સાફ આવે છે.

તાવ—તેના પાનનો ઉકાળો પીવાથી સધિત્રા, વિસ્ફોટક ને તાવ મટે છે, પ્રમેહ મટાડે છે.

**બંધ પેશાબ થાય**—એખરાના છોડ સુકી તેને બાળી કરેલી ભસ્મ બંધ પેશાબ લાવવા માટે આપવાથી પેશાબ થાય છે.

**ઢોરની કાંધનાં ચાંદાં**—તેની ભસ્મ તેલમાં મેળવી ઢોરની કાંધનં ચાંદાં ઉપર ચોપડવાથી મટે છે.

જલંદર—એખરાની ભષ્મ ખાવાથી જળદર ને સોજામાં ગુણ થાય છે. તેથી પિત્ત કમી થાય છે.

વાની રહી ગયેલું અંગ—એખરો, સુંઠ, સરગવાની છાલ અને પીનુડીને સરસીયા તેલમાં કકડાવી તે તેલ વાએ રહી ગયેના ભાગ ઉપર ચોપડવાથી મટે છે.

ગર્ભ રહે—એખરો ને સાકરની ફાકી મારવાથી સ્ત્રીને ગર્ભ રહે છે,

વા—એખરાના પાન ઉકાળી તેથી ન્હાવાથી વા મટે છે. તેમ એખરાના પાન પાથરી તેનો શેક નાખવાથી વા મટે છે.

એખરો શક્તિને પુષ્ટી માટે વપરાય છે. તેના બીની માત્રા ૦ થી ૦ા તોલો, તેના ઝાડની ભષ્મ ૨ આનીથી ૦ા ભાર લેવી.

## વૈદકના અનુભવસિદ્ધ નુસખા સંગ્રહ.

આમાતીસાર—જીરૂ ૨ તોલ, ખસખસના દાણા ૧ તોલો, હીમજે ૧ તોલો, અને સુંઠ ૦ા તોલો લઇ એક લોઢીમાં મૂકી એક બાજુથી અર્ધી શેકવી અને અર્ધી કાચી રાખવી, પછી તેને ખાંડી કપડે ચાળી તેટલી જ બીજી સાકર મેળવી તે ચુર્ણ દિવસમાં આઠ દસવાર ૩ માસા પ્રમાણમાં ખાવુ.

તમાકુનું ઝેર ઉતારવું—તમાકુ ખાવાથી જો ચઢી જાય તો તેને સફેદ ડુંગળીનો રસ એક તોલો પીવરાવી થી મટી જશે,

ઉપદંશ-ચાંદી—રસકપુર, મુરદાશીંગ, પીળી કોડીની ભષ્મ અને ગોપીચંદન તે સર્વને એકત્ર વાટી ઘીમાં કાલવી ગરમીની ચાંદી કે ઘા ઉપર ચોપડવાથી મટી જાય છે.

ધાતુક્ષય—પીપળની લાખ ૪ તોલા, પીપળાના ફળ ૨ તોલા, શુધ્ધ ખાંડ ૩ તોલા એકત્ર કરી તેનુ ચુર્ણ બનાવી તેના ૭ પડીકાં વાળવાં દરરોજ ૧ પડીકુ દુધ સાથે ખાવું અને ખીર, દૂધ ભાત વિગેરેનુ સેવન કરવું એથી ધાતુ જતી બધ થશે.

સાપનું ઝેર—જેને સાપ કરડ્યો હોય તેને અરીઠા ખવરાવી ઉલટી ન દેવો જ્યાં સુધી અરીઠાં તેને મીઠા લાગે ત્યાં સુંધી તેનામાં ઝેરનો અંશ માનવો. જ્યારે તેને અરીઠાં કડવા કે ખરાબ લાગે ત્યારે ઝેર ઉતરી ગયેલું જાણવુ. સર્પવીષ માટે આ ઉત્તમ દવા છે.

આમલકી રસાયન—૧ શેર આમળાનું ચુર્ણ કરી તેને લીલાં આમળાંના સ્વરસમા ૩ થી ૪ વાર ભાવના આપવી. પછી મધ ૧ શેર, ઘી ૧ શેર, પીપર ૧૦ તોલા અને ધોયેલી સાકર ૨૫ તોલા લઇ સર્વ એકત્ર કરી માટીના ચીકા વાસણમા ભરી મોં બધ કરવુ. ૧૫ દિવસ પછી તેમાંથી રોજ સ્હવારે અને સાંજે ૧ થી ૨ તોલા લઇ ખાવુ જેથી બળ, વીર્ય અને બુદ્ધિ વધે છે ધારણા, બુદ્ધિ અને સ્મરણશક્તિ જાગ્રત થાય છે ક્ષય, ખાંસી, તૃષ્ણા આદિ મટે છે શરીરમાં નવી ધાતુઓ પેદા થાય છે આ ઔષધ ઘણુ ઉત્તમ છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું. ]        એપ્રીલ સને ૧૯૨૩.        [ અંક ૨ જો.

## केवी स्थितिवाळो मनुष्य इष्ट दर्शन करवा समर्थ थाय छे.

( અંતર રે, અહાહા, એ લય. )

ઓ પ્રભુ દર્શન ચહાનાર, પ્રભુકાજે શુ કર્યું તે વિચાર
પ્રભુ ખાતર અશ્રુધારા શું વહી તારા નેત્રોથી રાતોની રાત ?
કદી પણ તેં તુચ્છવત્ જાણી છે, પ્રભુની ખાતર તારી જાત રે ?    ઓ૦
પ્રભુની ખાતર એવો કદીએ બની ગયો છે શુ તું ઉરથી ઉદાસ;
અન્ન ન ભાવતાં, ભાણાં ભર્યાં, ખાધા વિણ રહ્યાં પડી તુજ પાસ રે ! ઓ૦
વસ્ત્ર ગમે નહિ પહેરવાં, બોલવું કરવું ગમે નહિ કાંઇ,
પ્રભુવિણ એવી દશા તેં શુ ક્ષણ પણ, અનુભવી છે ઉરમાંહિ રે ?    ઓ૦
જાગરણો કીધાં કેટલાં પ્રભુની ખાતર કહે તે તો ભાઇ !
મોજમઝા કહે કેટલી ત્યાગી, પ્રભુ અર્થ ત્યજી શી કમાઇ રે !    ઓ૦
પ્રભુને ખાતર કીર્તિ–ધન દેનારા, વ્યાપારોને મારી લાત,
કહે તેં પ્રભુઅર્થે કેટલો કાળ છે, ગાળ્યો જઇ એકાંત રે ?    ઓ૦
દષ્ટિ પ્રભુમાં, વૃત્તિ પ્રભુમાં, ચિત્ત ને મન પ્રભુમાંહિ,
સ્મૃતિમાં પ્રભુ, વાણીમાં પ્રભુ, ધ્યાનમાં પ્રભુ, એવું અનુભવ્યું કાંઇ રે ? ઓ૦
પ્રભુ ન ભજે કદી વિષય સેવે અને, પુરુષાર્થે રાખ્યે આલસ્ય,
પ્રભુ અર્થ અર્પવું સઘળું જીવન એજ, પ્રભુ દર્શનનું રહસ્ય રે;    ઓ૦

શ્રી ઉપેન્દ્ર.

# मननीय पंचायतन

( લેખકઃ—પૂજ્ય સદ્ગુરુવર્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. )

આ પ્રકારની ભૂલ થવાનું કારણ એ છે કે મનુષ્ય જીવનના સામર્થ્યને સમજતો નથી. માનવ જીવનમાં કેવા પ્રકાર ની શક્તિઓ રહેલી છે, તેનો વિકાસ કેવી રીતે થાય છે, વિકાસ થતાં કેટલી મર્યાદાપર્યંત તેનામાં અપૂર્વ સામર્થ્યની કલાઓ જામત થાય છે, અને સામર્થ્યના શુદ્ધ ઉપયોગથી જીવન કેવું અદ્ભુત વિકાસને પામે છે તેની તેને કલ્પના પણ હોતી નથી. જીવનને આત્મા સાથે કંઇ સંબંધ છે કે કેમ, જીવનના અંતર્ભાગમાં કયું તત્વ સભર વ્યાપી રહ્યું છે, તેનો તેને લેશ પણ વિચાર આવતો નથી. તે જીવનને જડ સમજતો હોય છે.

વિચારશીલ બન્ધુઓ, જીવનસંબંધમાં આવા ભ્રમજનક વિચારો સેવીને તમે તમને વિચારશીલ સમજતા હો, તમારા તે વિચારોને બહુ પ્રમાણભૂત તથા શાસ્ત્રસંમત સમજતા હો, તમારા તે વિચારોને સંસારના અનુભવના સારરૂપ સમજતા હો તો જાણજો કે સત્યથી—વાસ્તવ સત્યથી—તમે બહુ દૂર ખસડાતા જાઓ છો, અને સત્યથી દૂર ખસવાનું એના સમાન જીવનને ભ્રષ્ટ કરનાર અન્ય કરનાર અન્ય કઇ વસ્તુ છે ?

જીવનસંબંધમાં પરાધીનતાના વિચારોને આખું જગત્ તમારા આગળ કહે તો જાણજો કે આખુ જગત્ અજ્ઞાન છે—ભ્રમિત છે આજનું જગત્, આજના જગતના અજ્ઞાની જનોના અનુભવો, એ સવ વિપરીત જ્ઞાનનો, વિપરીત નિશ્ચયોનો, વિપરીત ચિંતનોનો, વિપરીત ભાવનાઓનો અને વિપરીત ઉપદેશોનો પરિણામ છે, જડતાની મર્યાદાથી સહજ પણ બહારના પ્રદેશમાં જેની દૃષ્ટિ જતી નથી. તેના વિચારોને સત્ય માનવા અને એક જન્માધને માર્ગદર્શક તરીકે સ્વીકારવો એ બેમાં કશો ભેદ નથી.

જીવનસંબંધમાં સર્વદા ઉચ્ચ દૃષ્ટાન્તોનો જ સ્વીકાર કરજો. તેવો દૃષ્ટાન્ત આખા વિશ્વમાં શોધતાં એકાદ જ મળી આવે તો તે એક જ દૃષ્ટાન્તને તમારા જીવનના આદર્શરૂપ કરજો. આખુ વિશ્વ તમને એ સિદ્ધાન્તથી ચલાવવા—માગે શું, ચળાવવા માગશે જ—તોપણ ચળશો નહિ. ભલે, કરોડો ઘેટાં એક એકની પાછળ ઘસડાઈ મોટા દરમાં પડતાં હોય દેખ: તેની પાછળ જઇ પડવું એમાં શું શરતવ કે સત્યનું પાલન છે ! સત્યનું પાલન એક જ વીરનર કરે છે. એક જ હરિશ્ચન્દ્રે વાસ્તવ સત્યનું તેમના કાલના જગતમાં પાલન કર્યું—અન્ય કોઇએ નહિ એક જ રામે તેમના કાલમાં પ્રતિજ્ઞાનું પાલન કર્યું, બીજા કોઇએ નહિ. એક જ બલિરાજાએ તેમના કાલમાં સંકલ્પનું વાસ્તવ પરિપાલન કર્યું, બીજું તેની ... કોઇ ન જાણ્યું.

તમે આજે એવા જ જીવનસંબંધમાં જગતના કરતાં ભિન્ન નિશ્ચયવાળા હો તો

તેથી તમારો નિશ્ચય ભૂલભરેલો છે, અથવા છોડી દેવા જેવો છે એમ માનશો નહિ. તમારા નિશ્ચયને દઢપણે વળગી રહો, અને તમારા સત્ય નિશ્ચયને સમય આવે જગત ભલે અનુસરી શકવા અસમર્થ થશે, પરંતુ, તેને ઓછી ખજવાળતાં કબુલ તો કરવું જ પડશે.

વાચકો ! ત્યારે જીવનસંબંધમાં વાસ્તવ નિશ્ચયને પુનઃ જાગ્રત્ કરો કે આપણું જીવન આપણા પોતાના જ હાથમાં છે, અને આપણે તેને જેવા પ્રકારનું કરવા ધારીએ તેવા પ્રકારનું તે થઇ શકે એમ છે. આપણું જીવન એ ખરડ ઝાડ નથી, પરંતુ જેમ વાળીએ તેમ વળી શકે એવું કોમળ બાલ તરુ છે.

દ્વિતીયઃ જે કંઇ શુભ વસ્તુની તમારા અંતઃકરણમાં સ્વભાવથી ઇચ્છા સ્ફુર્તિ હોય, તે ઇચ્છાની ઇચ્છા રાખ્યા જ કરો; અને તે પણ મનના તથા આત્માના સમગ્ર બલ-પૂર્વક, જેટલી આપણે ઇચ્છા રાખીએ છીએ. તેટલું અવશ્ય આપણે મેળવીએ છીએ, નહિ વધતું કે નહિ ઓછું, આપણે આપણી ઇચ્છાને અત્યંત બળવાન કરી શકીએ છીએ, તો તે ઇચ્છાના વિષયને આપણે અવશ્ય પ્રાપ્ત કરી શકીએ છીએ.

ઇચ્છાની સિદ્ધિમાં એક જ રહસ્ય છે અને તે એ કે તે ઇચ્છા અંતઃકરણના અત્યંત ઉંડાણમાંથી અનિવાર્યપણે અખંડિત સ્ફુર્યા કરતી હોવી જોઇએ. કોઇપણ પ્રકારની ઇચ્છા પછી તે શુભ હોવા અશુભ—તેના ચિંતનથી દઢ થતી જાય છે. ચિંતનનો ત્યાગ થતાં ઇચ્છા દબાય છે. તેમ ચિંતનની વૃદ્ધિ થતાં ઇચ્છા વધારે વિકાસ પામે છે. આથી અશુભ ઇચ્છા ફલિભૂત ન થવા માટે તે ઇચ્છાના ચિંતનનો ત્યાગ કરવા જે વિવેકી સત્પુરૂષો ઉપદેશ દે છે, તે જ સત્પુરુષો શુભ ઇચ્છાને સિદ્ધ કરવા માટે તે ઇચ્છાના ચિંતનને વધારવાનું પ્રબોધે છે.

મુમુક્ષુતા એ બીજું કાંઇ જ નથી પણ મોક્ષની તીવ્રેચ્છા જ છે, અને એવી તીવ્ર ઇચ્છા જેમ મોક્ષની સિદ્ધિમાં સાધન રૂપ છે, તેમ અન્ય વિષયની સિદ્ધિમાં પણ તદ્વિષયક તીવ્ર ઇચ્છા એ તેની સિદ્ધિમાં સાધનરૂપ છે.

મનુષ્યે ઇપ્સિતાર્થની સિદ્ધિ માટે ઇચ્છાને કેળવવી એ એક જ કરવાનું છે, અનુભવ વિનાના મનુષ્યો ઇચ્છાને કેળવવા બહુ સુગમ સમજે છે, પરંતુ ખરૂં જોતાં તેમ નથી, બીજાં સાધનો સેવવામાં જેમ ઘણી કઠિનતા અને ઘણું મહન કરવાનું છે, તેમ આપણા ઇપ્સિતાર્થની એક જ ઇચ્છાને અંતઃકરણમાં સતત તીવ્રતાપૂર્વક જાગ્રત રાખવામાં પણ કઠિનતા અને ઘણું સહન કરવાપણું રહેલું છે. બુદ્ધિથી વિચારતાં અથવા સ્થૂલ દ્દષ્ટિથી દ્દષ્ટ સાધનો જોતાં આપણા ઇષ્ટ વિષયની સિદ્ધ સધાવનાર એક પણ સાધન ન જણાવા છતાં, તે વિષયની સિદ્ધિની દઢ, શ્રદ્ધાવાળી અનિવાર્ય ઇચ્છાને સદોદિત જાગ્રત રાખવી એ સહેલું કામ નથી, અને તેથી અવિચારી મનુષ્યો માની બેસે છે કે કેવળ ઇચ્છા રાખ્યા કરવાથી કશું બનતું નથી. એવો ભૂલભરેલો પ્રમાદ વિવેકી મનુષ્યોએ કરવો જોઇતો નથી, નિરંતર એ લક્ષમાં રાખવાનું છે કે તીવ્ર ઇચ્છા, જેને માટે સેવવામાં આવે છે તે વસ્તુને સિદ્ધ કરનાર અનેક સાધનોને આકર્ષી આણે છે, અને તે સાધવાનું ધૈર્ય તથા બળ આપણામાં ઉપજાવે છે.

'મને અમુક વસ્તુ વા સ્થિતિ જોઇએ છે' અથવા 'મને અમુક વસ્તુ મળશે' એવો આગમો ટુટયો વિચાર સેવ્યા કરવો એનું નામ તીવ્ર ઇચ્છા નથી, રાજ્ય પ્રાપ્ત કર-

વાની ધ્રુવને જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, ગંગા પ્રકટાવવાની ભગીરથની જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, દુધ પ્રાપ્ત કરવાની ઉપમન્યુની જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, તેવી ઇચ્છાનું નામ તીવ્ર ઇચ્છા છે. આવી તીવ્ર ઇચ્છા ફલસિદ્ધિ કર્યા વિના રહેતી નથી.

તમને શંકા થાય છે કે આવી તીવ્ર ઇચ્છા પ્રકટ્યાની ખાતરી શી ? તીવ્ર ઇચ્છા પ્રકટ્યાની નિશાની એક જ છે, અને તે એ કે એવી તીવ્ર ઇચ્છાની પાછળ તેની સિદ્ધિ માટે કોઇ ને કોઇ પ્રકારનો પ્રયત્ન થતો હોય જ છે. જેની પાછળ પ્રયત્ન નથી એવી ઇચ્છા તે તીવ્ર ઇચ્છા નથી. તીવ્ર ઇચ્છાવાનથી પ્રયત્ન કર્યા વિના રહેવાતું જ નથી. ભલે આરંભમાં ખોટો પ્રયત્ન થાય પરંતુ જો તીવ્ર ઇચ્છા કાયમ હશે તો પરિણામે તે મનુષ્યને સત્ય પ્રયત્ન હસ્તગત થવાનો જ, અને તે દ્વારા તે મનુષ્ય ઇચ્છાની સિદ્ધિ અનુભવવાનો.

જે મનુષ્ય કશો પ્રયત્ન કરતો નથી, અને કહે છે કે મારા અંતરમાં અમુક વિષયની તીવ્ર ઇચ્છા છે, તો જાણવું કે તે મનુષ્ય તેને પોતાને અને આપણને બંનેને ઠગે છે. કેટલીક વખત એવું બને છે કે તીવ્ર ઇચ્છાની પાછળ સ્થૂલ પ્રયત્ન શો કરવો તે ન સમજાય ત્યાં સુધી તે મનુષ્યથી સ્થૂલ પ્રયત્ન થતો નથી, પરંતુ તેના અંતઃકરણમાં કેવો પ્રયત્ન કરવો તે શોધી કહાડવાની અત્યંત ધમાધમ તેનાથી થતા છૂટા છવાયા સ્થૂલ પ્રયત્નથી જોનારને સમજાયા વિના રહેતી નથી.

જે કેવલ પ્રમાદ અથવા જડતાને લીધે પ્રયત્ન રહિત રહે છે, તે " કરતાં ખોટો પ્રયત્ન કરનાર મનુષ્ય સારો છે, પ્રમાદ અથવા જડતા મનુષ્યને ઉન્નતિ ં લાવતાં નથી પણ અવનતિમાં લઈ જાય છે. રોગીની કેવળ ઘેનવાળી અભાન અવસ્થા કરતાં દુઃખનો અનુભવ કરાવતી જાગ્રતિવાળી સ્થિતિ સારી મનાય છે, તેમ કશો પ્રયત્ન ર્કરનારાની સ્થિતિ વધારે સારી છે. અવશ્ય, પોતાના પ્રયત્નનું મનુષ્યે તારતમ્ય કાઢતા રહેવાની જરૂર છે, અને તેના પરિણામમાં પ્રયત્નની યોગ્યાયોગ્યતાનો શુદ્ધ વિવેક કરતા ર ાની પણ અગત્ય છે, અને તે રીતે અધિક યોગ્ય પ્રયત્નને સેવવાની પણ આવશ્યકતા . પરંતુ પ્રયત્ન જડ દશા સર્વથા હાનિકારક છે

મનુષ્ય જ્યાં સુધી પૂર્ણતાને પામ્યો ન'. ત્યાં સુધી તે કર્તવ્યાવ િને પણ પામ્યો નથી, અને તેથી પ્રયત્નને ત્યાં સુધી જો તે અટકાવેલો રાખે છે તો સેટ ા કાલ તે વિશેષ'. અને વિશેષ અવનતિને પામતો જાય છે. સિદ્ધ પુરૂષો ભલે કશો જ પ્રયત્ન ન કરે, કેમકે તેને પ્રયત્નથી પ્રાપ્ત કરવાનું રહેતું નથી, તેમ જેના અંતરમાં ઇચ્છાનો ઉદય જ નથી. અને જે અંતઃકરણ અખંડ કેવળ પ્રશાંત તથા પૂર્ણકામસદશ છે, તેને પણ પ્રયત્નની આવશ્યકતા નથી, પરંતુ જેના અંતઃકરણમાં કામનાઓ સ્ફુરે છે—અનિવાર્ય વેગથી સ્ફુરે છે—તેણે પ્રયત્ન કરવાની અપેક્ષા છે.

ત્યારે ઇચ્છાઓનો નિરોધ કરવાનું જે કહેવામાં આવે છે તે શું ખોટું ? ના, જરા પણ નહિ. ઇચ્છાના નિરોધનું બળ તો મનુષ્યે અવશ્ય પ્રકટાવવું જોઇએ પરંતુ પ્રથમ અયોગ્ય ઇચ્છાને દબાવવાવડે તે બળ પ્રકટાવવાની જરૂર છે, અને તે જેમ જેમ યોગ્ય ઇચ્છાને સાધવા પ્રયત્ન કરવામાં આવે છે, અને તે સફળ બની જાય છે તેમ તેમ અયોગ્ય ઇચ્છા દબાતી રહે છે. શુદ્ધ પ્રયત્નનો એટલો વેગ રાખવો જોઇએ કે જેમાં અશુદ્ધ ઇચ્છાના અશુદ્ધ પ્રયત્નને સેવવાનો અવકાશ જ ન રહે.

અશુદ્ધ ઇચ્છાઓના શમન પછી શુદ્ધ ઇચ્છાઓનું શમન થાય અથવા શમન કરવું તે યોગ્ય છે, તે વિના શુદ્ધ અથવા વિહિત ઇચ્છાઓનું કરેલું શમન તે ઇચ્છાઓનું શમન નથી, પરંતુ ઇચ્છાને સિદ્ધ કરવાનું અસામર્થ્ય તે સૂચવે છે. અશુદ્ધ ઇચ્છાઓના શમનની સાથે સાથે અત્યંત આવશ્યક ન હોય એવી લૌકિક તથા લોકાસક્તિને જ વિશેષે કરીને વધારનાર તથા વાસ્તવ હિત ન સાધતાં ઉલટી અધિક એષણાઓની વૃદ્ધિ કરનાર અલૌકિક ઇચ્છાઓને શમાવવામાં આવે તો તે યોગ્ય છે, પરંતુ અયોગ્ય ઇચ્છાઓને સિદ્ધ કરવાના પ્રયત્નો થાય, અને શુભ ઇચ્છાઓ શમન કરવાની વાતો કરવામાં આવે તો તે માત્ર ધુર્તતા છે, બીજું કાંઇ નહિ.

પ્રયત્ન બે પ્રકારના છે, ૧ નિગ્રહકારક પ્રયત્ન, ૨ પ્રવૃત્તિકારક પ્રયત્ન. બને પ્રકારના પ્રયત્નો મનુષ્યોએ કરવાની જરૂર છે. અમુક વસ્તુ પ્રકટવા જ ન દેવી, એને માટે જે પ્રયત્ન કરવાનો છે તે નિગ્રહકારક પ્રયત્ન છે, અને અમુક વસ્તુ પ્રકટાવવા માટે જ જે વિશેષ પ્રયત્ન કરવાનો છે તે પ્રવૃત્તિકારક પ્રયત્ન છે અશુદ્ધ ઇચ્છાઓ શમાવવી એમાં નિગ્રહકારક પ્રયત્નની જરૂર છે, જ્યારે શુદ્ધ ઇચ્છાઓને સિદ્ધ કરવી એમાં પ્રવૃત્તિકારક પ્રયત્નની અપેક્ષા છે, આ બંને પ્રકારના પ્રયત્નથી મનુષ્યમાં ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓ ખીલે છે. જે એક જ પ્રકારના પ્રયત્નને સેવે છે, તેની અમુક શક્તિઓ ખીલે છે, અને અમુક નથી ખીલતી. મનુષ્યના સપૂર્ણ વિકાશ માટે તેણે આ બંને પ્રકારના પ્રયત્નોથી પોતાની સપૂર્ણ શક્તિઓને ખીલવવાની જરૂર છે, નિગ્રહ અને પ્રવૃત્તિ એ બે વિરુદ્ધ ધર્મો છે, અને તેથી એક પ્રકારનાં કાર્યો સધાતા નથી આથી નિગ્રહકારક અને પ્રવૃત્તિકારક બંને પ્રકારના પ્રયત્નો સેવવાની ખાસ અગત્ય છે.

નિગ્રહકારક પ્રયત્નથી અશુભ ઇચ્છાઓને શમાવો તથા પ્રવૃત્તિકારક પ્રયત્નથી વિહિત શુભ ઇચ્છાઓને સિદ્ધ કરો, અને તેમ થતાં પરિણામે ઇચ્છા માત્રના વાસ્તવ શમનને તમે અનુભવી શકશો.

મનુષ્યને કાંઇ ને કાંઇ આદર્શ અથવા લક્ષ્યબિન્દુ હોય છે, આ પ્રકારનું લક્ષ્યબિન્દુ હોવું એ જ મનુષ્યમાં તેને સિદ્ધ કરવાનું બલ રહ્યું છે એમ સૂચવે છે, વધારે વિશાળ અને વધારે ઉચ્ચ ઇચ્છાઓને આપણે નકી કરી શકીએ છીએ, અને આપણે તેના વાસ્તવ માહાત્મ્યને સમજી શકીએ છીએ, એથી પણ તે ઇચ્છાને આપણે સિદ્ધ કરી શકીએ એમ છે, એ સાબીત થાય છે, ઉપર ઉપરથી વિચારતાં આ વાર્તા કેવલ અસત્ય જણાય છે, પરંતુ વસ્તુત તેમ નથી. વિચારની સૂક્ષ્મતા કરો અને તેનું સત્ય તમને સ્પષ્ટ થશે, ઇચ્છાની સિદ્ધિમાં ખાસ લક્ષમાં રાખવાનું એક જ છે કે તે ઇચ્છા સંપૂર્ણ હૃદયપૂર્વકની હોવી જોઇએ, અર્થાત્ આપણા અંતરાત્માના અત્યંત ઉંડાણુથી ઉંડા બલ તથા ચેતનથી એ ઇચ્છા પોષાવી જોઇએ.

અપૂર્ણ.




(લેખક—મહાત્મન્ શ્રીમંત્ નથુરામ શર્મા)

(અનુસંધાન ગતાંકથી)

બ્રહ્મ અથવા સર્વવ્યાપક અસંગ શુદ્ધચેતન, માયા અથવા અવિદ્યાનામની જડવસ્તુઓના કારણરૂપ સૂક્ષ્મવસ્તુ, બ્રહ્મનો એ માયા અથવા અવિદ્યાનામની સર્વ જડવસ્તુઓના મૂળકારણરૂપ સૂક્ષ્મવસ્તુની સાથે કલ્પિત સંબંધ, ઇશ્વર, જીવો અને બ્રહ્મ, માયા અથવા અવિદ્યા, બ્રહ્મનો માયાની અથવા અવિદ્યાની સાથે કલ્પિત સંબંધ, ઇશ્વર ને જીવો એ પાંચે વસ્તુઓનો અથવા ઇશ્વરનો ને જીવોનો પરસ્પર કલ્પિત ભેદ એ અનાદિ માનવામાં આવતા ૭ પદાર્થોનાં નામો છે. તે ૭ પદાર્થોમાં બ્રહ્મનામનો પદાર્થ અનાદિ ને અનંત છે, અને માયા આદિ અન્ય પાંચ પદાર્થો અનાદિ છતાં પણ સાંત એટલે અંતવાળા અર્થાત્ બ્રહ્મનું જ્ઞાન થવાથી તેમની પોતાની સત્તા દૂર થઇ બ્રહ્મરૂપ થઇ જનારા છે. અનાદિ હોય તે સાંત હોઇ શકે નહિ એવી શંકાને અવકાશ નથી, કારણકે સ્વપ્નમાં પ્રતીત થતું જગત્, જીવો ને ઇશ્વર સ્વપ્નકાલે અનાદિજેવાં જણાતાં છતાં પણ જાગ્રતકાલે તે સર્વ સાક્ષિચેતનથી પૃથક્ નહિ રહેતાં પોતાની પૃથક્ સત્તા ત્યજી સાક્ષિચેતનરૂપ થઇ જાય છે. જો બ્રહ્મનો સદ્ભાવ ન માનવામાં આવે તો માયા, ઇશ્વર, જીવ ને જગત્ એમના સદ્ભાવની સિદ્ધિ ન થઇ શકે, માટે બ્રહ્મનું અસ્તિત્વ માનવાની અપેક્ષા રહે છે. તે ચેતનરૂપ હોવાથી તેની માયા આદિ જડમાંથી કે જડમિશ્રિત ઇશ્વરજીવરૂપ ચેતનમાંથી ઉત્પત્તિ સંભવી શકે નહિ. એવી રીતે તેના ઉપાદાનકારણના અભાવથી તે બ્રહ્મ અનાદિ છે, અને તેનો નાશ કરનાર કોઇ પણ અન્ય વસ્તુ કે કારણ વિદ્યમાન ન હોવાથી તે અનંત છે.

માયા અથવા અવિદ્યાનામનો વ્યાવહારિક સૂક્ષ્મ જડ પદાર્થ માન્યા વિના આ સ્થૂલ જડ જગત્‌ની ઉત્પત્તિસ્થિતિનું યુક્તિપૂર્વક નિરૂપણ કરી શકાય નહિ, માટે માયાનામનો વ્યાવહારિક સૂક્ષ્મ જડ પદાર્થ માનવાની આવશ્યકતા રહે છે. જો એ માયાને આદિ એટલે ઉત્પત્તિવાળી માનીએ તો તેની ઉત્પત્તિ કયા પદાર્થમાંથી થઇ તે કહેવું જોઇએ. માયાની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થઇ એમ કહી શકાય નહિ, કેમકે તે બ્રહ્મ અસંગ ને અવિકારી છે. જે વસ્તુ સર્વથા સર્વદા અન્યના સંગથી રહિત હોય તથા જે વસ્તુ પરિણામ પામવારૂપ વિકારથી રહિત હોય તે અન્યનું ઉપાદાનકારણ થઇ શકે નહિ. જગત્‌માં પૃથિવ્યાદિ જેટલા જેટલા પદાર્થો ઘટાદિ પદાર્થોના પરિણામે ઉપાદાનકારણરૂપે જોવામાં આવે છે તેટલા તેટલા પદાર્થો નિમિત્તકારણની સાથે સંગ પામી શકે એવા ને વિકાર પામવાના (કાર્યરૂપ થવાના) સ્વભાવવાળા જોવામાં આવે છે. બ્રહ્મ એવું નથી એમ "असंगोह्ययं पुरुषः" (આ બ્રહ્મરૂપ પુરુષ અસંગ છે) ઇત્યાદિ શ્રુતિઓમાં ને "असंगोऽपि [illegible]",

(તું બ્રહ્મ હોવાથી અસંગ ને નિર્વિકાર છે) ઇત્યાદિ સ્મૃતિઓમાં કહેલું હોવાથી બ્રહ્મ માયાનું પરિણામી ઉપાદાનકારણ સંભવી શકે નહિ. જો બ્રહ્મને અન્ય પદાર્થોના કોઈ પણ પ્રકારના સાચા સંબંધવાળું તથા વિકાર પામવાના ધર્મવાળું માનીએ તો તે બ્રહ્મને વિનાશીપણાની પ્રાપ્તિ થશે. બ્રહ્મને વિનાશી માનવાથી સત્શાસ્ત્રનાં વચનોનો પ્રકોપ થશે, બ્રહ્મરૂપે અવિચલ સ્થિતિ કરવારૂપ મોક્ષનો અસંભવ થશે, અને મોક્ષનું ને મોક્ષના સાધનોનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોને અનર્થકપણાની પ્રાપ્તિ થશે, જે સમજુ આસ્તિકને અનિષ્ટ ને અગ્રાહ્ય જણાશે. એવી રીતે બ્રહ્મ માયાનું પરિણામી ઉપાદાનકારણ સંભવતું નથી તેથી તે માયાના બ્રહ્મમાંથી ઉત્પત્તિ થઇ છે એમ કહી શકાય નહિ. માયાની માયામાંથી ઉત્પત્તિ થઇ છે એમ કહેવામાં આત્મશ્રયદોષની (પોતાનામાંથી પોતાની ઉત્પત્તિ માનવારૂપ દોષની) પ્રાપ્તિ થાય છે. કોઇ પણ પ્રાણિપદાર્થની પોતાનામાંથી ઉત્પત્તિ થતી હોય એમ આ પૃથ્વિપર ક્યાંઈ જોવામાં કે સાંભળવામાં આવતું નથી, પણ પોતાના જનકમાંથી વા ઉપાદાનકારણમાંથી સર્વ કાર્યોની ઉત્પત્તિ થાય છે એમ જોવામાં ને સાંભળવામાં આવે છે કોઇ પ્રસિદ્ધ શ્રુતિસ્મૃતિમાં પણ માયાની ઉત્પત્તિ માયામાંથી થઇ છે એમ કહ્યુ હોય એમ જાણવામાં આવતું નથી. માયાના ને બ્રહ્મના કલ્પિત સંબંધમાંથી પણ માયાની ઉત્પત્તિ સ્વીકારી શકાય નહિ, કેમકે માયાની ઉત્પત્તિનો નિશ્ચય થયા પહેલાં બ્રહ્મના ને માયાના સબંધની અસિદ્ધિ છે. જીવો અને ઇશ્વર માયાના સદ્‌ભાવવિના સિદ્ધ થઇ શકતા નથી તેથી તે જીવોને ઇશ્વર માયાના કાર્યજેવા મનાય છે. માયાના કાર્યજેવા મનાતા તે જીવોમાંથી કે ઇશ્વરમાંથી કારણરૂપે મનાતી માયાની ઉત્પત્તિ સંભવી શકે નહિ. શ્રુતિસ્મૃતિમાં કોઇ પણ વચન જીવોમાંથી કે ઇશ્વરમાંથી માયાની ઉત્પત્તિ કહેનારું જોવામાં આવતું નથી, અને લોકોમાં પણ કોઇ સ્થલે જન્યમાંથી જનકની ઉત્પત્તિ થતી જોવામા વા સાંભળવામાં આવતી નથી. બ્રહ્મથી ભિન્ન અન્ય ચારની ઉત્પત્તિનો નિર્ણય થયા પહેલાં તેમના ભેદનો સદ્‌ભાવ સિદ્ધ થઇ શકે નહિ, તેથી તે પાંચેના પરસ્પરના ભેદમાંથી કે ઇશ્વરના ને જીવના ભેદમાંથી પણ માયાની ઉત્પત્તિ સંભવી શકે નહિ. એવી રીતે માયાના ઉપાદાનકારણનો નિર્ણય નહિ થવાથી માયાની ઉત્પત્તિ માનવી અયોગ્ય છે, અર્થાત્ તેને અનાદિ માનવી જોઇએ. વળી માયાની ઉત્પત્તિ માનવામાં આવે તો તે માયા કોણે ઉપજાવી ? શા કારણથી ઉપજાવી ? ક્યારે ઉપજાવી ? કયા પદાર્થમાંથી ઉપજાવી ? તે ઉપજાવનારે માયાને તમે કહો છો તે સમયની પહેલાં કેમ ન ઉપજાવી ? ઉપજાવનારે પોતાના કયા કરણવડે તેને ઉપજાવી ? અને તે ક્યાં સુધી રહેશે ? ઇત્યાદિ પ્રશ્નોનાં ઉત્તરો આપવાનું કામ માયાની ઉત્પત્તિ સ્વીકારનારના અંતઃકરણપર આવી પડશે, ને તે કામમાં તેને અજ્ઞાનનું શરણ લીધા વિના અન્ય ઉપાય મળશે નહિ. માયાને અનાદિ માનવામાં જો દોષ ગણવામાં આવે તો તેને અનાદિ માનવી એટલો એકજ દોષ આવે છે, પણ જો તેને ઉત્પત્તિવાળી માનવામાં આવે તો તેમાં ઘણા દોષો આવે છે. જો એક દોષ માનવાથી યોગ્ય સમાધાન થતું હોય તો પછી ઘણા દોષો માનવાથી થતા ગૌરવદોષમા જવું યોગ્ય નથી. જો તેનોજ સદ્‌ભાવ જ ન માનવામાં આવે તો આ પ્રત્યક્ષ પ્રતીત થતું જગત્ ઉપાદાનકારણ વિનાનજ ઉત્પન્ન થયું છે એમ માનવું પડે, જે લોકાનુભવથી વિરુદ્ધ છે. આમ હોવાથી માયાને અનાદિ માનવી એજ યોગ્ય છે.

માયા અનાદિ હોવાથી અનાદિ બ્રહ્મનો ને અનાદિ માયાનો કલ્પિત સંબંધ પણ અનાદિજ માનવો જોઇએ. જો તે સંબંધની ઉત્પત્તિ માનવામાં આવે તો પ્રથમ તેમનો સંબંધ કયા કારણથી નહોતો? ને પછી કોણે ક્યારે કયા કારણથી કયા કારણવડે તે સંબંધ ઉત્પન્ન કર્યો? તેના જિજ્ઞાસુના અંતઃકરણનું સમાધાન થાય એવા ઉત્તરો આપવા અશક્ય છે, માટે તે સંબંધને અનાદિ માનવો એજ યોગ્ય છે.

ઇશ્વરને અને જીવો ને પણ અનાદિજ માનવા જોઇએ, કેમકે તેમની ઉત્પત્તિ માનવામાં ઘણા દોષો આવે છે, ઇશ્વરની ને જીવોની અસંગ ને અવિકારી બ્રહ્મમાંથી ઉત્પત્તિ માનતાં બ્રહ્મમાં સંગીપણાનો, વિકારીપણાનો ને પરિણામે વિનાશીપણાનો દોષ પ્રાપ્ત થાય છે, માટે તેમ માનવુ યુક્તિયુક્ત નથી. વળી શ્રુતિસ્મૃતિ આદિ પ્રમાણભૂત પુસ્તકોમાં પણ તે બન્ને બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે એમ કહેલું જોવામાં આવતું નથી અનાદિ અજ્ઞાનના બળથી તે બન્નેની બ્રહ્મમાં કલ્પના ભલે થાય, પણ બ્રહ્મ પરિણામ પામીને ઇશ્વરરૂપ કે જીવરૂપ થાય છે એમ કહી શકાય નહિ બ્રહ્મનો તથા માયાનો સંબંધ જડરૂપ હોવાથી તેમાંથી ચેતનરૂપ મનાતા ઇશ્વર ને જીવો ઉપજી શકે નહિ. ઇશ્વરની ઇશ્વરમાંથી ને જીવોની જીવમાંથી ઉત્પત્તિ માનતાં આત્માશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. ઇશ્વરમાંથી જીવોની ઉત્પત્તિ થાય છે એમ માનવુ વેદવિરુદ્ધ છે. ઇશ્વરમાંથી જીવોની ઉત્પત્તિ માનતાં અવિકારી ને અવિનાશી મનાતા ઇશ્વરને વિકારીપણાની ને વિનાશીપણાની પ્રાપ્તિ થાય છે, જે યોગ્ય નથી. બ્રહ્માદિ પાંચેનો વા ઇશ્વરજીવનો પરસ્પરમાં ભેદ જડ છે તેથી તેમાંથી પણ ચેતનરૂપ ઇશ્વરની ને જીવોની ઉત્પત્તિ થઇ શકે નહિ. એવી રીતે ઇશ્વરની ને જીવોની ઉત્પત્તિ માનવામાં શાસ્ત્રનો ને યુક્તિનો વિરોધ આવે છે તેથી તે બન્નેને અનાદિ માનવા એજ યોગ્ય છે. બ્રહ્મ, માયા, માયાનો ને બ્રહ્મનો સંબંધ, ઇશ્વર ને જીવ એ પાંચે પદાર્થો અનાદિ છે એમ નક્કી થયું તો પછી એ પાંચે પદાર્થોનો પરસ્પરમાં ભેદ પણ અનાદિ છે એમ માન્યાવિના ચાલે તેમ નથી.

માયા આદિ સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થવાથી માયા આદિ પાંચે પદાર્થોના, માયાના કાર્યરૂપ આકાશાદિ ભૂતોના, તથા આકાશાદિ ભૂતોના કાર્યરૂપ સર્વ ભૌતિક પદાર્થોના મિથ્યાપણાના દઢ નિશ્ચયનો ઉદય તે જ્ઞાનીના અંતઃકરણમાં થાય છે. આવા પુરુષને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ જે બ્રહ્મના સ્વભાવરૂપ છે તેની અભેદભાવે પ્રાપ્ત થવાથી તેમને કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી.

પૂર્વોક્ત અવિદ્યા વા અજ્ઞાનજ જે વસ્તુ જેવા રુપવાળી નથી તે વસ્તુમાં તેવા વિપરીત રૂપની ભ્રાંતિ ઉપજાવે છે. એ અવિદ્યાના બળથી જ અજ્ઞાની મનુષ્યોને સ્વશરીર, પોતાના સંબંધવાળા અન્ય સ્ત્રી પુરૂષોનાં શરીરો, બાળકોના શરીરો, દ્રવ્ય, ગૃહ, ભૂમિ, પશુઓ, પરમાણુએ ને આકાશાદિ સર્વ દશ્ય વસ્તુઓ અનિત્ય છતાં પણ પોતાના અંતઃકરણમાં સ્પષ્ટરૂપે કે અસ્પષ્ટરુપે નિત્યરૂપ મનાય છે. તેઓ તેમને નિત્યરૂપે માને છે એમ તેમના તે પ્રતિના દઢ રાગદ્વેષવાળા વ્યવહારથી સ્પષ્ટ પ્રતીત થાય છે. એ અવિદ્યાના સદ્ભાવવડે જ અજ્ઞાની મનુષ્યોના અંતઃકરણને પોતાનું અન્ય પ્રિય માનેલા સ્ત્રીપુરૂષનું ને પુત્ર પુત્રી આદિનું શરીર તેમાં રહેલા મલિન ને દુર્ગંધયુક્ત પદાર્થોથી સર્વદા અપવિત્ર છતાં પણ પવિત્રજેવું જણાય છે, જો તે શરીર અપવિત્ર છે એમ તેમને સ્પષ્ટ સમજાય

તો તેમાં ઘૃણા ઉત્પન્ન થાય, ને રાગપૂર્વક તેનો સ્પર્શ કરવાની ઇચ્છા તેમના અંતઃકરણમાં ન પ્રકટે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયો, તથા એ પાંચ વિષયો, જેમાં રહ્યા છે તે પ્રાણીઓ અથવા જે સાધનવડે તે વિષયો પ્રાપ્ત કરી શકાય છે તે સાધનો, વિવેકી પુરુષોની દૃષ્ટિએ અંતઃકરણના સમભાવને દૂર કરી તપાવનારાં હોવાથી તથા પોતાનામાં રાગ રાખનારાઓને જન્મમરણના દુઃખમય પ્રવાહમાં જોડનારાં હોવાથી દુઃખરૂપ છે, છતાં અવિદ્યાના બલવડે તે દુઃખરૂપ વિષયોમાં ને તેના સાધનરૂપ પ્રાણી પદાર્થોમાં અજ્ઞાનીઓને સુખની પ્રાપ્તિ થાય છે વળી એ અવિદ્યાના બળથી જ અજ્ઞાની મનુષ્યોને અનાત્મા એટલે જડ એવા સ્થૂલ શરીરમાં, વા ઇંદ્રિયોમાં, વા લોહીમાં, વા મજ્જારસમાં, વા મસ્તિષ્કમાં, વા અંતઃકરણમાં, વા પ્રાણમાં, વા ચિદાભાસરૂપ જીવમાં, વા અભાવરૂપ શૂન્યમાં આત્માની ભ્રાંતિ થાય છે.

એ અવિદ્યાનો અજ્ઞાની મનુષ્યોના અંતઃકરણમાં સદ્ભાવ હોવાથીજ બુદ્ધિથી માંડીને સ્થૂલશરીરમાં હુંપણાનો—આત્માની—ભ્રાંતિ થાય છે, અનુકૂલ મનાતા પ્રાણિપદાર્થમાં રાગ થાય છે, પ્રતિકૂલ મનાતા પ્રાણિપદાર્થમાં દ્વેષ થાય છે, અને સ્થૂલશરીરના દીર્ઘ જીવનની ઇચ્છા અથવા મરણભય થાય છે.

અપૂર્ણ.




( અનુસંધાન ગતાંકથી )

( લેખકઃ—શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. )

મારા અભિપ્રાય પ્રમાણે ધર્મની કિંમત કાલક્રમના ઇતિહાસથી કરવાની નથી, પરંતુ તેની સામાજિક વિશુદ્ધિવડે કરવાની છે. પછી તે કાલક્રમમાં પહેલો ઉદ્ભવ્યો કે પછી ઉદ્ભવ્યો તે ગૌણ પ્રશ્ન છે. ધર્મચિંતકો અને ધર્મસુધારકો તેના શોધક બલ ઉપર વધારે ભાર મૂકે છે જો આ પદ્ધતિ આપણે ન સ્વીકારીએ તો મહાત્મા જીસસની ક્રિશ્ચીઆનીટીમાં પરધર્મ છતાં આપણને આકર્ષક ગુણો ન જણાય પરંતુ ખ્રિસ્તિધર્મમાં કેટલાક પ્રભુપરાયણતાના ઉત્તમ લક્ષણો છે તેથી તે ધર્મના અનુયાયીઓ ઘણા દોષોથી ભરેલાં છતાં આપણે તે ધર્મને સદ્ધર્મ કહીએ છીએ કંઇ અપધર્મ કહેતા નથી.

ધર્મ એક શરીરી છે, તેનું એક અંગ સારૂં ઉપયોગી અને બીજું ખોટું અથવા નિરુપયોગી એમ ગણવું એ માથાને પાઘડી આપી પગને કોવાડી મારવા જેવું છે તે તે અંગ વિકૃત થાય ત્યારે શોધન કરવું એ ઇષ્ટ છે, પણ એકનો મહિમા ગાવો અને બીજાની અવગણના કરવી એ સમગ્ર શરીરને વિકારી બનાવી બિચારા શરીરીને દુઃખી કરવા જેવું છે. મગજ વડે પગનું કામ ન થાય અને પગવડે મગજનું ન થાય, તેથી પ્રત્યેક અંગ પાસે

ધર્મ એક શરીરી છે અને તેના જીવનમાં દર્શન, ભાવના, અને કૃતિ પરસ્પર ઉપકારક છે.

નિયત કામ કરાવી સમગ્ર શરીરનું આરોગ્ય અને સ્ફૂર્તિ જાગરતી જેવી જરૂરની છે, તેવી રીતે એકજ ધર્મમર્યાદામાં રહેતા ધર્મશીલ મનુષ્યો તત્ત્વદર્શન કરે, અને બીજાઓ કર્માનુષ્ઠાન કરે, તો અન્ય માનસ ઉપાસના કરે, અને તે તે દર્શન, કર્માનુષ્ઠાન, અને ઉપાસનાની અવિચ્છિન્ન ધારા સંપ્રદાયાનુસાર ચાલે તેમાં ધર્મની અવનતિ નથી પરંતુ ધર્મનો જીવનવેગ સમાજની નાડીમાં ચાલતો છે.

ધર્મ ત્રણ શાખામાં પ્રસરે છે–દર્શન, ભાવના અને કર્મ.

સમાજમાં ધર્મની ત્રણ શાખાઓ અધિકારને અનુસાર પ્રવર્તે, તેમ વ્યક્તિમાં પણ ત્રણ શાખાઓ પ્રવર્તે છતાં શરીરી એક હોઈ શકે. જેમ આપણા જીવનમાં સ્થૂલ શરીર, સૂક્ષ્મ મન–ઇન્દ્રિયો અને પ્રાણ અને કારણરૂપ આત્મશક્તિ હોય છે, અને ત્રણેના પરસ્પર યોગથી આપણે જીવન ભોગવીએ છીએ, તેમ ધર્મમાં પણ કર્માનુષ્ઠાન, સેવા, તપ ઇત્યાદિ સ્થૂલ શરીર, ભાવના અથવા ઉપાસનારૂપ સૂક્ષ્મ શરીર અને તત્ત્વદર્શન રૂપ આત્મશક્તિ હોવાં જોઇએ જ્યારે જ્યારે ધર્મના આ ત્રણ વિભાગો જેને પ્રાચીનો કર્મકાંડ ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ એવું નામ આપે છે, અને અર્વાચીનો કર્મયોગ, ભક્તિયોગ, અને જ્ઞાનયોગ એવું નામ આપે છે, તે સાંગોપાંગ પ્રવર્તવાવાળા હોય છે, ત્યારે ધર્મ શરીરી જાગતો જણાય છે, જ્યારે એક બે વિભાગો પ્રવૃત્ત હોય ત્યારે તે સ્વપ્નાવસ્થાવાળો હોય છે, અને જ્યારે ત્રણે સુપ્ત જાય છતાં જીવન ગુફામાં પડી રહે ત્યારે સુષુપ્તિ અવસ્થા હોય છે

ધર્મનું જેવું દર્શન તેવી ભાવના અને તેવી ક્રિયા આ ત્રણ યોગ સિદ્ધ કરવા એ સંપ્રદાય ધર્મનું સ્વરૂપ.

ધર્મના આ પ્રમાણે દર્શન, ભાવના અને ક્રિયા એવા ત્રણ ખંડો હોય છે. જેવું દર્શન અથવા સિદ્ધાન્ત તેવી ભાવના અથવા ઉપાસના અને જેવી ભાવના તેવું અનુષ્ઠાન અથવા કૃતિ થાય છે દર્શન, ભાવના અને કૃતિ–એ ત્રણેની પદ્ધતિ ગુરુપરંપરાથી ઘડાય અને તે અનુસાર શિષ્યવર્ગ–પછી તે વિરક્ત હોય કે સંસારી હોય પ્રવર્તે એ સંપ્રદાયધર્મનું મૂલ સ્વરૂપ છે શાસ્ત્રી બગડે અને શિષ્યો બગડે તેમાં શાસનનો દોષ નથી. દર્શન, ભાવના અને કૃતિનો ત્રિયોગ બરાબર જામે તો સંપ્રદાયધર્મ જેટલી વિશુદ્ધિ સમાજની અને વ્યક્તિની કરી શકે તેટલી વિશુદ્ધિ સર્વધર્મીઓ સમાજની અથવા વ્યક્તિની કરી શકતા નથી. આ જમાનામાં ધર્મ સબંધમાં અધિકારની અવગણના, જ્યાં ત્યાંથી જે જે સારૂં લાગ્યું તેને ભેગું કરી ધર્મઘટના કરવી, અને કોઈ પણ શાસનના નિયમને વશ વર્તવું નહિ અને યથેચ્છ ધર્માચરણ કરવું—એને ધર્મસુધારણા કહેવામાં આવે છે, પરંતુ આ ધર્મસુધારણાનું લક્ષણ નથી તે તો ધર્મની ઉચ્છૃંખલતા છે જે જે ધર્મમાં મનુષ્ય હોય ને તે ધર્મના સ્વરૂપને સમજી તેની સાંપ્રદાયિક રીતિનીતિને વશ વર્તવું, અને તે ધર્મપાલન વડે ધર્મસિદ્ધિ કર્યા પછી ચઢીઆતી ધર્મપદ્ધતિનો સ્વીકાર કરવો એમાં જેટલો ધર્મનો મહિમા છે તેટલો યથેષ્ટ ધર્મપાલનમાં નથી. જેઓ સ્વતંત્રમાં નથી તેઓ સર્વતંત્રસ્વતંત્ર બની શકતા નથી. સર્વમાં સર્વ છે એ ખરૂં–જળ સરમાં છે–ગોળ પ્રત્યેક ગાયમાં છે, વાછડીમાં પણ છે અને દૂધાગમાં પણ છે પરંતુ એ સર્વ પ્રસન્ન–એક વ્યક્તિમાં અવતરે છે. વ્યક્તિમાં સર્વ–સત્તને ઓળખવું, અધિકારને અનુસાર આચરણ કરવું.

અને શિષ્ટજનોનું સંમાન કરવું રાગદ્વેષથી વિરહિત થવું—એ ધર્મશીલ જીવનનું લક્ષણ છે. પ્રત્યેક મનુષ્ય ધર્મ નિર્ણય કરવા સમર્થ નથી; સર્વને તે અધિકાર પ્રાપ્ત નથી, તો જેને જે અધિકાર પ્રાપ્ત છે તે નિર્ણય કરી પદ્ધતિ રચે તેને અનુસાર તે તે ધર્માનુયાયીઓએ વર્તવું જોઇએ, અથવા તે ધર્મની છત્રમર્યાદામાંથી નીકળી પરધર્મની છત્રમર્યાદામાં જવું એ નીતિ છે. પરંતુ હિંદુધર્મના ગણાવું અને તેની કોઈ પણ શાખાના સાંપ્રદાયના દર્શનભાવના અને કૃતિના શાસનને તાબે ન રહેવું એના કરતાં હિંદુ નથી એમ કહેવું, અને પરધર્મનો ખુલ્લા હૃદયથી સ્વીકાર કરવો અથવા ધર્મ એક ધતીંગ છે એવો નિશ્ચય કરી નાસ્તિકમર્યાદામાં બેસવું એ વધારે ન્યાયશીલ ગણાય.

સમ્પ્રદાય ધર્મોમાં વેદધર્મ વડવાઈ રૂપે જણાય છે.

આપણા પ્રાચીન વેદધર્મની યજ્ઞાદિ ક્રિયાઓ, પ્રતીક અથવા મહામંત્ર વિગેરે રહસ્ય ઉપાસનાઓ, અને બ્રહ્મનું દર્શન એ ત્રણ કાંડવાળા ધર્મવૃક્ષની કોઈ કોઈ ડાળામાંથી સંપ્રદાય ધર્મોની વડવાઈઓ તો ફૂટેલી આવ્યા છે અને તેમાં તો કે મૂળ વૃક્ષના થડનું, અથવા ત્રણ કાંડની મોટી ડાળીઓનું બલ નથી, પરંતુ તે ડાળીઓ અને થડ સાથે તે વડવાઈઓ જોડાયેલી હોવાથી, તથા તેમાં નવજીવન રસનો વાદ ન હતો હોવાથી તે નવાં વૃક્ષોને ઉત્પન્ન કરવાને સમર્થ છે, અને તેને યોગ્ય ભૂમિ મળે તો નવા વૃક્ષ રૂપે પરિણામ પામે છે.

વેદધર્મનું અધ્યાત્મ દર્શન અને તેના ભેદવાદ ભેદાભેદ વાદ અને અભેદવાદ

વેદ ધર્મનો સાર તેના અધ્યાત્મ દર્શનમાં છે, અને સ્માર્ત સમયમાં **अयं हि परमो धर्मो यद् योगेन आत्मदर्शनम्** યોગવડે આત્મદર્શન કરવું એ પરમ ધર્મ છે એમ યોગી યાજ્ઞવલ્ક્ય કહે છે. આ આત્માનું દર્શન જીવાત્મા અને પરમાત્માના ભેદ ઉપર ઘડાયેલું છે. કે તેના ભેદાભેદ ઉપર ઘડાયેલું છે, કે તેના અભેદ ઉપર ઘડાયેલું છે—આ મુદ્દાના મતભેદ ઉપર સંપ્રદાય ધર્મોના મતભેદ પડેલા જણાય છે. વેદાર્થના નિર્ણયમાંથી ભેદદર્શન અથવા દ્વૈતવાદ, ભેદાભેદદર્શન અથવા સમુચ્ચયવાદ, અભેદદર્શન અથવા અદ્વૈતવાદ—એ ત્રણ વિચારની શાખાઓ મૂલ થડમાંથી નીકળેલી હોવાથી તે જ્ઞાનસિદ્ધાન્તને અનુસાર યોગ, ક્રિયા અને ચર્યાઓ સંપ્રદાય ધર્મોમાં ઘડાવા પામી છે. (અપૂર્ણ)

---



# उपनिषद्सार

( અનુસંધાન ગતાંકથી )

( લેખક. સ. પ્રિન્સિપાલ શ્રીયુત જેઠીશંકરદાસ જે કણીયા, બી. એ. )

---

એ જ ઉપનિષદ્‌માં ( ૧-૧ ) ઉદ્‌ગીથ અર્થાત્ ૐકારનો ગુહ્ય અર્થ સ્પષ્ટ કર્યા પછી—કહેવામાં આવ્યું છે કે यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति । જે પુરુષ વિજ્ઞાનથી યુક્ત થઈને અને શ્રદ્ધા સંપન્ન થઈને તથા ઉપનિષદ્‌થી યુક્ત થઈને ( રહસ્યજ્ઞાનથી અથવા યોગથી યુક્ત થઈને ) કર્મ કરે છે તે કર્મ વિશેષ બળવાળું થાય છે

આ આદિ સ્થળે ઉપનિષદોમાં ઉપનિષદ્ શબ્દનો પ્રયોગ આવે છે અને ત્યાં ઉપરના ચાર અર્થમાંથી કોઈ કોઈ અર્થમાં એ શબ્દ વપરાએલો જણાય છે તેથી ઉપનિષદ્‌માં આ ચાર અર્થ છે આ પ્રમાણે પાશ્ચાત્ય વિદ્વાનોમાંના ઘણાનું મનવું છે

હવે આપણે ઉપનિષદો પ્રતિ દૃષ્ટિ નાખીએ છીએ તો તેમાં મુખ્યપણે પ્રતિપાદન આ રીતનું છે એમ જણાય છે—પ્રથમ બ્રહ્મનું પ્રતિપાદન હોય છે ત્યાર પછી બ્રહ્મના માહાત્મ્યનું પ્રતિપાદન હોય છે પછી બ્રહ્મજ્ઞાન માટે આવશ્યક ઉપાસનનાનું દર્શન કરાવ્યું હોય છે, અને તે સાથે ઉપાસનાનું અવાન્તર ફલ કહેવામાં આવેલું છે. અહિ એવો આશય નથી કે આ ત્રણ અંશોનું સર્વ ઉપનિષદોમાં આ ક્રમમાં જ પ્રતિપાદન છે. પણ એટલો જ આશય છે કે આ ત્રણે અંશોનું તેમાં પ્રતિપાદન હોય છે આ ત્રણે અંશોનું જે જે ઉપનિષદોમાં પ્રતિપાદન છે તે પૂર્ણ ઉપનિષદ્ કહેવાય છે. એ સાચું છે, કે કોઈ કોઈ ઉપનિષદ્‌માં આ ત્રણને બદલે ઓછા અંશનું જ પ્રતિપાદન છે અને કોઈમાં તો માત્ર બ્રહ્મનું જ પ્રતિપાદન હોય છે બ્રહ્મનું જેમાં પ્રતિપાદન નથી એવો કોઈ પણ ઉપનિષદ્ નથી, છતાં આ ત્રણ અંશ મળે છે ત્યારે જ ઉપનિષદ્ પૂર્ણ કહેવાય છે અને તેથી જ્યાં એ ત્રણમાંથી ઓછા અંશ હોય છે ત્યાં બાકીના અંશો તેને વેદની બીજી ઉપનિષદ્‌માંથી પુરા કરી લેવાના હોય છે. કર્મકાણ્ડમાં આ જ રીતે ત્રણ અંશો હોય છે પ્રથમ તે તે કર્મનો વિધી હોય છે, પછી તેના માહાત્મ્યને જણાવનાર અર્થવાદ હોય છે અને પછી તેની ઇતિકર્તવ્યતાને જણાવનાર સાધનનું પ્રતિપાદન હોય છે. જ્ઞાનકાંડરૂપ ઉપનિષદોમાં પણ તેથી આવી રીતે ત્રણ અંશો હોવાથી જ એ બન્ને કાણ્ડનું સામ્ય છે.

છાંદોગ્ય ઉપનિષદ્, બૃહદારણ્યકોપનિષદ્ આદિ મોટી મોટી વિસ્તૃત ઉપનિષદો છે તેમાં તો અનેકવાર આ શૈલી અને આ ત્રણ અંશોની ઉપલબ્ધિ થાય છે ઉદાહરણરૂપે છાંદોગ્યોપનિષદ્‌ના ૬ અધ્યાયમાં सदेव सोम्य इत्यादिથી બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, પછી એના માહાત્મ્યને જણાવનાર જગત્‌ની એમાંથી જ ઉત્પત્તિ થાય છે એ વર્ણવ્યું છે, પછી એની ઉપાસના કહેવામાં આવી છે અને તેના અવાન્તર ફલને દર્શાવનાર અર્થવાદ પણ કહેવામાં આવ્યો છે. મોટી ઉપનિષદોમાં આમ છે એમ નથી પણ નાની ઉપનિષદોમાં પણ આ જ

ઉપલબ્ધ થાય છે. તલવકાર અથવા કેન ઉપનિષદ્ નાની છે છતાં તેમાં ૧—૧૩ સુધી બ્રહ્મસ્વરૂપનું વર્ણન છે; ત્યાર પછી ૧૪—૨૮ સુધીમાં બ્રહ્મના માહાત્મ્યને જણાવનાર આખ્યાયિકા છે ત્યાર પછી ૨૯–૩૦ માં બ્રહ્મજ્ઞાનમાટેની આવશ્યક ઉપાસના છે અને ૩૧ માં એ ઉપાસનાના અવાન્તર ફલને જણાવનાર અર્થવાદ છે.

મુક્તિકોપનિષદમાં કહ્યું છે કે माण्डूक्यमेकमेवालं मुमुक्षूणां विमुक्तये । तथाप्यसिद्धं चेज्ज्ञानं दशोपनिषदं पठ तथापि दृढता नो चेद् विज्ञानस्याञ्जनासुत । द्वात्रिंशाख्योपनिषदं समभ्यस्य निवर्तय । विदेहमुक्ताविच्छा चेदष्टोत्तरशतं पठ ॥ મુમુક્ષુને મુક્તિ સિદ્ધ કરવા માટે માણ્ડૂક્ય એ એક જ ઉપનિષદ્ પુરતી છે, સમર્થ છે એમ છતાં જો માણ્ડૂક્યથી તત્ત્વજ્ઞાનની સિદ્ધિ નહિ થાય તો તેણે ઈશાવાસ્યાદિ દશ ઉપનિષદ્નો અભ્યાસ કરવો, તે કર્યાં છતાં પણ જ્ઞાની દૃઢતા નહિ થાય અર્થાત્ દૃઢ અપરોક્ષ તત્ત્વસાક્ષાત્કાર નહિ થાય તો તેણે ૩૨ ઉપનિષદમાં ગણવામાં આવતી ઉપનિષદોનું અધ્યયન કરવું અને સત્વર વિદેહકૈવલ્યની પ્રાપ્તિ કરવી હોય તો ૧૦૮ ઉપનિષદોનો અભ્યાસ કરવો. આ મુક્તિકોપનિષદની શ્રુતિથી સ્પષ્ટ સમજાય છે કે ૧૦૮ ઉપનિષદોમાં ૩૨ મુખ્ય છે, ૩૨ માં ૧૦ વિશેષ મુખ્ય છે અને ૧૦માં પણ માણ્ડૂક્યોપનિષદ સૌથી અધિક મુખ્ય છે. એ મુખ્યતમ માણ્ડૂક્યોપનિષદમાં જોવામાં આવશે તો જણાશે કે એ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ ઉપાસનાથી જ શરુ થાય છે. એમાં આરંભમાં જ ओमित्येतदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोंकार एव ॥ ઇત્યાદિથી કહ્યું છે કે આ સર્વ વિશ્વ તે ૐકારરૂપ અક્ષર જ છે, જે હતું, જે છે તથા જે થનાર છે તે સર્વ ૐકાર જ છે, ઇત્યાદિ. આમ કહી એ પ્રણવની જ ચતુષ્પાદ કલ્પના કરી ઉપાસનાનું વિધાન કરવામાં આવ્યું છે.

આ પ્રકારે ઉપનિષદોમાં મુખ્ય પ્રતિપાદ્ય બે વિષય છે એ સ્પષ્ટ થાય છે: (૧) બ્રહ્મજ્ઞાન અને (૨) ઉપાસના અથવા બ્રહ્મવિદ્યા. ઉપનિષદમાં विद् ધાતુનો પ્રયોગ સહસ્રશઃ કરવામાં આવેલો છે અને ત્યાં ઉપાસના જ એનો અર્થ થાય છે. य एवं वेद, य एवं वेद એવાં વાક્યો અનેકવાર આવે છે અને તે સર્વનો અર્થ—જે આ પ્રમાણે ઉપાસના કરે છે—એવો જ થાય છે અને જે આ જાણે છે એવો થતો નથી. તેથી બ્રહ્મવિદ્યા એ ઉપાસનાનો જ પર્યાય છે. આ બેમાં બ્રહ્મ અને તેની ઉપાસનામાં બ્રહ્મનું સ્વરૂપ જણાવનાર વાક્યો સ્પષ્ટ છે અને अयमात्मा ब्रह्म આ આત્મા તે બ્રહ્મ છે ઇત્યાદિ જીવ અને બ્રહ્મનું ઐક્ય જણાવનાર વાક્યો પણ સ્પષ્ટાર્થવાળાં જ છે. એથી ઊલટું જે ઉપાસના પ્રતિપાદકવાક્ય છે તે જ દુર્બોધ છે, તે તે ઉપાસનામાં શું શું કર્તવ્ય છે, ક્યારે ક્યારે કેવા પ્રકારથી તે તે ઉપાસના કરવી તે સ્પષ્ટ કરવામાં આવ્યું નથી. તેથી એમ સમજાય છે કે એ સ્પષ્ટીકરણ એ ઉપાસનાના ઉપદેશ કરનાર સદ્ગુરુમાટે અવશિષ્ટ રાખેલું છે. આ બે અંશમાં કર્તવ્ય શોધનાર સાધકની દૃષ્ટિથી ઉપાસનારૂપ સાધનની જ પ્રધાનતા છે, સારરૂપતા છે એમ કહેવામાં આવે તો તે યોગ્ય જ છે. કારણ કે જેમ કર્મકાણ્ડમાં તે તે કર્મના નામમાત્રથી ફલની પ્રાપ્તિ થતી નથી પણ તે તે કર્મની ઇતિકર્તવ્યતાના જ્ઞાનથી જ પછી તે કર્મ કરી ફલની પ્રાપ્તિ કરાય છે તે જ પ્રમાણે જ્યાં સુધી ઉપાસનારૂપ સાધનની સિદ્ધિ નથી કરવામાં આવી, ત્યાં સુધી ઉપનિષદ્માં પ્રતિપાદન કરેલું બ્રહ્મજ્ઞાન

કદાપિ પ્રાપ્ત થતું નથી. તેથી સાધનની પ્રધાનતા જ સર્વત્ર મનાય છે માટે આ બે અંશમાં ઉપાસનાની જ પ્રધાનતા કર્તવ્યદષ્ટિથી જાણવી ઘટે છે. જો ઉપાસના વિના જ બ્રહ્મજ્ઞાન થઈ શકતું હોત તો પ્રત્યેક ઉપનિષદ્ પ્રાયશઃ જે ઉપાસનાનો ઉપદેશ છે તે કરવામાં નહિ આવ્યો હોત. તેથી ઉપનિષદ્‌નું તાત્પર્ય સ્પષ્ટ જણાય છે કે અકૃતોપાસિત પુરુષને માટે બ્રહ્મજ્ઞાન નથી પણ જેણે બ્રહ્મજ્ઞાન મેળવવું છે તેને માટે રાજમાર્ગ તે ઉપાસના જ છે આમ વિવક્ષા કરીને જ તે તે વૈદિક ઉપાસનાનું એ ઉપનિષદોમાં પ્રતિપાદન છે. ઉપાસના આ પ્રમાણે આવશ્યક હોવાથી જ, જેમ યજ્ઞયાગાદિનાં સાધન વિના તે તે કર્મની સિદ્ધિ થતી નથી તેમ, એના વિના બ્રહ્મજ્ઞાન થતું નથી. આજકાલ અનેક મનુષ્યો ઉપનિષદોના અનેક પારાયણો કરે છે. ઉપનિષદના બ્રહ્મજ્ઞાનને પ્રતિપાદન કરનાર યોગવાસિષ્ઠ, આત્મપુરાણાદિ નાનાવિધ ગ્રંથોની દશ દશ કે વીશ વીશ આવૃત્તિ કરે છે, આખો જન્મ એ ગ્રંથોના વ્યાખ્યાનમાં કેટલાક ગાળે છે વગેરે, છતાં તેમને બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ દષ્ટ થતી નથી અને માત્ર વાચકજ્ઞાન કહેવામાં આવે છે ત્યાં જ તેઓ અટકેલા હોય છે તેનું કારણ આ જ છે કે તેમણે વૈદિક ઉપાસનાનું સેવન કર્યું નથી.

ઉપાસના બે પ્રકારે બ્રહ્મજ્ઞાનની ઉપકારક થઈ રહે છે. એક તો બ્રહ્મજ્ઞાનને યોગ્ય અંતઃકરણ એ રચે છે. જેમ કોઈ ચાક્ષુષ પદાર્થને જોવો હોય છે તો તે પદાર્થની અપેક્ષાએ અમુક રીતે ચક્ષુષનું સ્થાપન કરવું પડે છે અને ચક્ષુષમાં અમુક અમુક ધર્મો હોવા જોઈએ છે અને તેમ હોય છે તોજ તે ચક્ષુષ તે પદાર્થને જોવા સમર્થ થાય છે તે પ્રમાણે અંતઃકરણની અમુક સ્થિતિ હોય તો તે જ અંતઃકરણમાં અનાદિપ્રવૃત્ત અજ્ઞાનરૂપ અવિદ્યાનો ઉચ્છેદ થઈ સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વને ગ્રહણ કરવાની યોગ્યતા આવે છે, અર્થાત્ તે અંતઃકરણમાં બ્રહ્મતત્ત્વનો પ્રકાશ થાય છે. આ અપેક્ષિત યોગ્યતા આ વૈદિક ઉપાસના આપે છે, એ માટે જ એનું ત્યાં ત્યાં વિધાન છે તેથી આ એક પ્રકારે એ જ્ઞાનની ઉપકારક છે. અથવા તો સૂતસંહિતામાં કહ્યું છે તેમ બ્રહ્મજ્ઞાન શ્રી મહેશ્વરના પ્રસાદથી જ થાય છે. સૂતસંહિતાના ચતુર્થ યજ્ઞવૈભવખંડમાં કેનોપનિષદ્‌ના વ્યાખ્યાનના પ્રકરણમાં (ચતુર્થાધ્યાયમાં) કહ્યું છે કે—

प्रसादे सति विज्ञातुं शक्यते परमेश्वरः।
प्रसादेन विनानैव शक्यते सर्वजन्तुभिः ॥११५॥
प्रसादेन विना विष्णुर्न जानाति महेश्वरम्।
तथा चाहं न जानामि देवताः सकला अपि ॥११६॥
प्रसादस्य तु सिद्ध्यर्थं वस्तु सर्वं सुरर्षभाः।
प्रसादेन विना देवं ये जानन्ति सुरर्षभाः ॥
ते जानन्ति विना घ्राणं गन्धं हस्तेन केवलम् ॥११७॥

શ્રી મહેશ્વરનો પ્રસાદ—અનુગ્રહ થય છે ત્યારે પરમેશ્વરનું જ્ઞાન થઈ શકે છે અને એ અનુગ્રહવિના કોઈ પણ પ્રાણી પરમાત્માને જાણી શકતો નથી; એ અનુગ્રહવિના શ્રી વિષ્ણુ ભગવાન, હું તથા સર્વ દેવ: એમાંથી કોઈ પણ પરમેશ્વરના જ્ઞાનને પામી શકતા નથી. એ અનુગ્રહની પ્રાપ્તિ અર્થે જ સર્વ સાધનો છે—એ અનુગ્રહવિના જે પરમેશ્વરને જાણી શકે છે તેઓ ઘ્રાણવિના કેવલ હસ્તવડે જ ગંધને પણ જાણે છે અર્થાત્ જેમ

ઘ્રાણવિના કેવલ હસ્તવડે ગંધનું જ્ઞાન થવું અસંભવિત છે તેમ શ્રી ઇષ્ટના અનુગ્રહવિના પરમેશ્વરનું જ્ઞાન થવું પણ અસંભવિત છે. આ પ્રમાણે સૂતસંહિતામાં છે એટલું જ નહિ પણ શ્રુતિ પોતે પણ **यमेवैष वृणुते**-પરમેશ્વર જેને ધારે છે તેને જ પોતાનું સ્વરૂપ પ્રકાશે છે ઇત્યાદિ વચનોવડે પરમાત્મજ્ઞાન પરમેશ્વરના અનુગ્રહપર જ આધાર રાખે છે એ સ્પષ્ટ કરીને કહે છે. એ અનુગ્રહની પ્રાપ્તિ આ ઉપાસનાવડે થાય છે તેથી એ ઉપાસના અનુગ્રહની પ્રાપ્તિદ્વારા બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ છે. આમ બન્ને રીતે ઉપાસનાજ બ્રહ્મજ્ઞાનના ઉપકારકરૂપ છે.

એ ઉપાસનાવિષયમાં બ્રહ્મસૂત્રમાં પણ વિવેચન કર્યું છે અને એ ઉપાસના સફળ કરવી કે શી રીતે તે વિચારનો ત્યાં પ્રસ્તાવ કર્યો છે. ત્યાં ચતુર્થાધ્યાયમાં **आवृत्तिरसकृदुपदेशात्** ॥ ૪—૧—૧ ॥ ઇત્યાદિ સૂત્રોથી એ સ્પષ્ટ કર્યું છે કે જેમ ભાત ક્યાં સુધી ખાંડવાનું હોય છે કે જ્યાં સુધી તેમાંથી ચોખા તણ્ડુલ નીકળે ત્યાંસુધી, તેમ આ ઉપાસનાનું ફલ બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર છે. તેથી એ ફલની સિદ્ધિ થઇ રહે ત્યાંસુધી એ ઉપાસનાની આવૃત્તિ કર્યા કરવાની છે તેમા જો આ જન્મમા જ એ ફળનો અનુભવ થાય તો તે ભલે એ પછી ઉપાસનાથી વિરામ પામે. કેમકે તેને પછી કર્તવ્ય શેષ રહેતું નથી, પણ જેમને એ અનુભવ વર્તમાન જન્મમાં નહિ સિદ્ધ થાય તેમણે તો એ શ્રીસદ્ગુરુવડે ઉપદિષ્ટ ઉપાસનાની આવૃત્તિ પોતાના શરીરની સ્થિતિ રહે ત્યાં સુધી કર્યા કરવાની છે. કારણ કે એમ જે સાધક કરે છે તોજ **यं यं वापि स्मरन् भावम्**-ઇત્યાદિ ગીતાવાક્યમાં કહ્યું છે કે જેનું જેનુ ચિંતન કરતાં કરતાં મનુષ્ય દેહને ત્યજે છે, તે તે વસ્તુરૂપ તે મનુષ્ય થઇ રહે છે. કારણ કે એ મનુષ્ય **सदा तद्भावभावित:** છે. એને તે વસ્તુની જ ભાવના સતત, સદા કરેલી છે, તે પ્રમાણે આ ઉપાસક પણ એ ઉપાસનાની આખા જન્મમાં આવૃત્તિ કરતો રહ્યો હોય છે તો જ એનામાં સદા બ્રહ્મભાવની ભાવના રહેલી હોય છે અને એ ભાવના જ એને ક્રમમોક્ષ સાધી આપે છે. તેથી આ ઉપાસનાની આવૃત્તિ આ પ્રમાણે કરવાની છે એ સિદ્ધાન્ત ત્યાં સ્થાપન કર્યો છે.

ઉપાસનારૂપ અર્થમાં ઉપનિષદ્શબ્દના સર્વ અર્થ બધબેસતા દેખાય છે. વિશરણ, ગતિ અને અવસાદનરૂપ અર્થવાળા સદ્ધાતુપરથી ઉપનિષદની વ્યુત્પત્તિ કરવામાં આવે તો આ ઉપાસના શ્રીઇષ્ટના અનુગ્રહદ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવી મુમુક્ષુના સંસારબીજને નાશ કરે છે તથા ઉપાસકને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે અને અવિદ્યાદિ સર્વ ક્લેશોને શિથિલ કરી નાંખે છે. તેથી આ અર્થમાં આ બ્રહ્મવિદ્યારૂપ ઉપાસના ઉપનિષદ્પદવાચ્ય થઇ રહે છે તેમ જ રહસ્ય અથવા રહસ્યજ્ઞાન એવો અર્થ ઉપનિષદ્નો કરવામાં આવે તો તેમાં પણ ઉપનિષદ્ગ્રંથોમા આ રહસ્યરૂપ જ છે, એનું પ્રતિપાદન સ્ફુટપણે કરવામાં આવતું જ નથી પરંતુ તે તે સાધકે પોતાના સદ્ગુરુશ્રીના દ્વારા જ એ જાણવાની રહે છે, તેથી એ સાચું રહસ્ય જ છે. વળી સદ્નો અથ બેસવુ એમ લઇ ઉપનિષદ્નો અર્થ સદ્ગુરુશ્રીની પાસે હસ્ત જોડી બેઠેલો શિષ્ય કરવામાં આવે છે તો તે અર્થ પણ ઉપાસનામાં જ, વિશેષ ઘટે છે. જેમ મંત્રનો ઉપદેશ ખાનગીપણે પ્રત્યેક શિષ્યને કરવામાં આવે છે તેમ આ ઉપાસનાનો ક્રમ લેવા માટે પણ પ્રત્યેક શિષ્યે સદ્ગુરુની પાસે હસ્ત જોડી વિધિપ્રમાણે બેસવુ પડે છે અને પછી વિધિપ્રમાણે અધિકારાનુસાર સદ્ગુરુશ્રી તેને તે તે ઉપાસનામાં પ્રવેશાવે છે.

બેસવારૂપ અર્થવાળા જ સદ્ અને આસ એ બંને ધાતુ છે એમના પરથી ઉપનિષદ્શબ્દ બન્યો છે અને બીજા પરથી ઉપાસના સિદ્ધ થયો છે. તેથી એ અર્થમાં તો ખરૂં જોતાં ઉપાસના એ ઉપનિષદનો પર્યાય શબ્દ જ ગણાય તેમ છે તેથી સર્વ રીતે આ ઉપાસના એ જ ઉપનિષદનો સાધકોમાટે મુખ્ય સાર છે. તેથી એના પ્રતિ જ વિશેષ લક્ષ આપી સજ્જનોએ પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કરી બ્રહ્મજ્ઞાનની આશા રાખવી ઘટે છે, અને અન્ય વાણીના મિથ્યાપ્રલાપનો ત્યાગ કરવો ઉચિત છે. એ ઉપાસના વર્તમાન જન્મમાં જીવનમુક્તિ સિદ્ધ કરી આપે છે અને તે નહિ થાય તો ક્રમમુક્તિ તો અવશ્ય જ આપનાર છે તેથી સાધકોને પ્રધાનપણે, સારરૂપે યાવજ્જીવન સેવ્ય છે




( અનુસંધાન ગતાંકથી )

( લેખક. રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ. )

## પ્રકરણ ૩ જું.

જોધપુરના મહારાજા જશવંતસિંહનું લગ્ન ઉદેપુરના રાણાની પુત્રી રામેશ્વરી સાથે થયું હતું રામેશ્વરી નાનપણથી જ બુદ્ધિશાળી અને તેજ હતી. રજપુત રાજાઓએ દીલ્હીના બાદશાહને જુહાર કરવા જ જોઇએ એમ તે વખતે મનાતું હોવાથી જોધપુરના મહારાજને પણ બાદશાહની નોકરી સ્વીકારવી પડી હતી. આ વખતે દીલ્હીમાં શાહજહાં ઘરડો થવાથી દારાને ગાદીએ બેસાડવાની ખટપટ ચાલતી હતી એવામાં તેનો બીજો પુત્ર ઓરંગઝેબ એક મોટું લશ્કર લઇને બાપની સામે લડવા આવ્યો. શાહજહાંને પદભ્રષ્ટ કરીને પોતે ગાદીએ બેસવું એવો તેનો ઇરાદો હતો. 'બાપ તેવા બેટા' એ કહેવત પ્રમાણે ઔરંગઝેબ શાહજહાંની સામે થયો એમાં કંઇ નવાઇ નથી, કેમકે પહેલાંના રાજાઓમાં તેમ થતું આવ્યું હતું જહાંગીર અકબરની સામે થાય, શાહજહાં જહાંગીરની સામે થાય તો ઔરંગઝેબ શાહજહાંની સામે કેમ ન થાય ? બાદશાહે ઔરંગઝેબની સામે લડવા જસવંતસિંહને મોકલ્યો. પહેલા દિવસે જશવંતસિંહની જીત થઇ. તે સાંજે ગંગાણીના રાઠોડ દુર્ગાદાસે તેને કહ્યું કે આ લડાઇમાં આખરે ઔરંગઝેબ જીતવાનો છે માટે આપણે લડાઇ ન કરતાં પાછા હઠી જવું ઠીક છે. બાપ દીકરાની લડાઇમાં રજપૂતોનું શૂરાતન શું બતાવવાનું હતું ! એમને તો ભાડુતી લડાઇ લડવાની હતી, જશવંતસિંહ અને દુર્ગાદાસ પાછા બીજા દિવસે પાછા હઠી ગયા અને યુદ્ધમાંથી નાસીને જોધપુર આવ્યા,

મહારાણી રામેશ્વરીએ જાણ્યું કે મહારાજા યુદ્ધમાંથી નાસી આવ્યા છે ત્યારે એને મન આભ અને પાતાળ એક થતાં જણાયાં. ઉદેપુરના પ્રતાપરાણાનું શૂરાતન એની એક એક નસમાં વહી રહ્યું હતું. એણે હુકમ કર્યો કે "શું જુઓ છો ગોલાઓ ! એ નાલાયક

પતિને શહેરમાં આવવાનો હક નથી! મારો પતિ તો લડાઇમાંથી નાસીને કદાપિ પાછો આવે જ નહિ સામતો! બંધ કરો એ દરવાજા. લડાઇમાંથી નાસેલ કોઇ પણ અંદર આવી શકે નહિ. દરવાજા બંધ થયા મહારાજા શહેરમાં પેસી ન શક્યા. તેથી દુર્ગાદાસે મહારાણીની પરવાનગી મેળવીને તે શહેરમાં ગયા અને રાજાને આવવા દેવા કહ્યું. રાણીને હકીકતથી વાકેફ કરીને કહ્યું કે રાજાએ પોતાનો ધર્મ તજ્યો નથી. ત્યારે રાણીએ એટલી કબુલત લીધી કે મહારાજ જશવંતસિંહ ઓરંગઝેબથી હારીને આવ્યા માટે તેમણે હમેશાં ઓરંગઝેબથી વિરુદ્ધ ચાલવું ઓરંગઝેબ બાદશાહે આવ્યા પછી તે રજપુતો સાથે દ્વેષથી વર્તતો. અફઘાનીસ્તાનમાં બળવો થવાથી તેણે જશવંતસિંહને ત્યાં જવા લખ્યું. તેણે ધારેલું કે બારોબાર અફઘાનીસ્તાનમાં જ જશવંતસિંહનું કાસળ કહાડવું. જશવંતસિંહના લશ્કરમાં જ બાદશાહે છુપાં માણસ રાખ્યાં. જશવંતસિંહ કંઇ ટેકીલો પ્રતાપ ન હતો. ત્યાં ગયા પછી તેને પેલાં છુપાં માણસોએ ઝેર દીધું અને તેથી તે મરણ પામ્યો. મહારાણી રામેશ્વરી તે વખતે ગર્ભવતી હતી. પુત્ર અજીતસિંહનો જન્મ થયા પછી દુર્ગાદાસની મદદથી તે કુંવરને લઇને નાશી છુટી. યુદ્ધ થયાં અને તેમાં રાણીએ શત્રુના સૈન્યમાં ત્રાહી ત્રાહી પોકરાવી. કુંવરને જોધપુર મોકલી દઇને પોતે લડતાં લડતાં હાથી ઉપર બળી મોઇ, પણ શત્રુને હાથ ન ગઇ

આવી ઘટનાઓ જોધપુરમાં બની રહી હતી તેવામાં જ ચંદ્રસિંહને હાથે ગજપત મરાયો તેને પુત્રપુત્રી ચદ્રરાવ પાસે સોંપાયાં દિવસે દિવસે ચંદ્રસિંહ લક્ષ્મીનું લાવણ્ય જોઇને તેના ઉપર મોહિત થયો હતો, પણ તેની ખબર રઘુનાથસિંહને ન હતી. તેમ છતાં તે એટલું તો જાણતો કે ચદ્રરાવ પોતાના પ્રિય પિતાનો મારનાર હતો. એના શોક પૂર્ણ હૃદયે શું કરવું તે ન સઝયું નિરૂપાય! ચદ્રસિંહ એક પહોંચેલી બુટ્ટી હતી અને તેની સામે બાથ ભીડવાનું રઘુનાથનું શું ગજુ? ક્રોધથી, આવેશથી, શોકથી રાતા પીળા થતા રઘુનાથને જોધપુર અકારૂં લાગ્યું. "બસ હવે તો ઉડવુ જ. જગતનું ગમે તે થાય. એટલી શક્તિ ક્યારે મેળવું કે પિતાનું વેર લેવાય! संभावितस्याकीर्तिर्मरणादतिरिच्यते" એમ લવતો લવતો રઘુનાથ ચાલવા લાગ્યો. જોધપુર ક્યાં ગયું તેનું પણ તેને ભાન ન રહ્યું.

## પ્રકરણ ૪ થું.

પ્રિય વાચકગણ! જોધપુરથી મુસાફરી કરતો કરતો મુસાફર પગે ચાલીને દક્ષિણમાં નાસિક પુના સુધી આવે ત્યાં સુધી તેના મનના ભાવ કેવા કેવા હોય? તેના કુટુંબની સ્થિતિ, તેના જોવામાં આવતી નવિનતા, તેની દૃષ્ટિ આગળના પહાડ પર્વતો, નદી નાળાં વગેરેની તો માત્ર કલ્પનાજ થઇ શકે, કોઇ કાલિદાસ, કોઇ ભવભૂતિ, કોઇ બાણ કે કોઇ 'માઘ કવિ હોય તો તેજ તે પથિકના પથનું પુરેપુરૂં ભાન કરાવે, ભાગ્યશાળીના ભાગ્ય પણ તેવાં જ હોય છે. માત્ર "અક્કરમીના પડીયા કાંણા" હોય છે. પોતાની, પોતાના કુટુંબની, અને પોતાના દેશની આબરૂ ખાતર માની માણસ તો મરવાનું જ ઇચ્છે છે

રઘુનાથસિંહ અને લક્ષ્મી છુટા પડયાં એટલેથી આપણે જોધપુરથી પણ છુટા પડવું જોઇએ. લક્ષ્મીનું નસીબ લક્ષ્મી પાસે એમ કહીને રઘુનાથસિંહ ચાલી નીકળ્યો. ગાંડી,

આખરી, ખાડા ટેકરા રસ્તા નદી કિનારે હોય ખડીમા બધ જ હોય! ખડીમાં તેના તેજ રસ્તેથી પહાડપર જવાનું હોય અને તેના તેજ રસ્તે વાઘની બોડો આવતી હોય, રસ્તો ખરેખર વિકટ હતો એમાં શક નથી.

દુષ્ટ ચંદ્રસિંહે પોતાના પિતાનું ખુન કરેલું તે સાંભળ્યું ત્યારથી રઘુનાથસિંહનાં હાડેહાડ કંપી ઉઠતાં હતાં અને એટલો ક્રોધાગ્નિ પ્રગટી ઉઠતો કે તે એ આગથી તે ચંદ્રસિંહને બાળીને ભસ્મ કરી નાંખે. હરી, પ્રભુ તેને તેનાં ફળ આપશે. પણ બ્હેન ને રૂખીનું શું થશે એ પ્રશ્ન તેને વારવાર સાલતો હતો. ઘણીવાર તે એટલા બધા વિચારમાં ઉંડો ઉતરી જતો કે આસપાસ શું છે તેનું તેને જરા પણ ભાન રહેતું નહિ. જેમ તેમ તે પોતાનો માર્ગ કાપ્યે જતો હતો. શિવાજી પાસે જવું પોતે પોતાથી બને તેટલી સેવા બજાવવી એ તેણે નિશ્ચય કર્યો હતો.

રઘુનાથસિંહે પુરપાટ ઘોડો દોડાવ્યો. આસપાસ ડુંગરાના ચઢતા ઉતરતા ઢોળાવ અને નદીનાળાં વટાવતાં વટાવતા એક મેદાનમાં તે આવીને ઉભો. ઘોડાને એક ઝાડની ડાળએ બાંધી ને થોડુંક ઘાસ નાખ્યું પોતે પાણી પીધું અને ઘોડાને પણ પાયું. નિર્મળ ઝરણના પાણીમાં પગ બોળવાથી ને પાસેના એક પથરા ઉપર ઘોડીકવાર બેસવાથી તેનો થાક ઉતરી ગયો હતો એટલામાં પાસેના એક ખેતરમાં નીચે પ્રમાણે સંવાદ થઇ રહ્યો હતો તે તેણે સાંભળ્યો.

"અલ્યા પોચા, આણુ તો મારા ખેતરમાં પાકીરેય ન પાચ્યું. હવે શું કરવું સવારે મોટો ખલેચ આવશે ને પુછશે તો શો જવાબ દેવો?"

"મરઘા, એવડો એ આવે તો આપણે ઇમ કેશું કે ભઇ, અમે તો વેરાગી સે. ઇમ કંઇ અમે ડરાબા ડરવાના નથી હોં."

"જો, ઓ આવ્યો કકડીખાં."

"કેમ અલ્યા ગબ્બા. શો વિચાર કર્યો? ભરી દે. ભરી દે, સમજેચ કંઇ? આ તારો નોકર ચાકર નથી. બોલ શો જવાબ આપે છે? જોઇ આ ચાબુક?" કકડીખાં એ ધમકી આપી.

"પરવર દીગાર. અબદાતા. જરા દયા તો રાખો. હું કહું. હાવે હાચું કહું છું. મારા આંબાવાળામાં તો અધોભેય પાચ્યુ નથી!"

"અચ્ચે સાલે. તેરે અબ્બાવાલે જાય જહાનમમે, ઓર તુમ જાય કબરસ્તાનમે. ઇસમે હમકુ ક્યા?" કકડીખાંએ ચાબુક ઉગામી.

પોચો જરા ગભરાયો તો ખરો પણ તે મરઘા જેવો ચંચળ પણ હતો. તે મનમાં લાગ્યો. "શો પેદ! નવાબજાદો જ જાણે મારા દીકરાનો કાજી થયો હોત તો કેમ્બાગને અવળા પાણીએ પીલી નાખત,"

બન્ને ખેડુતને ધમકાવતો લાંચના પૈસા કઢાવનો સુબાનો અધિકારી ચાલ્યો ગયો. ખેડુતો પાસેથી મુકરર મહેસુલ લેવામાં ન આવતી એટલું જ નહિ પણ જેટલા કઢાવાય એટલા પૈસા કઢાવવા પ્રયત્ન થતો. ગામની ઉપજ દર વર્ષે હરરાજ કરવામાં આવતી. તે ખરીદનાર લોકો પાસેથી મહેસુલ ઉઘરાવીને સુબાને ત્યાં આપતો, મહેસુલ ઉઘરાવનાર પોતે ગામનો કુલ મુખત્યાર થતો અને લોકોને ત્રાસ આપતો. રઘુનાથસિંહ આ બધું જો-

ધને ખુબ નાખુશ થયો અને પોતે રાજા હોય તો તે પોતાની રૈયતને કેટલું સુખ આપે એનો વિચાર કરતો કરતો ઉઠયો. ઘોડા ઉપર જીન નાખીને તેને લગામ ભરાવી. પોતે તરવાર, ભાલો, જમૈયો વગેરેથી સજ્જ થઇને ઘોડા ઉપર સવાર થયો. સૂર્ય આથમવાની તૈયારી થઇ રહી રહી હતી. જવાનું ઘણે દૂર હતું, દૂરના ડુંગર જાણે આવકાર આપવા ઉભા હોય તેમ શાંત મુદ્રાથી દીપી રહ્યા હતા. પક્ષીઓ પોતપોતાના માળે જતાં હતાં ત્યારે આપણા મુસાફરના માર્ગની અવધિ ન હતી. ઘોડો પુરપાટ ચાલ્યો જતો હતો. ઝરણો નદીઓ તથા સરોવરોનો સુમાર ન હતો કવિ કાલિદાસ રામગિરિ આશ્રમથી કુબેરના નગર સુધી યક્ષનો પ્રિયા પ્રતિ સંદેશો લઇ મેઘને મોકલતા જેમ અવન્તિકા ઉજ્જયિની આદિ સ્થળોનું વર્ણન કરે છે, જેમ વારાંગનાઓ ભ્રમર જેવી કીકીઓથી મેઘના સામું જોઇ રહી છે. જેમ રાજહંસે કમળના ફુલની ડાંખળીઓનું ભાથું બાંધીને મેઘની સાથે માનસરોવરનો માર્ગ લીધો છે, વગેરે વર્ણવે છે તેમ આપણા પથિકને વર્ણવવાની જરૂર નથી. આપણો પથિક નગરને નીરખવા જતો નથી એના સ્વમાનને જે કલંક લાગ્યું છે તેનો ડાઘ ધોઇ નાખવા એ કોઇ પણ ઠેકાણે આશ્રય શોધવા નીકળ્યો છે.

અપૂર્ણ.



# एकाग्रता.

( લેખકઃ—શ્રીમતી ગૌરીદેવી. )

સ્થિર જળમાં ચન્દ્રમાનું એક બિમ્બ અને ચચલ જળમાં જેમ અનેક બિમ્બ દેખાય છે, તેવિજ સ્થિતિ મનની છે. જેનું ચિત્ત સ્થિર છે, તેને જગત્ એકરૂપ અને જેનુ ચિત્ત ચંચલ છે તેને જગત્ બહુરૂપી દેખાય છે.

જો જળ સ્વચ્છ અને નિર્મળ હોય તો તેના તળેની વસ્તુ સ્પષ્ટ જણાઇ આવે, તેમજ પરમાત્માને જોવાને માટે મન પણ સ્વચ્છ, નિર્મળ અને નિસ્તરંગ હોવું જોઇએ

પૃથ્વીપર વરસતુ પાણી સૂર્યની ગરમીથી સુકાઈ જાય છે, પરંતુ તે પાણીને એક ખાડામાં એકત્ર કરી લેવામાં આવે તો તે ખાડો સરોવરનું રૂપ ધારણ કરી ગરમીના વખતમાં તૃષાતુર જીવની તૃષા મટાડી શકે તેમજ ઇન્દ્રિઓને વશ થઇ મન પોતાની શક્તિ વિષય વિલાસમાં ગુમાવે છે, પરતુ તે સર્વ શક્તિઓનો પ્રભુ સ્મરણમાં ઉપયોગ કરવામાં આવે તો જીવ અમર થઇ શકે છે.

ઇન્દ્રિઓએ મનને વાંદરા જેવુ કરી મુકયું છે. જેથી મનુષ્ય પોતાના સમગ્ર જીવનમાં વિશ્રાન્તિને માટે કાંઇ બનાવી શકતો નથી, અને મનસુબા જ કર્યા કરે છે જેમકે ભગવાને અર્જુનને કહ્યું હતુ કે, "तत्रैकाग्रं मन कृत्वा यतचित्तेन्द्रिय क्रियः ॥" અર્થાત્ મન ઇન્દ્રિ અને ક્રિયાઓને સ્વાધિન રાખી મનને પરમાત્મામા એકાગ્ર કરો

અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, 'ભગવન્! મન ભારે ચંચળ, ઉન્મત્ત અને દુર્નિગ્રાહ્ય છે!' ટુંકામાં અર્જુન મનનો મર્મ જાણતા નહોતા જેથી મનથી ભય રાખતા હતા. શ્રી

કૃષ્ણ પૂર્ણ મર્મજ્ઞ હતા. તેઓએ અર્જુનને કહ્યું કે, 'મનને ઉલટાવો એટલે બહિર્મુખ છે તે અન્તર્મુખ કરો; તમારો ભય જતો રહેશે !

મનને કાબુમાં લાવવાને માટે ભગવાનની આ અદ્ભુત યુક્તિ છે. જળમાં મગર ગજેન્દ્રને પણ ખેંચી જાય છે, પરંતુ તેને બાજુપર ઉલટાવી દેવાથી તે હતાશ થઇ જાય છે. ઝેરી વિષ ઓપડેની પણ એ જ સ્થિતિ છે. ચતુર વિધિ રચનારે સંસારની દરેક વસ્તુમાં મર્મસ્થાન બનાવી રાખ્યું છે. પરંતુ તે મર્મસ્થાન વિવેકી સત્પુરૂષો જ જાણી શકે છે આપણા શરીરમાં ૧૦૭ મર્મસ્થાન છે પરંતુ ઉત્તમ વૈદ્ય સિવાય બીજાઓને તેનું જ્ઞાન હોતું નથી. મોટા પહેલવાનને દુર્બલ કસરત કરનાર પછાડી દે છે. તેનું કારણ એજ કે તે મર્મ જાણે છે.

ધઉંને અડદ અને અડદને હીંગ પચાવી દે છે. એ તેનું મર્મ છે. વીંછીને વીષતુંધ્યા અને સાપને નોળીઓ સતાવે છે. કેમકે તે તેનું મર્મ જાણે છે. શેર બરાબર કોઇપણ પશુ ક્રૂર નથી. પરંતુ મર્મ જાણનાર તેના પેટમાં લાઠી ખોસી દે છે વિષયાભિમુખ ચચળ મનને પણ એ પ્રમાણે મર્મ જાણી કાબુમાં લાવવું જોઇએ

અદ્રશ્ય મનને માટે દ્રશ્ય ઉદાહરણોથી કાંઇપણ લાભ નથી એમ કોઇ કહે, પરંતુ અદ્રશ્યને માટે અદ્રશ્યનું ઉદાહરણ પણ નિરર્થક છે સર્વવ્યાપક વાયુ અથવા જળનું મુખ કયાંઇ જણાતું નથી. રોટીનું મુખ પણ કોઇ બતાવી શકતું નથી, પરંતુ સર્વતો મુખ વસ્તુને એકતો મુખ બનાવવી એ જ ખરો પુરૂષાર્થ છે. આ પુરૂષાર્થ જે મર્મજ્ઞ હોય છે. તેજ પ્રાપ્ત કરી શકે છે. યંત્રદ્વારા જલ અને વાયુનું મુખ મરજી મુજબ દિશાની તરફ કરી લેવામાં આવે છે, અને રોટીની જે કોરના છિદ્રદ્વારા વરાળ નીકળી જાય, તે તેનું મુખ છે.

જેનું ચિત્ત એકાગ્ર થયુ હોય, તેજ તેનો મર્મ જાણી શકે છે, પરંતુ અર્જુનનું કહેવું એમ છે કે, મન એકાગ્ર થઇ જ શકતું નથી અને ભગવાન કહે છે કે, 'વૈરાગ્યેણ ચ ગૃહ્યતે' અર્થાત્ વૈરાગ્યથી મન કાબુમા આવી શકે છે. આ દુવિધામાં પણ મર્મજ્ઞ જ માર્ગ કાઢી શકે છે. મર્મજ્ઞોનું કથન ભગવાનના જ કથનાનુસાર છે. તે કહે છે કે, મન મૂળથી નિર્મળ અર્થાત્ વીરાગી હોય છે, પરંતુ ઇંદ્રિઓના સંસર્ગથી તે અનુરાગી બની જાય છે. જ્યારે તે સગ રહિત થશે, ત્યારે વૈરાગ્ય યુક્ત અર્થાત્ મૂળ સ્વરૂપમાં થઇ જશે અને પછી તે એકાગ્ર અથવા કાબુમાં જ રહે છે.

અર્જુને વિશ્વરૂપ જોયું નહોતું, ત્યાં સુધી તેને મનના સંબધમાં આ ભ્રમ હતો. સંસારની દરેક વસ્તુમાં એકાગ્રતાનું અસ્તિત્વ જણાઇ આવે છે. ભગવાને વિશ્વરૂપ દર્શન દ્વારા અર્જુનને આ બતાવ્યું હતું વ્યવહારના સામાન્ય ઉદાહરણોદ્વારા પણ આ બાબત બતાવી જણાય છે.

બીમાર બચ્ચાની માતા, જંગલમાં ચરવા ગયેલ ગાય, પતિ પરાયણા વિરહી સ્ત્રી, ચચળ વ્યભિચારી સ્ત્રી, કર્મનિષ્ટ યોગી, શિકાર પર નિશાન લગાવનાર, ફાંસીપર લટકનાર અપરાધી, વીંછી કરડેલો જીવ, અનન્યમના વિલાસી પુરૂષ, ગાંડી પર નજર રાખવા વાળા મજુરો, આકાશમાં ઉડનાર પક્ષી, એક પગ પર ઉભા રહી તપશ્ચર્યા કરવાવાળા, નદી તીનારા પરંતુ બગલો, અને અંધારામાં ઉંદરને પકડવાની ઇચ્છાથી ઘેર સમાધી લગાવનારી બીલાડી, એ સર્વ એકાગ્રતાની સાક્ષી આપી રહ્યા છે.

માર્મિક પ્રવર ઋષિઓએ વિષયીજનોના પ્રત્યક્ષ આચરણો જોઇ અનેક અનુમાન બાંધ્યા છે. કામાતુરને લજ્જા અથવા ભય રહેતો નથી અને ક્ષુધાતુરને રૂચિ અરૂચિ અથવા કાચા પાકાનુ ભાન રહેતું નથી, એ એકાગ્રતાનુ જ લક્ષણ છે.

પોતે પોતાને ઓળખવો એ જ પરમ પુરૂષાર્થ છે, મનની એકાગ્રતા અને અન્તર્મુખ પરાયણતાથી જ આ પુરૂષાર્થ સાધ્ય થઇ શકે છે મન કદાચ સ્થિર અવસ્થામાં પકડાઇ જાય ત્યારે તેને પ્રબોધ કરી એકાગ્ર અને અન્તર્મુખ કરી દેવું સહેજ છે, એમ શકા થાય, પરંતુ તે કદી સ્થિર અવસ્થામાં પકડાતું નથી. સંસારમાં સદા ચચળ અને સદા સ્થિર રહે એવી કોઇ વસ્તુ નથી.

ફકીર આખો દિવસ ભીખ માગી સંધ્યા સમયે મસજીદમાં જઇ આરામ લે છે, ઢોર આખો દિવસ વગડામાં રખડી રાત્રે પોતાના સ્થાન પર આવી જ જાય છે, ભમરો મસ્ત બની જ્યાં ત્યાં ફરે છે, ને ગુંજારવ કરે છે. પરતુ ફરી કમળમાં આવી રહે છે. શેર ગમે તેવી ભયાનક ગુફામાં રાત્રિન્દિવસ છુપાઇ રહે. પરતુ તૃષા શાંત કરવાને માટે તેને જળાશય પાસે જવુજ પડે છે, ઉપરોક્ત જીવોને પકડવાને માટે જેમ ઉપરોક્ત સ્થાન નિર્દિષ્ટ કરવામાં આવેલ છે, તેમ મનને પકડવાને માટે ઇન્દ્રિય સ્થાન છે.

વેશ્યાને ઘેર જે જાય છે, તે તેનો પ્રાણપ્રિય બની જાય છે. પરંતુ તેનો ખરો પ્રાણપ્રિય કોઇ થતું નથી. પાણી ! તારો રગ કેવો ? તો કે, જેમાં મેળવો તેવો, સફેદ કપડા પર જેવો રંગ ચડાવવા ધારો તેવો ચડી શકે છે. તેવી જ મનની વાત છે.

નિદ્રાની શરૂઆતમાં અને જાગૃતાવસ્થાની છેવટની દશામાં મન બિલકુલ શુદ્ધ અથવા નિર્વિકાર રહે છે. યોગી પુરૂષો આ દશાને ચિરસ્થાયી બનાવવાને માટે યત્ન કરે છે. આ દશામા મન કોઇ ઇન્દ્રિયને આધીન હોવાથી તેને દુશ્મન મિત્રનો ભાવ રહેતો નથી. પ્રથમ મનને આ દશામાં પકડી રાખવુ જોઇએ, પછી તેને મરજી મુજબ રસ્તે ચલાવવુ કઠિન લાગતું નથી.

સર્પની અતિ કુટિલ કહેવામાં આવી છે. કેમકે તે હંમેશાં આડોજ ચાલે છે. પરંતુ એ જ સર્પ જ્યારે પોતાના દરમાં પ્રવેશ કરે છે, ત્યારે પોતાની કુટિલતાને તજી દઇ એકદમ સરલ થઇ જાય છે મન પણ વ્યવહારના વખતે વિષયોના સંસર્ગને લઈ કુટિલ થઈ જાય છે, પરંતુ જ્યારે તે વિશ્રામ કરવાને માટે સુષુપ્તિમાં પહોંચે છે, ત્યારે તેની કુટિલતા નષ્ટ થાય છે અને તે તદ્દન સરલ અર્થાત્ નિર્વિકાર બની જાય છે.

પરમાત્માની કૃપાનો વાહ સર્વત્ર સમાનરૂપથી પ્રવાહિત થઇ રહ્યો છે. તેનો ઉપયોગ કરી લેવો એ દરેકના હાથમા છે, મનુષ્ય પોતાનું સુખદુઃખ પોતે જ નિર્માણ કરી લે છે. જો ઇન્દ્રિય સયમ કરી. તે, તે પ્રવાહનો ઉપયોગ કરે, તો પાપ તેની પાસે પણ આવી શકે નહિ. વહેતા પાણીમાં નાવને રોકવો હોય તો ભારે લંગર નાંખવું જોઈએ, સસાર પ્રવાહમાં વહેતા મનને સ્થિર કરવાને માટે ભક્તિનું લગર ઘણું જ ઉપકારી છે. પાળ વડે રોકી રાખેલુ જળ ચચળ હોતું નથી. શ્વાસોશ્વાસ સાથે ચચળ થતા મનને સ્થિર કરવાને માટે પ્રાણાયામ જેવુ બધન મહર્ષિઓએ કરી રાખ્યુ છે

'હનેમન હોમિયોપેથી' ની ચિકિત્સામાં લખ્યું છે કે, કાફીથી નિદ્રાનો નાશ થાય છે, અને તેજ કાફી 'હેમોપેથિકડોઝ, ( સૂક્ષ્મ પ્રમાણ ) થી આપવામાં આવે તો નિદ્રા

રોગ દૂર થાય છે અજીર્ણ રોધક છે, પરંતુ તેને સુંઘવાથી મળશુદ્ધિ થાય છે. એ પ્રમાણે મન સ્થૂલ વિષયોમાં મળી જવાથી ભવરોગ ઉત્પન્ન કરે છે, અને સર્વગત સૂક્ષ્મ રૂપમાં મળવાથી ભવરોગને સમાવી દે છે જેથી ભગવાને કહ્યું છે કે," **મન એવ મનુષ્યાણાં કારણં બન્ધ મોક્ષયો.**" મન એજ મનુષ્યને બંધ અને મોક્ષનું કારણ છે.

ઈશ્વરે મનને નકામું ચંચળ બનાવ્યું છે, (એમ કહી અધીર સાધક કોઈ કોઈ વખત ઇશ્વરનો દોષ કાઢે છે.) જો મન સ્થિર હોત, તો સાધનામાં ભારે સુગમતા પડત. પરંતુ ભગવાનની રચનામાં ક્યાંય ભૂલ નથી. જો મનને ચંચળ ન બનાવ્યું હોત તો, સૃષ્ટિની વિવિધતા અને મનોહરતા નષ્ટ થઇ જાત. ઇચ્છિત સ્થાનપર સ્થિર રહેવાને જ્યાં સુધી મન રાજી છે, ત્યાં સુધી ઇશ્વરને દોષ દેવો નકામો છે. દૂરબીનનું મોં ગમે તે દિશા તરફ ફરી શકે છે તેને મુકરર દિશા તરફ સ્થિર કરવાને માટે એક પેચ બનાવેલ હોય છે, જેને દબાવવાથી યન્ત્રને મરજી મુજબ દિશા તરફ કાયમ કરી શકાય છે. મનરૂપી દૂરબીનને માટે પણ ભગવાને નિશ્ચયાત્મિક બુદ્ધિરૂપી પેચ બનાવ્યો છે. તે દ્વારા સાધક મનથી ઇચ્છાનુસાર કામ લઇ શકે છે. સર્વનો સારાંશ જે યોગ દર્શનમાં સિદ્ધ કરવામાં આવ્યો છે, તે એ છે કે, વિષયમાં ફસેલું મન બહુ શાખાઓથી યુકત થઇ ચંચલ બની જ રહે છે, અને જો તેને કોઇ યોગ યુક્તિદ્વારા એકતત્વ યુક્ત કરવામાં આવે, તો તે સૂક્ષ્મથી સૂક્ષ્મ બની શ્રી ભગવાનના ચરણ કમળમાં વિલીન થઇ જાય છે.

હાથી સોપારીને ઉપરની છાલ ચોંટી રહે છે, તેને જુદી કરવી એ કઠિન જણાય છે, પરંતુ જ્યારે તે બરાબર પાકી જાય છે, ત્યારે છોતરાઓ ને તજી દે છે તે પ્રમાણે જ્યાં સુધી ઇશ્વરનું પૂર્ણ જ્ઞાન થતું નથી, ત્યાં સુધી જીવ દેહને જ આત્મા માની લે છે, પરંતુ તત્વજ્ઞાન થવાની સાથે જ દેહબુદ્ધિ નષ્ટ થઇ મનુષ્ય તન્મય થઇ જાય છે.

રામે હનુમાનને પૂછ્યું: "પ્રિય! મને તું શું સંબંધથી જુએ છે?" હનુમાને કહ્યું: મહારાજ! હું હનુમાન અને આપ રામ એમ જ્યારથી હું સમજું છું, ત્યારથી હું મને પોતાને એક ક્ષુદ્ર, સેવક અને આપને સર્વ સમર્થ પ્રભુના રૂપમાં દેખું છું. આ મારી દેહ બુદ્ધિની ભાવના છે. જ્યારે હું મને પોતાને એક જીવ સમજું છું ત્યારે આપને પૂર્ણ પરમાત્મા સ્વરૂપ દેખું છું, અને આ જીવ બુદ્ધિથી આપનો જ હું એક અંશ છું, એવી ભાવના કરૂં છું. અને જ્યારે બ્રહ્મનો વિચાર કરવા જાઉં છું. ત્યારે ભગવાન! જે આપ છો તેજ હું છું અને હું છું તેજ આપ છો, એવો મને બ્રહ્મબુદ્ધિથી અનુભવ થાય છે.

અનુવાદક—વાડીલાલ ઠાકુભાઇ સંઘવી.

---

# सुख दुःखनो कर्ता मनुष्य ज छे.

તમે સુખી હો કે દુ:ખી હો તો તેમાં બીજાનો દોષ નથી. મનુષ્ય પોતેજ પોતાના સુખ દુ:ખનો કર્તા છે. સુખ મળવુ કે દુઃખ થવુ તે સર્વ મનુષ્યના ઉપર આધાર રાખે છે. સુખ અને દુ:ખને કોઇ પણ મનુષ્ય બહારથી જોઇ શકતા નથી. એ તો મનની અન્દરની અવસ્થા છે. સુખ મળવા દેવ દેવી, ભૂત ંપથાય કે કોઇ મનુષ્ય કારણરુપ નથી પણ વિચાર પરમ્પરા જ તેનું કારણ છે. મનુષ્યને તેના પોતાનાં કાર્યો અનુસાર જ સુખ દુ:ખ મળે છે મનુષ્ય જે સારાં કાર્યો કરે છે તો તેને તેનું સારૂં ફળ મળે છે, તે સુખ છે અને ખરાબ કામ કરે છે તો તેનું પરિણામ તેને દુઃખ ઉપજાવે છે.

મનુષ્ય જે કાર્યો કરે છે તે કાર્યો ઉપરથી તે કેવા વિચારનુ સેવન કરનારો છે તે જાણી શકાય છે. કારણ કે વિચાર એ મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને તે બહાર આવી કાર્યરૂપમાં બદલાય છે. મનુષ્યના મનની દઢ પ્રવૃત્તિથી તેના ચારિત્રનો પત્તો મેળવી શકાય છે. અને તેના ચારિત્ર અનુસાર જ તેને સુખ કે દુ:ખ મળે છે. જો મનુષ્યે સુખ મેળવવું હોય તો પ્રથમ પોતાના વિચાર બદલવા જોઇએ. જે મનુષ્યો પોતાના દુઃખને સુખના રૂપમાં ફેરવવા ઇચ્છતા હોય, તેમણે દુઃખના કારણરૂપ પોતાના વિચારો અને કાર્યોને બદલવાં જોઇએ. આ પ્રમાણે વિચાર અને કાર્યોમાં ફેરફાર કરવાથી તેનું જીવન બદલાઇ જવાનું.

જ્યાં સુધી મનુષ્ય સ્વાર્થી વિચારોમાં ડુબેલો રહે છે. ત્યાં સુધી તે કદાપી સુખી કે સંતોષી થઇ શકતો નથી. તેમ જ્યાં સુધી મનુષ્ય નિઃસ્વાર્થ ભાવથી રહે છે ત્યાં સુધી તે કદી દુ:ખી કે ક્લેશી થઇ શકતો નથી. જ્યાં કાર્ય છે ત્યાં તેનું કારણ પણ હોવુ ઘટે છે. કારણ કે કાર્ય કારણનો પરસ્પરમાં અવિનાભાવી સબંધ છે. મનુષ્યમાં કારણને બદલવાની શક્તિ તો જરૂર છે, પરંતુ જો કોઇ કાર્યને બદલવા ઇચ્છે તો તે બદલી શકતા નથી. તે પોતાના સ્વભાવને પવિત્ર કરી શકે છે, અને પોતાના ચારિત્રને ફરી રચી શકે છે આત્મ પ્રપંચમાં પ્રબલ શકિત છે. અને પોતાના રૂપને બદલવામાં પરમાનંદ છે.

દરેક મનુષ્ય પોતે પોતાના વિચાર અનુસાર સુખ દુઃખ ભોગવે છે. પોતે પોતાના વિચારોને ધીરે ધીરે બદલી શકે છે અને પોતાના માનસિક ક્ષેત્રને વિસ્તૃત કરી શકે છે. તે પોતાના પતિત સ્થાનને છોડી ઉન્નત શિખર ઉપર પહોંચી શકે છે. નીચ અને નિંદનીય વિચારોને મનથી દૂર કરી શકે છે. અને તેના સ્થાનમાં ઉચ્ચ અને પવિત્ર વિચારોને પોતાના મસ્તકમાં સ્થાન આપી શકે છે. જેમ જે મનુષ્ય પોતાના વિચારોને બદલી શકે છે ત્યાં ત્યાં તેને સંસારની સુંદરતા અને પૂર્ણતાનો અનુભવ થતો જાય છે.

મનુષ્ય પોતાના વિચારોને લીધે જ મોટો કે નાનો સમજી શકાય છે. જે મનુષ્યના વિચાર નિંદનીય કે સંકુચિત હોય તેને સંસાર પણ અપવિત્ર અને સંકીર્ણ દેખાય છે.

તમે જ્યારે જાણ્યું કે ઉત્તમ વિચાર કરવામાં ઉત્તમ કાર્ય થાય છે, ઉત્તમ કાર્યથી ઉત્તમ ફળ મળે છે, અને અશુભ વિચારથી અશુભ કાર્ય થાય છે અને તે અશુભ કાર્યનું ફળ પણ અશુભ જ મળે છે માટે આજથી તમે તમારા વિચારોનું અવલોકન કરી તમને સુખ આપે તેવા શુભ વિચારોને સેવતા થઇ જાઓ, શુભ વિચારને સેવો, શુભવિચારનું સેવન કરનારાનો સંગ કરો જરૂર તમારી સ્થિતિમાં ફેરફાર થશે.

પવિત્ર વિચાર, પવિત્ર કાર્ય કરાવે છે, હૃદયમાં આનંદ અને પવિત્રતા રાખવી એ ઉત્સાહથી મનુષ્યને આગળ વધારનાર છે, તમે શુભ વિચાર કરો, હૃદય પવિત્ર રાખો, શુભ કાર્યો કરો, ઉત્સાહથી આગળ વધો, આનંદી રહો, જરૂર સુખી થશો.




## પાઠ ૧૫ મો.

(લેખક-ડૉ. વેણુવિહારી)

(અનુસંધાન ગતાંકથી)

વ્યક્તિક આકર્ષણનો વ્યવહારમાં ઉપયોગ કરતી વખતે ધ્યાનમાં રાખવા લાયક કેટલીક ઉપર્યુક્ત સુચનાઓ—ભ્રુકુટિના મધ્ય ભાગપર દૃષ્ટિ-તમારી ચાલચલગતમાં સહજ સરળતા કેવી રીતે પ્રાપ્ત થાય અને આત્મવિશ્વાસ કેવી રીતે વધી-આકર્ષક હસ્તાક્ષિલન (શેકહેન્ડ).

વ્યકિતક આકર્ષણનો વ્યવહારમાં ઉપયોગ કરતી વખતે ધ્યાનમાં રાખવા લાયક કેટલીક ઉપયુકત સુચનાઓ—અંતઃપ્રવાહના વિષયમાં અને તે પાળવાથી, તે પ્રમાણે ચાલવાથી ઉત્પન્ન થતી આકર્ષક શક્તિનું જ્ઞાન તમોને પ્રાપ્ત થયું છે, તો પછી હવે આ નૂતન જ્ઞાનનો વ્યવહારમાં ફાયદો લેવા માટે કેટલીક જરૂરીઆતની ઉપયોગમાં આવે એવી સુચનાઓ મારે તમોને અવશ્ય કરવી જોઇએ. અને તેવી સુચનાઓ કરવી તે આ સ્થળે અયોગ્ય ગણાશે નહિ.

હવે દાખલા તરીકે એમ ધારો કે, કાંઇક વિરૂદ્ધ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં તમારે કોઇ પણ વ્યક્તિ કે જેના સહવાસ માટે તમોને હૃદયપૂર્વક તિરસ્કાર અને કંટાળો હોય તેવા માણસથી તમારે કાંઇક નાનું અગત્યનું કામ પડ્યું અને તેના મતપર તમારે તમારા સંબંધી અનુકુળતા પ્રાપ્ત કરવી છે.

હવે આપણે એવીજ ધારણાએ કામ લેવાનું છે કે, સદર માણસ ઢોંગી આપમતલબી હોય, પોતે એક વજનદાર છે. તે માણસ એવા છે કે તેની ભાવના શરમ તો મુદ્દલે નથી. અને તેનું હૃદય કેવળ પથ્થર જેવું—પાષાણ જેવું કઠોર છે. સુશિક્ષિત અને વ્યવસ્થિત માણસને તો આવા માણસની મુલાકાત .તે કેવળ મસવાતના તુલ્ય ભાસશે. અને તેમાં વળી એવા માણસ પાસેથી કામ કાઢી લેવું હોય તો તો ભલુંજ પછી, કારણ કે આવાં માણસો એટલે ગુહા જેવાં અને અક્કલ વગરનાં જ હોવાનાં, જેથી કરીને આવાં માણસ આગળ જો કોઇ સુશિક્ષિત માણસ જાય તો તેઓ તે બીચારાની પહેલા ઠઠ્ઠા મશ્કરીઓ કરીને બનાવે અને ઉડાવે એમાં જ તેઓને મઝા પડે છે. હવે તમો તો વ્યક્તિક આકર્ષણના બળે કેવળ જાદુગરજ બન્યા છો તો પછી આવી આ હાલની ચાલતી ડોંગરાઓને તમો સારી પેઠે ફાવે તેમ નચાવી શકો તેમ છે. જો કે આવી વ્યક્તિયો પોતાના મનમાં તમોને બનાવવાનું ધારે તોપણ તમોએ જે વ્યક્તિક શક્તિનો સંગ્રહ કર્યો છે જે તે સંબંધિનું જ્ઞાન તમોએ પ્રાપ્ત કર્યું છે દીર્ઘ અભ્યાસે તમોએ જે શક્તિ મેળવી છે તેના પ્રતાપે તેવી હીજલીઓનું તમારી આગળ કશુ પણ ચાલશે નહિ. જેથી કરીને શાંતપણે અને નિશ્ચય મુદ્રાથી તમો તેની પાસે જઇ શકતા. કારણ કે તમારા હૃદયની એવી પાકી ખાત્રી હોય છે કે 'જો તમો ધારો તો તમારી ઇચ્છાશક્તિના બળવડે, તે વ્યક્તિને તમારી પાસે આકર્ષી શકો' તેટલું તમારામાં સામર્થ્ય છે, તમો ધારી શકો અગર તો તમારા ધ્યાનમાં પણ ન હોય છતાં તમારી કાર્ય સિદ્ધ કરવાની ખુમારી તમારી મુદ્રાપર ચઢી રહેલી હોય છે, જેથી આ તમારી દૃઢ નિશ્ચયી મુદ્રા, સામેની વિરૂદ્ધ શક્તિને આક્રમવા તમો નિકળ્યા છો, અને તમો ધારો તો તે શક્તિનું દમન કરવા અગર સમુળી નષ્ટ કરવાની શક્તિ તમારામાં છે. એવી તમોને પોતાની પૂર્ણ ખાત્રી છે. સંચિત શક્તિ સાંનિધ્ય હોવાથી તમો શાંત સ્વભાવ અને પ્રેમાળ વર્તણુક તમો તેને સહેજ સાણસામાં પકડી શકો છો. આવા પ્રસંગે તેની મુલાકાતનાં ખોટા દુષ્ટ સંકલ્પો અગર તો તીરસ્કારને તમારા હૃદય મંદિરમાં મુદ્દલ પ્રવેશ કરવા દેશો નહિ. કેવળ પ્રેમ ખરા પ્રેમ હૃદયનો પ્રેમ પ્રગટ કરો અને શાંતતાથી તેની સાથ વાતચિત કરો. આ વાતચિતના આજીજી મુદ્દલે અંશ સરખો હોવો ન જોઇએ.

ભૃકુટ મધ્ય દૃષ્ટિ—હવે જ્યારે તમો તે વ્યક્તિ સાથે વાતચિત કરવા માંડો ત્યારે તેની બે-ભમરોની વચ્ચે તમારી દૃષ્ટિને સ્થિર કરજો. મનમાં એવી ધારણા કરી લેવી કે ત્યાં એક બીંદુ છે, અને તે બીંદુથી જ આપણે વાર્તાલાપ કરી રહ્યા છીએ, અને તે વ્યક્તિનું આપણે મર્મસ્થાન શોધી રહ્યા છીએ, કારણ કે મૂર્ખ માણસોમાં હમેશાં કાંઇને કાંઇ છીદ્ર હોય છેજ.

હવે વાતચિતની શરૂઆત ક્ષુલ્લક બાબતથી શરૂ કરો. અને આ વાતચિતમાં તમારી દૃષ્ટિને વ્યક્તિની બે ભ્રમરોની વચ્ચે શાંતતાથી રાખો, આ તમારી નજરમાં ઉગ્રતા ન હોવી જોઇએ તેમજ તમારા ચહેરામાં પણ આવેશ ન હોવો જોઇએ. આવો જ્યાં તમો પ્રયોગ શરૂ કરશો કે થોડા જ વખતમાં તમો અનુભવશો કે, તેની દૃષ્ટિમાં ચંચળતા પ્રાપ્ત થાય છે અને તે આમતેમ ડાફરીયા મારે છે હવે તમો બોલવામાં વાતમાં એવો પ્રસંગ આણો કે તે તમારી સામેજ જોયાં કરે. તમારી નજરથીજ તેનાથી સહેજ ત્રાટક થાય. હવે જ્યારે

તે બોલવા માંડે ત્યારે તમારે માત્ર તેના ચહેરા તરફ તાકવું નહિ. તમો જાણે સાધારણ રીતે તેના કોટ સામું બટન સામું હુડ સામુ અગર ઇતર વસ્તુ તરફ લક્ષ આપતા હો એવું દર્શાવવું. માત્ર પણ ધ્યાનમાં રાખજો કે તેની વાત સાંભળતી વખતે તમારાથી તેની નજર સાથે ત્રાટક ન થાય. નહિ તો સઘળો બાજી બગાડશો. તેનું ભાષણ આદરપૂર્વક સાંભળજો; અને જ્યારે તમો બોલવા માંડો ત્યારે તેની ભમ્મરોના મધ્યે નજર માંડવાનું ભુલતા નહિ, પણ આ તમારી કૃતિ કૃત્રીમ છે એવો સામા માણસને સેજ પણ ઇસારો થવા દેતા નહિ. શાંતના એજ તમારૂં મહેતું કર્તવ્ય છે. અધિરાઇ ઉતાવળ તો મુદ્દલે નજ હોવી જોઇએ. આ પ્રયોગ પૂર્ણ થતાં, તે વ્યક્તિ તમોને તેની આખી જીંદગી સુધી વીસરશે નહિ, આ મુલાકાત અને વાતચિતનું પરિણામ ભલેને તમારી મરજી મુજબ નજ આવે તોપણ કંઇ ચિંતા જેવું નથી, પણ તમો તમારા મનમાં પાકું સમજી મુકજો કે તે માણસ તમોને કદી જ વીસરશે નહિ. ભલને જેના સાથે તમો આ વાતચીતના વ્યવહાર કર્યો. તે પણ ગમે તેમ ધારે તો પણ તમારો આ પ્રયોગ કદાજ નિષ્ફળ ગયો નથી એની તમારે પૂર્ણ ખાત્રી રાખવી.

તમારા ચાલચલણમાં સહજ સરળતા કેવી રીતે પ્રાપ્ત થાય અને આત્મવિશ્વાસ કેવી રીતે વધે—નીચે જણાવેલા અભ્યાસથી તમારી ચાલચલણમાં સહજ સરળતા પ્રાપ્ત થઇ તમોને તમારો આત્મવિશ્વાસ વધશે, જ્યાં તમોને કોઇ જોઇ ન શકે, અગરતા તમારૂં ભાષણ સાંભળી ન શકે એવા એકાંત સ્થળે જઇ કલ્પિત વ્યક્તિ ઉપર તમારો પ્રયોગ શરૂ કરો. આ અભ્યાસ ખુલ્લા હવામાં કરવાથી જલદી સાધ્ય થાય છે પણ જો વરસાદમાં કરવા પડે તો તમારી એકાંત કોટડીમાં કરશો તો પણ ચાલશે. તમો શું કરો છો એ વાતની કોઇને પણ જાણ થવા દેતા નહિ. નહિ તો કુતૂહલ પ્રિય પ્રેક્ષકો તમોને સતાવા સુકશે તમોને તેમાંથી ચ્યુત કરશે હવે તમારા ફેફસાના પાંચ મિનીટ સુધી હવાને સારી રીતે ભરો અને ત્યાર પછી શ્વાસને ધીમે ધીમે અને સરળ રીતે બાહર પતાર થવા દો. આ પૂર્ણ થતાં ઉલ્લાસ શાંતના ઉભા થઇ જાવ અને પછી તમારા કંઇ પણ સ્નેહીની માનસિક આકૃતિને સામી ખડી કરો અને તેની સાથે વાતચીત કરવા માંડો વાતચિતમાં ગમે તે વિષય લ્યો. વાતના ગમે તે વિષય હશે તોપણ ચાલશે, અમુકજ વિષય હોવા જોઇએ એમ કાંઇ નથી. ગમે તેવા વિલક્ષણ વિષય હશે તોપણ ચાલશે, ધ્યાનમાં માત્ર એટલું રાખવાનું કે, તમો જે કાંઇ વાક્ય બોલો તેનું પ્રથમ તમારે સારી રીતે મનન કરવું જોઇશે. અને જે શબ્દો ઉચ્ચારો તે અંતઃકરણ પૂર્વક ઉચ્ચારજો. હવે તુંઆ જે વાર્તાચિત કરવાની તે બધી ગપ્પા ગોઠવા શબ્દોમાં સાદી રીતે અને બરોબરીવાળાના સાથે જેવી રીતે વાતો કરીએ છીએ તેવી રીતે કરવી અને શબ્દો એટલા મૃદુ અને સ્પષ્ટ બોલવા કે સામાથી સમજી શકાય દરેક શબ્દના ઉચ્ચારો સ્પષ્ટ થાય જે મિત્રની તમોએ માનસિક આકૃતિ કલ્પી હોય તે મિત્ર તમારી પાસે અને સામે હોય ત્યારે તમો તેની સાથે વાત કરતા જેવી રીતે તમો તમારા શરીરની હીલચાલ આ માનસિક વાતની વખતે પણ હોવી જોઇએ. કોઇ બાબતમા કૃત્રિમતાનો અંશ સરખો હોવો ન જોઇએ. વાતના વિષયમાં જેવો જેવો સમય આવે તેવો તેવા અંગ વિક્ષેપ કરતા રહો મતલબ કે તમારી સાથે તમારી સામે, તમારી બાજુ માંજ તે તમારો મિત્ર સાક્ષાત ખડો હોય તે વખતે જેવા જે વાતમાં અંગવિક્ષેપ કરો

છો તેવાજ આ વખત પણ થતા હો. યોગ્ય અંતરે તે મિત્રની સાક્ષાત્ મૂર્તિનું આલિંગન કરો. આ પ્રમાણેનો અભ્યાસ ઘણોજ ઉપયોગી છે. આ આવા નિત્યના અભ્યાસે તમો આત્મવિશ્વાસ ઉત્પન્ન કરી તેને દ્રઢ કરી શકશો અને તે વડે તમો જુદા જુદા પ્રયોગ અને કામો કરી શકશો. આ પ્રયોગની સિદ્ધતાએ તમો દરેક દરેક મનચિંત વિષયમાં સિદ્ધતા અને શ્રેષ્ટતા પ્રાપ્ત કરી શકશો. હવે આ વિષયનું વધારે પીષ્ટ પેષણ કરી તમોને સમજાવવા કરતાં તમો ઉપર જણાવ્યા પ્રમાણે અભ્યાસ શરૂ કરશો એટલે તેનો અનુભવ તમોને પોતાની મેળે થયા જશે.

જ્યારે તમો હિંમત હારી જવા જેવી સ્થિતિએ આવી પહોંચો તે સમયે એટલે કે જ્યારે તમારા આત્મવિશ્વાસને ઉત્તેજનની જરૂરત ભાસે તે સમયે ઉપર જણાવેલો અભ્યાસ અડધો કલાક સુધી કરો.

---

## પાઠ ૧૬ મો.

---

### આકર્ષક દ્રષ્ટિ વધારવા સંબંધે દર્પણ પર અભ્યાસ—પરિણામ:—

આકર્ષક દ્રષ્ટિ વધારવા સંબંધે.—આકર્ષક શક્તિના અનંત પ્રવાહના સંચયની યોગ્યતા જ્યાં તમારા જાણવા અનુભવવામાં આવશે, ત્યાં પછી તમારે અન્ય વસ્તુની કોઇપણ આવશ્યકતા રહેશે નહિ, છતાંએ આજે નીચે સૂચન કરવામાં આવે છે તેવા પણ ઘણા ખરાઓને ઘણા જ ફાયદો થવા સંભવ છે, જેથી નીચે આપવામાં આવે છે ગત પાઠમાં મુખ્ય દ્રષ્ટિ કેવી રીતે સ્થિર કરવી તેના કૃતિ જણાવવામાં આવી છે, સોયરકર વાક્ય રચના થઇ પડે તે નિમિત આ દ્રષ્ટિને આકર્ષક દ્રષ્ટિ એવું નામ આપીશું. કારણ કે આ અભ્યાસ તમોને નિશ્ચયી અને અધિકાર દર્શક મુદ્રા કરતી વખતે ઘણોજ ઉપયોગી થઈ પડશે મુદ્રા નિશ્ચયી હોવાની સાથે તે જો કંગાળભરી દાવ તો સામા માણસને ગભરાવી નાખે છે માટે તેવી મુદ્રા અહિતકારક છે. જેથી તેવી મુદ્રા ન થવા દેવા કરવા શિખવું એ પ્રથમ ધ્યાનમાં રાખવા જેવું છે, તમારી મુખમુદ્રા અધિકાર યુક્ત તો હોવી જ જોઇએ પણ તેમાં મોહકતા એટલે કે પ્રમાણપણું હોવું જોઇએ સતોષપણ એક આકર્ષક શક્તિનો મુખ્ય ગુણ છે એ તમારે વીસરી જવું ન જોઇએ. જો તમારે સમાજમાં મોહકતા ઉત્પન્ન કરવી હોય, હંમેશાં તમારી તરફ પ્રત્યેક આકર્ષાય એવી ઇચ્છા હોય, તમારે આકર્ષક બનવું હોય તો તમારે તમારી વર્તણુંમાં શ્રદ્ધાને મુખ્ય સ્થાન આપો, દરેક વાત કરતાં શ્રદ્ધાપૂર્વક કરો, અપકચરી વાત, દરેક બાબતમાં અશ્રદ્ધા અવિશ્વાસ એ આકર્ષક શક્તિને હરણ કરનારા વિઘાતક તત્વો છે. માટે તેને અવશ્ય જવા જોઇએ. વારંવાર સ્મિત ન કરતાં, કારણ કે વગર કારણે સ્મિત કરવાથી ગભીરતાનો નાશ થાય છે અને તેના જેવી વિઘાતક વસ્તુ બીજી એકે નથી. જેમ બને તેમ તમારી મુદ્રામાં શ્રદ્ધામાં સ્થાન આપો, ચોવીસે કલાક શ્રદ્ધામય બનો, હમેશાં ભ્રુકુટિ મધ્ય દ્રષ્ટ રાખો અને તેવી દ્રષ્ટિ વખતે ચહેરામાં અધિકાર અને પ્રસન્નતાની ખુમારીને ન તજો.

દર્પણ પર અભ્યાસ.—આ અભ્યાસથી તમારી દ્રષ્ટિ તેજદાર અને આકર્ષક બનશે અને મુખ મુદ્રા તેજદાર બનશે. ટેબલ પર એક નાનકડું ચાટલું તમારી નજર સામું મુકો

અને તેમાં દેખાતઃ તમારા ચ્હેરામાં તમારી ભમરોના મધ્યે એક ચાંદલો કરી તે તરફ તમારી પાંપણો ન હલાવતાં ત્રાટક કરો. તમારી આંખો અને ચાટલા વચ્ચે એક હાથનું અંતર રાખજો, પ્રથમના અભ્યાસ વખતે આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવી આંખો સહેજ ચચરશે, પણ તે ઝળઝળીયાં લુછવા નહિ તેમજ આંખ પણ ચોળતા નહિ એટલે થોડાક દિવસ એમને એમ અભ્યાસ ચાલુ રાખવાથી તે ઝળઝળીયાં અને ચચરવું એની મેળે બંધ થઈ જશે. આંખો તણાતાં પાંપણને સેજ ઉડાવજો પણ પાંપણ મીંચતા નહિ; એજ પાંપણો ફાડશો એટલે શ્રમ થાક ઉતરી જશે. આવો અભ્યાસ હમેશાં પંદર મિનીટ સુધી કરવો, આ દ્રષ્ટિ વધારવાના અભ્યાસ વખતે શરીર સ્વસ્થ હોવું જોઈએ, નવિન અભ્યાસ કરનારને પ્રથમ તો આમ પાંચ મિનિટ બેસવું પણ વસમું થઈ પડશે, પણ આ આકર્ષક શક્તિના અભ્યાસમાં પ્રવિણતા મેળવવી હોય તો તેને સ્થિરતાની અને પોતાના જ્ઞાનતંતુને કબજામાં લેવાની અવશ્ય જરૂરત છે. વળી જેમ જેમ આ અભ્યાસ નીયમિત કરવામાં આવશે, તેમ તેમ અભ્યાસમાં કંટાળો ન આવતાં ઉત્સાહ વધતોજ જશે.

પરિણામમાં આ અભ્યાસ માટે પ્રાતઃકાલનો સમય ઘણો જ ઉત્તમ છે. કારણ કે તે વખત મગજ શાંત અને ઠંડુ હોય છે. શરીર સ્વસ્થ અને શ્રમ રહિતનું હોય છે, તેમજ જ્ઞાનતંતુ શિથિલ અને ઉશ્કેરાયલા હોતા નથી. હવે અન્ય સમયે આનો અભ્યાસ ન જ કરવો એવો કાંઈ નિયમ નથી, ગમે તે વખતે પોતાની સવડ પ્રમાણે આનો અભ્યાસ થઈ શકે છે. શરૂઆત પાંચ મિનિટથી કરો અને દરેક દીવસે એક એક મિનિટ વધારતા જઈ બાર અગર પંદર મિનિટ સુધી વધારો, આ પ્રમાણેના આ અભ્યાસથી દસ પંદર દિવસમાં સ્થિર દ્રષ્ટિ અને શક્તિનો તમોને અનુભવ થશે, અને તેવીજ રીતે તમારામાં સામની ચંચળ અને શક્તિહિન દ્રષ્ટિને જાણવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે. તેજ પ્રમાણે ઉછાંછળા સ્વભાવના માણસોની ઉછાંછળી દ્રષ્ટ જતાં તમો તેની ભ્રુકુટિમધ્ય દૃષ્ટિ કરી કે કેવાં આકર્ષાય છે, તે તમારા જાણવામાં આવશે. તમારી દૃષ્ટિએ તેમનામાં એકાએક ઘાયલ થવાનું કારણ એજ છે કે તેઓ આ વિદ્યાથી તદન અજાણ્યા હોય છે, કાબી અગર જમણી આંખ તરફ, માથા પર અગર કપાળપર ત્રાટક કરતાં પણ જો કાંઈપણ પરિણામ ન આવતું હોય તો ભ્રુકુટિમધ્યના નિરક્ષણે તત્કાળ પરિણામ જણાઈ આવે છે. અને ભ્રુકુટિમધ્ય દૃષ્ટિનો બીજો એ ફાયદો છે કે શામાના દૃષ્ટિપાતમાંથી તે બચી જવા પામે છે.

ઉપર જણાવ્યા ચાટલા પરનો અભ્યાસથી નેત્રોનું આકર્ષક તેજ એટલું તો જોત જોતામાં વધે છે કે ન પૂછો વાત, નેત્રો એ આત્માનું પ્રતિબિંબ છે, માનસ શાસ્ત્રવેત્તાઓ નેત્રોદ્વારા એક બીજાનું હ્રદય વાંચી શકે છે, માટે તમો નેત્રોનું આકર્ષક તેજ જેટલું વધારો એટલું થોડુંજ છે. જો તમો ચશમા પહેરતાં હો તોપણ ચશ્માની અંદરથી પણ તેનું પરિણામ થશે. પણ કાચી આંખોને વધારે શ્રમ આપવું હિતકારક નથી. માટે જેમને ચશ્મા આવ્યાં હોય તેવા માણસે આ અભ્યાસ ધીમે ધીમે અને ધીરજથી આગળ વધારવો, એવી ખાસ ભલામણ છે. ચસમાં પહેરીને ચાટલામાં જોવાના અભ્યાસથી દૃષ્ટિની આકર્ષક શક્તિ વધારવામાં કાંઈ વાંધા જેવું નથી, કેટલીક વખત આ પ્રયોગે તેવાઓની દ્રષ્ટિ સુધરી સતેજ પણ બની શકે છે.

———




( લેખક. રા. ચ્યવનરાય શુકલ. )

ચારિત્ર્ય ધર્મના પાયા પર બંધાય છે. ભાવના અને ઉત્સાહથી એ રસાળ બને છે, ખંત અને વફાદારીથી એ ફળદ્રુપ બને છે. વ્યક્તિત્વથી એ તેજસ્વી અને પ્રભાવશાળી બને છે. સુદૃઢ અશક્ત બાંધાવાળા શરીરથી એ સ્થાયી અને બળવાન બને છે.

કારકીર્દી ફતેહમંદ કરવા બળવાન ચારિત્ર્ય એ પ્રાથમિક અને આવશ્યક વસ્તુ છે.

ચારિત્ર્ય બાંધવુ કે તોડવુ એ કેળવણી પર આધાર રાખે છે,

આપણું ભાવિ મોટા ભાગે આપણી તાલીમ પર આધાર રાખે છે આ તાલીમ કેવળ શાળામાંથી જ મળે એવું કંઇ નથી. કેટલાક માણસ આપકર્મી હોય છે, એમણે એમનું જીવન પોતે જાતે જ ઘડી કહાડેલું હોય છે. કોઇ કહેવાતી શાળામાંનું વ્યવહારીક શિક્ષણ એમને મળેલું હોતું નથી. બત્રીસ ઠોકરો ખાઇને એ બત્રીશલક્ષણા બનેલા હોય છે.

સંસાર એજ શાળા છે, વિશ્વ એજ વિદ્યાલય છે. આખલ જીવન એજ અભ્યાસનાં વર્ષ છે. આપણે જનમથી તે મરણ સુધી જ એક પણ દહાડો પાડયા વગર અભ્યાસી રહેવું જોઇએ, વિદ્યાર્થી બનવુ જોઇએ.

આપણું હાલનું Graduation ( પારંગતપણું ) એ પારંગતપણું નથી, એ તો કેવળ દિશા દર્શન છે, આત્માવલંબનના પ્રદેશનું પ્રવેશદ્વાર છે. એ તો ફક્ત આપણી પ્રવૃત્તિઓનું સંક્રાન્તિયંત્ર છે, Arts અને Graduate એ શબ્દના આજ આપણે તદ્દન ખોટા અર્થ કરી રહ્યા છીએ.

ચારિત્ર્યને પ્રગતિ માત્રનો પાયો કહી શકાય,

ચારિત્ર્ય માણસમાં માણસાઇ આણે છે. એ એના જીવનને દોરે છે. શિક્ષણની જે સંસ્થા, કેળવણીની જે પ્રથા ચારિત્ર્ય ન બાંધી શકે તે એ પાવત્ર નામને અપાત્ર છે.

સુદૃઢ ચારિત્ર્યવાળું માણસ સઘળે સફળ થાય છે. એને કોઇવાત અઘરી નથી, એના પર વિશ્વાસ રાખી શકાય છે. એ પોતાની જરૂરીઆતો જાણે છે, આગ્રહ અને ઉત્સાહથી એ એને માટે પ્રયાસ કરે છે.

એને કોઇ મારી શકતુ નથી. ભલે એ વારવાર પડે પણ એથી એ ગભરાવાનું નહિ. ઉલટું એ તો દાંત પીસી ઉઠી ઉભું થવાનું અને નવા બળથી સામું થવાનું. એનું બળ નિરાશાવાદી નથી.

પણ સુદૃઢ ચારિત્ર્ય બંધારણના જેટલી જ, બલ્કે એથીય વધારે જરૂર સબળ શરીર બંધારણની છે. માટે એ વાત કદાપિ પણ ભૂલશો નહિ. જુજ અપવાદો બાદ કરીએ તો આપણે જોઇશું કે દુબળા દેહમાં સબળ ચારિત્ર્ય સંભવતું નથી, આપણા જીવનના માર્ગની વાત આપણે કોરાણે મુકીએ તોએ મારે કહેવુ પડશે કે સાફલ્ય સબળ શરીર પર જ અવલંબે છે. નિરોગી અને અશક્ત બાંધામાં વસ્તુ બળ ઉચ્ચ નીચ દરેકને સરખું આવશ્યક છે.

શારિરીક સંસ્થાને સારી રીતે વિકમાવી એટલે પછી બીજી સુખની વાત સ્હેલી થઈ પડવાની, યાદ રાખજો કે શરીરને સબળ બનાવતાં આપણે નૈસર્ગિક રીતે જ આપણે આપણુ આત્મ પ્રભુત્વ બીનજરૂરી છે એવું કોણ કહી શકશે ? ગુલામી કોને ગમે છે ! પરતંત્રતા, પરવશતા કોને પસંદ છે, કોને પ્યારી છે.

નીતિપાલન માટે આત્મપ્રભુતા આવશ્યક છે. આપણા પર બે જાતની અસર થાય છે બે પ્રકારના પવન વાય છે સારા અને નરસા, એ બે અસરોની અથડાઅથડી થાય છે. એ બે પવનનુ સામસામું યુદ્ધ થાય છે એ બેમાં જેની સરસાઇ તેની સત્તા અને તે સત્તાને અનુસરતુ આપણુ જીવન.

આપણી શિક્ષણસંસ્થાએમાં કેટલાક કપરા નિયમ પાળવાના હોય છે. તો વિદ્યાલયના વિદ્યાર્થીએ, સંસારશાળાના અભ્યાસીએ પણ અમુક નિશ્ચિત ક્રમ અનુસરવો જોઇએ, અલબત્ત એમાં એના પર કાંઈ પ્રકારની કૃત્રિમ સત્તાનુ દબાણુ નથી જ, અને તો ફક્ત એની પોતાની ઇચ્છાશક્તિને જ માનવાનુ છે,

અલબત, જ્યાં સુધી આપણે આપણા આદર્શ રોકી રાખ્યા ન હોય, આપણી પ્રવૃત્તિઓ આંકી મુકી ન હોય ત્યાંસુધી તો આપણે અમે એવા ઉપલા નિયમોનુ પાલન કરવુ જ ઘટે

એશઆરામી જીવન તન અને મનને ખાઇ જાય છે.

જો આપણે આપણા હાથને બળવાન બનાવવા મનતા હોઇએ તો આપણે એના સ્નાયુઓને નિયમિત રીતે અને શ્રમ પડે એવી રીતે હલવવા ચલાવવા જોઇએ, એવી જ રીતે ચારિત્ર્યને સુદૃઢ બનાવવા આપણે આપણા માટે એક લક્ષ્ય નક્કી કરવુ ( અલબત, જે લક્ષ્ય પ્રાપ્ત કરવુ સ્હેલું તો ન જ હોય ) અને પછી એને પ્હોંચવા બાંધીને મડવુ.

અઘરૂ કામ જોઇ પાછી પ્હાની કરવી નહિ, ના કહેવાની નિડરતા પણ આપણામાં હોવી જોઇએ મન મારતા પણ આવડવુ જોઇએ. આત્મસંયમ આવશ્યક છે, ઓજસ્વી જિવનનો માર્ગ કંઇ મખમલથી મઢેલો નથી, એમાં તો કેટલેક ઠેકાણે ગોખરૂ છે કેટલેક ઠેકાણે કાંકરા છે, કેટલેક ઠેકાણે કરાડો છે, કેટલેક ઠેકાણે જાળાં છે, કેટલેક ઠેકાણે ખાઇઓ પણ છે

પણ આવી આવી મુશ્કેલીઓ વટાવવામાં જ ચારિત્ર્ય બંધાય છે,

નિષ્ફળતાથી પણ ભાગવા નહિ, હું તો કહીશ કે જે કદિએ નિષ્ફળ થયો નથી તે કશુંય શિખ્યો નથી, એ તો ઘેરામાં જ ચરતા રહેલો એને નવું કંઇ મળેલું નહિ, સફળતા સારા માર્ગે આપણને નિષ્ફળતા જ બનાવે છે,

તન, મન અને આત્માનું નવનીત બે વાતો માગે છે. :—

એક તો એ કે સશક્ત શરીર બનાવવા જે કંઇ જ્ઞાન આવશ્યક હોય તે પ્રાપ્ત કરો અને પછી તેનો અમલ કરો

બીજું એ કે પ્રકૃતિનો એવો પ્રદેશ ઢુંઢી કાઢો કે જે મહત્વાકાંક્ષા જાગૃત કરે કલ્પનાશક્તિ મનોજ કરે, ઉત્સાહને ઉત્તેજીત કરે.

અને એ પછી જ આપણે જીવનનાં મહાન પારિતોષિકો સંપાદન કરવાના સંગ્રામમાં સામેલ થવાને તત્પર રહેવાશે.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું. ] મે સને ૧૯૨૩. [ અંક ૩ જો.

## अविचारी जीवप्रति कर्त्तव्य कथन.

( હજી વૈરાગ્ય કાં ના'વે એ લય. )

દશા કેવી થશે તારી, દશા કેવી થશે તારી,
સમજ કંઇ ઓ અવિચારી!
નેવે મૂક્યું તે સદા, કરવાનું શુભ કામ,
જંપી ક્ષણ પણ શાંતિથી, સ્મરે નહિ પ્રભુ નામ,
રૂચે નહિ વાત કોઇ સારી, રૂચે નહિ વાત કોઇ સારી,
દૃશ્યની વાત રૂચનારી; દશા० ૧
વલખા નિશદિન મારતો, મેળવવા જગ સુખ,
જે પરિણામે આપતા, ઉલટાં અગણિત દુઃખ,
ત્યજી તેની હવે યારી, ત્યજી તેની હવે યારી,
સ્વરૂપ સુખમા દે મન ઠારી; દશા० ૨
કથા શુણી શુણીને સદા, ફુટયા તારા કાન,
તોએ ના'વ્યું કઇ તને, ઉરમાં બ્રહ્મજ્ઞાન,
શુણ્યું આચારે ઉતારી, શુણ્યું આચારે ઉતારી,
જીવનને લે તું ઉદ્ધારી, દશા० ૩
જળ રેલાસમ ઝડપથી, આયુષ આ વહી જાય,
છેલ્લી અણીએ ચેતતાં, કંઇ નહિ પામી શકાય.
ઘડી ઘડી ઇશ સંભારી, ઘડી ઘડી ઇશ સંભારી,
બની જા સિદ્ધ અવતારી; દશા० ૪

श्री ज० देवी.



# मननीय पंचायतन.

( લે. પુજ્યપાદ સદ્ગુરુવર્ય શ્રીમાન ઉપેન્દ્રાચાર્યજી. )

( અનુસધાન ગતાંકથી )

---

યથાર્થ ઇચ્છા અને યથાર્થ પ્રાર્થના, એ બે એકભાવવાચક શબ્દો છે. એમ કહીએ તો તેમા કશુ ખોટુ નથી યથાર્થ પ્રાર્થના એ બીજુ કાંઇ નથી પણ પરમાત્માની સાથે મનુષ્યનુ અત કરણ કોઇ દિવ્ય પ્રકારથી સબધને પામ્યુ હોય તે વખતે અત્યત બલપુર્વક અથવા પ્રાર્થનાની સાથે વધારે બધબેસતા શબ્દમા કહીએ તો અત્યત ભાવપુર્વક દર્શાવેલી ઇચ્છા જ છે તે જ પ્રમાણે જે ઇચ્છાને ફલિભૂત કરાવી છે તે ઇચ્છા પણ પરમ બલરૂપ વસ્તુની સાથે, તેનુ અનન્ત બલ તેમાં પ્રવેશે એટલા માટે અત્યત સંબધવાળી હોવી જોઇએ

આપણી પ્રત્યેક શુભ ઇચ્છા અન્વર્થક કરવાને માટે આપણી પ્રત્યેક ઇચ્છાની સાથે આપણા મનના તથા આત્માના સમગ્ર બલને પ્રવર્તાવવાં જોઇએ પરંતુ જ્યાં સુધી આપણે આપણામા આધ્યાત્મિક ભાવો જાગ્રત્-તરતા-કર્યા નથી હોતા, ત્યા સુધી આપણા અતરમાં રહેલા સઘળા સામર્થ્યનો પ્રકટ આવિષ્કાર કરવાને આપણે સમર્થ થઇ શકતા નથી. તે જ પ્રમાણે જ્યા સુધી આપણે આપણામા વ્યાપક અનન્તતત્ત્વની સાથે ઐક્યનો આપણામાં અનુભવ કરી શકતા નથી, ત્યા સુધી આપણામા આધ્યાત્મભાવો જાગ્રત્ થઇ શકતા નથી. રહેલા પરમ આધ્યાત્મિક તત્ત્વની વિશાલતના તથ. પુષ્કલતના, આપણું અહ એ અધ્યાત્મતત્ત્વના રગથી જેટલા પ્રમાણુમા રગાય છે, તેટના પ્રમાણુમા પ્રકાશિત થાય છે. અને જેમ જેમ આપણે એ અધ્યાત્મ સ્થિતિનુ અધિક ચિંતન અને એ સ્થિતિમાં અધિક ટકતા જઇએ છીએ, તેમ તેમ આપણે આપણા અભિમાનીને આધ્યાત્મરૂપ કરતા જઇએ છીએ. એ પરમ અદ્ભુત અધ્યાત્મ સ્થિતિમાં આવવાથી—એ ભૂમિકાઉપર સ્થિત થવાથી આપણને અપરોક્ષાનુભવ થાય છે કે પરમાત્મા આપણા પ્રાણકરતા પણ નિકટ છે, હસ્તપાદાદિ અવયવકરતા પણ સમીપ છે

આપણે આપણી શક્તિકરતા વધારે પ્રમાણુમા તીવ્ર ઇચ્છાઓ કર્યા કરીએ છીએ એવું ખરૂં જોતા નથી. પરતુ જ્યારે એક પણ ઇચ્છાને સિદ્ધ કરવાનો આપણે પ્રયત્ન નથી કરતા હોતા, ત્યારે આપણુ મન અનેક ઇચ્છાઓના બુદ્બુદને વ્યર્થ ઉપજાવ્યા કરે છે. મનુષ્યમાં ઇચ્છાઓના બુદ્બુદો તો અનેક ઉઠે છે, પરતુ તીવ્ર ઇચ્છા અનેક ઉઠતી નથી તીવ્ર ઇચ્છાઓ બહુ થોડી ઉઠતી હોય છે, અને તેમા પણ જ્યારે તેનો યથાર્થ વિવેક કરવા બેસીએ છીએ ત્યારે તો જેને તીવ્ર ઇચ્છાઓ આપણે ગણતા હોઇએ છીએ, તેમાંની પણ ઘણી ઇચ્છાઓ મદ ઇચ્છારૂપે જ આપણને જણાય છે અને તે વખતે તીવ્ર ઇચ્છા તો ગણીગાંઠી એક બે જ જણાઇ આવે છે. આ તીવ્ર ઇચ્છાને સિદ્ધ કરવી એ આપણી શક્તિની બહારની વાત નથી

આવી તીવ્ર ઇચ્છા આપણા અંતરમાં રહેલા સમગ્ર બળ અને ચેતનને તેમાં પ્રેરીને સેવ્યા કરતા હોઈએ છીએ, તો આપણી તે ઇચ્છા સફલ થયા વિના રહેતી જ નથી. ઇચ્છા હૃદયના સંપૂર્ણ અંશથી પ્રકટવી જોઇએ, અર્ધ હૃદયની નહિ આપણામાં રહેલા સમગ્ર સામર્થ્યનો તેમાં સમાવેશ થવો જોઇએ, નહિ કે ચિંતનના થોડા અસ્તવ્યસ્તરૂપમાં કરેલા પ્રયોગો અથવા તેવા જ સામાન્ય તુચ્છો. એ ઇચ્છાને સેવવામાં માત્ર આપણા અંતરના આવેશો જ ન હોવા જોઇએ, પણ આપણો આત્મા તેની સાથે જોડાયલો હોવો જોઇએ. અમાપ ચેતન અને સામર્થ્યના સાક્ષાત્ આત્માને સ્પર્શ કરી શકે, એવા પ્રકારની ઉંડી આધ્યાત્મિક ભાવવાળી આપણી ઇચ્છા હોવી જોઇએ, નહિ કે ફામફુસીયા ઇચ્છા.

ઇચ્છાની શીઘ્ર સિદ્ધિ ઇચ્છિનાર વાચક! ફલપ્રદ ઇચ્છા કેવા પ્રકારની હોવી જોઇએ તે લક્ષમાં આવ્યું? હવે તમારામાં ઉઠતી ઇચ્છાઓના પ્રકારને સરખાવો અને જુઓ કે તમારી ઇચ્છાઓ-જેને તમે તમારી તીવ્ર ઇચ્છાઓ કહો છો તે-આવા પ્રકારની છે? જો તે આવા પ્રકારની નથી, તો પછી તમારી ગમે તેવી અગડબગડ કરેલી ઇચ્છાઓ સિદ્ધ થતી ન જણાય તો તેમાં તમારા વિના બીજા કોનો દોષ?

તમારી કોઇ પણ ઇચ્છાને તમે સ્થુલમાં પ્રત્યક્ષ કરી શકો એમ છો, એટલું માત્ર શ્રવણ કરવાથી કાં તો તે સિદ્ધાન્તમાં અશ્રદ્ધાવાળી થયેલી અથવા તો મનને ગમે એવી વાત સાંભળી પુલકિત થયેલી તમારી મતિ ઉક્ત સિદ્ધાન્તરામના રહસ્યને સમજવાથી કુંઠિત થતી હોય એમ લાગે છે? મુઝાવાનું કશું જ કારણ નથી પ્રયત્ન ન કરનારને આવી તીવ્રેચ્છા ટકાવવી જેમ કઠિન છે, તેમ પ્રયત્ન કરનારને આવી તીવ્રેચ્છા ઉપજાવી તેને અંતપર્યંત ટકાવવી એ કઠિન નથી જ્યાં સુધી ઉપર જણાવી તેવી બલવાન્ વસ્તુની તીવ્રેચ્છા પ્રકટી નથી ત્યાં સુધી તે સિદ્ધ થવી સંભવતી નથી. યથાર્થ તીવ્ર ઇચ્છા પ્રકટાવવી એ તમારૂં કામ છે, ઇચ્છા સિદ્ધ કરવી એ ઇશ્વરનું કામ છે તમે તમારૂં કર્તવ્ય કરો છો તો ઇશ્વર પોતાનું કર્તવ્ય પણ કરશે જ. તમે કરી શકશો અને ઇશ્વર નહિ કરી શકે?

તૃતીય ઇશ્વરવિષે શ્રદ્ધાલુ બનો, માનવ જાતિપ્રતિ પણ શ્રદ્ધાલુ બનો, તમારા પોતાનામાં પણ શ્રદ્ધાલુ થાઓ, મર્ત્યમાં શ્રદ્ધાલુ થાઓ, શ્રદ્ધામાં પણ શ્રદ્ધાલુ થાઓ. તમે ઇશ્વરવિષે શ્રદ્ધાલુ થઇ શકો છો, પરંતુ તમારા પોતાના વિષે શ્રદ્ધાલુ નથી થઇ શકતા અને જ્યાં સુધી તમે પોતે તમારા પોતાનામાં શ્રદ્ધાલુ નથી થઇ શકતા ત્યાં સુધી તમે કશું જ કરી શકતા નથી-ખરૂં જોતા તમે ઇશ્વર ઉપર પણ શ્રદ્ધાલુ નથી થઈ શકતા ઇશ્વર અને તમે વાસ્તવ દૃષ્ટિથી અભિન્ન છો, અને તેથી જ્યાં સુધી તમે તમારામાં શ્રદ્ધા નથી પ્રકટાવતા ત્યાં સુધી તમે ખરૂં જોતા ઇશ્વરમાં જ શ્રદ્ધા નથી પ્રકટાવતા.

પ્રથમ તમે તમારામાં શ્રદ્ધા પ્રકટાવો. જ્યારે તમારા પોતાનામાં તમને શ્રદ્ધા પ્રકટે છે, ત્યારે તમારા પોતાનામાં જ જે કંઈ બલવાન્, મહાન્ તથા ઉત્કૃષ્ટ પ્રકારનું રહેલું છે તે સ્વભાવથી જાગ્રત્ થાય છે, અને જેમ જેમ તમારા પોતાનામાં તમારી શ્રદ્ધા વધતી જાય છે, તેમ તેમ તમે જે કંઇ ઇચ્છો છો તે વધારે અને વધારે પ્રમાણમાં પ્રાપ્ત કરવાની યોગ્યતા અને શક્તિવાળા થતા જાઓ છો પરંતુ એ સ્મરણમાં રાખજો કે વાસ્તવ શ્રદ્ધાની આશ્ચર્યકારક શક્તિ આગળ સરખાવતા આત્મ-વિશ્વાસ એક અણુમરખો છે

શ્રદ્ધા મનુષ્યના અંતઃકરણનો જે એક વિશિષ્ટ દિશામાં વિકાસ કરે છે, તેવો વિકાસ

બીજી કોઇ પણ વસ્તુ કરી શકતી નથી. શ્રદ્ધા મનુષ્યના મન તથા આત્માને પરમાત્માના મહારાજ્યમા વિહાર કરાવે છે. શ્રદ્ધા મર્યાદાને સમજતી નથી, તે શ્રદ્ધાળુને અમર્યાદ પ્રદેશમાં પ્રવેશાવે છે, અને મનુષ્યના અતરમા રહેલા, જે કંઈ કરવા ધારે તે કરી શકવાના સામર્થ્યવાળા આધ્યાત્મિક સામર્થ્યને પ્રકાશિત કરે છે. જ્યારે આપણામાં શ્રદ્ધાનો ઉદય થાય ત્યારે સર્વ કાંઇ આપણને સિદ્ધ થાય છે એનુ કારણ આ જ છે.

બધનો ટાળવાં, મર્યાદા અથવા સકુચિતતાનુ અતિક્રમણ કરવુ અને જીવન, વિચાર તથા કાર્યને વિશ્વવ્યાપી કરવાનુ સામથ્ય શ્રદ્ધામા રહ્યુ છે-એ શ્રદ્ધાના સ્વભાવભૂત છે લઘુને મહાન્ સાથે જોડવું, મનુષ્યના મનને ઇશ્વરના મનસાથે જોડવું, એ શ્રદ્ધાનો સ્વભાવધર્મ છે. આથી મનુષ્યને શ્રદ્ધાની સવદા આનવાર્ય અગત્ય છે આજે આપણે ગમે તેટલા ઉચ્ચ સક્ષમ તથા નિર્ભય પ્રદેશમા પ્રવેશ થાય, પરતુ શ્રદ્ધા આપણને આવતી કાલે તેનાથી પણ વિશેષ ઉચ્ચ, સૂક્ષ્મ તથા નિર્ભય પ્રદેશમા સ્થાપવા સમર્થ છે આપણી અત્યંત વિશાલ અને અત્યત પ્રિય ઇચ્છાઓને વર્તમાન સમયમા સિદ્ધ થતી જોવી, અને ભાવિમાં તેથી પણ ઉચ્ચ શુભેચ્છાઓનું આપણા જીવનમા પ્રત્યક્ષીકરણ કરવુ. એ આપણા જીવનનો હેતુ છે

આ હેતુ શ્રદ્ધાના ઉદયની સાથે જ સિદ્ધ થવા માંડે છે શ્રદ્ધાનો એક જ ઉદ્દેશ હોય છે કે મનુષ્યને કૃતકૃત્યતા પ્રાપ્ત કરાવવી અને સર્વોત્કૃષ્ટ ઇચ્છાની સિદ્ધિ એ જ કૃતકૃત્યતા હોવાથી શ્રદ્ધા સર્વોત્કૃષ્ટ ઇચ્છાને સિદ્ધ કરાવનાર છે, એ સહસા સ્પષ્ટ થાય એમ છે.

મનુષ્યની ઇશ્વરમા રહેલી શ્રદ્ધા મનુષ્યને ઉચ્ચ વસ્તુસાથે સ્પર્શ કરાવી તેને નિર્ભય કરે છે. તેવો મનુષ્ય શ્રીમાન્ વિશ્વવદની વાણીને ઝીલતો અનુભવોદ્ગારરૂપે વદતો હોય છે કે

"મારા નાથના આશ્રયમાંહિ, ક્યાંહિ સુજને ભય ન જણાય.
"આઠે પ્રહર નિશ્ચિત સુવાય, ભલેને વિશ્વ આખુ નષ્ટ થાય"

તે મનુષ્યને જગતનો કોઈ પણ વ્યતિકર ભય કે વ્યામોહ પમાડી શકતો નથી. તેનુ અંતઃકરણ ભયથી કદી દુર્બલ કે દીન બનતુ નથી. 'કાલે શુ થશે' એ પ્રકારનો તેનો ભાવિનો ભય પણ લાગતો નથી તે સર્વદા નિર્ભય નિઃશંક અને મસ્ત રહે છે સસારમાં મનુષ્યને સંકુચિત બનાવનાર એક ભય જ છે, અને તે ઇશ્વરમાં શ્રદ્ધા રાખનારને પ્રકટતો નથી, મનુષ્ય ભયથી રહિત થાય છે ત્યારે સ્વભાવથી જ તેની યોગ્યતાની વૃદ્ધિ થાય છે, જેથી તેના વિકાસના પ્રતિબધો દૂર થાય છે, અને તેમ થતા જે કઇ અગમ્યસરખું છે તે તેને ગમ્ય થાય છે. આ પ્રકારે હોવાથી મનુષ્યને ઇશ્વરવિષયક શ્રદ્ધાની કેવલ અગત્ય છે

મનુષ્ય મનુષ્યમા શ્રદ્ધા રાખતા શિખે છે ત્યારે વિશુદ્ધ સાર્વત્રિક પ્રેમનો તેનામા ઉદય થાય છે **नारायणः सर्वभूतेषु** એ વચનપ્રમાણે તેને ભૂતપ્રાણી આત્મવત્ જણાય છે, પોતાના સ્વરૂપે તે અન્યને જોઇ શકે છે. આમ થવાથી મનુષ્ય માત્રમાથી જે કઇ સારૂં અથવા સારરૂપ છે તેને તે સારી રીતે જોઇ જાણી સમજી અને અનુભવી શકે છે. તેનું અહમમત્વ અથવા સ્વપરભાવ શિથિલ થાય છે પોતાના સમાન અન્યને ભાળવાથી તેનાં અતરના કલુષિત રાગદ્વેષ નષ્ટ થાય છે તેને ઇશ્વરના ઐશ્વર્યનુ—ઇશ્વરત્વનું—સ્થળે સ્થળે ભાન થાય છે જડના નિવૃત્ત થાય છે, ચૈતન્યનો પ્રકાશ થાય છે, અને તેની સાથે એ જ વિશ્વવદની ઉક્તિની પુનરુક્તિ કરે છે કે

"આ શા દેવળ સ્થળ સ્થળ દીસે જ ગદીશનાથનાં રે,

× × × × ×

" સુદર મલિન સકળ દેવળમાં, લઘુગુરુમા, સુદઢ નિર્મલમા
" ગર્ભાગારે પણુ ચરણો જગતાતના રે, આ શા '

માનવજાતિમા શ્રદ્ધા પ્રકટાવનાર મનુષ્ય આ પ્રકારે સર્વત્ર ઇશદષ્ટિ સેવના વિશ્વને પ્રત્યક્ષ વિગ્રહરૂપ સમજી તેના નિત્ય દર્શન કરે છે આ પ્રકારે માનવ જાતિ પ્રતિ શ્રદ્ધા ધરવાની પણુ મનુષ્ય ને અનિર્વાય આવશ્યકતા છે.

શ્રદ્ધાનુ ત્રીજુ સ્વરૂપ એ છે કે મનુષ્યે પોતાનામા શ્રદ્ધા ધરવી મનુષ્ય પોતાનામા જ્યા સુધી શ્રદ્ધા ધરતો નથી, ત્યા સુધી તે બીજા કોઇમા પણુ શ્રદ્ધા ધરી શકવા સમર્થ થતો નથી. પોતાનામા શ્રદ્ધા પ્રકટાવ્યા વિના તે કાઇ કાર્ય કરવાને પણુ શક્તિમાન્ થતો નથી. આત્મશ્રદ્ધાવિના મનુષ્યનો વિકાસ થતો નથી એથા ઉલ્ટુ આત્મશ્રદ્ધા પ્રકટતા તે જે કઈ ઉચ્ચ હોય છે, તેને પામી શકે છે, તલસ્પર્શી હોય છે તે ગગનવિહારી થાય છે, નિષ્કિંચન હોય છે તે સમૃદ્ધ બને છે, નિર્જીવવત્ હોય છે તેમાથી પ્રાણુરૂપ બની જાય છે, આશા વિનાનો હોય છે તે સર્વવાળો થઇ રહે છે. અધકારવાળા ઓરડામા દીપક પ્રકટતાં આખા ઓરડાનો વૈભવ દષ્ટિગોચર થાય છે, તેમ પોતાનામા પોતાના વિષે શ્રદ્ધારૂપ દીપ પ્રકટતાં તેને આ સમય વિશ્વરૂપ ઓરડાના અનત વૈભવો હસ્તામલકવત્ પ્રતીત થાય છે. તેને કશુ અગમ્ય કે અસિદ્ધ ભાસતુ નથી, તે પોતાને મર્યાદિતરૂપે જોવુ ભૂલી જાય છે, તેને પોતાનામા જીવપણુાનો ભ્રમ ટળી જાય છે, તે પોતાને મુક્ત, સ્વતત્ર અને સર્વ શક્તરૂપે જુએ છે. તે જીવ મટી શિવ થાય છે, રક મટી રાજા થાય છે, તે સર્વના શિખર ઉપર ગાજે છે અને તે કાલે પોતાના અતર અનુભવ રૂપે સદ્ગુરૂ શ્રીમન્નૃસિંહાચાર્યની દિવ્ય વાણીમા ગાય છે કે

" અમ મે ભી ભયા જમરાયા, નિશાન ગડાયા ડકા બજાવ્યા "

શ્રદ્ધાનુ ચતુર્થ સ્વરૂપ આપણે ઉપર એ પ્રકારનુ કહી ગયા કે સર્વમા શ્રદ્ધાળુ થવું પ્રાણિપદાર્થ તથા પ્રસગ માત્રમા શ્રદ્ધાળુ થઈ રહેવાથી, એ શ્રદ્ધા આપણુને સર્વમાં શુભનુ ભાન કરાવે છે જે પ્રસગ બીજાને અત્યત દુખજનક, હાનિકારક કે વ્યામોહ ઉપજાવનાર થઇ પડે છે, તે જ પ્રસગ સર્વમા શ્રદ્ધાળુ રહેનારને તેવા કશા જ વચારો ઉપજાવી શકતો નથી. તે જાણુતો હોય છે કે વિશ્વમા પ્રકટતો કોઇ પણુ વ્યકિતકર કાઇ પણુ હિતનુ સ્થાપન કરવા, કે હિતનુ પ્રસારણુ કરવા ઉપજે છે, અને તેથી જગતની દષ્ટિએ વિષમરૂપ જણાતો વ્યક્તિકર પણુ તેને તે પ્રસગમા શ્રદ્ધા હોવાથી શુભરૂપે જ ભાસે છે અને દુર્યોધનને જે સભા અમાપના સમુદ્રરૂપ જણાઇ હતી, તે જ સભા યુધિષ્ટિરને કેવલ માનુસમાજ રૂપે જણાઇ, તેમ તે મનુષ્યને સર્વ કાઇ શુભરૂપે, સુખરૂપે, આનન્દરૂપે અને વિકાસના હેતુ રૂપે જ જણાય છે, તેની દષ્ટિ કોઈ પણુ પ્રસગના ઉપરના રૂપને જોતી નથી પણુ તેના ઈશ્વરનિમિત્ત ગર્ભના આશયને જોઈ શકે છે, અને તેથી અયોગ્ય જેવુ તેને કાઇ જ જણાતુ નથી, નેપોલિયનને ' અશકય ' શબ્દ મુર્ખના શબ્દ કોષમા પણુ જણાયો હતો, પરતુ સર્વમા શ્રદ્ધાળુ હોનારને તો વિશ્વમાં ખૂણેખોચરે કદાપિ પણુ અશુભ જણાતું નથી. તે વિશ્વના સ્વરૂપને જોતા શ્રીમાન્ વિશ્વવંદ્યના શબ્દોમાં જ પોતાના આતર ભાવને નિહાળતો ગાય છે કે

" અજ્ઞને દુઃખસિંધુજેવુ જગત્ તે, મારે સુખઅગાર છે. "

**શ્રદ્ધાનુ પાંચમું અને અત્યંત મહત્વનુ સ્વરૂપ એ છે કે શ્રદ્ધામા શ્રદ્ધા રાખો.** જે

વસ્તુમા શ્રદ્ધા નથી હોતી તેનો સ્વીકાર કરતા મનુષ્ય ખચકાય છે અન્ન ક્ષુધા નિવારનાર છે એ પ્રકારની અન્નવિષે શ્રદ્ધા નથી હોતી તો મનુષ્ય ક્ષુધાનિવૃત્તિમાટે તેને સ્વીકારતો નથી. અન્ય મનુષ્ય અન્નથી ભુખ ભાગશે એમ કહી શ્રદ્ધા ઉપજાવે છે ત્યારે જ તે મનુષ્ય ક્ષુધાનિવૃત્તિઅર્થે અન્નનુ ગ્રહણ કરે છે તેવી રીતે શ્રદ્ધામા અમુક પ્રકારનુ સામર્થ્ય કે અમુક પ્રકારની સપત્તિ છે, એવુ મનુષ્ય જ્યા સુધી શ્રદ્ધાપૂર્વક માનતો નથી. ત્યાં સુધી તે શ્રદ્ધાને સામર્થ્યજનક, સપત્તિજનક કે કોઈ પ્રકારની ઉપયોગિતાવાળી છે, એવી શ્રદ્ધાને ન સેવવાથી શ્રદ્ધાને પોતાના અત કરણમા ઉપજાવવા કે તેને ત્યા સ્થિર તથા વિકસિત કરવા લેશ પણ પ્રયત્ન કરતો નથી. આથી શ્રદ્ધામા શ્રદ્ધા સેવવાની જરૂર છે




( લે મહાત્મન્ શ્રીમાન્ નથ્થુરામ શર્મા. )

( અનુસધાન ગતાકથી. )

દેહ આદિ જડ પદાર્થમા હુંપણાની—આત્માની—ભ્રાંતિવડે અને દેહાદિથી ભિન્ન દરબમા મારાપણાની ભ્રાંતિવડે અજ્ઞાની જીવો જન્મમરણના વેગવાળા પ્રવાહમા વેગવાળી નદીમાં તણાતા કીડાની પેઠે પ્રબલ વેગથી તણાતા જાય છે, ને સાચા શાતિ સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થતા નથી. પામર મનુષ્યોના અત કરણોમા તમોગુણને લીધે મૂઢતા વધારે હોવાથી તેઓ આ દુ ખપ્રપૂર્ણ જન્મમરણના વેગવાળા પ્રવાહમાથી નીકળી સમાગના પરતીરૂપ બ્રહ્મની પ્રાપ્તિમાટે કાંઈપણ પ્રયત્ન કરતા નથી, વિષયી મનુષ્યો આ લોકના વિષયોને તથા તેના સાધનોને દુ ખની નિવૃત્તિના ને સુખની પ્રાપ્તિના હેતુરૂપ માની તેની પ્રાપ્તિમાટે જ નિરતર પ્રયત્નશીલ હોવાથી રજોગુણપ્રધાન અત કરણવાળા તેઓ પણ આ જન્મમરણના વેગવાળા પ્રવાહમાથી નીકળી સસારના પરતીરરૂપ બ્રહ્મને પામવાનો પ્રયત્ન કરતા નથી. પોતાના પૂર્વજન્મોના અનેક પુણ્યસસ્કારોના વિપાકથી આ પૃથિવીપરના કોઈ કોઈ મનુષ્યોના અત કરણમા સત્ત્વગુણના વધારા વડે પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણવાની, પ્રતીત થતા જગત્‌ના વાસ્તવિક સ્વરૂપને જાણવાની, અને ઈશ્વરના વાસ્તવિક સ્વરૂપને જાણવાની ઇચ્છા ઉદય પામે છે તેમના અત કરણો અનુભવથી ને શાસ્ત્રકથનથી આ લોકના વિષયોને તથા તેના સાધનોને અને પરલોકના વિષયોને તથા તેના સાધનોને દુ ખની આત્યતિક નિવૃત્તિના ને સાચા સુખની નિત્ય પ્રાપ્તિના હેતુરૂપ માની શક્તા નથી. તેમનાં અંત કરણોને આ લોકના તથા પરલોકના વિષયો તથા તેના સાધનો ક્ષણભગુર ન્યૂનાધિકતાવડે અત કરણમા ખેદ વા ગર્વ ઉપજાવનારાં, હિંસા ને અપવિત્રતા આદિ અનેક દોષવડે યુક્ત હોવાથી નિસાર અને તેઓમા પ્રીતિ રાખનારાઓના અત કરણોને પ્રધાનપણે દુ ખાનુભવ કરાવનારા જણાય છે તેવા પુણ્યશાળી મનુષ્યો આ જન્મમરણના ભયભરેલા પ્રવાહમાંથી નીકળી તેના પરતીર-

રૂપ દુઃખરહિત પરમાનંદને—આત્માથી અભિન્ન બ્રહ્મને—પામવા માટે તથા તેની પ્રાપ્તિના સાચા સાધનો જાણવામાટે સર્વદા પરમોત્સુક હોય છે તેમના અંતઃકરણો કોઇ પણ પ્રકારના નાના-મોટા પાપથી નિરંતર ડરનારા હોય છે, અને તે અથના ને કામના ગર્ભદાસ હોતા નથી. તેઓ પોતાના પ્રાસવ્યવહારમા સર્વદા ઉદ્યોગી, સાવધાન, પ્રામાણિક ને દક્ષ રહે છે, અને પોતાનાથી થઈ શકે તેટલો અન્યના ઉપર અહંકાર ને ફલેચ્છાવિના ઉપકાર કરે છે, પરંતુ કોઇ પણ પ્રાણીને પીડા થાય એવી પ્રવૃત્તિ તેઓ કરતા નથી. વર્ણાશ્રમના ધર્મોનું આ મારૂં કર્તવ્ય છે એમ સમજીને આદરપૂર્વક યથાવિધિ પરિપાલન કરે છે દાન, દયા, દમ ને દીનતા-વડે તેઓ પોતાના અંતઃકરણને ઉત્તરોત્તર વધારે વધારે પવિત્ર કરતા રહે છે. જેમ પઇ મળીને પ્રહર થાય છે, અને પઇ પઇ મળીને સુવર્ણમુદ્રા થાય છે, તેમ ચિત્તશુદ્ધિમા હેતુભૂત ગણાતા શાસ્ત્રોક્ત સામાન્ય સાધનોનું સેવન પણ પરિણામે ચિત્તશુદ્ધિમા ઉપકારક થાય છે એમ સમજી ચિત્તશુદ્ધિમાં હેતુભૂત ગણાતા શાસ્ત્રોક્ત સામાન્ય સાધનોનું પણ તે આદરપૂર્વક સેવન કરતા રહે છે, પણ મિથ્યાભિમાનથી વા દંભથી તેનો અનાદર કરતા નથી.

જ્યાં સુધી મનુષ્યના અંતઃકરણની મલિનતા ને ચંચલતા દૂર થતી નથી ત્યાં સુધી તે મનુષ્યને આત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થતો નથી એમ સમજી ચિત્ત શુદ્ધિ માટે તે સ્નાન, સંધ્યા મંત્રજપ, સત્શાસ્ત્રનું સમજપૂર્વક વાચન, ઇષ્ટદેવનું પૂજન ને વૈશ્વદેવ એ શુભકર્મો અભિમાનનો ને સંસારના ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને ભાવપૂર્વક શાસ્ત્રને પોતાના ગુરૂએ કહેલી રીતે કરે છે તે સ્નાનવડે ને ભાવનાવડે સ્થૂલશરીરની ઈંદ્રિયોની ને અંતઃકરણની અશુદ્ધિને દૂર કરવાનો પ્રયત્ન કરે છે તે ત્રણ સમયની સંધ્યાવડે પ્રાણનું પોષણ કરીને, પ્રકાશ તથા ઉષ્મા આપીને, અને અન્નજલની અનુકૂલતા કરી આપીને પોતાના ઉપર ઉપકાર કરનારા સૂર્યમંડલના અધિષ્ઠાતા શ્રીસૂર્યદેવના ઋણમાંથી અને અંતઃકરણના ને વાણી આદિના પ્રેરક થઈ માનવજીવનને ભવ્ય પ્રતીત કરાવનારા અંતર્યામીના ઋણમાથી મોકળા થવાનો પ્રયત્ન કરે છે, પણ આળસ, પ્રમાદ, જડતા ને દંભને વશ થઈ સંધ્યાનો પરિત્યાગ કરી કૃતઘ્ન થતા નથી, તે પરમાત્માની સત્શાસ્ત્રની ને પોતાના ગુરુની કૃપા પ્રાપ્ત કરી પોતાના ચિત્તની મલીનતા, જડતા ને ચંચલતા દૂર કરવા માટે સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ જપ યજ્ઞ પરમાત્મસ્વરૂપના ધ્યાનસહિત કરે છે,—પોતાના સમર્થ ગુરુએ કરૂણા કરીને આપેલા અને પોતે આદરપૂર્વક ગ્રહણ કરેલા મંત્રનો તે શુદ્ધ ઉચ્ચારથી ને પરમપ્રીતિથી ને મંત્રવડે વાચ્ય પરમાત્માના સ્વરૂપના ધ્યાનપૂર્વક જપ કરે છે, તે પ્રમાણભૂત સત્શાસ્ત્રોનું શાસ્ત્રજ્ઞ ને સદાચારી પુરૂષ પાસેથી યથાવિધિ અર્થસહિત અધ્યયન કરી પછી નિત્ય તેનું પરમાદર-પૂર્વક વાચનમનન કરે છે, તે પરમાત્માની પરમપવિત્ર ને પૂર્ણજ્ઞાનમયી પ્રજ્ઞાનો પ્રકાશ પોતાના અંતઃકરણપર પાડવા પરોક્ષ સગુણબ્રહ્મની પ્રતિમાનું અને પ્રત્યક્ષ સગુણબ્રહ્મરૂપ પોતાના સદ્‌ગુરુનું વા તેઓશ્રીની પ્રતિમાનું માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમશ્રદ્ધા, પરમાદર, પરમ નમ્રતા ને પરમપ્રેમથી પોતાના શરીરાદિને બહુ પવિત્ર રાખી નિત્ય યથાવિધિ પૂજન કરે છે, અને કીટથી માંડીને દેવપર્યંતની ચૂલાપગના પાત્રમા રંધાતા અન્નપર આમાથી અમને આપશે એવી દૃષ્ટિ રહેલી છે એમ સમજી તે દેવથી માંડીને કીટપર્યંતનો મનથી, શબ્દથી ને રાંધેલા અન્નથી વિધિપૂર્વક સત્કાર કરવારૂપ વૈશ્વદેવ કરે છે, તથા તે વેળા જો કોઈ ભૂખ્યો અતિથિ પોતાને ઘેર આવ્યો હોય તો તેને તે માનપૂર્વક યથાશક્તિ રાંધેલું કે કાચું અન્ન આપે છે, વા અપાવે છે. આવા શાસ્ત્રોક્ત શુભ કર્મોવડે તેના અંતઃકરણમા અન્ય પ્રાણીઓપ્રતિ

તેમની યોગ્યતાનુસાર પૂજ્યભાવરૂપ માન, પ્રેમ વા દયાનો ને ઔદાર્યનો વધારો થવા માંડે છે, અને દ્વેષ, ઈર્ષ્યા, નિર્દયતા, સ્તબ્ધતા, દર્પ, લોભ, મમતા ને અસૂયા એ દોષો તેના અંતઃકરણમાંથી દૂર થવા લાગે છે. વળી આવાં શુભકર્મો પોતાના સ્થૂલશરીરમાં જ રહેલા હુંપણાના ને પોતાનાં સગાંવહાલામાંજ રહેલા મારાપણાના ભાવને અન્ય પ્રાણીઓપ્રતિ વિસ્તારી તેના અંતઃકરણને વિશાલ કરવા લાગે છે

તે પોતાના ઇષ્ટદેવના શાસ્ત્રે કહેલા સ્વરૂપમાં અથવા પોતાના ઇષ્ટદેવથી અભિન્ન પોતાના સદ્ગુરુમાં સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું, સ્વતંત્રપણું, વિભુપણું ને પરમદયાલુપણું ઇત્યાદિ શુદ્ધસત્ત્વગુણના ઉત્કર્ષથી અંતઃકરણમાં ઉત્પન્ન થતા શુભ ગુણોનો આરોપ કરીને તેમના સ્વરૂપનું સાત્ત્વિકીશ્રદ્ધાથી, અડગઉત્સાહથી અને અનન્યપ્રીતિથી નિરંતર ધ્યાન કરી પોતાના અંતઃકરણમાં રહેલી ચંચળતા દૂર કરવાનો પ્રયત્ન કરે છે એ ધ્યાન લાંબો સમય, નિરંતર, આદરપૂર્વક કર્યા કરવાથી, તેમનું ચિત્ત પોતાનો ચંચલ સ્વભાવ ત્યજી ધ્યેયમાં સ્થિર રહેવા લાગે છે

જે પુણ્યવાન્ પુરુષે પોતાનો પ્રામવ્યવહાર પવિત્રપણે કરીને, શાસ્ત્રમાં કહેલા વર્ણાશ્રમના ધર્મોનું શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી પરિપાલન કરીને, અને શાસ્ત્રોક્ત ઉપાસના કરીને વા ધ્યાન કરીને પોતાના ચિત્તની શુદ્ધિ ને સ્થિરતા પ્રાપ્ત કરી છે તે પુણ્યવાન્ પુરુષના અંતઃકરણમાં વિવેક, વૈરાગ્ય શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર, મનુષ્યના અંતઃકરણની વેદાંતશ્રવણમાં યોગ્યતા ઉપજાવનારા, સાધનો ક્રમપૂર્વક આવિર્ભાવ પામી શકે છે.

અંતઃકરણની પવિત્રતા, સ્થિરતા, સત્પુરુષોની સેવા ને તેમના ઉપદેશનું શ્રવણ તથા સત્શાસ્ત્રનું શ્રવણવાચન એ સામગ્રીવડે મનુષ્યના હૃદયમાં વિવેકનો આવિર્ભાવ થાય છે આ જગતમાં બ્રહ્મ એવે નામે ઓળખાતી કોઈ વસ્તુ પરમસૂક્ષ્મ, અસંગ, અવિકારી ને અવિનાશી છે, અને તેનાથી ભિન્ન બાકી સર્વ વસ્તુઓ સ્થૂલ, અન્યના કોઇ પણ પ્રકારના સંબંધવાળી ક્ષણે ક્ષણે વિકારરૂપ પરિણામ પામનારી ને પોતાના પ્રતીત થતા સ્વરૂપના અદર્શનરૂપ વિનાશ પામનારી છે આવી અંતઃકરણની દૃઢ સમજ તે વિવેક કહેવાય છે. આ વિવેક કાચુરથાપી હોય તો તે વૈરાગ્યાદિ સાધનોને ઉપજાવવામાં સાહાય્યભુત થતો નથી. જેમ બરફ શીતલ છે, ને અગ્નિ ગરમ છે, અથવા તાંબાના સિક્કા અલ્પમૂલ્યવાળા છે, ને સુવર્ણના સિક્કા ગહાંમૂલ્યવાળા છે એ નિશ્ચય સુસ્થિર રહે છે તેમ બ્રહ્મના પૂર્વોક્તસ્વરૂપનો ને તેનાથી ભિન્ન દૃશ્યના પૂર્વોક્ત સ્વરૂપનો નિશ્ચય વારંવારના પૂર્વોક્ત વિચારવડે સુસ્થિર થવો જોઇએ એવો વિવેક જ્યારે મનુષ્યના હૃદયમાં સ્થિર થાય છે ત્યારેજ તે મનુષ્યનું હૃદય સત્યરૂપ બ્રહ્મની પ્રીતિવાળું ને તેનાથી ભિન્ન માયા ને માયાના કાર્યો ભણી તેમનું અસત્યપણું, નિઃસારપણું ને દુઃખદાતાપણું જાણી ઉદાસીનજેવું થાય છે વિવેકી મનુષ્યના અંતઃકરણની દૃશ્ય પ્રાણીપદાર્થોમાં આવી ઉદાસીનતા જેવી સ્થિતિ તે વૈરાગ્ય કહેવાય છે જેમના અંતઃકરણમાં શુભ વિવેકની દૃઢતા થઇ હોય તે તેમના અંતઃકરણમાંજ શુદ્ધવૈરાગ્યનો ઉદય થઈ શકે છે વૈરાગ્ય એ પ્રતીત થતા દૃશ્ય વિષયોમાં ને શાસ્ત્રમાં સાંભળવામાં આવતા પરલોકના વિષયોમાં રાગરહિતપણાવાળી—ઉદાસીનતા જેવી—અંતઃકરણની સ્થિતિનું નામ છે. જે મનુષ્યનું અંતઃકરણ એવી સ્થિતિવાળું થયું હોય તે મનુષ્યજ વૈરાગ્યવાન કહેવાય છે જેનું અંતઃકરણ એવી સ્થિતિને પ્રાપ્ત થયું નથી તે મનુષ્ય ભલે પોતાના શરીરપર થોડાની બાંયે ઝાંકો માગવું

કરીને નગ્ન ફરતો હોય, વા પચંકેશ રાખી ભગવા કે ધોળા વસ્ત્રો પહેરી ફરતો હોય, વા દાઢી મુછ ને મસ્તકના વાળ મુડાવીને કે ચુટી નાખીને ભગવા વસ્ત્રો પહેરીને કે ધોળાં વસ્ત્રો પહેરીને ફરતો હોય, વા સોનારૂપાને સ્પર્શ ન કરતો હોય, વા એક વેળા જમનો હોય, વા પોતાના મતના કોઇ ચિન્હ ધારણ કરતો હોય, વા વનમા કે પર્વતની ગુફામા કે નદીના તટપર કે ગામબહારના વૃક્ષની નીચે કે પર્ણકુટીમા એકલો રહેતો હોય, વા મૌન ધારણ કરીને રહેતો હોય, વા બીજા ખવરાવે તો ખાતો હોય, વા બાર વર્ષસુધી ઉભા રહેવાનુ તપ કરતો હોય, વા વસ્ત્રને બદલે ઝાડની છાલ પહેરતો હોય, અથવા એકલું કૌપીન ધારણ કરીને કે કોપીન ને કંથા ધારણ કરીને કે કૌપીન, કથા ને કમડલુ રાખીને વિચરતો હોય તોપણ તે વૈરાગ્યવાન્ કહેવાય નાહે પ્રારબ્ધવશાત્ મનુષ્યની બહારની ગમે તેવી સ્થિતિ હોય, પણ પોતાના અંતઃકરણને આ લોકપરલોકના વિષયોમા તથા તેના સાધનોમા રાગરહિત કરવાથીજ મનુષ્યના અંતઃકરણની યોગ્યતામા વધારો થાય છે. વિવેકી મનુષ્ય મારે મારા અંતઃકરણની તેમા રહેના રાગની નિવૃત્તિપૂર્વક પવિત્રતા વધારવી છે એવો દૃઢ નિશ્ચય કરીને જ્યારે નિરતર રાગને દૂર કરવા ધૈર્ય ને સાવધાનતાથી ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરે છે ત્યારેજ તે પોતાના અંતઃકરણમા અનાદિ કાલથી રહેના રાગને નિવૃત્ત કરી પોતાના અંતઃકરણને વૈરાગ્યવાળુ કરવા ભાગ્યશાળી થાય છે. અપૂર્ણ

---



# સાંપ્રદાયિક ધર્મો.

( લેખક—શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. )

( અનુસધાન ગતાંકથી )

---

અ॑ધ્યાત્મ દર્શનના અદ્વૈતવાદ ઉપર રચાયેલા ચાર સંપ્રદાયો સ્માર્ત, શ્રી પુષ્ટિ અને અવિભાગ.

અભેદદર્શન અથવા અદ્વૈતવાદ ઉપર ઘડાયેલા સંપ્રદાય ધર્મોમાં ચાર અવાન્તર શાખાઓ થયેલી જણાય છે —(૧) કેવલ અદ્વૈત શાખા, (૨) વિશિષ્ટ અદ્વૈત શાખા, (૩) શુદ્ધ અદ્વૈત શાખા, અને (૪) અવિભાગ અદ્વૈત શાખા પ્રથમ શાખાના પ્રતાપી આચાર્ય શ્રી શંકરાચાર્ય છે (સને ૭૮૮) અને તેમના સંપ્રદાયને સ્માર્ત સંપ્રદાયની સંજ્ઞા મળી છે, બીજીના સંસ્થાપક આચાર્ય શ્રી રામાનુજ છે (સને ૧૧૨૭) અને તેમના સંપ્રદાયને શ્રી સંપ્રદાય કહે છે, ત્રીજીના સંસ્થાપક મહાપુરુષ શ્રી વલ્લભાચાર્ય છે (૧૬ મા શતકમાં) અને તેમના સંપ્રદાયને પુષ્ટિસંપ્રદાય એવુ નામ મળ્યુ છે અને ચોથા સંપ્રદાયના પ્રવર્તક વિજ્ઞાનભિક્ષુ છે, પણ તે સંપ્રદાયનો હાલ લોપ થયો લાગે છે.

શાંકરમતાનુયાયીઓની એક શાખા શિષ્ટ સ્માર્ત સંપ્રદાયની છે ત્યારે બીજી શાખા અવધૂત ગોરક્ષ મત્સ્યેન્દ્રાદિ યોગિજનોની છે. ક્રિયા અને ચર્યાના

સ્માર્ત સંપ્રદાયની શિષ્ટ અને અવધુત એવી અવાન્તર શાખાઓ.

ભેદ વડે તથા મુત દર્શનની વિસ્મૃતિને લઇ કાનફટા જોગીઓ, નાગડા, ખાખી તથા વીરશૈવો અથવા લિંગાયતો ઈત્યાદિ મતાન્તરો પ્રકટમા છે. કેવલ અદ્વૈતદર્શનમાં જીવ બ્રહ્મનો વાસ્તવ અભેદ સ્વીકારાયેલો હોવાથી, અને વ્યાવહારિક ભેદ પ્રષ્ટ મનાયેલો હોવાથી તેની ઉપાસના, ક્રિયા અને ચર્યાઓ તે અદ્વૈત અનુભવ જાગે તેવા હેતુપુરઃસર યજાયેલી હોય છે. તે દર્શનમા વાસ્તવ દેવ ખરી રીતે બ્રહ્માત્મરૂપ તત્વ છે, અને અતત્વ રૂપ માયાવડે યુક્ત થાય છે ત્યારે સગુણ ઇશ્વરનુ સ્વરૂપ રચાય છે, અને તેના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક નામ રૂપવાળા પ્રાણી પદાર્થોમા, ભિન્ન ભિન્ન રૂપોમાં તે ઇશ્વરને બાહ્ય પૂજાથી અથવા આન્તર યોગથી ભજી જીવે પોતાનું ઉંચું ચયવું એટલાજ રૂપ પધરાવી ઇશ્વરાત્મા રૂપે પોતાનુ સાચુ સ્વરૂપ ઓળખી, અને ઈશ્વરાત્માને વાસ્તવ નિર્ગુણ સ્વરૂપે અનુભૂતિમા લાવી સસારમાથી મુક્ત થવુ આવી સંક્ષેપમા સમજુતી છે આ સપ્રદાયની સાધનશ્રેણી પીઠમા અદ્વૈતવાદ હોવાથી ગૌણુ ભક્તિવાળી અને જ્ઞાનના પ્રાધાન્ય વાળી હોય છે, તેમા વર્ણાશ્રમ ધર્મનું પાલન, કર્માનુષ્ઠાન તપ ઇત્યાદિ સર્વ સાધનો વિવિદિષાને અર્થાત્ તત્વજ્ઞાનની તીવ્ર વાસનાને ઉત્પન્ન કરે તેટલા અર્થે ઇષ્ટ મનાઈ છે, અને જ્ઞાન ઉત્પન્ન થયા પછી કર્મને કોઇ રીતે મોક્ષમા સહકારિ કારણ માન્યુ નથી, ભક્તિ કરતાં જ્ઞાન વૈરાગ્ય ઉપર આ સપ્રદાયમા સાવિશેષ ભાર મુકવામા આવે છે, સસારનો કલેશના વિપાક પૂર્વે ત્યાગ કરવાનુ જો કે ઇષ્ટ માન્યુ નથી, તો પણ વિપાક થયા પછી અથવા ચિત્ત શુદ્ધિ થયા પછી સંન્યાસ અથવા ત્યાગને શ્રવણ મનન અને નિદિધ્યાસનાદિ અંતરગ સાધનોને, તથા ઉપરતિને આવશ્યક માન્યા છે તેથી આ સપ્રદાય મુલમા પ્રવૃત પ્રધાન ધર્મવાળો છતા નિવૃત્તિના લક્ષ્ય ઉપર ખેચનાર છે

શંકરાચાર્યમા જ્ઞાન વૈરાગ્ય ઉપરાંત ધર્મનુ લોકોત્તરબલ.

શ્રી શકરાચાર્યને સમર્થ તત્વદર્શી મહાપુરૂષ તરીકે હિંદુસમાજ એક અવાજે સ્વીકારે છે, પરતુ તેમની કિમત ધર્મ સુધારક તરીકે જોવી જોઇએ તેવી અંકાઇ નથી. કોઇ પણ મહા પુરૂષને આચાર્યની પ્રતિષ્ઠા કેવલ તેના તત્વદર્શનને લીધે મળતી નથી, પરતુ તેમનુ પોતાનુ ધર્મ બલ, આચારબલ, અને અન્યને પોતાના સદ્વર્તન અને ધર્માચરણ વડે સન્માર્ગગામી કરવાના નીતિબલને લીધે તે પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે શ્રી શકરાચાર્યના જીવનમા ધર્મ વૈરાગ્યનુ લોકોત્તર બલ ન હોત તો તેમના માત્ર જ્ઞાન બલથી આજસુધી તેમની પ્રતિષ્ઠા ટકી શકી ન હોત, તેમના સદ્‌ગુરુ ગોવિંદ ભગવાનમાં વૈરાગ્યબલ હતુ, પણ ધર્માચરણ અને ધર્મપ્રચારણનો આવેશ ન હતો, તેમના પરમગુરુ ગૌડપાદમાં જ્ઞાનબલ ઓછુ નહતું વૈરાગ્ય પણ હતો, પણ ધર્મપ્રસારણ બલ નહતું. આથી જે ગુરુ ન કરી શક્યા, જે પરમ ગુરૂ ન કરી શક્યા તે શ્રી શકરાચાર્ય રૂપ શિષ્ય કરી શકતા; અને તેનું મુખ્ય કારણ એટલુંજ કે જ્ઞાન તથા વૈરાગ્ય ઉપરાંત ધર્માચરણ સમાજ સુધારણામા પણ ચઢીઆતું સાધન છે. ગમમ્ત્યુ વિનાનો જ્ઞાન વિનાનો ધર્મ અપધર્મ થાય તે ખરૂં છે, પરતુ સમાજ અને વ્યક્તિના જીવનનું સુશ્લિષ્ટ બધારણ ધર્મજ ઘડે છે ધર્મજ જ્ઞાન વૈરાગ્ય ઈટોને જોડનાર " સીમેન્ટ " છે તે વિનાની ઇમારત જેમ બાદ્ધોના સિદ્ધાન્ત સંબંધમા શ્રી શકરાચાર્ય કહે છે તેમ **सिकता कूपवद् विशीर्यते** રેતીના કુવા જેવી બેસી જાય છે.

સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમાં વસ્તુતઃ બ્રહ્મતત્વ વિના અન્ય કોઈ દેવ નથી, અને તે તત્વને આત્મરૂપે અનુભવવો એક પુરૂષાર્થ છે તેથી આ સંપ્રદાયનું ધર્માચરણ દેવને અથવા ઈશ્વરને આત્મરૂપે ઓળખવો એ લક્ષ્ય ઉપર ઘડાય છે. તે સંપ્રદાયની દેવભાવના આત્મપક્ષપાતી હોવાથી તે સંપ્રદાયના અનુયાયીઓમાં દેવતાભેદને લઈ ધર્મ ઝઘડો ઉભો થવો સંભવતો નથી અને જો થતો જણાય છે તો સિદ્ધાન્તની વિસ્મૃતિથી, અને શૈવાગમ સાથેના તે સંપ્રદાયના અભેદભ્રમથી ઉભો થાય છે સ્માર્ત સંપ્રદાયની પૂજન પદ્ધતિમાં એવો ક્રમ પ્રવર્તતો જણાય છે કે ઉપાસક પોતાની ચિત્તવૃત્તિને અનુકૂલ દેવ ભાવનાને સ્વીકારે અને પ્રધાનદેવતાને કેન્દ્રમાં રાખે, અને ઈતર દેવતાને પરિવાર દેવતા ચક્રમાં ગોઠવે છે. સ્માર્તો ઘણે ભાગે પંચાયતન દેવની પૂજા કરે છે, તે ઉપરથી સમજાય છે કે શ્રી શંકરાચાર્યે જો તે પ્રણાલિકા સ્થાપી હોય, તો તે સમયના શૈવો, શાક્તો, વૈષ્ણવો, ગાણપત્યો અને સૌરોના ઝગડો શમાવી સર્વને બ્રહ્માદ્વૈત દર્શન પ્રતિ ખેંચવાની ભક્તિ માર્ગની યોજના કરી લાગે છે. તેમના સમયમાં આ પાંચે દેવોના ભક્તોમાં તત્વદૃષ્ટિનો લોપ થવાથી ધર્મવિગ્રહ ચાલતો હશે, અને તેનું ધર્મતત્વના વિવેકપૂર્વક તેમણે નિરાકરણ કરેલું જણાય છે, સ્માર્તોમાં તત્વનો આગ્રહ છે, અતત્વ અથવા દેવના નામ રૂપ સંબંધમાં આગ્રહ નથી, જો કે તત્વ ગ્રહણ પહેલાં નામરૂપાત્મક પ્રતીકોમાં બ્રહ્મબુદ્ધિ અથવા તત્વબુદ્ધિ બાંધવાની ભાવના અથવા ઉપાસનાને આવશ્યક માની છે શંકર સિદ્ધાન્તમાં જે ઉપાસ્ય છે અર્થાત્ જે નામરૂપથી વિશિષ્ટ છે તેજ જ્ઞેય છે અર્થાત્ નામરૂપથી વિરહિત કેવલ તત્વ છે. આથી નામરૂપ ઉપાધિ અથવા સર્વજ્ઞત્વાદિ ધર્મો અથવા વિશેષણો ઉપહિત અથવા વિશિષ્ટનું ભાન કરાવી પરિણામે નિરુપાધિ અથવા નિર્વિશેષ તત્વનો સ્ફોટ કરે છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની છતાં ગુજરાતના સ્માર્તો ઘણે ભાગે શિવભક્ત હોય છે ભર્તૃહરિના શ્લોકાનુસાર શિવ વિષ્ણુમાં વસ્તવ ભેદ નહિ છતાં તેઓ **तथापि भक्तिस्तरुणेन्दुशेखरे**—ચંદ્રમૌલિ શિવમાં ભક્તિવાળા હોય છે, અને તેમનો આચાર તથા પૂજાસંભાર શૈવમતાનુસારી જેવો જ હોય છે

સ્માર્ત સંપ્રદાયના શૈવો અને પાશુપત સંપ્રદાયના અને શૈવાગમના શૈવો અને તેમના દર્શનનો ભેદ.

સ્માર્ત સંપ્રદાય સાથે સગાઈ સંબંધ ધરાવતા, પરંતુ કેવલ અદ્વૈત દર્શનની પીઠ વિનાના અને દ્વૈત દર્શનની પીઠ ઉપર ઘડાયેલા બે મતો શિવમાર્ગમાં ચાલે છે—(૧) પાશુપત માર્ગ, અને (૨) શૈવમાર્ગ આ માર્ગના અનુયાયીઓ ગુજરાતમાં નથી પણ દક્ષિણમાં છે. તટસ્થ ઈશ્વર કારણવાદ બ્રહ્મસૂત્ર પહેલાંનો છે કેમકે '**पत्युरसामञ्जस्यात्**—એ બ્રહ્મસૂત્ર તે મતનું ખંડન કરે છે તેથી તે મતનું મંડન પ્રાચીન હોવું જોઈએ. જીવને પશુ સંજ્ઞા, ઈશ્વર અથવા શિવને પતિ સંજ્ઞા, પશુનો મોક્ષ કરવામાં ઈષ્ટકર્મ તે યોગ, અને વ્રતચર્યા—જેવાં કે સ્નાન, પૂજા, ભસ્મલિંગધારણ તે વિધિ અને દુઃખાન્ત એટલે મોક્ષ—એ પાંચ પદાર્થોનું નિરૂપણ કરનાર શાસ્ત્રને પાશુપત દર્શન કહે છે, અને તેના પ્રણેતા નકુલીશ આચાર્ય થઈ ગયા જણાય છે. આ માર્ગની જ્ઞાનપદ્ધતિ સ્માર્તોના કેવલ અદ્વૈત કરતા જુદી છે તો પણ યોગ અને ચર્યા સરખી છે તેથી બાહ્યાચારમાં સ્માર્તો અને પાશુપતો સરખા હોય છે.

પરતુ ખાખી, લિગાયત, નાગડા, કાનફટા જોગીઓ પાશુપત મતના અનુયાયીઓ જણાય છે, તેમના મહતો સાથે વાતચીત કરતા મને સમજાયુ છે કે તેઓ કેવલ અદ્વૈતને ઇષ્ટ માનતા નથી, પરતુ જીવ ઇશ્વર વચ્ચે પશુ તથા પતિનો કાર્ય કારણનો—પરતત્ર તથા સ્વતત્રતાનો ભેદ માને છે અગીઆરમા સૈકામા વીરશૈવો અથવા લિગાયતના મતનો બલવાન્ પ્રસાર થયો જણાય છે, પરતુ તે મતનો વેગ ગુજરાત દેશમા પહોચ્યો જણાતો નથી.

પાશુપત શૈવમાર્ગના અર્વાચીન અનુયાયીઓ

દક્ષિણમાં વેદધર્મના જેટલો પ્રાચીન શૈવઆગમ સપ્રદાય ચાલે છે. તપાસ કરતાં સમજાય છે કે આગમ ગ્રથો તલુગુ—દ્રાવિડ દેશમા દેશભાષામા લખાએના એટલા બધા છે કે તે ધર્મનુ સ્વતત્ર વાઙ્મય કહીએ તો ચાલે, આ ગ્રથો સર્વ વિદ્યાકર જેવા છે તેમાં સર્વ શાસ્ત્રોનાં પ્રતિપાદો લોકભાષામાં પ્રબોધવામા આવ્યાં છે, અને શૈવમાર્ગનુ સસ્કૃત વાઙ્મય શિવરહસ્યાદિ ઇતિહાસ ગ્રથો પાછળથી ઉત્પન્ન થયા છે દ્રાવિડ દેશભાષાનુ વાઙ્મય એટલું બધુ વિશાળ છે કે સસ્કૃત વાઙ્મય તો તેની છાયામાત્ર છે. શ્રીકઠાચાર્ય અને તેમનુ બ્રહ્મસૂત્ર ઉપરનુ ભાષ્ય શિવસપ્રદાયના પ્રાચીન અસ્તિત્વનું ભાન કરાવે છે આગમો અર્યોના ન હોય તો પણ દ્રાવિડોના ખગ, અને રામાયણના ઇતિહાસથી અને રાવણના શિવભક્તપણાથી એટલું તો સાબીત થાય છે કે શિવભક્તિ ઘણી પ્રાચીન છે

શૈવાગમનુ વાઙ્મય લોકભાષામા દ્રાવિડ દેશમા

ઇશ્વરને કર્મ સાપેક્ષ માની પતિ, પશુ અને પાશ—એ ત્રણ પદાર્થો માની વિદ્યા, ક્રિયા યોગ અને ચર્યા એ ચાર પાદ વડે શિવનો પ્રસાદ અથવા અનુગ્રહ સપાદન કરી પરતત્રતાના બેડી તોડી સ્વતત્ર થવુ એ આ સપ્રદાયનું રહસ્ય છે. આ સપ્રદાયના ખાસ અનુયાયીઓ ગુજરાતમા નથી, જો કે સ્માર્ત શૈવો પોતાના આચાર વિચારમા પાશુપતો અને દક્ષિણ શૈવો જેવા હોય છે, ત્યારે સ્માર્ત શૈવો શિવ સબધમાં દુરાગ્રહી હોતાનથી, અને ઇતર દેવની નિદા કરતા નથી, ત્યારે પાશુપતો શિવના આગ્રહી હોય છે, અને વૈષ્ણવોની નિંદા કરવા તત્પર હોય છે અને આગમાનુસારી શૈવો ઇતર દેવની નિદા નથી કરતા પણ શિવની લીલા વિના અન્ય કોઇ દેવના મહિમાને માનતા નથી, અને મનુષ્યોનો અથવા જીવોનો ઇતિહાસ ગાયા કરતા શિવની આગમમા જણાવેલી લીલાઓને સત્ય માની તેનુજ ગાન માત્ર કરે છે પુરાણોમાં સ્તુતિ નિદા દેવોની આવે છે, પણ શૈવાગમ ગ્રથોમા અને મુખ્યત્વે કરીને શિવરહસ્યાદિ મહાભારત જેવા ગ્રથોમા અન્ય દેવની નિદાનો અભાવ અને શિવની સ્તુતિ જ આવે છે આ અશમાં શૈવાગમીઓ પાશુપતો કરતા ધર્મ વિવેકમા ચઢીઆતા છે.

પાશુપત એને શૈવાગમી શૈવોમાં સપ્રદાય ભેદ

જેમ કેવલ અદ્વૈત માર્ગમા સ્માર્ત સપ્રદાયનો શિવ માર્ગ છે, જેમ દ્વૈતદર્શનવાળા પાશુપતો અને આગમવાદીઓનો શિવમાર્ગ છે, તેમ શુદ્ધ અદ્વૈત માર્ગનો કાશ્મીર તરફનો એક શિવમાર્ગ છે આ મતને માહેશ્વર મત કહે છે, અને તેમના દર્શનને ત્રિકદર્શન કહે છે. કારણ કે તે વિશ્વ, જીવ અને ઇશ્વરનો શુદ્ધ અદ્વૈતવાદ-માયાની છાટ વિનાનો માને છે. ઇશ્વર ચેતન પોતે જ જગત્ તથા જીવરૂપે સ્વેચ્છાથી .

કાશ્મીરનું ત્રિકદર્શન અને માહેશ્વર સિદ્ધાન્ત

ભાસે છે. ચિતિશક્તિ પોતે જ પોતાની પીઠમાં જગચ્ચિત્ર આલેખે છે. પોતે પોતાને ઢાંકે છે, અને ઢાંકવાના પ્રભાવથી તે વ્યાપક ચિતિશક્તિ અણુભાવને પામે છે, અને તેને આણવ, માયીય અને કર્મનો પાશ લાગતાં તે માયાપ્રમાતા બને છે આ પ્રમાણે પતિરૂપ ઈશ્વર સ્વ ક્રિયાના આવરણપ્રભાવથી પશુરૂપ અણુજીવ થાય છે, અને આ પદ્ધતિને અવરોહક્રમ કહે છે શક્તિના અને ગુરુના અનુગ્રહથી જ્યારે દીક્ષાના ક્રમમાં તેને અવરોહકનો વેગ મળે છે ત્યારે સ્વશક્તિના મોહમાંથી છૂટે છે, અને પોતાની સાચી ઓળખ અથવા પ્રત્યભિજ્ઞા કરે છે. આ પ્રત્યભિજ્ઞાદર્શન કાશ્મીરમાં ઉદય થયેલું ગણાય છે, અને તેના હાલ પ્રસિદ્ધ થએલા ગ્રંથોનું અવલોકન કરતાં સમજાય છે કે તે દર્શનમાં અને સ્માર્ત સંપ્રદાયના અદ્વૈતદર્શનમાં સૂક્ષ્મ ભેદ છે જ્યારે શાંકર અદ્વૈતદર્શન બ્રહ્મને નિર્વિકલ્પ અથવા શાંત પ્રતિપાદન કરે છે અને તેના વિકલ્પના હેતુરૂપે તત્વ અતત્વથી અનિર્વચનીય માયાનો સ્વીકાર કરી વિશ્વતત્વની વ્યવસ્થા કરે છે, ત્યારે આ કાશ્મીરકોનું શિવાદ્વૈતદર્શન માયાનો સ્વીકાર કર્યા વિના શિવ–શક્તિનું યામલરૂપ માને છે, અને તને સ્પન્દવાળું સ્વીકારે છે, અને પ્રત્યભિજ્ઞાના ઉદયમાં અણુઉપાય શક્તિ ઉપાય અને શાંભવ ઉપાય એમ ત્રણ પ્રકારના કનિષ્ટ, મધ્યમ અને ઉત્તમ યોગનું વિધાન કરે છે આ દર્શનમાં આત્મવ્યુહ, વિદ્યાવ્યુહ અને શિવ વ્યુહ એવા ત્રણ વ્યુહમાં સાંખ્યોના પચ્ચિસ તત્વો, માયા, કલા, વિદ્યા, રાગ કાલ અને નિયતિ, તથા શુદ્ધ વિદ્યા ઈશ્વર સદાશિવ શક્તિ અને શિવ મળી છત્રીસ તત્વો સ્વીકારે છે અને પચ્ચીસને અશુદ્ધ અધ્વાના માયાદિ છ કંચુકોને મિશ્ર અધ્વાના, અને શુદ્ધવિદ્યાદિ પાંચ તત્વોને શુદ્ધ અધ્વાના માને છે, અધ્વશુદ્ધિ કરવામાં તેઓ મંત્રને અમોઘ સાધન માને છે. મંત્ર શાસ્ત્રની અને તેના ભીતરમાં રહેલા ઉપાસના કાંડની મીમાંસા આ દર્શન જેવી રીતે સ્પષ્ટ કરી શકે છે તેવું ઈતર દર્શન કરતું નથી. આ સંપ્રદાયનો મુખ્ય આધારગ્રંથ શિવ સૂત્રો તથા શક્તિ સૂત્રો છે, અને સ્પન્દકારિકાદિ ગ્રંથો તેનું ઉપબૃંહણ છે.

---

# कुमारी सरयुबाळा

(લેખક —ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ.)

## પ્રકરણ ૫ મું.

( અનુસધાન ગતાંકથી )

તપોવનમા આવેના કણ્વાશ્રમ માહેલા પુષ્પોદ્યાનમા સખીઓ સાથે ફરતી કુમારી શકુંતલા અથવા ગંધર્વોદ્યાનમા સખી મહાશ્વેના સાથે રમતી કાદમ્બરી અથવા અલકા નગરીના બાલોદ્યાનમ પવન ચંદ્રિકાને અજવાળે બેઠેલા યુગલો જેટલાં સૌન્દર્ય અને આનંદ આપે તેટ । આનંદ કુમારી સરયુબાળા અને તેની સખીયોનો સમુહ આપી રહ્યા છે પાસેના બાગમાથી નીચનો રાસનો ધ્વનિ આવ્યો —

ખીલ્યા મધુરાં પુષ્પ કુંજમા હો બ્હેન,
ચાલો ચતુર તેને ચુંટવા (ધ્રુવ)
રસના ભરેલ રૂડાં, અનુપમ એ દિવ્ય ઘણાં.
કોમળ ફુલડાંને શિર ધારવા હો બ્હેન. ચાલો૦
આવી રૂડી વાડીઓ ને સરવર રૂપાળા.
ઉપકઠ હસને જગાડવા રે બ્હેન ચાલો૦
તરૂઓની છાય પડી જળમાં રૂપાળી,
મંજરીએ પુષ્પ મ્હેક મ્હેકે હો બ્હેન. ચાલો૦
પક્ષીઓ કલ્લોલ કરે સરવરના મધ્ય રહે,
સંદેશા એ તીર ભણી મોકલે હો બ્હેન. ચાલો૦

વનવાટીકા, વનવેલી, મધુમક્ષિકા, પુષ્પા વગેરે સખીઓ સાથે સરયુબાળા પ્રવેશ કરે છે સરયુબાળાનુ વય જેના તે સોળમા વર્ષમા પ્રવેશ કરતી હોય તેમ લાગતું હતુ. તેનું સુકોમળ શરીર, તેનો ગુલાબી પહેરવેશ ગુલાબના પુષ્પો સાથે જાણે હરિફાઇ કરતાં હોય તેવાં લાગતા હતા. તેના અંગોમા યુવાવસ્થા ધીમે ધીમે સંચાર કરી રહી હતી. ગમે તેમ થાય પણ યુવાવસ્થા પોતાનો તેનાપર પૂરેપૂરો અમલ ચલાવશે એમ લાગતુ હતુ.

" અરી સરયુ. જોને તુ તો જાણે થારી જ ગય તારૂં મુખ તો જાણે રાતુ ચોળ. ગજગામિની, તારી ચતુરાઇ ક્યાં ગઇ? જોને મલયાચળનો મધુરો પવન કેવો વાય છે!"

" ખરૂં છે, બ્હેન વનવાટિકા પુષ્પોની સુગંધ સરવરનો દેખાવ મોતીની માળાઓ અને રત્નોનો પ્રકાશ કોને ન ગમે? સખી ભાન ભૂલે એમા શી નવાઈ? એ ન બોલે તો-પણ કંઈ કારણ છે "

" શું ! વનવેલી " પુષ્પાએ પૂછ્યું.

માને છે. ધ્યર ચેતન પોતે જ જગત તણા સ્વરૂપે સ્વેચ્છાથી .

"એ તો સ્હેજ. મધુમક્ષિકા પણ સરયુ જેવી થઇ જશે કે શુ ?"

બધા હસી પડ્યાં. સરયુબાળા બધાની સામે તાકીને જોઇ રહે છે ને જેમ કઈ ક્રોધમાં હોય તેવી ભ્રમર કરીને છેવટે હસી પડે છે મધુમક્ષિકા કઇ બોલવા જાય છે એટલામાં વનવાટિકા બોલી.

"સરયુ બ્હેનના મનોરથ મનમાજ દોડી રહ્યા છે. પતિનું નામ સાભળતાં મ્હોડુ કેવુ મલકાય છે? ગુલાબી રંગ કેવા છવાય છે? અને તે છુપાવવા કેવુ આડું જોવાય છે"

"બ્હેનો આ શુ ?" સરયુથી ન રહેવાયુ.

"આ અમારે શુ, સ્વતત્ર મટીને પરતત્ર થવામાં મન રોકો તોય અમારે શું ? શુ મેના મીઠુ મીઠુ બોલીને પાજરામા નથી પુરાતી? શુ સારસની જોડી ઝુરી ઝુરીને નથી મરતી ?"

"પુષ્પા, એટલે શુ પ્રેમ એ બધન છે?" સરયુએ પૂછ્યુ.

"ના પણ તમે કયા તમારા પ્રેમને એક ઠેકાણે બાધી દીધો છે? તમારે મન તો હમણા 'વસુધૈવ કુટુમ્બકમ્' છે."

"હા ખરૂ પણ બ્હેન. જુઓ પેલુ કોઇ આવતુ હોય એમ જણાય છે કોણ હશે એ? ઘોડેસ્વાર છે. કેવુ તેનુ સુંદર મુખ' કેવી તેની છટા?"

"મધુમક્ષિકા. તુ કેમ બોલતી નથી' તેનુ સુંદર મુખ અને કુવારાને મન સુખ. કેમ ખરૂં કેની'" પુષ્પાએ ટાપસી પુરી

"અરે હા, હા." સૌએ હાસ્ય કર્યું

ઘોડેસ્વાર પુર જોસથી ઉદ્યાનના ઝાપા સુધી આવ્યો. ઘોડાને ઝાપાના લાકડે બાધીને ત્વરાથી અદર આવ્યો તેણે ઘણી મુસાફરી કરી હોય એમ તેના ચ્હેરાથી જણાતુ હતુ.

"બાળાઓ, તોરણાનો ગઢ આજ કે' પડિત જનાર્દન અહિજ રહે છે કે?"

"હા, એજ આ ઉપવન આ રહ્યા તેમના કુમારિકા સરયુબાળા."

મુસાફરને વિજળીનો આચકો લાગ્યો હોય તેમ થયુ તનાથી કઇ પણ બોલાય એટલી શક્તિ રહી નહિ. સરયુબાળા પણ નીચુ જોઇ રહી પૃથ્વી ખણવા લાગી, પ્રિય વાચક, સ્વર્ગ અને મૃત્યુ લોકનો આ પ્રસગ ઘણોજ પારીક છે હૃદય હૃદયને એચે એ એક નવાઈની બાબત નથી. મનુષ્યો પોતાના સ્થૂળ સ્વરૂપને ભૂલી જઇને સૂક્ષ્મ બને છે, પ્રાણુ પ્રાણુનો સચાર થાય છે, જગત માત્રને તે વખતે ભૂલી જવાય છે ને બે વ્યક્તિ એક રૂપ બને છે. પરમાત્મા સિવાય જગત્માં કાંઈ જ નથી તેનો તે વખતે અનુભવ થાય છે.

સરયુ અતિથિને આવો કહેવાનુ પણ વિસરી ગઇ હૃદયે તે પહેલા આવકાર આપી દીધો હતો. મુસાફરને આવકારની જરા પણ દરકાર ન હતી. સૂર્ય મેર બેઠો હતો. ચદ્રના અજવાળાથી ચામર રૂપેરી તેજ પ્રસરી રહ્યુ હતુ. સર્વત્ર આનદ આનદ જેવુ લાગતુ હતુ. મુસાફરને વૃક્ષો પણ આવકાર આપી રહ્યા હતા.

---

## પ્રકરણ ૬ ઠું.

"રઘુનાથસિંહ, લક્ષ્મી બ્હેન શુ કરતા હશે ?"

રઘુનાથે જવાબ ન આપ્યો. તેણે એક ઉંડો નિઃશ્વાસ મુકયો.

"તમારૂં મન વ્યાકુળ થાય તેવા પ્રશ્નો હું નહિ પુછુ પણુ કહો શિવાજી મહારાજ તમારી ઉપર શાથી પ્રસન્ન થયા ?"

"સરયુ, માત્ર પ્રસન્ન કરવા એજ મારો હેતુ નથી. આપણે આપણું કર્તવ્ય કરીએ તો જરૂર તે પ્રસન્ન થાય."

"ત્યારે બ્હેનને તો તમારી સાથે રાખો" સરયુએ કહ્યું.

"શિવાજી મહારાજના કામમા રોકાયો છુ તે પુરૂં કરૂં એટલે બ્હેનની ખબર લેવા જાઉં મારા અંતરમા અહોરાત બ્હેન વાદ આવાજ કરે છે એ બિચારી દુષ્ટ રાક્ષસના પંઝામાં છે શિવાજી મહારાજે પોતાની જાતને પણ ધર્મ ખાતે અર્પી દીધો છે તો પછી મારા જેવા યુવાનોને પોતાનુ બલિદાન આપવુ એમાં શુ ? આ જમાનો પલટાય છે. મોગલ સલ્તનત હવે ડોલવા લાગી છે પ્રભુ કરશે તો સૌ સારા વાના થશે ધર્મના ધ્વજા હિંદના એક ખુણાથી બીજા ખુણા સુધી ઉડશે. શ્રીકૃષ્ણે કહ્યું છે કે જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે ત્યારે હું જન્મ લઉં છુ અને અધર્મનો નાશ કરીને ધર્મની સ્થાપના કરૂં છુ ન કરે નારાયણ અને શિવાજી મહારાજના પાસા સીધા પડે તો પછી પૂછવાનુ જ શુ ?"

"પણ તમે સ્વદેશ કેમ છોડયો ?" સરયુએ ટાપસી પુરી.

"આપણે જ્યા જઇએ ત્યા સ્વદેશ ભારતભૂમિ આપણી જ માતા છે ને ? રજપુતોમા શુરાતન હશે તો તે પોતાના પરાક્રમથી જ કીર્તિ મેળવશે."

"ત્યારે તો તમે કીર્તિની ખાતર જ બ્હેનને તજી એમ હું માનુ છુ"

"ના સરયુ, એમ નથી મે જોયુ કે દુષ્ટ ચન્દ્રરાવના પાશમાથી નીકળવુ એ કઈ સહેલી બાબત નહોતી. જોધપુરના દરબારમા અને ખુદ રાણી પાસે એ દુષ્ટે ખુબ સત્તા જમાવી છે. મહારાજા અજીતસિંહજી ગાદી ઉપર આવે અને આપણને ન્યાય મળે એ તો પુત્ર મોટો થા, પરણાવીશ એના જેવુ થયુ ગમે તે ઉપાયે મારે તો પિતાનુ વેર લેવુ છે બ્હેનને છોડવવી છે કીર્તિ સંપાદન કરવી છે.

રઘુનાથસિંહ બોલતો બંધ થયો અને ખુબ ઉંડા વિચારમા ઉતરી ગયો આસપાસનુ જગત્ તેને મન મિથ્યા ભાસવા લાગ્યુ. માત્ર એકજ દિશાએ તેનુ મન ચોટી રહ્યુ હતુ સરયુ તો માત્ર બાળક હતી, તે એટલી ઉંડી બાબતોમા મન ગોઠી ન શકી.

"સરયુ, સરયુ" એવો અવાજ આવતાં સરયુ વિજળીની માફક ગુમ થઇ, જેમ કોઇએક વાદળામા સતાઇ જાય તેમ સતાઇ એ અવાજ તેના પિતા જનાર્દનનો હતો. જનાર્દન જાતે સુસ્ત બ્રાહ્મણ હોઇ તે આચારવિચારમા જરાપણ કચાશ નહિ સવાર સાંજ માતાની પૂજા તથા ધ્યાનમાં બેસીને પોતાનો વખત વ્યતિત કરતો લોકો પેટનું કામજ કરે છે, કોઇનું કામ કેમ નહિ કરતા હોય તે વિચાર તેના મનમાં આવતો.

રઘુનાથસિંહે એક બીજો નિશ્વાસ મુકયો. તેના મનમાં સરયુના વિચાર પણ આવવા લાગ્યા. "સરયુ એ એક બ્રાહ્મણની પુત્રી, પોતે રહ્યો રજપુત. સરયુનું લક્ષ તેના ઉપરજ

હતું. સરયુ સાથે પ્રેમમાં કેમ પડાય ? સરયુ તેને ગમે તેટલી ચહાતી હોય પણ તે કદિ પણ એક ન થઇ શકે.

પ્રેમની આડે કશું આવી શકતું નથી એ સાચું, પણ સમાજના બંધારણ પ્રમાણે સાચો પ્રેમ હોય તેને પણ બદલી નાખવો પડે છે."

એટલામાં રઘુનાથસિંહે પોતાના ઘોડાનો ખોખારો સાંભળ્યો. પોતે ઘોડાની સેવામાં હાજર થઇ જવું જોઇએ એમ ધારીને બગીચામાં ગયો, ઘોડાને જઇને પંપાળ્યો, થોડુંક ઘાસ નાખ્યું. "બિચારૂં ગરીબ પ્રાણી એને પ્રભુએ અવાચક બનાવ્યું એટલે એ પોતાનું હૃદય શી રીતે ખોલે ? પ્રાણી માત્રની એ દશા છે હૃદય દરેકને છે માત્ર તેને સાચી રીતે જોવું એટલુંજ કામ છે."

આમ ઉપરા છાપરી તેના વિચારો બદલાવા લાગ્યા જમવાનો વખત થયો એવી ખબર આવતાં જમવાના ઓરડામાં ગયો જનાર્દન એક પાટલા ઉપર બેસીને ધ્યાન ધરી રહ્યા હતા. સરયુ પીરસવા લાગી. સરયુ તેના ચહેરા પરના તમામ ભાવ વાંચતી હતી.

(અપૂર્ણ.)

# पापनुं मूळ.

(અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સંઘવી.)

સંસારમાં જન્મ લઇ ઘણે ભાગે મનુષ્ય પાપ કરી આલોકનું સુખ અને પરલોકની ઉત્તમ ગતિને બગાડે છે. મનુષ્યને આવા આડા રસ્તે દોરનાર કોણ હશે, અને પાપનું મૂળ શું એ શાસ્ત્રાનુસાર જોવા જઇએ તો લોભને પાપનું મૂળ કહ્યું છે લોભથી જ મનુષ્યના શીરપર પાપનો બોજો વધતો જાય છે, અને તેને લઇ મનુષ્યને કુમાર્ગનું જ અવલંબન કરવું પડે છે, અને છેવટે મનુષ્યને જીવનના પવિત્ર ઉદ્દેશથી વિમુખ રહી દુઃખસાગરમાં ડુબી જવું પડે છે

માત્ર લોભને વશ થવાની સાથે જ કામ, ક્રોધ, મોહ, અભિમાન, ગર્વ, પરાધિનતા, ક્ષમાહિનતા, નિલજ્જતા, લક્ષ્મીનો નાશ, ધર્મહાનિ, કુચિન્તા અને કુકીર્તિ વગેરે પ્રચંડ મૂર્તિની માફક મનુષ્યને સામે આવી ગ્રહી લે છે. વળી કૃપણતા, અપરિમિત વિષય-તૃષ્ણા, કુકર્મ તરફ તીવ્ર પ્રવૃત્તિ, દ્વેષ, વિદ્યાનો અહંકાર, શારીરિક સૌન્દર્ય તથા ઐશ્વર્યનું ભારે અભિમાન. સર્વ જીવોનું અહિત થવાની ઈચ્છા, સર્વની મર્યાદાનો લોપ, મીત્રનો અવિશ્વાસ, દરેકની સાથે શત્રુતા વગેરે દુઃખમાં વધારો કરનાર સર્વ બાબતનું મૂળ લોભજ વિદ્યમાન છે, અને પરદ્રવ્ય હરણ, પરસ્ત્રીગમન, પરનિંદા, ઈર્ષા, અન્યની ગુપ્ત બાબત જાણવાની ઉત્કંઠા, પોતાની બડાઈ, મત્સરતા, વગેરે અનેક પાપ પ્રવૃત્તિઓનો જન્મદાતા લોભજ છે.

એક વખત લોભના દુર્ભેદ્ય ફંદામાં ફસાઇ ગયા પછી પાર પામવું બહુજ કઠણ છે.

બાલ્ય, કૌમાર અને યૌવન સર્વ દશાઓમા લોભ માણસના મસ્તકપર આરૂઢ રહે છે, વૃદ્ધાવસ્થાને લઇ શરીર જીર્ણ થાય છે, પરંતુ લોભ જીર્ણ થતો નથી. લોભથી થતી પ્રવૃત્તિઓની હમેશા પૂર્તિ રહેતી હોવાથી લોભ અટલ, અચળની માફક હંમેશા સ્થિર, નિશ્ચલ થઇ રહે છે. જેમ દરેક નદીઓનો પ્રવાહ સમુદ્રમાં ચાલુ વહ્યા કરે છે, છતાં સમુદ્ર ભરાઈ જતો નથી, તેમ હમેશા લાભ મળતાં છતા લોભનું વિશાળ હૃદય નહિ ભરાતા ખાલીજ રહે છે સારાંશ એ કે, લોભની કદિ શાન્તિ થતી નથી લોભ મનુષ્યના લોહી, હાડકાં, મેદ, મજ્જાને મળી જઇ, તેના અંશરૂપ બની, શરીર, ઇન્દ્રિય, મન અને બુદ્ધિ સર્વને પોતાના દાસાનુદાસ બનાવે છે

ફક્ત વિદ્યારહિત મુર્ખનેજ નહિ, પરંતુ સર્વશાસ્ત્ર પારંગત પંડિત ચુડામણિને પણ લોભ પોતાની જાળમાં ફસાવે છે અપરિમિત બલશાળી તથા અસીમ કૌશલી લોભથી સડવાથી વિદ્યાની વિભૂતિ બગડે છે, અને પાંડિત્યનો પરાજય થાય છે એકજ વખતના લોભથી વિદ્વાન પંડિત વિદ્યા તથા પાંડિત્યની પવિત્ર વિશેષતાઓથી વર્જિત બની મૂર્ખોના દોષપૂર્ણ ફલ પ્રગટ કર્યા કરે છે, અને તેથી વિદ્વાન—અવિદ્વાન, પંડિત—અપંડિત સર્વ એકરૂપ બની ભગવાનના પૂણ્ય રાજ્યમાં વિષમ પાપનો વિસ્તાર કરતા રહે છે, અથવા લોભી વિદ્વાન, લોભી મુર્ખથી પણ વધારે ભયાનક થાય છે મુર્ખ લોભી બુદ્ધિની અલ્પતાને લઈ જે પાપમય કાર્યની વાત સ્વપ્નમાં પણ જાણી શકતો નથી, તે વાત વિદ્વાન લોભી સૂક્ષ્મબુદ્ધિના પ્રભાવથી કૌશલ્યપૂર્વક સ્થિર કરી, તેના અનુષ્ઠાનથી સંસારને ભારે હાનિ પહોચાડે છે મુર્ખ લોભીઓની સ્થૂલ બુદ્ધિથી આચરિત પાપરૂપી કાર્યની વાત લોકો સામાન્ય ચેષ્ટાથી જાણી શકે છે, અને તેથી તેઓ અનાયાસે રાજ દંડથી દંડીત થઇ ભયને લીધે ફરી તેવુ કાર્ય કરવા તૈયાર થતા નથી પરંતુ વિદ્વાન લોભના અપૂર્વ કૌશલ્યપૂર્વક આચરિત પાપકાર્યનો પત્તો મેળવવો એ કદાચ બ્રહ્માને પણ અસાધ્ય છે. વિદ્વાન લોભી રાજવિધિ તથા સામાજીક શાસનના મસ્તકપર પદાઘાત કરી સમાજનુ સર્વનાશ સાધન કર્યા કરે છે જે વિદ્યા અજ્ઞાનનો અંધકાર દૂર કરવાવાળી છે, તે લોભના આધારમાં પ્રવેશ કરી આવી શોચનીય મુર્તિ ધારણ કરે છે.

મહાભારતના શાન્તિપર્વમા લખ્યુ છે કે, લોભી વિદ્વાનગણ એ ઘાસથી ઢાંકેલા કુવાની માફક છે. લોકો ઉપર ઘાસ જોઇ, નીચે કુવો હશે એવુ અનુમાન કરી શકતા નથી સાધારણ ઘાસવાળી જમીનપર ચાલવામાં જેમ કોઇ પણ જાતની ઉપાધિની આશંકા રહેતી નથી તેમ નિર્ભય ચિત્તથી તે કુવાપરની ઘાસપર ચાલવામા લોક અંદરના કૂવામાં પડી મૃત્યુ પ્રાપ્ત કરે છે. એમજ ઘાસથી ઢંકાએલા કૂવાની માફક લોભી વિદ્વાનોનાં કુટિલ હૃદય, મોઢાપરના મધુર વાક્યોના આડંબરથી ઘેરાયલા રહે છે.' આવા નીચ આશયવાળા લોકો ધર્મપ્રચારક બની ધર્મોપદેશના બહાને બીજાઓને નુકસાન કરી સંસારને ઠગતા રહે છે. કેવળ સંસારને ઠગવાથીજ પાર પામી જાત, તો તો લોભીઓના લોભનુ કદાચ સમર્થન પણ થઈ શકત, પરંતુ લોભી માણસ લોભથી પુષ્ટ થવાવાળી સંપૂર્ણ ઇન્દ્રિઓને પોતપોતાની ઇષ્ટ વસ્તુઓમાં નિયુક્ત કરી જગતનુ અકલ્યાણનુ સાધન કરતા પોતાને પણ અસીમ અનર્થનુ કારણ થઇ પડે છે.

આ સુખ દુઃખમય સંસારમાં સુખ, લાભ સર્વ મનુષ્યોને માટે સુસાધ્ય હોવા છતાં પણ લોભી માણસ લોભને વશ બની દરેક ઇષ્ટ વસ્તુને તિલાંજલી દઇ રહ્યા છે. ચારે તરફ

સુખ લાભની પરમ પુણ્યમયી વસ્તુઓ ભરી પડી રહી હોવા છતાં પણ તે અશાન્તિ રૂપી અગ્નિથી હરહમેશ બળી રહે છે ખીલેલા ફુલોનું સુગધમય સ્વર્ગીય સૌન્દર્ય, અરુણોદયની મનમોહક છટા, સુદૃશ્ય સમભાવન પક્ષીઓની જુદી જુદી જાતની મધુર વાણી, સમુદ્રની કલ્લોલમયી સુગભીર ગર્જના, જુદીજુદી ઋતુઓની જુદીજુદી અકથનીય શોભા, પ્રેમપયોનિધિ પત્નીનો સેંકડો સુખતરગ ઉછાળવાવાળો પવિત્ર પ્રેમપ્રભાવ અને પરમેશ્વરની મહિમા બતાવનારી કરોડો સુખોલ્લાસમયી સામગ્રીઓની વચ્ચે રહી તે લોભી માણસ ફક્ત સ્વર ચિત્ત નિર્જળ દુઃખરૂપી કૂવામા અભ્યન્તરસ્થ કાંટાથી ભોકાઇ રહ્યો હોય છે. પ્રભુ ! આ ઘોર કલશ યન્ત્રણામય પાપોત્પાદક લોભથી પાર પામવાનો ઉપાય શું ?

ઉપાય અવસ્ય છે. સનાતન ધર્મશાસ્ત્રોમા ઉપાય બરાબર બતાવ્યો છે. લોભને જેમ પાપનુ મૂળ બતાવ્યું છે, તેમ શાસ્ત્રમા વિચિત્તતાને લોભનુ મૂળ કહ્યુ છે. અજ્ઞાનથી જ વિચિત્તતા ઉત્પન્ન થાય છે, અને તેથીજ મનુષ્ય લોભને વશ થઈ દોષોનો આધારભુત બને છે. જ્યારે જ્ઞાન, લાભના દ્વાર સ્વરૂપ વિદ્યા પણ મનુષ્યને લોભથી બચાવી શકતી નથી, તો માત્ર વિદ્યાયોજ વિચિત્તતા તથા લોભથી બચાવનાર પુણ્યમય જ્ઞાનનો વિકાશ થઈ શકતો નથી જ્ઞાનના વિકાસ માટે ભીષ્મદેવે રાજરાજેશ્વર મહારાજા યુધિષ્ઠિરને જે અમુલ્ય ઉપદેશ આપ્યો છે, તે મહાભારતના શાન્તિપર્વમા નીચે પ્રમાણે છે —

"હે કુરુનન્દન ! ક્રોધ, મદ, સ્વપ્ન, હર્ષ, શોક અને અભિમાન એ લુબ્ધબુદ્ધિ માણસને જ મળે છે. આ લોભયુક્ત માણસને અશિષ્ટ જાણવો. હવે શિષ્ટજન કોણ છે, તે સાંભળો. હે ભારત ! જેને સ સારમા ફરી જન્મ હોવાનો તથા નરકનો ભય નથી, પ્રિય અને અપ્રિય વસ્તુઓને જે હમેશાં સરખી જ માને છે. વિષય સુખમાં જેનુ મન ફસાતુ નથી, શિષ્ટાચાર તથા ઇન્દ્રિઓનુ દમન જેને પોતાની વસ્તુ સ્વરૂપ છે, સુખ અને દુઃખ જે સમાન જાણે છે, સત્ય જેનું પરમ અવલબન છે, જે પોતે જ દયાવાન તથા દાનશીલ હોવાથી પારકુ ધન લેતા ડરે છે, જે પિતૃ, દેવતા તથા અતિથિઓને તૃપ્ત કરવામાં હમેશાં તત્પર રહે છે. જે સર્વને હિતકારી, ધીર, ધર્મ પાળક તથા સર્વ સાધારણના ઉપકારને માટે પ્રાણ આપવાને તૈયાર હોય છે, એવા ધાર્મિકોને કોઇપણ ધર્મના રસ્તેથી હઠાવી શકતુ નથી. જે સત્યના રસ્તે સ્થિત છે, તેને કોઇનો ડર નથી, તે ચચળ તેમ જ ઉગ્ર સ્વભાવી પણ નથી. એવા ધાર્મિક સાધુઓની હમેશાં સેવા કરવી જોઇએ. જે નિષ્કામ, નિર્ભય, નિરહકાર તથા ક્રોધ રહિત છે, તેની હમેશા ઉપાસના કરવી જોઇએ હે યુધિષ્ઠિર ! ધન તથા યશ મેળવવાને માટે જે ધર્મ કરતાં નથી, શરીર ધારણને માટે ભોજનનુ જેમ પ્રયોજન છે, જે ધર્મને પણ તેજ પ્રમાણે જરૂરનુ જાણે છે, જે ધર્મનો આડબર કરતા નથી, સત્ય અને સરલતા જેનુ અવલબન છે, હે કુન્તીતનય ! તમે પૂર્ણ પ્રેમથી તેની સેવા કરો. તેની સાથે પ્રેમ હોવાથી ફરી કુરસ્તે જવું પડતું નથી. બેટા ! તું ઇન્દ્રિઓને વશ કરી એવા જ સાધુઓનો સત્સગ કર. "

અજ્ઞાનથી, અજ્ઞાનજનિત વિચિત્તતાથી તથા વિચિત્તતાજનિત લોભથી બચવાનો ઉપાય એ સાચા સાધુઓનો સત્સગ જ છે આ ઉપાયનુ અવલબન લઇ સત્યના રસ્તાના મુસાફર બનવાથી પાપમા ફસાવાનુ બનતું નથી, પાપ કરી સમાજનુ સર્વ નાશ કરવાનો અવકાશ મળતો નથી, અને સાથે પોતાને પણ સસારમા અમૃતને બદલે વિષ મળી જઈ અશાન્તિની જ્વાળામાં અટવાઇ પડવાનુ બનતું નથી —નિગમાગમચન્દ્રિકા.

# आत्मानी आकर्षक शक्ति.

( લે. ડૉ. વેણુવિહારી )
( અનુસંધાન ગતાંકથી )

## પાઠ ૧૧ મો.+

આકર્ષક શક્તિ કેંદ્રીત્સર્જીત કરવાની ત્રણ રીતો—અંતશ્ચિત્રપદ્ધત—અનાહત ચક્ર પદ્ધત—સ્નાયુ-પદ્ધત,

આકર્ષક શક્તિના કેંદ્રોત્સર્જીત કરવાની ત્રણ રીતો—ગમે તે પદ્ધતનો અભ્યાસ કરવો હોય તો તેને માટે શાંત અને ઉપાધીરહીત જગ્યા જોઇએ કે જ્યાં તમને કોઇ પ્રકારની ઉપાધી ન નડે એવો ભવ્ય ઓરડો અગર સ્થળમા જઇ તમારા શરીરને કોઇપણ પ્રકારની સકાચ અગર અડચણ ન પડે એવી સ્થિતિમા તમારા શરીરને પડયુ રહેવા દો, કે જે સ્થિતિમા શરીર કાઇપણ હાલચાલ ન કરે, તમારા શરીરના પ્રત્યેક સ્નાયુઓ શિથીલ અને મન નિર્વિકારી બને ત્યા સુધી તેવીજ સ્થિતિમા પડયા રહો. અને જ્યાં તમારા મન ઉપરની સ્થિતિ પ્રમાણે બને કે પછી આ નીચે આપેલી ત્રણ કૃતિઓમાથી તમોને જે રીત ગમે તે એક કૃતિનો અભ્યાસ શરૂ કરો. અને પોતાની શક્તિનો ઉપયોગ કરવાની વિદ્યાનુ જ્ઞાન પ્રાપ્ત કરો.

**અંતશ્ચિત્ર પદ્ધત.**—ઉપર જણાવી ગયા તેવી સ્થિતિ પ્રાપ્ત થતાં જે તમારા હૃદયમાં પહેલો વિચાર સ્ફુરે તે વિચારને સ્પષ્ટ અક્ષરે એક કાગળ પર ટાંકી લો. દાખલા તરીકે ધારો કે, તમારે અ નામના માણસને તમારી સાથે બાહેરગામ એટલે કે મુસાફરીમા સાથે લેઇ જવો છે તો આ સ્ફુરેલુ વાકય તમારે સારા અક્ષરે એક કાગળ પર ટાંકી લેવુ, ત્યાર પછી પોતાનુ શરીર કોઇપણ રીતે ન અકડાય એવી રીતે બેશી, તે લખેલા વાકય તરફ એક સરખી નજર માંડી સ્થિર અને શાંત થઇ તે વાકયના અર્થ પર તમારા મનને એકાગ્ર થવા દો, અને આ પ્રમાણેના આ માનસિક ત્રાટકમા શાંતપણે પડયા રહો. અતશ્ચિત્ર આનુ જ નામ છે જે જે વસ્તુ મેળવવાની હોય તે વસ્તુમા મનને એકાગ્ર કરવુ આ પદ્ધતનો અભ્યાસ કરવાથી અંતઃપ્રવાહ પ્રબળ થાય છે, અને ફલદાઇ યથાસ્થિત નીવડે છે.

પોતાના આરોગ્યની ક્રમે ક્રમે સુધારણ થઈ શકે છે, એકાદા ઉત્તમ સદ્ગુણની પણ પ્રાપ્તિ કરી શકાય છે, યાદદાસ્ત વધારી શકાય છે, પોતાની જીદગી સુધારી શકાય છે આવી રીતે પોતાની પરિસ્થિતિમા, આર્થિક, શારિરીક તેમજ પરમાર્થિક સ્થિતીઓ સુધારી શકાય છે. આ પ્રમાણે જેમ જેમ તમો તમારા હિત માટે પારકાનુ બુરૂ ન કરતા અગર બીજાને ઉપાધી થાય એવા ખોટા અને ખરાબ સકલ્પોને તજી આ ઉપર પ્રમાણેનો અભ્યાસ

+ ગયા અંકમાં પાઠ ૧૫—૧૬ છે ત્યા ૯—૧૦ જોઇએ.

કરશો તો તમોને દરેક બાબતનો ત્વરિત જશ મળશે તમારી માગવાની વસ્તુઓ પ્રત્યક્ષ અગર અપ્રત્યક્ષરીતે બીજાના હીતમા વીરોધી નહિ હશે તો તે પ્રત્યેક વસ્તુ તમોને સ્વલ્પ પ્રયાસે પ્રાપ્ત થશે.

**અનાહત ચક્ર પ્રેદ્ભુતઃ**—પક્વાશયની પાછળી બાજુએ પૃષ્ટવંશ રજ્જુવત્ એક જ્ઞાનતંતુનુ ઝાળુ હોય છે તેને અનાહત ચક્ર Solar Plexus એટલે કે જેને પચોટી યાને આબોધ કહેવામા આવે છે તે છે આના સબંધમા કેટલાક શાસ્ત્રવેત્તાઓનો એવો મત છે કે તે મજ્જાતંતુ સ્થાન નથી, પણ તે એક સ્વતંત્ર બિંદુ જ છે. ગમે તેમ હો એ વાદમા ઉતરવાની આપણને કાંઇ જ જરૂરત નથી, શ્વાસોશ્વાસની ક્રિયા, હૃદયના ધબકારા ઇત્યાદિ અનિશ્ચિત શક્તિ તેમજ નૈતિક વર્તણુકનો આધાર સર્વસ્વ આ ચક્ર ઉપર જ રહેલો છે. એટલુ જ નહિ પણ કેટલાક માણુસ શાસ્ત્રવેત્તાઓ એટલે સુધી સિદ્ધ કરી આપે છે કે આકર્ષકશક્તિનુ મધ્યબિંદુ હોય તેના વડે એટલે કે તેની સહાયતાથી બીજાના મનમા ક્ષોભ એટલે કે લાગણીઓ ઉત્પન્ન કરી શકાય છે, અગર તો બીજાના તરફથી આવતો આઘાત ઝીલી શકાય છે. એવા આઘાત પ્રત્યાઘાત ઝીલવા પ્રેરવાની પદ્ધત નીચે પ્રમાણેની છે.

એક શાંત નિર્જન કે જ્યા કોઇ પણ પ્રકારની ધાંધલ અગર ગડબડાટ ન હોય તેવા સ્થાનમા જઇ, શરીરને વજનદાર થઇ પડે તેવાં કપડા ઉતારી મુકે છે, પછી પલગ અગર કોચ યાને સપાટ જમીનપર મૃદુ શય્યાપર પોતાના શરીરને નિશ્ચિતપણે પડ્યુ રહેવા દે છે. આ પ્રમાણે શરીર શાંત થતા, પ્રાણાયામ કરવા મંડી પડે છે, પ્રથમ પુરક કરી છાતી ફુલાવે છે અને પછી કુંભક કરી છાતીને દબાવી પેટને ઢીલું મુકે છે, એટલે કે પેટ એની મેળે ફુલે છે. આ કુંભકની ક્રિયા ચાલુ હોય તેની સ્થિતિમાં પેટ અને છાતીને દબાવે છે, આ પ્રમાણે કુંભકમા અવરનવર બે ચાર વખત પેટ અને છાતીને દબાવે છે, અને છાતી તથા પેટને અનુક્રમે ફુલાવે છે અને પછી રેચક કરે છે. ( આ સમયે, અગર તો કોઇ પણ વખતે આ પુસ્તકમા જણાવેલી શ્વાસોશ્વાસની ક્રિયા કરતી વખતે શ્વાસ લેવો અને છોડવો તે ધીમેથી, એક સરખી રીતે શ્વાસને મધ્યે જ ન મળી જતા છોડવો જોઇએ ) પછી એક મિનિટની વિશ્રાંત લેઇ, પાછી આજ ક્રિયા કરવી. ચાલાક અભ્યાસીઓ તેમજ વાચકો આશ્રાંતનો ભાવાર્થ સમજી ગયા હશે આ અભ્યાસવડે અનાહત ચક્રની આસપાસના અવયવો હાલે છે જેથી કરીને તે અનાહત ચક્રપર આ ક્રિયાનું ઉત્તેજક વ્યાયામરૂપે પરિવર્તન થાય છે અને તેનો કાર્ય કારણ સબંધ એવો છે કે આ બાબી રીતનો અભ્યાસ કરતી વખતે મનને ઇચ્છિત વસ્તુપર સ્થિર કરવુ, એટલે કે અનાહત ચક્ર ઉર્ફે નર્વ્હસ બેટરી ઉત્તેજીત થતી વખતે, તે અનાહત ચક્ર તે નર્વ્હસ બેટરી, તમોએ મનપર સ્થિર કરેલા વિચારના મોજાઓને ચોતરફ ફેલાવે છે, અને પછી તે મોજાઓ, જે માણુસના હિત સબંધનાં વિષયોમા ધ્રુચવાયા હશે તેનું આ અનાહત ચક્રપર પરિણીમત પામશે.

આ અભ્યાસવડ બીજાપર પણ પોતાના પવિત્ર આંદોલનો મોકલાવી જગ કલ્યાણ કરી શકાય છે એવુ આ વિદ્યામા પારાગત થયેલાઓ સ્પષ્ટપણે છાતી ઠોકીને કહે છે છતાએ આ વિદ્યાના વિદ્યાર્થીપર જેટલુ કાર્ય પરિણીમત પામે છે એટલુ અન્યપર પામતુ નથી કારણ એવું છે કે, આ વિદ્યાના અભ્યાસવડે અભ્યાસકને જે શાંતી અને સ્થિરતા પ્રાપ્ત થાય છે તેનો ઉપયોગ જ્યારે મન દુભાઇ પડી જાય છે ત્યારે તેને ઉત્તેજીત કરવા તે તરફ થાય છે.

સ્નાયુ પદ્ધત—આ પદ્ધત કદાચ તમોને વિક્ષિપ્ત લાગશે, પણ આકૃતિનો મુળ સિદ્ધાંત એવો છે કે, બુદ્ધિ કલ્પના, ગુરૂત્વાકર્ષણ વિદ્યુત્ અગર તો સ્નાયુની હીલચાલ ઇત્યાદિક જણાતી શક્તિનો ઝરો કેવળ એકજ છે એકજ શક્તિ સમુદ્રના જુદાં જુદાં મોજાંઓ છે. જો કે આ જણાતા ભિન્ન છે પણ તે એકજ છે. આ પદ્ધત નીચે મુજબ છે:—

એક ઓરડીમાં જઈ તમોને પુરી લ્યો અને આ પાઠના પહેલા ભાગમા બતાવ્યા પ્રમાણેની જ્યારે તમોને શાંત સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે ઉભા થઈ જાઓ અને શરીરને તંગ કરો, દરેકે દરેક નાડીઓ અને રગેરગ ટટાર થઇ જવી જોઈએ આ પ્રમાણેની આ ખેંચ અસહ્ય થાય ત્યા સુધી કાયમ રાખો, આ પ્રમાણે કરવાથી તમારી શારીરિક શક્તિ તમે ઉત્પન્ન કરો છો અને તે વ્યર્થ જાય છે તોપણ તમારૂં મન એકજ અપેક્ષિત ઇચ્છાપર વિકાસ પામેલુ હોવાથી અને તે ઇચ્છા સફળ થાય એવો તમારો દૃઢ આગ્રહ હોવાથી આ શારીરિક શક્તિનું રૂપાંતર માનસિક શક્તિમા થશે અને તે તેજ રૂપે તમારી મુદ્રાપર ઝળકી ઉઠશે. તમારા સ્નાયુમાથી નિકળતી શક્તિ ધીમે ધીમે તમારા અંતઃપ્રવાહને જઇને મળે છે, અને તે આ સ્વરૂપે ઇતર શક્તિપર અને અપેક્ષિત સ્થિતિપર અમલ ચાલાવી શકે છે. આ અભ્યાસ ધંધાદારી માટે ઘણોજ ઉત્તમ છે એક માણસે આ પદ્ધતનો એક અઠવાડીયા સુધી અભ્યાસ કર્યો તેનો વિચાર એ હતો કે 'મને મારા અમુક ધંધામાં બરકત મળવી જોઇએ' આ વિચારનું એણે દૃઢીકરણ કર્યું, તેનું પર્યવસાન એ આવ્યું કે તેને ખરેખર તેના ધંધામાં બરકત મળવા લાગી તેને પુછવામાં આવ્યુ કે હવે તુ પ્રયોગ આગળ કેમ ચાલુ રાખતો નથી તો તેણે અંતઃકરણ પૂર્વક એવો જવાબ દીધો કે 'મને તેની કાંઈજ ખબર પડતી નથી' મારી એવી ખાત્રી છે કે, જો તમો પણ તેટલી પાયરીએ પહોચશો તો તમો પણ તેમજ કહેશો બીજો એક માણસ વીમા કંપનીનો એજંટ હતો, તે ચાર પાંચ માસ કાંઇ પણ કામ કરતો નહિ કેવળ સ્વસ્થ બેશી રહેતો અને કેવળ અંતઃચિત્ત પદ્ધતનો અભ્યાસ કરતો અને પછી કામપર ચઢતો, અને એક જ અઠવાડીયામા તેને દસબાર ઘરાક મળતા અને તેમને વીમો ઉતારતાં તેને પાંચ માસમા ખર્ચ પુરતુ મળતું.

સામાન્ય લોકો ભલેને અતર્ક્ય ફળદાયી વસ્તુ હોય પણ જો તે સાદી શ્રુતિની માલૂમ પડે છે તો તે તરફ તેઓ મુદ્દલે ધ્યાન આપતા નથી તેપર વિશ્વાસ રાખતા નથી ઉલટો તેના ઉપહાસજ કરે છે તેઓની ધારણા એવી હોય છે કે સત્કૃતિનાં ફળ પણ સાદાંજ હોવા જોઇએ અતર્ક્ય હોય જ નહિ પણ તેઓ તેની ધારણામાં મોટી ભૂલ કરે છે તેઓ બીચારા તે ભુલ સમજી પણ શકતા નથી, કે પોતે પોતાના વિચારથી કેવા આડે રસ્તે ઉતરી પડે છે

## પાઠ ૧૨ મો.

શ્રદ્ધા કાર્યમા મદત રૂપ નીવડે છે ખરી, પણ શ્રદ્ધા એ કાંઇ જરૂરીયત વસ્તુ નથી. મેળવેલી શ્રદ્ધા—સ્વભાવિક કલ્પનાઓથી પ્રાપ્ત થતી ફતેહ ઘણીક વખતે કલ્પનાઓ એ બનાવો રૂપી સાંકળના અંકોડા રૂપજ નીવડે છે.

શ્રદ્ધા કાર્યમા મદત રૂપ નીવડે છે ખરી પણ શ્રદ્ધા એ કાંઈ જરૂરીયત વસ્તુ નથી—જો કે શ્રદ્ધા આકર્ષક શક્તિના પૂર્વોક્ત અભ્યાસમા જરૂરીઆતી ભરી નથી તોપણ શ્રદ્ધા

રાખવાથી આરંભેલા કાર્યમા ફતેહ મેળવવામા તેનો ઘણો સારી રીતે ઉપયોગ થઇ શકે છે. જે નિયમો આપણે જાણતા ન હોઇએ તેવા અજ્ઞાત નિયમો સબંધે જો શ્રદ્ધાથી કર્મ કર્યા જઇએ છીએ તો આ નવિન અભ્યાસની શરૂઆત કરનાર વિદ્યાર્થીને કેટલી બધી મુશીબતો નડે છે તે હું પૂર્ણ અનુભવથી જાણતી હોવાથી હું નીચેની સૂચના કરૂં છુ

મેળવેલી શ્રદ્ધા–સ્વભાવિક કલ્પનાઓથી પ્રાપ્ત થતી ફતેહ—શ્રદ્ધાથી જય મળે છે, એવું જો તમને કહેવામા આવે તો તેમા કદાચ નવાઈ જેવુ લાગશે. પણ હવે ધારો કે તમો અશ્રદ્ધાળુ છો. છતાયે તમારી વ્યક્તિ આકર્ષણશક્તિના અભ્યાસમા પ્રગતિ થઇ શકશે. પણ જો તેમા શ્રદ્ધાળુ હશો તો સોનુ અને સુગંધ એકત્ર મળ્યા જેવું થશે માટે જો તમારે શ્રદ્ધાથી મળતા લાભોનો ફાયદો લેવો હોય તો–સંશયનો ત્યાગ કરો. એટલે તમોને તે ફાયદાઓ મળશેજ એની પૂર્ણ ખાત્રી રાખો અને કોઇ પણ વસ્તુ મેળવવામા મુશીબતો ભાસે છે તે કેવળ ભ્રમ છે કારણ કે તે પ્રાપ્ત કરવામા તેવી મુશીબતો જેવુ કાંઇજ નથી. અને તમો તો વળી આ આકર્ષક શક્તિના નિયમોનો અભ્યાસ કરવાને ઉત્સુક્ત થયા છો, જેથી આ વિષયપર તમારો પૂર્ણ પ્રેમ હોવોજ જોઇએ. અને તેથી તમો મારૂં કહેવુ માનશોજ માનશો માટે તમારામા રહેલી આ સંશય વૃત્તિને હાંકી કાઢશો એટલે પછી શ્રદ્ધા દેવીના દરબારમા દાખલ થવાને તમોને મુદલે શ્રમ પડશે નહિ. શ્રદ્ધા મેળવવી શ્રદ્ધાળુ બનવુ એ એક આ વિદ્યાનુ અંગજ છે એમ માનો, જો કે તમો આ વિદ્યા પ્રાપ્ત કરવા પુરતા શ્રદ્ધાળુ થશો તોપણ શ્રધા દેવી તમને શ્રધ્ધાળુ ભક્ત પ્રત્યેનાજ પ્રેમથી નવાજશે આ આકર્ષ વિદ્યા સંપાદન કરવાની ઉત્કટ ઇચ્છા ધરાવશો તોપણ તમારૂ કાર્ય સિધ્ધ થશે.

કેટલાક જનો આ શ્રધ્ધા સંપાદનના માર્ગ સ્વિકારી સુખી થયા છે, આ માર્ગનુ અવલંબન કરનાર એક પણ માણસ નાશીપાસ થયો નથી. ગીતાજીમા પણ એમ કહ્યુ છે કે **યોય વ્રતઃસપ્રયસ** અને મહાત્મા ક્રાઇસ્ટ પણ પોતાના બાયબલમાં એમજ કહે છે કે 'યત્ન સિવાયની શ્રધ્ધા કેવળ લુલી છે, અને શ્રધ્ધા વિનાના પ્રયત્નો લગભગ નિષ્ફળ જેવાજ છે.

ઘણી વખતે કલ્પનાઓએ બનાવરૂપી માકળના અંકોડા રૂપજ નિવડે છે—ઉપર જણાવેલી પધ્ધતમાથી કોઇ પણ એક પધ્ધતનો પૂર્ણ અભ્યાસ કરવાથી તમારામા એટલે કે તમારી માનસિક શકિતમા એક નવિન બળદાયક શક્તિ ઉત્પન્ન કરશે. પછી તમો ખુલી આંખે કલ્પનાની પાછળ પાછળ ચાલ્યા જાવ એટલે દરેકે દરેક બાબતમાં તમારી ફતેહ જ મળી લ્યો. પ્રથમ તો આ જરા તમારી આગળ સુખરૂપી કલ્પનાઓના સ્વરૂપે ખડુ થશે નૈસર્ગિક રીતે સ્ફુરણ પામેલી આ કલ્પનાઓ તે કેવળ પ્રાપ્ત કરેલી આ વિદ્યાનું તાત્કાલિક સ્વરૂપ છે આ પ્રમાણે આ કલ્પનાના સ્ફુરણો તે કેવળ સુક્ષ્મ સૃષ્ટિને જડ સૃષ્ટિ સાથે સંયોગ કરનારો અંકોડોજ છે એટલે કે પોતાની કલ્પના સૃષ્ટિમા ઉત્પન્ન કરેલી સંપત્તિ એટલે કે ખુલ્લા શબ્દોમા કહીએ તો આપણી પાસે ઇચ્છા શક્તિવડે આકર્ષણ કરેલા આ સંપત્તિનો વધારે બહોળો સંગ્રહ કરવાનુ તમારામાં સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

## પાઠ ૬૩ મો.

આકર્ષક શક્તિના થતા વધારાની જાણ-તેને પારખી કાઢવાના મુખ્ય નિયમો-મનની એકાગ્રતા કરવાની ઉત્તમ રીત

આકર્ષક શક્તિના થતા વધારાની જાણ-પાછળના પાઠોમા જણાવી ગયા તે પ્રમાણે જો અત પ્રવાહ સયમ શક્તિનો અભ્યાસક્રમ અભ્યાસક દીન પ્રતિદીન વધારે જાય તો તેની શક્તિ અજ્ઞાનપણે વધશે એતો દેખીતુંજ છે, છતાંયે તેવી શક્તિ પ્રાપ્ત થયાનું જ્ઞાન થવું પણ જરૂરીઅત્ લર્યુ છે કારણ કે તેનુ જ્ઞાન થવાથી, નૂતન શરૂઆતીયા અભ્યાસકોને તે વિદ્યા પર શ્રદ્ધા બેશી તેમનો આત્મવિશ્વાસ વધે છે જો કે અશક્તિ પ્રાપ્ત થયાનું તેમને જ્ઞાન ન હોય તોપણ તે જ્ઞાનની ખુમારી તેમની મુખમુદ્રા ઉપર ઝળકી રહેલી હોય છે. અને તેમની રીતભાતમા પણ ઉતરેલી હોય છે

**તે શક્તિને પારખી કાઢવાના મુખ્ય નિયમો.**—દેખાવમા ક્ષુલ્લક પણ આચરવામાં વસમુ એવુ એકાદ કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય કરી તેમા સિદ્ધતા મેળવતા ઇચ્છાશક્તિને બમણુ જોર પ્રાપ્ત થાય છે હવે એક સાધારણ દાખલો લઇએ. બને હાથમા એક એક પેનસીલ પકડી બને હાથવડ એક વખતે બે આકૃતિઓ કાઢવાનો પ્રયત્ન કરો તેમા વળી એક હાથે ચોરસ અને બીજા હાથે વર્તુળ કાઢવુ અને તે ચોરસ તથા વર્તુળ એકી વખતે જ થવુ જોઇએ, હવે આ કાર્ય કઠણ હોવાથી હુ તેમાં ફતેહ મેળવીશ જ એવી મનની નિશ્ચયાત્મ ભાવના કરી તે કાર્યનો અભ્યાસ કરૂ કરો. જ્યારે આ કાર્યમાં તમો ફતેહ મેળવશો, ત્યારે આ ઇચ્છાશક્તિના બળની તમાને ખાત્રી થશે.

હવે તમારી શક્તિ સચયની બેટરીમાં તમારી થએલી ખાત્રીને ઉમેરો, અને પછી વ્યવહારે કોઇ બાબત હાથમાં લ્યો, દાખલા તરીકે ધારો કે તમારા કુંટુબમાં કોઇક ભાંજગડ ઉભી થઇ છે, અને હવે તે ભાંજગડ ભાગવાનો તમોએ નિશ્ચય કર્યો છે, હવે તમોએ મેળવેલી આ વ્યક્તિક આકર્ષણ શક્તિનો અહીંયા ઉપયોગ કરવાનો છે, માટે હવે પાછલા પાઠોમા બતાવી ગયેલા પ્રયોગમાંથી કોઇ પણ પ્રયોગ હાથમા લેઇ તેની તાલીમ શરૂ કરે, અને જ્યાં સુધી તમોને આ બાબતમા જશ ન મળે ત્યાં સુધી ફતેહ મેળવતાં સુધી ઉપરના પ્રયોગની તાલીમ શરૂજ રાખો. કદાપીને અધવચ પડી મુકતા નહિ તો અવશ્ય તમોએ ધારેલી ઇચ્છામાં સફળતા મેળવશોજ. આ પ્રમાણે ફતેહ મળતાં દીનપ્રતિદીન તમારા ઉત્સાહમાં વધારો થશે અને તમે દરેક કાર્ય કરવાને શક્તિવાન બનશો.

મનની એકાગ્રતા કરવાની ઉત્તમ રીત —જે માણસ દાત કચરડે છે, શરીરના સ્નાયુઓ ફુલાવે છે, મોઢુ વાંકુ ચુકુ કરે છે, અને ઉદ્ધતાઇથી પોતાના કામે લાગે છે, તેની ઇચ્છાશક્તિમાં જોર હોતું નથી, જેની પ્રબળ ઇચ્છા શક્તિ હોય છે, તેનામાં ઉપર જણાવ્યા તેવા દુર્ગુણો હોતા નથી. હવે ઉપર જણાવ્યા તેવા દુર્ગુણોવાળો માણસ જો કે કદાચ કોઇ કામમાં જશ પણ પામી જાય, તોપણ તેણે પોતાની શક્તિનો જેટલો ઉપયોગ કર્યો તેના પ્રમાણમાં ફતેહનુ કાર્ય કેવળ ક્ષુલ્લક હોય છે આવો માણસ શાંત સ્વભાવિ, બુદ્ધિવાન, અને શ્રદ્ધાળુ માણસની કદીજ બરોબરી કરી શકશે નહિ હવે શાંત સ્વભાવી મા ણસની કામ કરવાની રીત તરફ ધ્યાન આપો, તે માણસ કામની શરૂઆત ઘણીજ હુંશિઆરીથી કરશે. કદાચ જો તે તે કાર્યમા નાશીપાશ થશે તો પણ તે ડગશે નહિ પણ દૃઢ-

તાથી પાછો ફરીથી યત્નશીલ બનશે, કારણ કે તેને પોતાના મનોબળની પૂર્ણ ખાત્રી હોય છે કે ગમે તેવી આપત્તિઓને પણ હું વટાવી જઈશ અને ફતેહ પામીશ, માટે તે નાસીપાસ થતો નથી અને પોતાના યત્નો આગળ ને આગળ ચલાવે જાય છે અને જ્યારે તેઓ પોતે ફતેહ મેળવે છે ત્યારેજ જંપે છે.

## પાઠ ૧૪ મો.

ગુણકારી કેંદ્રોત્સર્જીત પદ્ધતના—ઉપયોગની જરૂરત નથી—લૌકિક અને આત્મિકનો અરસપરસ સબંધ—આકર્ષણ શક્તિનુ વલણ—નિશ્ચયાત્મક પ્રેરણના શકિનથી ફેલાતી શકાતી આકર્ષણ શકિત–પૂર્વ તૈયારીની જરૂરત —

ગુણકારી કેંદ્રોર્ત્સજીત પદ્ધતના ઉપયોગની કાંઈજ જરૂરત નથી—હવે આ કોર્સ પૂર્ણ થવા આવ્યો છે, હવે પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે અત્યાર સુધીના અભ્યાસ પાઠથી એ સિદ્ધ થઇ ચુકયું કે, પોતે આકર્ષક કેવી રીતે બનવુ તથા જોઇતી વસ્તુનું આકર્ષણ કેવી રીતે કરવું. પણ હવે એટલુજ બાકી રહ્યુ કે પોતાની આકર્ષણ શકિત બાહેર ફેલાવો. પોતાથી કેવી રીતે કરી શકાય, અને એજ કાર્ય તો મહત્વનુ છે. જો કે આનું વિશેષ વિવેચન અગીયારમા પાઠમાં આવી ગયું છે તોપણ કાંઇક તે દીશામાં વધારે ખુલાસો કરવો જરૂરીયતનો હોવાથી હવે તે સબધે વિચાર કરીશુ

ક્ષુલ્લક અને સાદી ગરજો માટે આ પાઠની કાંઈજ જરૂરત નથી કારણ કે તમારામાં આકર્ષક શકિત છે જેનાવડે તમો ધીમે ધીમે તમારે જોઇતી વસ્તુઓનુ આકર્ષણ કરી શકો છો બીજાને તમારા પ્રત્યેનો આદર ઉપજાવી શકો છો, વિશ્વાસ, પ્રેમ અને સ્નેહ સંપાદન કરવો એ હવે તમને કાંઇજ મુશ્કેલ જેવું નથી. બીજા તરફથી મળતા નજરાણા વડેજ તમો તમારી આર્થિક ગરજો નીભાવી શકો છો. હાલ તમો જે સુખ વૈભવ મેળવી ખટપટ અને મહેનત કરી રહ્યા છો તે સઘળી સ્વભાવિક રીતે દુર થવાના રસ્તાઓ તમારે માટે ખુલ્લા થઇ જશે. અને પછી તે મેળવવા માટે તમારે સ્વતંત્ર યત્નો કરવાની જરૂરત નથી, કારણ કે તમારો અત.પ્રવાહ તેના તરફ વળતાંજ તે તમારા તરફ આકર્ષાઇ આવશે,

લૌકિક અને આત્મિકનો અરસપરસ સબધ–ધારો કે એક તલાવ છે અને તેની મધ્યે એક સુંદર બેટ છે. આ બેટ એજ તમારૂં અધિષ્ટાન બીંદુ. દાખલા તરીકે તમારે પૈસાની જરૂરત છે, તો તમારૂં બધિષ્ટાન પૈસા તેને બેટ ધારી લ્યો, અને તમારી આસપાસની વિકટ પરિસ્થિતી તેને પાણી રૂપે કલ્પિ લ્યો. હવે તમારી સ્વભાવિક પ્રવૃત્તિ તમોને અનેક રીતે આ બેટ તરફ આકર્ષક છે, પણ વચ્ચેજ તમો આપણામાં–એટલે કે સ્વભાવિક પરિસ્થિતમાં—ડુબકાં મારો છો. બાહ્ય દષ્ટે અવલોકન કરનારને આ અડચણો અનુલંઘનીય જણાય છે, પણ ખરી રીતે જોતાં તે તેવી નથી આપણે પરિસ્થિતીરૂપ પાણીમાથી તરી તે પાણીને ઓળગી શકીએ છીએ. હવે જો આ બેટપર તમારે જવુ હોય તો પ્રથમ તમારે આ પરિસ્થિતિરૂપ પાણીમાં તરના શિખવું પડશે એટલે કે કોઈ પણ વસ્તુની

પ્રાપ્તિ માટે તેની આમપાસના પરિસ્થિનુ અવલોકન કરીને પરિસ્થિતીને જીતવાના નિયમોનુ જ્ઞાન તમારે મેળવવુ જોઇશે

આ નિર્વ્યાપાર પદ્ધતે યશ મેળવવાની કળા તમારે જાણવામાં આ પદ્ધતવડે સફળતાનો માર્ગ જો કે આ દરને કાપવો પડે છે, પણ અંતે અવશ્ય કાર્ય સિદ્ધિ સુધી પહોચી શકાય છે એમા મુદ્દલે સંશય જેવુ નથી, જેથી વિલંબ તરફ લક્ષ દેવામા મુદ્દલે ફાયદો નથી જેથી તમારી ઇચ્છા તુરતા તરત લાભ મેળવવાની હોય તોપણ, ઉતાવળથી શક્તિનો ક્ષય થનો હોવાથી તમો શક્તિ ગુમાવી બેમો એવી મારી ઇચ્છા નથી.

આકર્ષણ શક્તિનુ વલણ—એક વીજળીની બેટરીમાંથી બીજી વીજળીની બેટરીમાં પ્રવાહ જો પસાર કરવામા આવે તો તો ખાલી બેટરીમાં પણ જોરથી પ્રવાહ વહેવો શરૂ થઇ જાય છે એવો વિદ્યુત શાસ્ત્રનો નિયમ છે આ નિયમ પૂર્ણપણે હૃદયમા ઠસાવો અને પછી એવી ધારણા ધારી લ્યો કે એક નવાજ માણસપર તમારા પ્રયોગનુ કાર્ય શરૂ થઈ ગયું છે.

આ નવા માણસ તેજ તમારૂં અંતઃપ્રવાહવાહક યંત્ર છે. આ વાત હવે તમારા ખ્યાલમા આવીજ ગઈ હશે કે તમો પોતેજ એક બેટરીરૂપ છો અને આવા પ્રવાહ તમો છોડી છો અને ખાલી થયેલી બેટરીને પાછી ભરી શકો છો.

આ સઘળી બાબત જ્યાં બરોબર મારા ધ્યાનમાં ઉતરે એટલે પછી સાવધાનીથી તમો તમારા કામની શરૂઆત કરો, પ્રથમ તો ભૃકુટિ મધ્ય દૃષ્ટિના પ્રયોગ વડે તેને ગર્ભરાવવાનો પ્રયત્ન કરો. માત્ર ચોકસ રીતે એટલુ ધ્યાન આપવુ જોઇશે કે, આ તમારા દૃષ્ટિ પ્રયોગની વાત તેના ધ્યાનમા આવવી ન જોઇએ તમારી સઘળી શક્તિને ઉત્સાહ પૂર્વક એકત્ર કરી બલ પૂર્વક તેના અંતઃકરણને ઉત્તેજીત કરો પ્રશ્નદ્વારા તેમજ પ્રત્યક્ષ સૂચનદ્વારા અંતઃપ્રવાહ વહેવડાવી, મનાનુભૂતિ ઉત્પન્ન કરો કે જેથી તમો તેની રીતભાતથી માહીતગાર થઇ શકો, તમારે તેની સાથેના વાર્તાલાપમા જ સમ્મતિ- યુક્ત વિરૂદ્ધ પ્રવાહના પ્રયોગ વડે કરીને જાગૃત કરો, કે જેથી તેના અંતઃપ્રવાહની સ્થિતિ તમારાથી સમ આન્દોલની બને. આમ થતાં તેને તમારો સહવાસ પ્રિય થઇ પડે છે, પણ આવા આ વાર્તાલાપમાં તમારી સ્તુતિનો એક અક્ષર પણ બાહેર ન પડે તેની ઘણીજ કાળજી રાખજો. ઉપરચોટીયા વિચારમાં જો કે પરિણામ ન આવે તો પણ આ પ્રયોગ વડે તમારા પોતામા અકૃતીમ સ્નેહનો અંતઃપ્રવાહ ઉત્પન્ન થશે. તમો તમારા અંતઃકરણમાંના ઇતર સ્વાર્થને જો ક્ષણેક દુર કરશો તો અવશ્ય તમોને જશ મળશે

અપૂર્ણ.

---




( લખનાર—ધીરજ. ),

શોભાલક્ષ્મીનું લગ્ન થયું હતું, પરંતુ તેણે હજુ સુધી પોતાના પતિદેવનું દર્શન કર્યું નહોતું. તેણે લગ્નને દિવસે એકવાર છાની રીતે-સર્વ લોકોની દૃષ્ટિ ચુકાવીને પતિના કમનસીબ ચહેરા ઉપર નજર નાંખી હતી. બસ એજ! શોભા કુલીન કન્યા નહોતી, તેમજ ગરીબની કન્યા નહોતી, તેમ છતાં તેને પતિના દર્શનથી આજ ૧૮ વર્ષની ઊમ્મર સુધી કેમ વંચિત રહેવું પડ્યું તે ઘટનાનો ઉલ્લેખ આ વાર્તા શરૂ કર્યા પહેલાં જણાવી દેવો આવશ્યક છે. શોભાનાં લગ્ન પછી થોડા દિવસબાદજ તેના પિતામહ અને તેના શ્વસુર વચ્ચે કાંઇક સાધારણ વાતમાં મનોમાલિન્ય થઇ ગયું અને તે દિવસે દિવસે વધતું ગયું, એક વખત શોભાના સસરાએ કહેવરાવ્યું કે આજેજ મારી પુત્રવધુને મોકલી આપો, કેમકે હું એવા સ્થાનમાં તેને રાખવા ઇચ્છતો નથી. શોભાના પિતામહે એને એક કડક જવાબ લખી મોકલ્યો. સસરાએ પુન. લખ્યું કે જો તમે તમારી પુત્રીને એક અઠવાડીઆની અંદર મારે ઘેર મુકી નહિ જાઓ તથા મારી પાસે ક્ષમા નહિ માગો તો હું મારા પુત્રનું બીજે સ્થળે લગ્ન કરીશ. હું રામલાલ છું, મારા પુત્રની સાથે તમારી પૌત્રીનું લગ્ન થતાં તમારી ચૌદ પેઢી તરી ગઇ છે તેમ છતાં મારૂંજ અપમાન!

રમાનાથ પણ કાંઇ કમ જીદ્દી નહોતો. તેણે રામલાલને લખ્યું કે—"જો તમે પોતે આવીને તેને મોકલવાનું અને કહો તો હું મારી પૌત્રીને મોકલું નહિ તો તે પોતાના પિતામહનો સ્નેહાશ્રમ છોડી તમારા જેવા નિર્દયને ઘેર કદી નહિ આવે."

આ કડક ઉત્તરથી સર્વને આશ્ચર્ય થયું પુત્રે આવીને કહ્યું—"પિતાજી! આ આપે શું કર્યું? પુત્રી જન્મભરને માટે બગડી જશે, તેનું જીવન દુખમાં વ્યતીત થશે."

વૃધ્ધે ભવાં ચડાવી કડક દૃષ્ટિથી પોતાના પુત્રના મુખ તરફ જોયું, પણ કાંઇ જવાબ આપ્યો નહિ. તે પછી કેટલેક દિવસે લાલ કાગળમાં સોનેરી અક્ષરોથી છપાએલી એક મંગળપત્રિકા મળી, તેથી માલમ પડયું કે આગામી બુધવારે શોભાના પતિ રામચંદ્રનું દ્વિતીય લગ્ન છે અને તે કાનપુર નિવાસી બાબુ પ્રેમચંદ્રની કન્યા સાથે નિશ્ચિત થયું છે આ પત્ર શોભાના સસરા રામલાલના નામની મહોરવાળું હતું.

શોભાની માતાએ એ શોકમાં સંસારથી વિદાય લીધી અને પિતાએ એકવાર શોભાના પિતામહને પુન કહ્યું, પણ તે વિફળ મનોરથ થયો. શોભા આ બધું બરાબર સમજી શકતી નહિ, છતાં અપ્રસન્નચિત્તે દૃષ્ટા કરતી. આ તરફ જીદ્દી રમાનાથે પોતાના વકીલને બોલાવ્યો અને પોતાની સંપત્તિનું દાનપત્ર આ પ્રમાણે લખાવ્યું—"શોભા લક્ષ્મીને નગદ પચાસ હજાર રૂપિયા આપવા, જો તેનો પતિ તેને પોતાની પાસે ન રાખતાં બીજું લગ્ન કરે તો તેને દસ હજાર રૂપિયાજ આપવા અને જો તેનો પતિ બીજું લગ્ન કરી શોભાને રાખવા ચાહે તો પિતામહની દસસંપત્તિમાં તેનો કાંઇ પણ દાવો રહે નહિ" આ દાનપત્ર રમાનાથે એવા આશયથી લખાવ્યું હતું કે રામલાલ સંપત્તિની લાલચથી પોતાના પુત્રના બીજીવાર લગ્ન કરે નહિ

રામલાલ સંપત્તિનો બહુ લાલચુ છે, એ બુદ્ધિમાન રમાનાથ બહુ સારી રીતે જાણતો હતો. તેની તેણે જે જાળ પાથરી તેમાં તે નિષ્ફળ ગયો નહિ રામચંદ્રના દ્વિતીય લગ્ન બંધ રહ્યા.

થોડા દિવસ વીત્યા પછી રામચંદ્ર એકાએક ગુમ થઈ ગયો. પાછળથી માલમ પડ્યું કે તે પી. એન્ડ ઓ. કંપનીની સરોજિની નામક સ્ટીમરમાં નોકર થઈ સમુદ્રપાર ચાલ્યો ગયો છે તેની પાસે પહેલાં કાંઈક રૂપિયા હતા તે લઈ તેણે ગૃહત્યાગ કર્યો હતો. જતી વખતે તેણે ઘરમાં એક ચિઠ્ઠી લખી મુકી હતી --

'પિતાજી! મે આપની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે છતાં મને આશા છે કે આપ મને ક્ષમા આપશો.' —રામચંદ્ર

તે પછી પાંચ વર્ષનો લાંબો સમય વીતી ગયો. રામચંદ્ર સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરીને ફરી હિન્દુસ્તાનમાં આવ્યો. યુરોપથી પાછા આવ્યાને તેને એક વર્ષ વીતી ગયું; પરંતુ તે પોતાને ઘેર ગયો નહિ. મુંબઈમાં તેને નોકરી મળી હતી ત્યાંજ તે રહેતો હતો પિતા તેને મળી આવ્યો હતો શ્વસુર મહાશય પણ એકવાર દેશ ભ્રમણને બ્હાને જમાઈરાજ જોઈ આવ્યો. કેવળ અભાગિની શોભાજ પતિદેવના દર્શનથી વંચિત રહી!

ગોભાનો સસરો રામલાલ અને પિતામહ રમાનાથ બન્ને પરસ્પરની પ્રતીક્ષા કરીને નિરર્થક વિલંબ કરી રહ્યા હતા. તેઓ સમજતા હતા કે એકવાર કહેવાની વાર છે, કિન્તુ હઠમાં બન્ને બરાબર હતા. કોઈ નમ્યું આપવા ચાહતા નહોતા. છેવટે દીર્ઘ વિચાર કરીને રામચંદ્રના પિતાએ પહેલા રામચંદ્રને બોલાવ્યો. પ્રાયશ્ચિત કરાવીને જ્ઞાતમાં બેસાડવાનો સર્વ કાંઈ ઉદ્યોગ થયો. સર્વકાર્ય સમાપ્ત થયા પછી 'રજાનો સવડ નથી' એમ કહી રામચંદ્ર પાછો ચાલ્યો ગયો. તે પણ દુરાગ્રહી પિતામહનો આગ્રહી પૌત્ર હતો. પિતાના કહ્યા વિના કે શ્વસુરની વિનવણી વિના શોભાને શી રીતે મળી શકે? કેવળ બિચારી શોભાને કોઈ પ્રકારની જીદ નહોતી. તે તો શરમના મારથી મરતી હતી, અને મનનું દુઃખ મનમાં જ ભોગવતી હતી તેનો પિતા પણ કન્યાના દુખથી દુખી હતો, છતાં જમાઈના સ્વભાવ ઉપરથી ભવિષ્યને માટે તેના મનમાં યથેષ્ટ આશા બંધાતી હતી

આ રીતે ચાલતા શોભાલક્ષ્મીની જીવન સરિતામાં એક ન્હાનીશી લહર આવી. એક દિવસ પ્રાતઃકાલમા એક કવર આવ્યું તેને ઉખેડીને વાંચતા તેની આંખોમાં લાલી આવી ગઈ કપોલ ગુલાબી થઈ ગયા અને પસીનાથી સારું બદન તર થઈ ગયું ચિઠ્ઠીમાં લખ્યું હતું —

શોભા!

તું મને ઓળખતી નથી, છતાં હું આશા રાખું છું કે તું મને ભૂલી નહિ હોય. જો પૂછીશ કે તમે આટલા દિવસ વીત્યા પછી કેમ ચિઠ્ઠી લખી? તો હું તેનો ઉત્તર દઈ શકીશ નહિ, કારણ કે તે હું પોતે પણ નથી જાણતો! આજ હું મને પોતાને ભૂલી ગયો છું, તેથી તું મને ક્ષમા આપજે જો તું મને પત્ર લખીશ તો શું તારા ઘરનાં માણસો તારા ઉપર ક્રોધ કરશે?

—તારો રામચંદ્ર

વિવાહ પછી ૭ વર્ષ, સાત માસ અને તેર દિવસે આ પ્રથમ પ્રેમ—પત્ર શોભાને મળ્યું હતું, શોભા મોટી થઈ ગઈ હતી, તે પોતાની અવસ્થા સમજતી હતી થોડી મનજ અને અભિમાનનો ત્યાગ કરી તે પ્રત્યુત્તર લખવા લાગી—

પ્રાણેશ્વર !

આટલા દિવસો પછી પણ આ દાસીનું સ્મરણ થયું એ મારૂ અહોભાગ્ય ! અભાગિની અથવા ભાગ્યવતી આ દાસીને હવે ન ભૂલશો ચરણમાં રાખજો, કેમકે શોભા આપની જ છે —વિયોગિની શોભા.

પત્ર મોકલ્યા પછી શોભાને શરમ આવી, તેણે સારી પેઠે જાણ્યુ કે આ પત્ર નવલકથાના પ્રેમનુ અનુકરણ છે, છતા તેણે અતઃક્ષોભને શમાવ્યો, તે પછી ચાર–પાચ પત્રો બંને વચ્ચે આવ્યાં–ગયાં. છેલ્લા પત્રથી શોભાને માલુમ પડયુ કે કેટલાક દિવસથી તેના પતિની તબીયત ઠીક રહેતી નથી, તેણે રજા મેળવવા અરજી કરી છે. દાર્જીલિંગ કે સિમલા એમાંથી એક સ્થળે તે જશે. એક દીર્ઘ નિશ્વાસ મૂકીને શોભાએ મનમા કહ્યુ—' નિર્દય ! તોપણ તમે નથી લખતા કે તું મારી પાસે આવ, અથવા હુ ત્યા આવુ છુ. "

શોભા ચિત્તની અસ્થિરતાને લીધે પોતાના મોસાળ જબલપુર ગઇ. ત્યાં લીલા અને રમા સાથે તેને ઘણો સ્નેહ હતો. એક દિવસે તેણે ' મારબિલરૉક ' જોવા માટે વિચાર કર્યો અને લાલ મોહનને સાથે આવવા કહ્યું. લાલમોહને મોઢુ ફુલાવીને કહ્યુ—' હુ તમને બધાને સાથે તેડી જાઉ તો મને શું આપશો ? '

લીલા ક્રોધિત થઇ બોલી–' મોટાભાઇને શુ આપવાનુ હોય ? તેણે તો મફત કામ કરવું જોઇએ. શોભા ! તુ મોટા ઘરની સ્ત્રી છે. કહે, શુ આપીશ ? ' શોભા શરમથી પાણી પાણી થઇ ગઇ. પોતાનો કેટલો હિસાબ છે તેનો તે વિચાર કરવા લાગી, લાલમોહન તેના દિલની દરિદ્રતા સમજતો નહોતો શોભાના મોઢા ઉપરનો ભાવ જોઇને તે જોરથી હસી ઉઠયા ને બોલ્યા–' ઉઠ, ઉઠ, જલદી તૈયાર થા. કેમ નિરાશ થઈ ગઇ છે ? '

સર્વે જણા તૈયાર થઇ ચાલ્યાં, પહોંચતા પહોંચતા સૂર્ય આથમી ગયો અને સઘળે ફરીને જોતાં અંધારૂં થઈ ગયુ. તરત તેમને સચેત કરતો મેઘ ગાજી ઉઠયો. સર્વેએ જોયું કે એક કાળી મેઘમાળાએ તમામ આકાશને ઘેરી લીધુ છે તે મેઘમાળા વિપ્લવ કરવા ઇચ્છતી હોય એમ જણાતુ હતું. રમાએ કહ્યુ–' આ નિર્જન સ્થાનમા દોડવાની બહુ ઇચ્છા થાય છે. આવો જાઇએ કોણ પેલા વૃક્ષને પહેલું પકડી શકે છે ! '

તેઓ દૂરના લક્ષ્યબિંદુને નજરમા રાખી દોડયા. લાલમોહને મના કરવા છતા તેઓ દોડ્યાં, એ વખતે પવન જોરથી ફુંકાવા લાગ્યો અને વીજળી પ્રકાશવા લાગી. વળી એક ગંભીર વજ્રધ્વનિ થયો, લાલમોહને બૂમ પાડી કહ્યુ—' શોભા, રમા, લીલા, જલદી ચટ્ટાની તરફ દોડો '

વિજળીના કડાકામાં તેનો ધ્વનિ વાયુમાં ઉડી ગયો, જોતાં જોતામા વાયુના આઘાતથી વૃક્ષની ડાળીઓ તૂટી પડવા લાગી. અંધારૂં થઇ ગયુ. જ્યારે તોફાન બંધ થઇ ગયુ ત્યારે અંધકારથી પરિપૂર્ણ અને જળથી ભરેલા માર્ગમાં લાલમોહન ભયભીત થઇ આગળ વધવા લાગ્યો. તેની બંને બહેનો તો મળી આવી. પણ શોભા ન મળી શોભાના ગુમાવ્યાથી તેઓ ભયનાં માર્યા વ્યાકુળ થઇ ગયાં, તોફાનમાં દોડતાં દોડતા કોણ ક્યાં ગયુ હતું, તેનો પત્તો નહોતો જ્યારે પાણીના ટીપા જોરથી પડવા લાગ્યાં ત્યારે સર્વનો સાથ છૂટી ગયો. ભયાનક અંધકારમાં શોભા પણ એકલી પડી ગઇ, ભયને લીધે તેનુ હૃદય કંપી ઉઠયુ, તે મોટે અવાજે ' લીલા, રમા, ભાઇ, એમ બોલાવવા લાગી પણ તેનો કોમળ ધ્વનિ હવામા ચાલ્યો ગયો, પુન મેઘ ગર્જના થઇ. વીજળીનો ચમકારો થયો, અને રસ્તો નહિ સૂઝવાથી

આપણે બધાને આમાંથી કંઇને કંઈ શીખવાનું, સમજવાનું મળે એમ છે. આને માટે આપણું ખૂન કરે એવા ભાગ્યશાળી આપણે નથી જ, આપણને કોઇ ગોળીથી વીંધી નાખે એ આપણને પસંદ નજ પડે કિન્તુ એ પરથી આપણે ભયમુક્ત છીએ એમ માની લેવાની જરૂર નથી. એ નહિ તો બીજી જાતનો ભય આપણા માથે ઝઝુમી રહ્યો છે. કાળનો ભય તો બધાને એક સરખો જ છે.

પણ માણસ પ્રવૃત્તિમાં મચી રહેવાથી એ ભયને દૂર રાખી શકે છે.

યુદ્ધનો એક સિદ્ધાન્ત છે કે હલ્લો ઝીલવા કરતાં હલ્લો કરવો ફળદાયી છે, સલામત છે તેમ એ પણ એક સનાતન સત્ય છે કે સુસ્થિતિમાં રહેવા સારૂ સારો રસ્તો એ છે કે શક્તિઓનો સંપૂર્ણ વાપર સદૈવ થવો જોઇએ.

જે ઉઘાડપગો મેખોપર ચાલતા ડરે છે તે જ ઉંચરે મેખોપરં ચાલી શકે છે. જેને એનો વિચાર સરખોય ન આવ્યો હોય તે આચારમાં શી રીતે ઉતારી શકે?

'માગે તેની સાથે અને લાગે તેની આગે' એવી એક કહેવત છે. જે પોતાનું જીવન બચાવે છે તે જ ગુમાવે છે

આપણી સલામતી સાવચેતીમાં નથી પણ મચ્યા રહેવામાં, રોકાયલા રહેવામાં છે. 'લોઢું અને ઘોડું વપરાતાં રહે તોજ સારાં' આ કહેવતનો અર્થ વિશાળ છે. જેમ એનો વપરાશ તેમ એનો આવરદા ટકાઉ થવા 'હાકે રાખો.'

હિમ્મત એ મોટું Antiseptic છે વ્યાધિ અનેક પણ ઔષધ એક.

તમે ગમે તે રસ્તે જાઓ પણ નહિ માગો તોયે દુનિયા એવી ડાહી છે કે તમને મદદ કરવા દોડી આવશે. જો તમને એ નીચે ઉતરતા દેખશે તો એ તમને લાત મારશે અને જો તમને એ ઉંચે ચડતા દેખશે તો એ તમને ખભે બેસાડશે.

તમે તેને જ પૈસા ધીરો છો કે જેને એની જરૂર નથી દાખલા તરીકે બેન્ક પણ જો કોઈ ગરીબ આવીને તમને એમ કહે કે 'શેઠ! મારા ઘરમાં ખાવા નથી. જાર આણવા બે ત્રણ રૂપીઆ આપશો' તો તમે નહિ આપવાના

આ એક મનુષ્ય સ્વભાવ છે

'ભગ્ને ભરાય અને ફાટ્યુ ફાટે' એવી આપણામાં કહેવત છે પૈસો પૈસાને તાણે', હોય તેને સહુ કોઈ આપે. સોનાના ચુડવાળી દાતણવાળીને લુટી લે.

માટે કહું છુ કે 'હાંકે રાખો'

વાવટો ફરકતો રાખી સીસોટી વગાડતા ઉત્સાહથી આગળ વધો.

જો તમે નાહિમ્મત થાઓ, અટકી પડો, ગુચવાઈ જાઓ, હતાશ થાઓ તો હું કહું છુ કે જલદી ઘેર જઈ ઓરડામાં પેસી બારણાં બંધ કરી દો ત્યાં બધી સુસ્તી કાઢી નાખો, બધુ આળસ ઉરાડી દો

પછી તાજા બની બ્હાર નીકળો. અક્કડ ચાલો. છાતિ ફુલાવો. ડોકી ટટાર રાખો. અને રસ્તો સાફ થઇ જશે.

અને 'હાંકે રાખો.'

---

* ડૉ. ફ્રેન્ક ક્રેનના ભાવ ઝીલી લઈ આ લેખ લખવામાં આવ્યો છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.]　　　　જુન સને ૧૯૨૩　　　　[ અંક ૪ થો.

## आश्चर्य छे प्रभु !

( ન્યારી સ્થિતિ આ વિશ્વમાં-એ લય. )

આશ્ચર્ય છે પ્રભુ! આ જગતથી માનવી આજુ ડરે,
પણ આપનાથી કોઈ પણ ડરતો ન દેખાતો અરે.
આશ્ચર્ય છે પ્રભુ! જગત્ અર્થે માનવી મહેનત કરે,
પણ આપ જગદીશ્વર પ્રભુ અર્થે ન કરતો કંઇ અરે!
આશ્ચર્ય છે પ્રભુ! જગભયે જન પાપ છુપાં આદરે,
પણ આપથી છુપું ન એ, જાણે છતાં ભય ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ! જગતણા ક્ષુદ્રોની સેવા સૌ કરે,
પણ આપ સર્વોત્તમ તણી તેતો સ્પૃહાએ ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ! જન જગત્-ઐશ્વર્ય ખાતર મરી મથે,
પણ ના ચઢે પ્રભુ! આપ દૈવિ વિભવ પ્રાપ્તિના પથે.
આશ્ચર્ય છે પ્રભુ! દુઃખ સહે, ભયને સહે, વિપદો સહે,
પણ એ વિનાશી જગત્-સુખને જન ફરી ફરીને ચહે
કારણ ભૂલીને કાર્ય ઉપર આ જગત્ મશ્ગુલ છે,
પણ તેમના પ્રારબ્ધમાંહિ રત્ન સાટે ધૂળ છે.
યાચું નિરંતર નાથ! હું બીજું ખધું હો કે ન હો,
(પણ) પ્રાપ્તવ્ય મુજ એક આપ હો! એક આપ હો, એક આપ હો.

શ્રી ઉ૦



# मननीय पंचायतन.

[ લે. સદ્‌ગુરુવર્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ભગવાન. ]

( અનુસંધાન ગતાંકથી. )

શાસ્ત્ર તથા અનુભવી સત્પુરુષો શ્રદ્ધાનુ જે મહાત્મ્ય કથે છે તેને લક્ષમાં લો, તથા તેવી શ્રદ્ધા તમે પણ શ્રદ્ધામા સ્થાપો શ્રદ્ધામા શ્રદ્ધા પ્રકટાવીને એ શ્રદ્ધાને તમે ધારણ કરો એ શ્રદ્ધા તમારૂં સર્વ પ્રકારે શ્રેયસ્ સાધશે સાચી શ્રદ્ધા મનુષ્યનો જેવો અભ્યુદય સાધે છે તેવો બીજી કોઇ વસ્તુ સાધતી નથી. તમે અભ્યુદયાર્થી છો તો તમારે શ્રદ્ધાને શ્રદ્ધાપૂર્વક અવશ્ય સ્વીકારવાની અગત્ય છે. સાચી શ્રદ્ધા એ શુ છે અને તે શુ કરી શકે છે, તેનુ શ્રદ્ધાન્વિત વિશ્વવઘના શબ્દોમા શ્રવણ કરો અને પછી તે શ્રદ્ધાને શ્રદ્ધાયુક્ત થઇ સેવો. તો શ્રવણ કર઼ો એ શબ્દો

"શ્રદ્ધા સકલ સુખમૂલ છે, શ્રદ્ધાવિના બધુ ધુળ છે
'આરોગ્ય શ્રદ્ધાથી મળે, ઉદ્યોગ શ્રદ્ધાથી ફળે,
'શ્રદ્ધાથી જન, ધન પણ રળે, શ્રદ્ધા ન ત્યા દુ:ખપક્ષ છે, શ્રદ્ધા૦
'શ્રદ્ધાથી ઉન્નતિની ગતિ, અતિ વેગથી વધતી જતી,
'ઉન્નતિ તત્ક્ષણ અટકતી, શ્રદ્ધાનુ જ્યા વર્તુલ છે, શ્રદ્ધા૦
'જે જે જણાતું ઉચ્ચ અહિં, શ્રદ્ધાથી તે પ્રકટયુ મહી,
'શ્રદ્ધાથી દુર્લભ નહિ કઇ, ભવસિંધુમા એ પુલ છે, શ્રદ્ધા૦
'જે જે અસાધ્ય બીજા ગણે, શ્રદ્ધા સુસાધ્ય જ તે ભણે,
'કશુ અશક્ય ન શ્રદ્ધા ગણે, શ્રદ્ધાનુ વીર્ય અતુલ છે. શ્રદ્ધા૦
'શ્રદ્ધાથી હિમગિરિ ઉખડતો, વિણ પક્ષ જન નભ ઉડતો,
'શીતળ થઇ અગ્નિ જતો, શ્રદ્ધા જ સિદ્ધિ અમૂલ્ય છે, શ્રદ્ધા૦
'શ્રદ્ધા પ્રકટતાં આવતા, જનવિષે સદ્‌ગુણો બધા,
'અંતરતણી શ્રદ્ધા જતા, ઇન્દ્રિયો મન પ્રતિકૂલ છે, શ્રદ્ધા૦
'શ્રદ્ધાથી દશાદશ અભય છે, શ્રદ્ધાથી જ્યાં ત્યાં વિજય છે
'શ્રદ્ધા ન ત્યાં નિત્ય અજય છે, સકટ સદોદિત વિપુલ છે શ્રદ્ધા૦
'શ્રદ્ધાતણી નિકૃષ્ટતા, કઇ જનો બુદ્ધિથી માનતા,
'જાણે અનુભવ પણ થતા, શ્રદ્ધાનિકટ, મતિ ધૂલ છે, શ્રદ્ધા૦
'શ્રદ્ધા ધરી તેને નથી, કરવાનુ કાંઇ મથી મથી,
'કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે શ્રદ્ધા૦

ચતુર્થઃ મનુષ્યમાં—તમારામા—બે અંશો રહેતા છે—તમે એક નથી પણ બે મળીને એક થયા છો. અને તે એક બહારના તમે અને બીજા અંદરના તમે. બહારના તમે તે અલ્પજ્ઞ અલ્પશક્ત જીવ અને અંદરના તમે તે સર્વજ્ઞ, સર્વશક્ત સર્વના નિયંતા ઇશ્વર. કોઇ પણ કામ કરવામાં બહારના તમે ઉપર આધાર ન રાખશો. કોઈ પણ કાર્યના પરિણામ માટે બહારના તમે ઉપર જવાબદારી ન રાખશો, પણ અંદરના તમે ઉપર રાખજો અંદરના તમે પ્રેરક છો, બહારના તમે પ્રેર્ય છો. અંદરના તમે નિયામક છો, બહારના તમે વાહક છો.

અંદરના તમે શેઠ અથવા સ્વામિ છો, બહારના તમે વાણોતર અથવા સેવક છો. અધેર પેઢીમાં અથવા અમાવધ અને અભણ શેઠના ગજ્યમાં વાણોતર શેઠ થઇ બેસે છે, અને દુર્બળ સ્વામિને ત્યાં નોકરનું રાજ્ય ચાલતું હોય છે, એવું તમે વ્યવહારમાં કોઈ કોઈ સ્થળે જોયું હશે, વ્યવહારમાં તો કવચિત એવું જોવામાં આવે છે. પરંતુ માનવ જાતિના આ અંદરના સ્વામિ સેવકમાં તો સેંકડે નવ્વાણુ ટકા એવું જ જોવામાં આવે છે કે જે સેવક છે તે સ્વામિ બની ગયો હોય છે અને જે સ્વામિ હોય છે તે સેવક બની ગયો હોય છે, અથવા મુનીમ શેઠ થયો હોય છે અને શેઠને મુનીમ બનાવી દીધો હોય છે। આ ભૂલને લીધે જ મનુષ્ય સુખ મેળવવા જતાં દુ:ખને મેળવે છે.

તમે સાવધાન રહેજો. તમારા બહારના તમેને આજ સુધી તમે બનાવ્યા છે, અને અંદરના તમેને તમે સેવક બનાવી દીધો છે હવે કરવાનું એક જ છે કે એક લપડાક મારીને સેવકને તેના સ્થાન ઉપર ધકેલી દો, અને અંદરના તમે જે સાચા સ્વામિરૂપ છો તેને પુનઃ તમે તમારા સ્વામિરૂપે સ્થાપો

સ્થાપ્યો ? તો હવે આગળ શ્રવણ કરો કોઈ પણ પ્રકારનું ફલ પ્રકટે એવું કાર્ય કરવું હોય તો તેને માટે તમારા નવા સ્વામિ–અંદરના તમને–આધારભૂત સમજો. તમારા નવા સ્વામિ અથવા અંદરના તમેનું નામ પુરાણ પુરુષ રાખીશું. અને જૂનો સ્વામિ કે જે વસ્તુત સેવક છે અને ઉપર જેને આપણે બહારના તમે તરીકે ઓળખ્યો છે તેનું નામ પ્રાકૃત પુરુષ રાખીશું

આજ સુધી તમે જે કાંઇ કાર્ય કર્યું છે તેની કાર્યસિદ્ધિનો યશ તમે આ પ્રાકૃત પુરુષને આપ્યા કર્યો છે. કેમકે આજ સુધી તેને તમારા સ્વામિરૂપે તમે જાણ્યો હતો. આજથી તે સ્વામિ મટી સેવક થયો છે, સિંહનું ચામડું ઓઢી બેઠેલો ગર્દભ પુનઃ ગર્દભરૂપે જણાઈ ગયો છે, માટે હવેથી જે કાંઇ તમે સિદ્ધ કરો તેનો યશ પ્રાકૃત પુરુષને ન આપતાં તમારા સાચા સ્વામિ પુરાણ પુરુષને જ આપજો. આજ સુધી કર્યું હતું તેમ જ્યાં સુધી તમે પ્રાકૃત પુરુષને તમારા આધાર ભૂત ગણો છો ત્યાં સુધી તમારા ઉપરના પ્રદેશમાં આછા આછા તરતાં સામર્થ્યોના જ સંબંધમાં તમે આવો છો, અને તેથી તમારી શક્તિના પ્રમાણમાં બહુ જ સ્વલ્પ અંશમાં તમે ફલસિદ્ધિને અનુભવો છો પરંતુ જ્યારે તમે પુરાણ પુરુષને તમારા આધારભૂત ગણો છો ત્યારે તમારા અભ્યંતર પ્રદેશમાં રહેલી મહત્તર શક્તિઓના સાક્ષાત્ સંબંધમાં તમે આવો છો, આથી તમે ફલસિદ્ધિમાં અધિકતા અનુભવો છો.

જ્યારે તમે પ્રાકૃત પુરુષને તમારા કરેલા કાર્યનો યશ આપો છો, ત્યારે તમારા અંતરમાં રહેલા અધ્યાત્મ સ્વરૂપ પુરાણ પુરુષની અવગણના કરતા હો છો આથી કરીને જે દિવ્ય બલ તથા જ્ઞાન એ પુરાણ પુરુષ તમને આપી શકે એમ છે તે પ્રાપ્ત કરવામાં તમે નિષ્ફલ નીવડો છો. જ્ઞાનસ્વરૂપ અંતર્યામી એવા એ પુરાણ પુરુષના દોર્યા દોરાવાને બદલે તમે બહારના ગુંચવાડા ભરેલા વિચારો રૂપી પ્રાકૃત પુરુષના દોર્યા દોરાઓ છો. જે માર્ગ તમને સત્ય, મુક્તત્વ અને પૂર્ણતાના પદે લઇ જનાર છે તે માર્ગથી તમે ભ્રષ્ટ થાઓ છો તેમ થતાં તમે અધિકાધિક અધઃપાત પામો છો તમે ગભરાટનો આશ્રય લીધો હોય છે, જેથી તમે ભૂલો ઉપર ભૂલો કરતા જાઓ છો તમારા ઉચ્ચતમ લક્ષ્યની સિદ્ધિપૂર્વક જે અજસ્ર જીવન તત્ત્વના પ્રવાહમાં તમે અવગાહન કરી શકો એમ છો, તેને બદલે આ પ્રાકૃત પુરુષના આશ્રયથી—તમારા સ્થૂલ પ્રદેશના સ્થૂલ વિચાર—નિશ્ચયાદિના આધારથી–માત્ર જડ સરખા

ભૌતિક બળના પાશથી બંધાયેલા રહો છો આ બાળ અન્ય કશુ ન કરી શકતા દુનીયા જેને જીવતા ગણે એવા સ્થૂલ શરીરથી માત્ર જીવતા રહો છો

જ્યારે તમે કાંઈ પણ મૂલ્યવાન્ વસ્તુની સિદ્ધિ કરો છો, અને તેનો સર્વ યશ તમારા બાહ્ય અહ અથવા પ્રાકૃત પુરૂષને આપો છો ત્યારે જેનાથી તમે એ સિદ્ધિને પામ્યા હો છો તે સામર્થ્ય વા શક્તિ ઉપરના તમારા કાબુને તમે ગુમાવી બેસો છો આનો પરિણામ એવો છે કે નિષ્ફલતાનો આરંભ થાય છે, અને જે અશક્તિથી તમે તમારૂં ધાર્યું કરી શકવા સમર્થ હો છો તેને પુન પ્રાપ્ત કરવાને માટે તમારે ફરીથી એનો એ પાઠ ભણવાનો વખત આવે છે તમે પૂર્વે સાધેલા સાધનોને જ તમારે ફરીથી સાધવાં પડે છે.

તમારા અંતરમા રહેલા પુરાણ પુરૂષ ઉપર અખંડિત આશ્રય બુદ્ધિ સેવવાથી, એ પુરાણ પુરૂષ દ્વારા અંતરાત્માની સહાયવડે જ ધારેલા અર્થો, સિદ્ધ કરવાની નિરંતર પ્રતિજ્ઞા કર્યા કરવાથી અને એ પુરાણ પુરુષને જ સર્વ યશનુ સમર્પણ કરવાથી એ પુરાણ પુરૂષના અંતરમા રહેલા એ તત્વ સ્વરૂપ પરમ પુરૂષના—અમાપ જ્ઞાન તથા સામર્થ્ય તમે તમારા પ્રતિ આકર્ષી શકો છો—તમારામા પ્રકટાવી શકો છો તેમ થવાથી તમે તમારા સર્વ અંશથી વધારે વિશાલ અને વધારે બલવાન્ બનતા જાઓ છો, નિરંતર ઉન્નતિને પામતા જાઓ છો શાશ્વતિ સ્થિતિને સિદ્ધ કરતા જાઓ છો, અને વિજય પરંપરાને વરતા રહો છો બલવતી સત્તા તમારા દ્વારા કાર્ય કરતી હોવાથી જે કર્મ તમે ધારો છો તે મેળવો છો, અને જેમ જેમ ઉચ્ચ અને ઉચ્ચતર ભૂમિકામા ચઢો છો, તેમ તેમ પછી એક પણ વસ્તુ એવી રહેતી નથી કે જે તમને અસાધ્ય રહે

આ સ્થૂલ જગત્મા જે કંઇ બને છે તેની મુલ સત્તા બહારના તમેમા અથવા પ્રાકૃત પુરૂષમાં છે એ પ્રકારના વિચારને લીધે, વાસ્તવ સત્યની સાથે એકરાગ પૂર્વક રહેવાનો પ્રયત્ન કરનારાઓમા મુખ્યત્વે કરીને નિષ્ફલતા પ્રકટે છે પરંતુ ખરૂં જોતા અંદરના તમે અથવા પુરાણ પુરૂષ એ જ એ સર્વનુ મુલ અથવા આદિ કારણ છે, જો કે અંદરના તમે-માથી પ્રગટતા બલને યોજવામા બહારના તમે અથવા પ્રાકૃત પુરૂષ જ નિમિત્તરૂપ છો. આપણા વિચાર બલને આપણા અંતરના પુરાણ પુરૂષ પ્રતિ પ્રેરતા જઇએ છીએ—વિશેષ અંતરાભિમુખ થઈ એ પ્રદેશમા આપણા સંકલ્પોને સ્થાપતા જઇએ છીએ. તેમ તેમ એ આંતર પ્રદેશમાથી આપણે અધિક બલ તથા અધિક ચૈતન્ય ઉપજાવતા જઇએ છીએ

અંતર પુરૂષ એ જ યથાર્થ પુરાણ પુરૂષ છે, એ જ સર્વાંશે ઇશ્વર સ્વરૂપ છે તેથી એ પુરાણ પુરૂષના સામર્થ્ય અને જીવન સાથે ઓતપ્રોત થઇ રહેવાનો જ્યારથી તમે આરંભ કરો છો ત્યારથી તમારામાં વાસ્તવ મહત્તા અને વાસ્તવ દિવ્યતા પ્રકટવા માંડે છે ત્યાર-થી તમે પ્રાકૃત પુરૂષના મર્યાદિત સામર્થ્યથી અંકિત થઈ શકતા નથી, એટલું જ નહિ પરંતુ એ પ્રાકૃત પુરૂષને જ, પુરાણ પુરૂષના અનંત, અખૂટ અને અજય્ય બલથી તમે પરિ-પૂર્ણ કરી દો છો. આ પ્રકારે તમે તમારા બહારના તમેને, અંદરના તમેરૂપ કરી શકો છો. તમે અંતર બહાર એક સ્વરૂપે થઇ રહો છો.

તમે તમારા પોતાના ઉપાસક બનો, પરંતુ નહિ કે તમારા બહારના તમેના. તમારા અંદરના તમેના—તમારા પુરાણ પુરૂષના—સાચા ઉપાસક બનો. તમે ઉપકૃત રહો, પણ નહિ કે પ્રાકૃત પુરૂષના પુરાણ પુરૂષના નિરંતર ઉપકૃત રહો. તમે તમારી સ્તુતિ કરો. તમે તમારી ભક્તિ કરો, તમે તમારા ઉપર પ્રીતિ ઉપજાવો પરંતુ એ સર્વ તમારા બહા-

રના તમે ઉપર તમારે જેવો સદ્ભાવ દેખાડવો હોય તેવો દેખાડો તમારા જીવનને ઉન્નત કરનાર આ સર્વથી બલવાન્ પ્રક્રિયા છે

પચમ કોઇ ઉચ્ચ ઉદ્દેશને અર્થે જીવન ગાળો. અને તે ઉદ્દેશની સિદ્ધિરૂપ પ્રધાન વિષયને જ તમારા અત કરણમા અખડ ખડો રાખો આયુષ પુરૂ કરવાની ખાતર જીવો નહિ, પરતુ જીવનની દિવ્ય કલાઓ અત્યત પ્રમાણમા વિકાસ પમાડવાની ખાતર જીવન ગાળો મહાન્ આશયને ધારણ કરતા જીવવુ એ જ ઉચ્ચ જીવન છે, અને એ પ્રકારની તમારા જીવનમાંથી અધિક અધિક લાભ પ્રકટાવતા જાઓ છો

પ્રત્યેક મનુષ્યની ઇચ્છાનો એક મુખ્ય વિષય એ હોય છે. જીવન ભોગવવુ, અને તે પણ પુષ્કળ પ્રમાણમા આથી એ ઇચ્છા સિદ્ધ કરવા માટે જે જીવનની અગત્ય છે તેવુ જીવન મનુષ્યે ગાળતા શિખવુ જોઇએ જીવનને વિશેષ અશે સમૃદ્ધ કરવાની ખાતર તમારા ઉદ્દેશને અખડિતપણે નિર્વાતજ્યોત સરખો તમારા અત કરણ સમીપ સ્થિર રાખવો જોઇએ ગમે તેટલી ઉચ્ચ ભૂમિકા ઉપર આપણે સ્થિત થયા હોઇએ—ગમે તેવી અધ્યાત્મિક સ્થિતિમાં આપણે આરૂઢ રહેતા હોઇએ—તોપણ આપણા ઉચ્ચતમ ઉદ્દેશને ક્ષણભર પણ આપણી દૃષ્ટિથી દૂર કરવાની જરૂર નથી.

તમારા પોતાના જ સ્વાર્થની પ્રવૃત્તિઓ કર કર ન કરશો, તમારા ભવ્ય ઉદ્દેશોના શિખર ઉપર ગાજતો જે કોઇ પ્રધાન હેતુ હોય તેની સિદ્ધિ માટે પ્રવૃત્તિ કરો. જેને માટે તમે પ્રવૃત્તિ કરતા હો છો તે હેતુ જેમ અધિક વિશાલ હોય છે, તેમ તમારી પ્રવૃત્તિ–તમારૂ કર્તવ્ય પણ અધિક મહાન્ થાય છે અને એ પ્રકારે જે સર્વોત્તમ કર્તવ્ય છે, તે મનુષ્યને સર્વને માટે કાઇ અધિક હિતકર કરી શકે છે. અને એ સર્વમા તેનો પોતાનો પણ સમાવેશ થઇ જાય છે. આ રીતે જ્યારે તમારૂ કાર્ય સવિશેષ બલવાળુ થાય છે, ત્યારે તમે હજારો મનુષ્યોના હિતકર્તારૂપે ઠરો છો તમે સમર્થ છો એમ જગત્ જાણતું થાય છે આ પ્રકારે કર્તવ્ય કરવાની સાથે જ તમે તમારૂ પણ બીજી રીતે સાધો તેના કરતા અધિક પ્રમાણમાં હિત સાધી શકો છો

ઉચ્ચ ઉદ્દેશને અર્થે જ્યારે તમે પ્રયાસ કરો છો અને તેને અર્થે જ જીવન ગાળો છો, ત્યારે વિશ્વવ્યાપી જે અનત સામર્થ્યો, બલિષ્ઠ અંતઃકરણો અને દિવ્ય આત્માઓ હોય છે, તેના પ્રવાહમા તમે પણ ભળી જાઓ છો પ્રત્યેક વસ્તુમાથી તમે લાભને જ ગ્રહણ કરો છો. વિશ્વની સમગ્ર ચેતનશક્તિઓ તમારા કર્તવ્યમા મહકારી થાય છે. મનુષ્યને ઉત્કૃષ્ટ પદમા સ્થાપનાર જગતની મહાન્ પ્રવૃત્તિઓમા તમે તેના પ્રધાન અંશરૂપ બનો છો, ભાવિ પ્રજાના વિકાસમા પણ તમે મુખ્ય હેતુરૂપ થાઓ છો જગદુદ્ધારકરૂપે તમારી ગણના થાય છે.

ઉચ્ચ ઉદ્દેશની સાધના અર્થે જીવન ગાળવુ એ ઉચ્ચ સ્ફુરણોના પ્રદેશમા જીવન ગાળવા તુલ્ય છે, અને તેવાં ઉચ્ચ સ્ફુરણો ઉચ્ચ વિચારોના ઉદ્ભાવક થઇ પડે છે મનુષ્ય જેવા પ્રકારનુ ચિતન કરે છે, તેના પ્રકારનો તે થાય છે. ઉચ્ચ વિચારો ઉચ્ચ અથવા મહાન્ અત કરણોને ઉપજાવે છે મહાન્ અંત કરણો મહાન્ કાર્યોને સાધે છે, અને એવા મહાન્ કાર્યો જ જગતમા સામ્રાજ્યને પ્રકટાવવાના સાધનો રચે છે

ઉચ્ચ અને શુભ ઉદ્દેશને અર્થે જ્યા આપણે જીવન ગાળવાનુ શરૂ કરીએ છીએ, ત્યા શુભની સિદ્ધિમાટે વિશ્વગત જે જે દ્રવ્યો હોય છે તેને આપણે આપણી સાથે કાર્ય કરવાને

પ્રેરીએ છીએ. આપણને કશુ જ વ્યર્થ અથવા નિરર્થક જેવુ લાગતુ નથી. કોઇ પણ વ્યક્તિ, કોઇ પણ વસ્તુ અથવા કોઇ પણ પ્રસગ, આપણા એ પ્રદેશમા આવતાં, આપણા પ્રદેશના હિતમા, મૂલ્યમા અને સૌન્દર્યમાં વૃદ્ધિ કરનાર થઇ પડે તેવા તે બને છે કેમકે એ એક અમાધિત નિયમ છે કે જેમ આપણામાથી સર્વોત્તમનો આપણે સર્વત્ર પ્રસાર કરીએ છીએ તેમ સર્વમાથી આપણે તેવું જ સર્વોત્તમ બદલામા પ્રાપ્ત કરીએ છીએ.

ઉચ્ચતા, વિશાલતા તથા દિવ્યતાને અર્થે જીવન ગાળવાથી આપણે પ્રભુને અનુસરીએ છીએ પ્રભુ આપણને આગળીએ વળગાડીને ચાલે છે પ્રભુનો પ્રેમ, પ્રભુનુ સામર્થ્ય, પ્રભુનું જીવનબલ, પ્રભુનુ જ્ઞાન, એ સર્વ આપણા સગી રહે છે. અહો ! આવા સગના માહત્મ્ય તથા આનદને શી રીતે કથન કરવો ? આપણી પ્રત્યેક ક્ષણ પરમ શાતિમા જાય છે, શાશ્વત આનદથી આપણી પ્રત્યેક ઘટિકા પરિપૂર્ણ હોય છે અને આપણો પ્રત્યેક દિવસ અદ્ભુત અનુભવોથી ભરેલા હજારો વર્ષજેવો લાગે છે આપણે પ્રભુમય થઇ રહીએ છીએ

ઉચા ઉદ્દેશથી પરિપૂર્ણ ઉચ્ચ જીવન ગાળવાનો આ પ્રકારનો પરિણામ છે એ પરિણામનો જીવનમા પ્રત્યક્ષ અનુભવ કરવો એ મનુષ્યનુ કર્તવ્ય છે, એમા જ માનવ-જીવનની સિદ્ધિ છે

સદ્વિચારી વાચકો, મનનીય પચાયતનની કરવા માંડેલી ગણના અત્ર પરિપૂર્ણ થાય છે આ પંચાયતનની મનવડે જેઓ ઉપાસના કરે છે તેઓ, આ લેખના આરભમાં કહ્યુ હતું તેમ અત:કરણમા બળવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવવાને સમર્થ થાય છે.

બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટ્યાવિના મનુષ્યપ્રતિ કાંઇ પણ શુભ આકર્ષાતુ નથી. દૈવથી, પ્રારબ્ધથી, સજોગોથી, કે ગમે તેવા શબ્દપ્રયોગવડે મનુષ્ય જે કઇ સારૂં મેળવે છે તે આ કાલે અથવા પૂર્વકાલે તેનામા કોઇ પણ અશમા પ્રકટેલા બલવાન્ આકર્ષક સામર્થ્યનો જ પરિણામ છે

એવી એક પણ વસ્તુ નથી, એવુ એક પણ શુભ નથી, એવુ એક પણ સુન્દર નથી, એવુ એક પણ ભવ્ય નથી અને એવુ એક પણ પરિપૂર્ણ નથી કે જે બલવાન્ આકર્ષક સામર્થ્યને અધીન ન હોય. કાંઇ પણ મહાન્ તમને પ્રાપ્ત ન હોય તો જાણજો કે તમારામા બલવાન્ આકર્ષક સામર્થ્ય નથી.

બલવાન્ આકર્ષક સામર્થ્યવાળાનો એવો એક પણ શબ્દ નથી કે જે ઉથાપવા કોઇ હિમત કરી શકે, તેનો એક પણ એવો સકલ્પ નથી કે જે મિથ્યા જાય, તેનુ એક પણ એવુ કૃત્ય નથી કે જેમા ઘણાની સાર્થકતા ન હોય.

બલવાન્ આકર્ષક સામર્થ્ય વ્યવહાર, પરાર્થ અને પરમાર્થ સર્વ માર્ગમાં ઉપયોગી છે તે પોતાનુ તથા અન્યનુ ઉત્તમ હિત કરે છે તે લૌકિક અર્થો સધાવે છે. તેમ અલૌકિક અર્થો પણ સિદ્ધ કરે છે.

આવા અપ્રતિમ સામર્થ્યને પ્રકટાવવા ઇચ્છતા હો, જીવનને દિવ્ય, સાર્થક તથા ધાર્યું કરવાને શક્તિમાન્ બનાવવુ હોય તો પૂર્વોક્ત પચાયતનનું ઉત્તમ રીતે મનન કરી તેને અનુસરવાને સકલ્પ કરો. શુ કરવુ અને શુ ન કરવુ એ તમારી ઇચ્છાનો વિષય છે. જે કઇ સાર છે, હિતકારક છે, તેને તમારા આગળ મૂકવુ એ લેખકનુ કામ છે અને તે આ સ્થળે પૂરું થયુ છે તેને અનુભવની કસોટીએ ચઢાવવુ હોય તો આ રહ્યુ



# सांप्रदायिक धर्मो.

( લેખક : શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. )

( અનુસંધાન ગતાંકથી )

---

**શૈવ ધર્મનો વેદના યજ્ઞકાંડ અને અગ્નિરહસ્ય સાથે કાર્યકારણ સબંધ.**

વેદ ધર્મના યજ્ઞકાંડમા જે અગ્નિરહસ્યની પ્રક્રિયા છે તેમાથી બ્રાહ્મણ અને ઉપનિષદો દ્વારા શૈવ સંપ્રદાયોનો ઉદ્ગાર થયો જણાય છે. પ્રાચીન ઉપનિષદોમા શિરોવ્રત, વિરજા દીક્ષા પ્રણવની ઉપાસના ઇત્યાદિ જાબાલ શાખામા પ્રચલિત હતી આ શાખાના મહર્ષિઓ કંઇક અધિક ત્યાગ અથવા સંન્યાસપરાયણ વૃત્તિવાળા જણાય છે, કારણ કે ક્રમશઃ આશ્રમમાથી આશ્રમમા ચઢવાનો સામાન્ય નિયમ તેનો અપવાદ જાબાલોપનિષદ્માં **यदिवेतरथाब्रह्मचर्यादेव प्रव्रजेत्** એ શ્રુતિમા પ્રતિપાદન કરેલો જણાય છે અને તેને શ્રી શંકરાચાર્ય પ્રમાણ વાક્ય માની સંન્યાસાશ્રમની ઉપપત્તિ કરે છે સઘળા શૈવ સંપ્રદાયો, પછી તે સ્માર્તમતને અનુસરતા હોય કે પાશુપત મતને અનુસરતા હોય, કે શૈવાગમને અનુસરતા હોય કે કાશ્મીરના પ્રત્યભિજ્ઞાદર્શનને અનુસરતા હોય—તે સર્વમા તપ, વૈરાગ્ય અને ત્યાગનુ પ્રાધાન્ય હોય છે, લીલા, અનુરક્તિ, અને સંસારનુ ગૌણપણુ હોય છે તપ, વૈરાગ્ય અને ત્યાગના આવેશથી જે જ્ઞાન નથી હોતું તો આ સંપ્રદાયના અનુયાયીઓ અવધુત બની સંસારીજનોના સુખદુઃખની સાચી કિંમત આંકી શકતા નથી અને કોમળભાવ વિનાના થઇ જાય છે તેત્ર જ્ઞાન સાથે તપ, વૈરાગ્ય અને ત્યાગ હોય છે તો આ સંપ્રદાયના અનુયાયીઓ ઘણા પ્રતાપી, શાંત અને નિડર હોય છે.

**શૈવમાર્ગના અપધર્મીઓ અને વિધર્મીઓ.**

યોગજન્ય ઐશ્વર્યની વાસનાથી પ્રેરાયેલા અને જ્ઞાન વૈરાગ્ય વિનાના શૈવો આ માર્ગના અપધર્મવાળા હોય છે, અને ભૈરવ, જંગમ અઘોરી ઇત્યાદિ વિધર્મી હોય છે.

**રસેશ્વરવાદ અને રસહૃદય તંત્ર શ્રી ગોવિન્દ ભગવાનનું.**

ઐશ્વર્યની વાસનાને વશ વર્તી કેટલાક રસેશ્વરવાદીઓ પણ થાય છે. કીમીઆના અને અજરામરતાના છંદમાં કેટલાક પડેલા હોય છે રસદર્શન શૈવદર્શન સાથે મળતું છે, પરંતુ તેની પરિભાષા ગોપ્યમાર્ગની અને ભ્રાંતિ ઉપજાવનાર હોવાથી તે રસદર્શનના સાચા ભાવિકો અથવા ઉપાસકો અને પ્રયોગશીલ મનુષ્યો નહિવત્ હોય છે રસદર્શનના છૂટાછવાયા વિચારો આજ સુધી માધવાચાર્યના સર્વદર્શન સંગ્રહમાથી જાણવામા આવ્યા છે પરંતુ હાલ પ્રસિદ્ધ થએલી આયુર્વેદીય ગ્રંથમાળામા શ્રી શંકરાચાર્યના ગુરુ ગોવિન્દ ભગવાનનો રસહૃદયતંત્ર નામનો ગ્રંથ અવલોકતા જણાય છે કે તે રસદર્શ-

નનો પણ પ્રાચીન સમ્પ્રદાય હતો, અને તે સમ્પ્રદાયના પતંજલિ, વ્યાડિ, નાગાર્જુન વિગેરે ગુરુઓ થઇ ગયા છે. આ દર્શનના અનુયાયિઓ સિદ્ધાત્માને રસરૂપ માને છે અને પ્રતિજ્ઞા કરે છે કે "જો સિદ્ધરસ પ્રાપ્ત થાય તો પૃથ્વીનેજરા મરણ વિનાની કરી શકુ." આ અસાધ્ય સિદ્ધિમા તણાઇ ઘણાઓ કાદમ્બરીમા વર્ણવેલા જરદ્ દ્રવિડ ધાર્મિક જેવા થઇ ગયેલા જણાય છે પરંતુ આ સિદ્ધાન્તમા એક મોટો ગુણ એ છે કે દેહની અવગણના કરવાનો જે સિદ્ધાન્ત છે તે ખોટો છે મોક્ષરૂપ મોટો પુરૂષાર્થ જ્ઞાન વિના સિદ્ધ થતો નથી, જ્ઞાન અભ્યાસ વિના સિદ્ધ થતુ નથી, અને અભ્યાસ દેહની સ્થિરતા વિના બનતો નથી સિદ્ધરસવડે દેહની સ્થિરતા જેઓ પ્રાપ્ત કરી શકે છે, અને આરોગ્યાદિ સંપત્તિ મેળવી શકે છે તેઓજ પરમેશ્વરની સાચી ઉપાસના કરી શકે છે ગોવિંદાચાર્ય એક સ્થળે લખે છે કે—

દેહની સ્થિરતા પરમાત્માની ઉપાસનામા જરૂરની છે

नहि देहेन कथंचिद् व्याधि—
जरामरणदुःखविधुरेण
क्षणभङ्गुरेण सूक्ष्मं
तद्ब्रह्मोपासितु शक्य
यज्जरया जर्जरितं
कासश्वासादि दुःखवशमात्मम्
योग्यं तन्न समाधौ
प्रतिहतबुद्धीन्द्रियप्रसरम्

\+ + + + +

अस्मिन्नेव शरीरे येषां परमात्मनो न संवेदः
देहत्यागादूर्ध्वं तेषां तद्ब्रह्म दूरतरम् ॥
ब्रह्मादयो जयन्ते यस्मिन् दिव्यां तनुं समाश्रित्य
जीवन्मुक्ताश्चान्ये कल्पान्तस्थायिनो मुनयः ।
तस्माज्जीवन्मुक्तिं समीहमानेन योगिना प्रथमम्
दिव्या तनुर्विधेया हरगौरीसृष्टियोगात् ॥

"વ્યાધિ જરા મરણના દુઃખોથી સપડાયેલા ક્ષણભંગુર દેહ વડે સૂક્ષ્મ બ્રહ્મની શી રીતે ઉપાસના થાય? જે દેહ જરાથી જર્જરિત હોય, શ્વાસ હિક્કાદિ દુઃખોથી પરવશ પડ્યો હોય, તે દેહ સમાધિને લાયક નથી કારણ કે તેમા બુદ્ધિ તથા ઇન્દ્રિયોની ગ્રહણ ધારણ શક્તિઓ હણાઇ ગયેલી હોય છે, જેઓ વર્તમાન દેહમા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતા નથી તેમને મરણ પછી બ્રહ્મનુ છેટુ ઘણુ રહે છે દિવ્ય તનુને ધારણ કરી બ્રહ્માદિ પરમાત્માનું યજન કરે છે, તેવી રીતે જીવન્મુક્તો અને કલ્પાન્તસ્થાયી મુનીઓ પરમાત્માને યજે છે જે યોગી જીવન્મુક્તિની ઇચ્છા રાખે છે તેણે પ્રથમ હરગૌરીના યોગ વડે દિવ્ય તનુને સંપાદન કરવુ જોઇએ."

ઉપરનાં વાક્યોમાં સ્પષ્ટ થાય છે. રસેશ્વર દર્શનનો મર્મ દેહને સ્થિર બનાવી પરમાત્મ સાક્ષાત્કાર કરવાનો છે, કંઇ ભોગ ભોગવવાનો નથી. અને આ દર્શનની પીઠમાં ઇશ્વરપરાયણતા રહેલી છે.

વૈષ્ણવ સંપ્રદાયો.

વિશિષ્ટ અદ્વૈત દર્શનનો શ્રી સંપ્રદાય અને તેની શાખા–પ્રશાખાઓ.

વિશિષ્ટ અદ્વૈતદર્શનની ભૂમિકા ઉપર રચાયેલા શ્રી રામાનુજ આચાર્યના શ્રી સંપ્રદાયના (સને ૧૧૨૭) અનુયાયીઓ ગુજરાતમાં બહુ નથી, તેમ પૂર્ણપ્રજ્ઞ સંપ્રદાય અથવા બ્રહ્મ સંપ્રદાય પણ ગુજરાતમાં પ્રવર્તતો નથી. પરંતુ શ્રી રામાનુજ આચાર્યના સંપ્રદાયમાંથી પૃથક પડેલા રામાનંદી પંથના સાધુઓ ગુજરાતમાં છે આ પંથમા સુરદાસ, તુલસીદાસ આદિ મહા ભક્તજનો થઈ ગયા છે, અને જ્યારે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ ચાર વ્યુહમાં મુલ શ્રી સંપ્રદાયના અર્ચનનું પ્રાધાન્ય હતું ત્યારે આ પંથમા અવતારવાળા શ્રી રામચન્દ્રની ભક્તિનું પ્રાધાન્ય છે. આ પરંપરામાં થએલા કબીર વિશિષ્ટ અદ્વૈત કરતા કંઈક કેવલ અદ્વૈત પક્ષપાતી થયા છે, નાનક તે પંથમાંથી પંજાબમાં સીખ ધર્મની અવાન્તર શાખા સ્થાપી છે. અને સતનામી, સાધનાપંથી અને ખાસ અમદાવાદમાં દાદુપંથી (સને ૧૬૦૦) આ શાખાની પરંપરામાં થયા છે. પ્રખ્યાત નિશ્ચલદાસ, સુંદરદાસ વિગેરે મહાત્માઓ આ પંથમાં થયા છતા કેવલ અદ્વૈતનો મહિમા ગાનારા થયા છે.

પ્રાચીન ભાગવત ધર્મની પ્રણાલિકામાં ઉતરી આવેલા વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાય અને તેની અવાન્તર શાખાઓમાં ચિત્ અને અચિત્–જીવ જગત્થી વિશિષ્ટ બ્રહ્મ—જેને નારાયણ સંજ્ઞા આપવામાં આવે છે તેની ભક્તિ અને પ્રપત્તિ મોક્ષમાં મુખ્ય સાધન માનવામાં આવે છે.

શ્રી સંપ્રદાયના પૂજ્ય પદાર્થો.

વિશિષ્ટ પરબ્રહ્મનું પૂજન શ્રી સંપ્રદાયવાળા પ્રતિમાઓમાં (અર્ચામાં) રામાદિ અવતારી શરીરોમાં (વિભવમાં) વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચાર ચાર વ્યુહમાં, અને સર્વ જીવોમાં અધિવાસ કરી રહેલા અંતર્યામી ઇશ્વરમા કરવાનુ વિધાન છે. આ સંપ્રદાય જો કે ભક્તિપ્રધાન છે, અને વિષ્ણુ દેવતાના જ મહત્વને ગાનાર છે તો પણ તેની તત્ત્વદૃષ્ટિ ઘણી ઉંડી છે.

---

# वेदांतना मूलतत्वो.

(લેખકઃ—પૂજ્યપાદ મહાત્મન શ્રીમન નથુરામ શર્મા.)

(અનુસંધાન ગતાંકથી)

(૨)

ઉપર કહેલા શુદ્ધ વૈરાગ્યની જે પુણ્યશાલી મનુષ્યે પોતાના અંતઃકરણમાં પ્રાપ્તિ કરી હોય તે પુણ્યશાળી મનુષ્યનું અંતઃકરણજ શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ ૭ સંપત્તિ પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. દૃશ્ય પ્રાણિપદાર્થોને સત્ય માની તેનું રાગદ્વેષ પૂર્વક સ્મરણ કર્યા કરવાના, ભૂતભવિષ્યના પ્રસંગોના નિરર્થક વિચાર કર્યા કરવાના તથા આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, જડતા, ભય, ખેદ, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, દંભ, આશ્ચર્ય ને હાસ્ય એ દોષોને વશ વર્તવાના મનના કુસ્વભાવને ધૈર્ય ને સાવધાનતાથી દૂર કરી તેને કોઇ પણ હિતકર વિષયમાં જોડવાનું જે બુદ્ધિનું બલ તે શમ કહેવાય છે. વાણીથી ભિન્ન ચાર કર્મેન્દ્રિયોના તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોના પોતપોતાના વિષયભણી રાગદ્વેષપૂર્વક દોડવાના કુસ્વભાવને વશ રાખી તેમને તેમના શુભ વિષયમાં પ્રયોજનજેટલા વેગવાળી રાખવાનું જે બુદ્ધિનું બલ તે દમ કહેવાય છે. પોતાના સદ્‌ગુરુના તથા પ્રમાણભૂત સત્‌શાસ્ત્રોના વચનોમાં પ્રામાણિકપણાનો—સત્યપણાનો—બુદ્ધિનો જે વિવેકવાળો નિશ્ચય તે શ્રદ્ધા કહેવાય છે. દૃશ્યના મિથ્યાપણાના નિશ્ચયને સતત જાગતો રાખી પોતાના પ્રારબ્ધવડે પ્રાપ્ત થતા અનુકૂલ વા પ્રતિકૂલ પ્રસંગોથી પોતાના મનને હર્ષને, ખેદને કે ભયને વશ ન થવા દેતાં તેના સમભાવને જાળવી રાખવાનું જે બુદ્ધિનું સામર્થ્ય તે સમાધાન કહેવાય છે. વિષયોના વિચારથી ને વિષયોના સેવનથી મનને સાચી શાંતિ તથા સાચી તૃપ્તિ કદી પણ મળતાં નથી, પણ તે બંનેથી ઊલટી મનની વ્યાકુલતા તથા અતૃપ્તિ વધે છે, અને મનને વિષયોના વિચારથી તથા વિષયોના સેવનથી મોકળું રાખવાથી, જેમ સુષુપ્તિમાં મનને શાંતિ તથા તૃપ્તિનો અનુભવ થાય છે તેમ, જાગ્રત્‌માં પણ મનને શાંતિનો તથા તૃપ્તિનો અનુભવ થવાનો સંભવ છે એમ સમજી મનને રાગદ્વેષવાળા વિચારોથી તથા રાગદ્વેષવાળી ઇંદ્રિયોને વશ થઇ તેમના વિષયોમાંથી ઇંદ્રિયોદ્વારા થતી પ્રવૃત્તિથી રોકવાનું જે બુદ્ધિનું સામર્થ્ય તે ઉપરતિ કે ઉપશમ કહેવાય છે, અને પોતાના પ્રારબ્ધ કર્મવડે પ્રાપ્ત થતાં ભૂખતરસ, ટાઢ તડકો, માનાપમાન, જ્વરાદિ રોગો, શરીરબલની તથા ઇંદ્રિયોના બલની ક્ષીણતાને વ્યવહારમાં અનુકૂલપ્રતિકૂલ મનાતા અન્ય પ્રસંગો એ સર્વને પ્રાણના ત્વચાના મનના સ્થૂલ શરીરના ને ઇંદ્રિયાદિના ધર્મો જાણી તથા આત્માને તે સર્વ ધર્મોથી રહિત તથા તેમનો પ્રકાશક જાણી તે સર્વને મનને ચિંતાથી તથા વાણીને વિલાપથી રહિત રાખી સહન કરવાનું જે બુદ્ધિનું સામર્થ્ય તે તિતિક્ષા કહેવાય છે. આ ૭ સંપત્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યે મારો આત્મા સર્વ પ્રકારના દુઃખોથી અત્યંત રહિત અને સર્વ પ્રકારના સુખોના ભંડારરૂપ છે આ નિશ્ચય પોતાના મનમાં સતત જાગતો રાખવો જોઇએ. એ ૭ સંપત્તિની પ્રાપ્તિ થયા પછી મનુષ્યના અંતઃકરણમાં સાચી મુમુક્ષુતાનો ઉદય થાય છે. . . . .

વર્તમાનશરીરના સદ્ભાવમાં અને તેના પતનપછી અન્ય શરીરમાં પણ હુંમાં (જીવમાં) અનુભવાતાં ત્રિવિધ દુઃખોની ઐકાંતિક (નિયમપૂર્વક-અચૂક) અને આત્યંતિક (પુનઃ ઉદય ન પામે એવી) નિવૃત્તિ તથા તેને પરમાનંદની (વિષયસુખથી ભિન્ન નિરુપાધિક પરમ પવિત્ર નિરવધિ સુખની) નિરંતર પ્રાપ્તિ એ રૂપ શાસ્ત્રપ્રસિદ્ધ મોક્ષનો સંશયવિપર્યયથી રહિત અનુભવ કરવાની દુઃખમય સંસારથી ઉદાસ થયેલા મનુષ્યની જે તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે. આવી સાચી મુમુક્ષુતા જ્યારે મનુષ્યના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ પામે છે ત્યારે જ તે મનુષ્ય શ્રદ્ધાભક્તિથી સદ્ગુરુને શરણે જઈ તેમના સંશયવિપર્યયનો શીઘ્ર ઉચ્છેદ કરનારાં અને આત્મસ્વરૂપનું સ્પષ્ટ નિરૂપણ કરનારાં અદ્ભુત વચનોનું શ્રવણ કરવાને ભાગ્યશાળી થાય છે.

અંતઃકરણની શુદ્ધિ, (મલિન વિચારોથી રહિતતા,) સરલતા, નમ્રતા, દુઃખી પ્રાણીઓપર દયા, સુખી પ્રાણીઓમાં ને સમાનસ્થિતિવાળા મનુષ્યોમાં વિશુદ્ધ પ્રીતિ, શુભગુણ માહત્મ્ય) ઔદાર્ય, ક્ષમા, વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા એ અંતઃકરણના શુભગુણોનો પૂર્વજન્મોના પુણ્યસંસ્કારોના ઉદયથી અથવા વર્તમાનજન્મમાં કરેલાં તીવ્ર શુભ કર્મોના સંસ્કારોના ઉદયથી જેમના અંતઃકરણમાં પ્રાદુર્ભાવ થઇ તેની સ્થિરતા થઇ હોય તે પુણ્યશ્લોક મનુષ્ય શ્રોત્રિય, (વેદાંતપારગ,) બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ સદ્ગુરુને શરણે જઇ તેમનાં યોગ્ય શ્રોતાના શ્રવણને તથા મનને અપૂર્વ આનંદ ઉપજાવનારાં અને અલ્પશ્રમે અલ્પસમયમાં અપારજેવા ભવસાગરનો પાર પમાડવાના સામર્થ્યવાળાં આશ્ચર્યપૂર્ણ વચનો સાંભળવાના મુખ્ય અધિકારી ગણાય છે.

જેમ સદ્ગુરુના ઉપદેશનું શ્રવણ કરવા ઇચ્છનાર મનુષ્યમાં ઉપર જણાવેલા શુભગુણોના સદ્ભાવની જ્ઞાનપ્રાપ્તિમાટે અપરિહાર્ય આવશ્યકતા છે તેમ એવી યોગ્યતાવાળા શિષ્યને બ્રહ્મોપદેશ કરનારા સદ્ગુરુમાં વેદાંતશાસ્ત્રનું ઉચ્ચાર અર્થ ને તાત્પર્યસહિત જ્ઞાન, એ જ્ઞાનનો પ્રબલ પ્રમાણવડે તથા પ્રબલ ને પ્રસિદ્ધ સુયુક્તિઓવડે અને યોગ્ય દૃષ્ટાંતોવડે જિજ્ઞાસુઓને ઉપદેશ કરવાનું અપૂર્વ સામર્થ્ય, પરંપરાગત સદાચારનું પરિપાલન ને પરમદયાળુતા એ ચાર શુભગુણોની જ્ઞાનોપદેશની સિદ્ધિમાટે અનિવાર્ય આવશ્યકતા છે જો બ્રહ્મોપદેશનું શ્રવણ કરનાર ને બ્રહ્મોપદેશનું શ્રવણ કરાવનાર બંને યોગ્યતાવાળા હોય તોજ બ્રહ્મોપદેશનું શ્રવણ કરનાર મનુષ્યના અંતઃકરણમાં બ્રહ્માનુભવનો ઉદય થાય છે. બ્રહ્મોપદેશનું શ્રવણ કરનાર મનુષ્યના અંતઃકરણમાં જો આગળ કહેલા શુભ ગુણોનો સદ્ભાવ ન ન હોય તો બ્રહ્મોપદેશનું શ્રવણ કરીને તે મનુષ્ય અન્ય જનોની આગળ બ્રહ્મસંબંધી વાતો કરવામાં ન્યુનાધિક કુશલ થઈ શકે છે ખરો, પણ પરમપવિત્ર પરમશાંત ને પરમાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મનો દૃઢ અનુભવ મેળવીને કૃતાર્થ થઇ શકતો નથી. પોતાની યોગ્યતાનો પૂરો વિચાર કર્યા વિના માત્ર દ્રવ્યાદિની પ્રાપ્તિમાટે લોકોને બ્રહ્મનો ઉપદેશ કરનાર જે નામધારક સદ્ગુરુમાં ઉપર કહેલા ચાર શુભ ગુણો ન હોય તે શાસ્ત્રની જે વાતો તેમને શ્રવણદ્વારા કે શાસ્ત્રવાચનદ્વારા આવડતી હોય તે વાતો પોતાની પાસે વેદાંતનું શ્રવણ કરનારાઓને સંભળાવી શકે છે, પણ તે શ્રોતાઓના અંતઃકરણમાં બ્રહ્માનુભવનો ઉદય કરાવવામાં તે સમર્થ થઇ શકતા નથી.

સંસારના કોઈ પણ વિષયમાં દુઃખરહિત સ્થાયી સુખ નહિ જણાવાથી સંસારથી ઉદાસ થએલો અને આગળ કહેલા શુભગુણવાળો જિજ્ઞાસુ મનુષ્ય દુઃખરહિત સ્થાયી સુખ

મેળવવામાટે ધૈર્ય રાખીને વિવેકબુદ્ધિવડે ઉપર જણાવેલા શુભગુણોવાળા સદ્ગુરુનો શોધ કરી, તેમને પ્રાપ્ત કરી, તેમનુ પૂજન ને તેમની સ્તુતિ કરી, તથા પોતાના અંતઃકરણમાં રહેલી અહંતામમતાને વિશેષ શિથિલ કરી, તેમને મહાજીર્ણ ભવરોગના મહાવૈદ્ય સમજી, તેમનુ શ્રદ્ધાપ્રીતિથી વિધિપૂર્વક શરણ ગ્રહણ કરે. અને "હે ભગવન્ ! આ સંસારરૂપ ભયંકર ને તીવ્ર દાવાનલથી દાઝતા અને આ વિશ્વમા આપથી ભિન્ન અન્ય કોઈ પણ સમર્થ સાચું શરણ નહિ જોતા ને તેથીજ આપશ્રીને શરણે આવેલા આપશ્રીના દીન દાસને તેના સર્વ તાપ નિવારી પરમાનંદરૂપ કરનારો બ્રહ્મોપદેશ કરવાની કૃપા કરો " એમ તેઓશ્રીની વિનયપૂર્વક પ્રાર્થના કરે. પછી તે સદ્ગુરુ તેને તેના અંતઃકરણાદિની યોગ્યતાનો વિચાર કરી કેવલ દયાવડેજ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો સ્પષ્ટ બોધ કરે

શ્રવણ બે પ્રકારનુ છે. વેદાંતશાસ્ત્રનુ પોતાના સદ્ગુરુના મુખદ્વારા શ્રવણ કરવારૂપ અને પોતાના સદ્ગુરુના મુખદ્વારા તેમના સર્વશાસ્ત્રના સારરૂપ ઉપદેશનુ શ્રવણ કરવારૂપ. બન્ને પ્રકારના શ્રવણમા શ્રવણ કરનાર શિષ્યના અંતઃકરણમાં આગળ કહેલી યોગ્યતા અવશ્ય હોવી જોઈએ, અને શ્રવણ કરાવનાર ઉપદેષ્ટાના અંતઃકરણમાં પણ પૂર્વે જણાવેલી યોગ્યતા અવશ્ય હોવી જોઈએ એ પુનઃ કહેવાની આવશ્યકતા નથી. વળી તે બન્ને પ્રકારનુ શ્રવણ કરનારના અંતઃકરણમા શ્રવણના વિષયમા ને પોતાના ઉપદેષ્ટામાં સાત્વિકી શ્રદ્ધા ને વિશુદ્ધ પ્રીતિ હોવા જોઈએ તેમા પ્રથમ પ્રકારનું શ્રવણ પ્રમાણભૂત ગ્રંથોના તાત્પર્યનો નિર્ણય કરાવનારા ૭ પ્રકારનાં સાધનો સહિત થવુ જોઈએ. ઉપક્રમ—ઉપસંહારની એકતા અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ એ વેદાન્તશાસ્ત્રના વચનોના તાત્પર્યનો નિર્ણય કરાવનારા ૭ પ્રકારના સાધનોના વા લિંગોના નામો છે. જેમ અવિચ્છિન્ન ધમરેખાના દર્શનથી જોનારને તેના મુલમા રહેલા અગ્નિનુ જ્ઞાન થાય છે તેમ તાત્પર્યનો નિર્ણય કરાવવામા સમર્થ પૂર્વોક્ત ૭ પ્રકારના લિંગોવડે શ્રોતાને વેદાંતશાસ્ત્રના અદ્વિતીયબ્રહ્મરૂપ તાત્પર્યનો યથાર્થ બોધ થાય છે

અપૂર્ણ.

---

# તત્ત્વનિષ્ટ श्री चुनीलाल देवशंकर दवेनो देहविलय

ભાગ્યોદયના તંત્રી જેઠાલાલ દેવશંકર દવેના નાના ભાઇ શ્રીયુત ચુનીલાલ દેવશંકર દવે પોતાની ૩૫ વર્ષની ભરયુવાન વયે આલોકનો ત્યાગ કરી પરબ્રહ્મમાં લીન થયા છે. ભાઇ ચુનીલાલ બાળબ્રહ્મચારી હતા, તેમણે આ સસારમાં રહીનેજ સંસાર ઉપરનો મોહ છોડી ઇશ્વર ઉપરની પ્રીતિ સંપાદન કરી હતી.

ભાઈ ચુનીલાલનો જન્મ સંવત ૧૯૪૫ માં ખેડા જીલ્લાના આણંદ તાલુકાના નાપાડ ગામમાં થયો હતો. બાળપણ ત્યાંજ ઉછર્યા હતા. તેમના પિતાનું નામ દેવશંકર હતું. માતાનું નામ પાર્વતી હતું. માતા તો તેમને નાનપણમાં જ મુકી ગુજરી ગયાં હતાં. દેવશંકરને બે પુત્ર અને એક પુત્રી હતા. મોટા પુત્રનુ નામ જેઠાલાલ અને નાનાનુ ચુનીલાલ. જેઠાલાલનો બાળપણનો સમય વિદ્યાભ્યાસમાં ગયો હતો, ૧૭ વર્ષની વયે તેમણે રેવન્યુખાતામા નોકરી સ્વીકારી હતી પણ પાછળથી દસેક વર્ષ નોકરી કરી તે નોકરીનું રાજીનામુ આપી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. તેમના તરફથી જ આ ભાગ્યોદય માસીક અને ગુજરવિજ્ઞાન માસીક નીકળે છે. તેમ કાયદાનો શિક્ષક તથા ધનવાન, હિંદુસ્તાનની તીર્થયાત્રા, ભવિષ્યવેત્તા વિગેરે ઘણા પુસ્તકો તેમણે લખ્યાં છે.

ભાઇ ચુનીલાલે શરૂઆતમા નાપાડમાં જ ગુજરાતી અભ્યાસ કર્યો હતો. ભણવામા તેમનુ ચિત્ત બિલકુલ નહોતું, બાબાપ તેમને પરાણે નિશાળમા મોકલતા પણ તે કાંઇ કાળજી રાખતા નહોતા. તે સદા મસ્ત અને આનંદી રહેતા. નાનપણનું જીવન ઘણું રમતીયાળ હતું બાળપણમાં કસરતના કેટલાક પ્રયોગો કરતા તેમનો ડાબો હાથ ઉતરી ગયો હતો. જે ગામડામાં સારો ચડાવનાર ન મળવાથી કાંડામાં ખોડ રહી ગઈ હતી. ભાઇ ચુનીલાલનો વિવાહ કરવા ખેચાર જગાએથી તજવીજ ચાલી પણ તેમની નાની ઉમ્મરને લીધે બાબાપે નાનપણમાં વિવાહ કરવા ના પાડેલી. મોટી ઉમ્મર થતા હાથે ખોડ આવવાથી લગ્ન થયુ નહિ. તેમને લગ્ન કરવાની બિલકુલ મરજી પણ નહોતી.

જ્યારે જ્યારે તેમના લગ્નસંબંધી વાત ચાલતી ત્યારે તે ઉદ્વેગ પામતા. કોઈની સાથે કહેરાવતા કે. "તમારે મારા લગ્નની તજવીજ કરવી નહિ. જો લગ્ન કરવાની વાત કરશો તો મારે કઈ જતું રહેવું પડશે" તેમને બાળબ્રહ્મચારી રહેવુ હતું અને તે બાળબ્રહ્મચારીજ રહ્યા. નાનપણમાં વિદ્યાભ્યાસ થોડો કર્યો, અને નિશાળેથી ઉઠી ગયા પણ તેમણે વેદના, પુરાણનાં વિગેરે ઘણાં પુસ્તકો વાંચી ઘણું જ્ઞાન મેળવ્યું. આત્મજ્ઞાનની તે વાતો એવી તો કરતા કે તે સાંભળનારને ઘણીવાર આશ્ચર્ય થતું તેમને કદી પણ લગ્ન કરવાની ઇચ્છા થઇ નહિ. તે પોતાના બાળબ્રહ્મચારીપણામાંજ મસ્તી માનતા.

બાળપણનું જીવન મસ્તીખોર, બળવાન અને આનંદી હતું. તેમને હમેશા નાના બાળકોની જ સોબત ગમતી, ડરેલ અને વ્યવહારકુશળ માણસોની સોબતમાં તે રહેતા જ નહિ. તેઓ પોતાના બાપની આજ્ઞાનુ સારી રીતે પાલન કરતા. તેમને માત્ર ભણવાનુ જ ગમતું નહિ. તે કહેતા કે. " ભણીને શુ કરવું છે ! મારે જે ભણવાનુ છે તે હું ભણેલો છુ" બહારનાં માણસોના સબંધમાં ઘણીવાર તે જડ જેવા જણાતા. ખાવા પીવામા, વસ્ત્ર

# તત્ત્વનિષ્ટ શ્રી ચુનીલાલ દેવશંકર દવેનો દેહવિલય.

ભાગ્યોદયના તંત્રી જેઠાલાલ દેવશંકર દવેના નાના ભાઇ શ્રીયુત ચુનીલાલ દેવશંકર દવે પોતાની ૩૫ વર્ષની ભરયુવાન વયે આલોકનો ત્યાગ કરી પરબ્રહ્મમા લીન થયા છે ભાઇ ચુનીલાલ બાળબ્રહ્મચારી હતા, તેમણે આ સસારમાં રહીનેજ સંસાર ઉપરનો મોહ છોડી પ્રભુ ઉપરની પ્રીતિ સપાદન કરી હતી.

ભાઈ ચુનીલાલનો જન્મ સવત ૧૯૪૫ મા ખેડા જીલ્લાના આણદ તાલુકાના નાપાડ ગામમા થયો હતો. બાળપણ લાડમાં ઉછર્યા હતા. તેમના પિતાનું નામ દેવશંકર હતું. માતાનું નામ પાર્વતી હતું. માતા તો તેમને નાનપણમાં જ મુકી ગુજરી ગયા હતાં દેવશંકરને બે પુત્ર અને એક પુત્રી હતા. મોટા પુત્રનુ નામ જેઠાલાલ અને નાનાનુ ચુનીલાલ. જેઠાલાલનો બાળપણનો સમય વિદ્યાભ્યાસમાં ગયો હતો, ૧૭ વર્ષની વયે તેમણે રેવન્યુખાતામાં નોકરી સ્વીકારી હતી પણ પાછળથી દસેક વર્ષ નોકરી કરી તે નોકરીનું રાજીનામું આપી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. તેમના તરફથી જ આ ભાગ્યોદય માસીક અને હુન્નરવિજ્ઞાન માસીક નીકળે છે. તેમ કાયદાનો શિક્ષક તથા ધનવાન, હિંદુસ્તાનની તીર્થયાત્રા, ભવિષ્યવેત્તા વિગેરે ઘણા પુસ્તકો તેમણે છપ્યાં છે.

ભાઇ ચુનીલાલે શરૂઆતમા નાપાડમા જ ગુજરાતી અભ્યાસ કર્યો હતો. ભણવામા તેમનું ચિત્ત બિલકુલ નહોતું માબાપ તેમને પરાણે નિશાળમા મોકલતા પણ તે કાંઇ કાળજી રાખતા નહોતા. તે સદા મસ્ત અને આનંદી રહેતા. નાનપણનું જીવન ઘણું રમતીયાળ હતું. બાળપણમાં કસરતના કેટલાક પ્રયોગો કરતા તેમનો ડાબો હાથ ઉતરી ગયો હતો. જે ગામડામાં સારો ચડાવનાર ન મળવાથી કાંડામા ખોડ રહી ગઈ હતી ભાઇ ચુનીલાલનો વિવાહ કરવા બેચાર જગાએથી તજવીજ ચાલી પણ તેમની નાની ઉમ્મરને લીધે માબાપે નાનપણમાં વિવાહ કરવા ના પાડેલી. મોટી ઉમ્મર થતા હાથે ખોડ આવવાથી લગ્ન થયુ નહિ. તેમને લગ્ન કરવાની બિલકુલ મરજી પણ નહોતી

જ્યારે જ્યારે તેમના લગ્નસબંધી વાત ચાલતી ત્યારે તે ઉદ્વેગ પામતા. કોઈની સાથે કહેરાવતા કે "તમારે મારા લગ્નની તજવીજ કરવી નહિ. જો લગ્ન કરવાની વાત કરશો તો મારે કંઈ જતું રહેવું પડશે" તેમને બાળબ્રહ્મચારી રહેવું હતું અને તે બાળબ્રહ્મચારીજ રહ્યા. નાનપણમાં વિદ્યાભ્યાસ થોડો કર્યો, અને નિશાળેથી ઉઠી ગયા પણ તેમણે વેદના, પુરાણનાં વિગેરે ઘણાં પુસ્તકો વાંચી ઘણુ જ્ઞાન મેળવ્યું. આત્મજ્ઞાનની તે વાતો એવી તો કરતા કે તે સાંભળનારને ઘણીવાર આશ્ચર્ય થતું તેમને કદી પણ લગ્ન કરવાની ઇચ્છા થઇ નહિ. તે પોતાના બાળબ્રહ્મચારીપણામાંજ મસ્તી માનતા.

બાળપણનું જીવન મસ્તીખોર, બળવાન અને આનદી હતું. તેમને હમેશા નાના બાળકોની જ સોબત ગમતી, ઠરેલ અને વ્યવહારકુશળ માણસોની સોબતમાં તે રહેતા જ નહિ. તેઓ પોતાના બાપની આજ્ઞાનું સારી રીતે પાલન કરતા. તેમને માત્ર ભણવાનુ જ ગમતું નહિ તે કહેતા કે "ભણીને શું કરવું છે ! મારે જે ભણવાનું છે તે હું ભણેલો છુ" બહારનાં માણસોના સંબંધમાં ઘણીવાર તે જડ જેવા જણાતા. ખાવા પીવામા, નસો

ઓદવા પ્હેરવામાં મહેનત કરવામાં, વિગેરે અનેક કામોમાં તેઓ જાડવત્ વર્તન કરતા જેથી તેમને ઘણીવાર તેમના સર્વે સબધીઓ 'જડભરત' એ ઉપનામથી બોલાવતા.

વ્યવહારમાં તે કદી માથુ મારતા નહિ. બાળપણમાં માબાપની સાથે રહેતા. વીસેક વર્ષની ઉમ્મરે બાપ ગુજરી જતા પોતાને ઘેર એકલું રહેવું પડેલું, તેમાં પણ તે આનદ માનતા. આ વખતે તેમના મોટા ભાઇ જેઠાલાલ દેવશંકર આણંદમાં મામલતદાર કચેરીમાં નોકરીમાં હતા જેથી તેમને પોતાની પાસે રાખ્યા. ભાઇની પાસે રહી તેમણે સદા જેમ લક્ષ્મણ રામની આજ્ઞા માને તેમ મોટા ભાઇની આજ્ઞા માની હતી માબાપની તેમ ભાઇ ભોજાઇની આજ્ઞા પાળવામાં તો તે એક્કા જ હતા. પોતે દુઃખ સહન કરી શકતા પણ કોઇનુ દુઃખ જોઇ શકતા નહિ.

આણુદ આવ્યા પછી તેમના ભાઇ જેઠાલાલે તેમને કોઈ ઉદ્યોગમા જોડવાનો વિચાર કર્યો. પણ ચુનીલાલનો વિચાર કોઇ સ્વતત્ર ઉદ્યોગ ધધો કરવાનો નહતો. માત્ર ભાઈની આજ્ઞા પાલન કરવાની ખાતર તે કહેતા કે "ભાઇ તમે જેમ કહો તેમ હું કરીશ" આ અરસામાં નાના પચાગ કાઢવામા આવ્યા અને તેને વેચવાનુ, તેની વ્યવસ્થા કરવાનુ કામ ભાઈ ચુનીલાલ કરતા હતા. આ પચાંગ હાલ બાર તેર વર્ષથી ભાગ્યોદય ઑફીસ તરફથી પ્રસિદ્ધ થાય છે હાલ તેની ૫૦ હજાર નકલો ખપે છે અને પ્રજામા ઘણુ પ્રિય થઈ પડેલું છે આ પચાંગ વેચવાની વ્યવસ્થા કરવાનુ કામ ભાઈ ચુનીલાલે ખતપૂર્વક કર્યુ હતુ

એકાદ વર્ષ પછી ભાઇ જેઠાલાલને એવો વિચાર થયો કે હું તો સારે ધધે જોડાયો છુ, પણ ભાઈ ચુનીલાલ કાઇ ભણ્યા નથી માટે તેમને કાઈ ધધે જોડુ તો ઠીક, એમ ધારી દવાઓ બનાવવાનુ એક ખાતુ ઉઘાડી તે ખાતુ ભાઇ ચુનીભાઈને સોપ્યુ શરૂઆતમા 'દવે બ્રધર્સ' એ નામથી આણુદમા દવા બનાવવાની શરૂઆત કરી આ દવાઓ બનાવવામા, વેચવામાં વિગેરે સર્વ વ્યવસ્થા કરવામા ભાઈ ચુનીભાઈ મહેનત કરતા. આમ છતા પણ તે ધધામા તેમણે કદી પોતાનુ મમત્વ જોડયું નથી. કદી પૈસા ટકા પાસે રાખ્યા નથી, માત્ર મોટા ભાઇને આપતા. પોતે તો માત્ર કામ કરી જાણતા.

ઇશ્વરેચ્છાથી દવાઓ કાળજીપૂર્વક શાસ્ત્રના પાઠ પ્રમાણે બનાવતા હોવાથી આ ખાતુ વધ્યુ. લોકોમાં તેની પ્રતિષ્ઠા જામી આ પછી બીજે વર્ષે સને ૧૯૧૭ મા ભાઈ જેઠાલાલે રેવન્યુ નોકરીનુ રાજીનામુ આપ્યુ અને ભાગ્યોદય માસીક કાઢવુ શરૂ કર્યુ અને તે પછી, આણુદ છોડી સર્વે અમદાવાદ રહેવા આવ્યા. ભાઇ ચુનીભાઈ પણ મોટાભાઇ સાથે અમદાવાદ આવ્યા. ત્યા તેમણે પચાગની વ્યવસ્થા કરવાનું તેમ દવાખાનુ ચલાવવાનુ કામ માથે લીધું. અમદાવાદ આવ્યા પછી 'દવે બ્રધર્સની કપની' એ નામ બદલી 'દવે કેમીકલ વર્કસ' એ નામથી દેશી શાસ્ત્રીય દવાઓ બનાવવાનુ કારખાનુ સ્થાપ્યુ. આ કારખાનુ અત્યારે જે સારા પાયા ઉપર ચાલે છે અને જે પ્રતિષ્ઠા મેળવી છે તે સર્વ ભાઈ ચુનીભાઈની જાતિ મહેનતનુ જ પારણામ છે.

સંસારમાં રહેવા છતા પણ પોતે શાત અને પવિત્ર જીવન ગાળતા, સસાર ઉપરના મમત્વનો તો તેમણે બાળપણથી જ ત્યાગ કર્યો હતો. તેમનુ જીવન જડભરત જેવુજ હતુ. બાળપણમાં તે કાંઇક કાળજીપૂર્વક કામ કરતા, પછીની જીંદગીમા તો તે મતાવેનું જ કામ કરતા, પૈસા ટકા ઉપર તેમને મોહ ન હતો. કોઇ વખતે તેમણે પૈસા ટકા સબધી વહીવટ કર્યો ન હતો. પાસે કદી પૈસા રાખતા નહિ, અને રાખવાની ઇચ્છા પણ કરતા નહિ, પોતાની પાસે જે કાંઈ રકમ આવતી તે તરત પોતે પોતાના મોટા ભાઇને આપી દેતા.

સને ૧૯૧૧ માં મોટાભાઇ જેઠાલાલના અધીક સહવાસથી તેમને ઇશ્વર પ્રતી અભિરૂચિ પ્રકટી તે પહેલાં તે ગણપતિનો પાઠ કરતા, ગાયત્રી મંત્રનો જપ કરતા વિગેરે સત્ક્રિયાઓ કરતા. આ સાલમાં ભાઇ ચુનીલાલ પોતાના મોટાભાઇ સાથે વડોદરે ગયા, અને શ્રેયસ્સાધક અધિકારી વર્ગમા દાખલ થયા. તેમના ઉપર શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સદગુરૂ પરમાત્મા શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની તે વખતથી જ કૃપા થઇ હતી. અને તે કૃપાદૃષ્ટિથી જ ભાઇ ચુનીલાલનુ જીવન પવિત્ર બન્યું હતું. શ્રેયસ્સાધક થયા પછી તેમણે તે વર્ગનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો. ભજનો ગાવામાં તેમને ઘણો રસ પડતો અને ઘણો વખત જપ, તપ, સંયમાદિ સત્ક્રિયાઓમાં ગાળવા માંડયો

તેમનું જીવન સાદુ થતું ગયું. ખાવા પીવાનો મોહ છુટી ગયો, સારાં વસ્ત્રો પહેરવાનો મોહ છોડયો. ગમે તે સ્થિતિમાં રહેવું એજ તેમના જીવનનો ઉદ્દેશ હતો. આજથી ચારેક વર્ષ ઉપર ભાગ્યોદયના તંત્રી રા. જેઠાલાલ માંદા પડયા અને તે મંદવાડ જરા કઠીન નીવડયો, આ જોઇ ભાઈ ચુનીલાલનુ હૃદય પીગળ્યુ, અને ભાઇ જેઠાલાલ સાજા થઇ કામકાજ કરવા લાગ્યા ત્યારથી જ ભાઈ ચુનીલાલે આ સંસાર વ્યવહારનો ત્યાગ કર્યો. તે રહ્યા તો સંસારમા, ભાઇની સાથે જ રહ્યા પણ સર્વ મમત્વનો ત્યાગ કર્યો સંસાર ઉપરનો રાગ છોડી દીધો. વ્યવહારનાં કામકાજ કરવા છોડી દીધા.

ત્રણેક વર્ષથી તેમણે પોતાનું જીવન બદલ્યુ. વ્યવહારનું કોઇપણ કામ કરવુ એ તેમને અસહ્ય થઈ પડયુ માત્ર મોટાભાઇની મરજી સાચવવા ખાતર જ કાંઇ કામ ન છુટકે કરતા. પણ તેમનુ મન તે કાર્ય કરવા તરફ નહોતું ભાઇ જેઠાલાલ આણંદમા માંદા પડયા હતા. આણંદમા તેમના ફોઇના છોકરા ભાઇ અંબાલાલ હરજીવન, ભાઇ ગંગારામ હરજીવન, ભાઈ મણિલાલ હરજીવન અને ભાઇ નંદલાલ હરજીવન રહે છે. આ ચારે ભાઇ, ભાઇ જેઠાલાલ અને ચુનીલાલ ઉપર પોતાના સગા ભાઇ કરતાં પણ વધુ સ્નેહ રાખે છે. ભાઇ જેઠાલાલની આ ભાઇઓએ ઘણી જ સારી સેવા ચાકરી કર્યાથી તેમને આરામ થયો હતો તે પછી પોતે અમદાવાદ આવ્યા.

ભાઇ જેઠાલાલને માંદા જાણી સદ્ગુરૂવર્ય પરમાત્મ સ્વરૂપ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી પણ પોતાના પ્રીતિપાત્ર શિષ્યને પોતાના કૃપાદૃષ્ટિનો લાભ આપવા આણંદ પધારેલા, અને માત્ર તેમની કૃપાથી જ તે વખતે ભાઈ જેઠાલાલ ઉઠયા હતા. ત્યાર પછી સાજા થઇ અમદાવાદ ગયા, ત્યારે પણ ભક્તવત્સલ ભગવાન્ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી પોતાના ભક્ત પાસે પધારી પોતાની દયાનો લાભ ભાઇ જેઠાલાલને આપ્યો હતો. આ વખતે જેઠાલાલે પોતાના સદ્ગુરૂ ભગવાનને ભાઇ ચુનીલાલ હવે વ્યવહારના કોઇપણ કામમાં લક્ષ આપતો નથી એવું કહેલું ત્યારે ભગવાન્શ્રીએ કહેલુ કે 'ભાઈ, એ તો જીવન મુક્ત છે. માટે હવે તે તેની મરજીથી જે કરે તે કરવા દેવુ, હવે તે તમારા કહ્યા પ્રમાણે વ્યવહારમા ચિત્ત નહિ ગમે, " આ પ્રભુ વાક્ય આખરે ખરુ પડયુ.

આ પછીનુ તેમનુ જીવન બદલાયુ. બાળ બ્રહ્મચર્ય હતું હવે તેમણે દિશા બદલી. તે રોતીએ કલાક ઇશ્વર સ્મરણ, ચિંતન, જપ ઇત્યાદિ સત્કર્મ કરતા. એ રીતે જનતા વ્યવહારમા ચિત્ત નહિ, ઘરના કોઇ કામમા તેમનું લક્ષ રહ્યું નહિ. માત્ર જપ સંયમાદિ કરતા. તેમને કોઇ સારી વસ્તુ ખાવા ઉપર રુચિ થતી નહિ, કોઇ સારૂ વસ્ત્ર પહેરવાની ઇચ્છા થતી નહિ ધીમે ધીમે તેમણે સર્વાં વહાલાઓ અને સ્નેહીઓ ઉપરનો પણ સ્નેહ તોડી નાંખ્યો.

ઘેર ગાડી છતાં તે કદી ગાડીમાં બેસતા નહિ" ઘણું કહીએ તો કોઈ વખત બેસતા પણ ઘણીવાર રસ્તામાં જ ઉતરી પડતા. અને કોઈ એકાંત જગ્યામાં જઈ બેસતા. તેમને હવે એકાંતમાં રહેવું ઘણું ગમતું ઓફીસમાં જતા તે માત્ર ભાઇની આજ્ઞા પાલન કરવા અર્થે જ, ત્યાં પણ માળા લઇ અંદરના ખંડમાં એકાંત સ્થાનમાં ભરાઈ જતા. ઘણી વાર બપોરના ખરા તડકામાં અગાશીમાં જઇ ઉઘાડે શરીરે બેસી જપ કરતા, શરીર તપવી તેમણે ગાળી નાંખ્યું. રાતે ઘણીવાર એકલા માળા લઈ જપ કર્યા કરતા. ભાઈના છોકરા ઉપરનો સ્નેહ પણ છુટી ગયા

તેમને વ્યવહાર કાર્યમાં નાખવા ભાઈ જેઠાલાલે ઘણા પ્રયત્નો કર્યા પણ તે વ્યવહારમાં ન પુરાયા. બળવાન સિંહ જેમ પાંજરામાં પુરાતો નથી તેમ જેમનું ચિત્ત ઇશ્વર સાથે જોડાયું હતું તે ભાઇ વ્યવહાર રૂપી પાંજરામાં કેમ પુરાય ? આખરે તેમણે આ વ્યવહારનો ત્યાગ કર્યો, દેહને છોડી દીધો.

છેલ્લા છએક મહિનાથી એક વખત જમતા, ચ્હા, દુધ, પાન વિગેરે કોઈ જાતનું વ્યસન રાખ્યું નહોતું. ખાવા પીવાનો સ્વાદ પણ છોડ્યો હતો, ઘણી વાર તેઓ તે જમવાની બધી વસ્તુઓ ભેગી કરીને જમતા, કપડા મેલા ને ફાટલાં પણ પહેરતા. તેમણે પહેરેલું કપડું તેમને પણ કહીએ ત્યારે બીજાની ઇચ્છાથી ધોવા આપતા, જો કહીએ ત્યારે કહેતા કે "તમારે બીજું કપડું આપવું હોય તો આપો" જોડો ફાટી જતા છતાં નવા લાવી પહેરવાની ઇચ્છા ન થતી. જ્યારે કહીએ ત્યારે કહેતા કે "હજુ સારા છે!" તમારે બીજા લાવવા હોય તો ભલે લાવી આપજો" આ પ્રમાણે પછી તો તેમણે પોતાનું જીવન બીજાની ઇચ્છા ઉપર નાંખી દીધું.

ગત કાર્તિક વદ ૧૪ ના રોજ પોતે વડોદરે શ્રેય સાધક અધિકારી વર્ગનો ઉત્સવ હતો એટલે ત્યાં ગયા હતા, ત્યાં ભગવાનશ્રી પાસે પ્રાર્થના કરી કે "પ્રભુ, હવે મને કાંઇ બીજું સાધન બતાવવાનું હોય તો બતાવો" ત્યારે ભગવાનશ્રીએ કહેલું કે "ભાઇ જપ જ કર્યા કરો," આ પછી તે સતત જપ કર્યા કરતા તેમના ગુંજામાં શ્રી ભગવદ્‌ગીતા અને માળા જે પડેલાં રહેતાં રાત્રે પણ તે ઉજાગરા કરતા શરીરની કાળજી કરવાનુ છોડી દીધું. તેમનો આલોક ઉપરનો મોહ છુટી ગયો. આસો વદ ૧૩ના રોજ ભાઈ જેઠાલાલનો નાનો પુત્ર બાબુ સ્વર્ગસ્થ થયો તે જોઈ ભાઇ ચુનીલાલને ઘણો જ આઘાત થયો ત્યારે તેમને પણ ખેદ થયો આ વખતે જાણે સંસારમાં રહેવું એ ભારે થઇ પડ્યું હોય તેમ તેમનો સઘળો રાગ છુટી ગયો. કાર્તિક માસમાં તેમને તાવ આવ્યો અને તે તાવ એકાદ માસ પછી મટ્યો.

પછી ફાગણ માસમાં ફરી ઉથલો આવ્યો, આ મંદવાડ ફરી ન મટ્યો દાક્તરોની સંમતિથી ભાઇ ચુનીલાલને હવા ફેર કરવા આણંદ ભાઇ અંબાલાલને ત્યાં લઈ ગયા. ભાઇ અંબાલાલ, મણિલાલ, ગંગારામ અને નંદલાલ એ ચારે ભાઈઓ જે તેમની ફોઇના છોકરા થતા હતા જ્યાં સગા ભાઇ કરતાં અધિક સ્નેહ રાખતા હતા તેમણે અને ભાઈ જેઠાલાલે પણ આણંદમાં રહી ભાઇ ચુનીલાલની ઘણી ચાકરી કરી, દેવાઓ પણ ઘણી કરી છતા આરામ ન થયો

આ મંદવાડ વખતે તેમને જીવવું અર્થાત્ સંસારમાં રહેવું એ જાણે ત્રાસદાયક થઇ પડ્યું હોય તેમ જણાતુ. આ વખતે તે જાણી જ ગયા હતા કે મટવાનું નથી, જેથી તે

ઘણી વાર કહેતા કે: "ભાઇ, દવા પાઇ મને શું કામ ત્રાસ આપો છો, તમારી દવાથી શું વળવાનું છે? મને કાંઇપણ ફાયદો થવાનો નથી." છતાં દવા પાઇએ તો કહેતા કે: "તમારી ઇચ્છા હોય તો દવા આપો." "તમારી ઇચ્છા હોય તો ખાવા લાવો." જાણે પોતાની ઇચ્છાથી કાંઇ કરતા ન હોય તેવું વર્તન રાખતા.

તેમના મરણ પહેલાં સર્વ સગાં વહાલાં તેમને મળી ગયા હતા છેલ્લા દિવસોમાં તેમને મદવાડની પીડા અસહ્ય થતી તેથી ઘણી બુમો પાડતા. તેમને મદવાડ વધવાથી અમદાવાદ લાવવામાં આવ્યા પણ ત્યાં દરદે ભયંકર રૂપ પકડ્યું અને બુમો વધુ પાડવા લાગ્યા. આ વખતે તેમણે કહ્યું કે: આણંદથી ભાઇ ગગારામને તાર કરી બોલાવો તે મને મટશે. જેથી આણંદ તાર કરી તેમના ફોઇના મોટા પુત્ર ભાઈ ગગારામને બોલાવ્યા. તેમના આવ્યા પછી કહ્યું કે હવે મને શાંત છે આ વખતે આણંદના ભાઇઓ સાથે રહેવાની તેમને ઇચ્છા થઇ અને નડિઆદ રહેવું નથી એમ કહ્યું જેથી તેમને ફરી આણંદ લઇ ગયા. ત્યાં તે પોતાના ભાઈઓ સાથે રહ્યા, ત્યારે દરદની કાંઇક શાંતિ જણાઈ.

વૈશાક વદિ ૧૩ ના રોજ સવારમાં તેમની સ્થિતિ મહાપ્રયાણ અસાન થતાં એટલે તેમને ચોકે ઉતારવા ગાયનું છાણ મંગાવતાં કહ્યું. આ માગણી ભાઇ ચુનીલાલે ... ન મગાવતાં હાથવડે પ્રસારત કરી એટલે તેમને પોતાના મરણનું જ્ઞાન હોય તેમ લાગ્યું. ગ્રીબા વળી ગયો વળી બોલતા થયા. આ પછી તે જોવા આવનાર સર્વજનોને માત્ર શિખામણ જ આપતાં.

તેમણે સંસાર વ્યવહાર, સગાં વ્હાલાં સર્વ ઉપરનો સ્નેહ અને મમત્વને છોડ્યા હતા. હવે તે જોવા આવનારને કહેતા કે "ભાઇ, હજુ મારા ઉપર મોહ ન રાખશો આ શરીર તો હવે જાય છે, તેને બાળી દેવું પડશે. તમે ભાઇ ઉપરનો સ્નેહ તોડો હજુ તમને ભાઇ ઉપર શો મોહ રહ્યો છે કે છુટતો નથી." આવું દરેકને કહેતા અને પોતાના ઉપરનો મોહ છોડવા જણાવતા.

તેમનું પુણ્ય તો પંદરેક દિવસ ઉપર જ તેમની ભાનવાળી સ્થિતિમાં તેમના હાથે કરાવ્યું હતું. મરતી વખતે તેમને કોઇપણ પ્રકારની ઇચ્છા નહોતી. પ્રથમ જેઠ સુદ ૧ ને બુધવારને દિવસે તેમની પૂર્ણ ભાનવાળી સ્થિતિ રહી. સવારથી તેમના મુખ ઉપર તેજ જણાવા લાગ્યું. મુખ આનંદી જણાયું તેમને તે દિવસે જ્યારે કોઇ પૂછ્યું કે આજ કેમ છે? ત્યારે કહેતા કે: આજે તો ખરો આનંદ છે. આજે બપોરના તેમણે કહ્યું. "ભાઇ, હવે હમણાં થોડી વાર મને બોલાવશો નહિ હું ધ્યાનમાં છું એમ કહી ચત્તાં સુઇ રહી આંખો મીંચી ધ્યાનસ્થ થયા તે વખતે જાણે ધ્યાનમાં લીન થયા હોય, અને આંતરભાન જાગ્રત પણ હોય તેમ તેમના મુખ ઉપર અત્યંત પ્રસન્નતા જણાય. એએક કલાક પછી જાગ્રત થયા. અને જાણે ખરા આનંદનો અનુભવ થયો હોય તેમ જણાયા ભાઇ જોઇતાલાલે થોડી વારે તેમને પૂછ્યું કે "કેમ ભાઈ, કાંઇ અનુભવ થયો? ત્યારે તેમણે કહ્યું કે 'હા, મોટા ભાઇ, હવે કાંઇ કર્તવ્ય રહ્યું નથી. પ્રભુના દર્શન થતાં આનંદ સિવાય કાંઈ બીજું જણાતું નથી પૂર્ણ તૃપ્ત છું." આ પછી તે વારંવાર, શિવોહં, શિવોહં, આનંદ, આનંદ, હું બ્રહ્મ છું. ગુરૂદેવ, સચ્ચિદાનંદ, આ પવિત્ર સ્મરણ કરતા હતા.

રાત્રે સર્વ જમી પરવાર્યા પછી તેમની સ્થિતિ બદલાઇ શ્વાસ ચાલતો હોય તેમ જણાયું એટલે ભાઇ જોઇતાલાલ અને બીજા સર્વ સંબધીઓ પાસે બેઠા. તે વખતે પણ ભાઈ

ચુનીલાલ પૂર્ણ ભાનમાં હતા, બધાંની સાથે વાતો કરતા હતા. અને ગુરુદેવનું સ્મરણ વારંવાર કરતા હતા. આ વખતે તેમના મામા જોશી મુળજી પુરુષોત્તમે શંકરની સ્તુતિનું એક સંસ્કૃત સ્તોત્ર પાસે બેસીને ગાયું તે સ્તોત્ર બરોબર લક્ષ દઇ ભાઇ ચુનીલાલે સાંભળ્યું. તે સ્તોત્ર પૂર્ણ થતા "સચ્ચિદાનંદ રૂપ શિવોહં શિવોહં" આમ પોતે બોલ્યા

આ વખતે ઘીનો દીવો કરવાની ભાઇ ચુનીલાલે જ સૂચના કરી જેથી દીવો કરી ગોખલામાં મુકયો એટલે પથારીમાં પોતે બેઠા થઇ દીવા સામે થોડીવાર જોઇ રહ્યા પાછા સુઇ ગયા. એટલે સર્વે વ્હાલાંએ કહ્યું કે. તેમને પૂછો કે તમારે જેઠાલાલભાઇને કાંઇ કહેવું છે? એટલે મોટા ભાઈ મગારામભાઇએ પુછ્યું કે: કેમ ચુનીભાઇ, 'મોટા ભાઇને કાંઈ કહેવુ છે? કાંઈ ઇચ્છા છે?' "ત્યારે તેમણે કહ્યું કે:" મોટા ભાઈને મારે શું કહેવુ છે? જે કહેવુ છે તે હું ભગવાનને જ કહીશ કે મને બ્રહ્મ લોકમા સ્થાપો, હું હવે બ્રહ્મલોકમા જ જવાનો છું. સર્વને રામ રામ." આ સાંભળી સર્વે ઇશ્વર સ્મરણ કરવા લાગ્યાં અને પુજ્ય સદ્ગુરુ દેવ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય ભગવાનની પ્રતિમા તેમને બતાવી, એટલે તરત જ ભાઇ ચુનીલાલે ભગવાનનાં દર્શન કરી શ્રી 'ગુરૂ દેવ, હરિ ૐ' એવી એક મોટી બુમ પાડી અને તેની સાથે જ તેમનો આત્મા પરમાત્મામાં લીન થયો શરીર શબવત બની ગયું.

આવી રીતે ભાઈ ચુનીલાલે આ સંસારનો ત્યાગ કરી પરમાત્મામાં વાસ કર્યો. તેમનું જીવન પવિત્ર અને દરેકને ઉપદેશ લેવા લાયક હતુ. તેમણે નાની વયમાં જે સાધ્યું તે દરેક મનુષ્યે સાધી લેવા જેવુ છે.

ભાઇ ચુનીલાલનો અકાળે ૨૪ વર્ષની ભર યુવાન વયે દેહોત્સર્ગ થવાથી તેમના મોટા ભાઇ જેઠાલાલ દેવશંકરને અત્યંત ખેદ થાય એ સ્વાભાવિક છે. ભાઇ ચુનીલાલે તો પોતાના જીવનને સાર્થક કર્યું. ઇશ્વર તેમના આત્માને પોતાનામાં ભેળવો એજ શુભેચ્છા છે.

---



## बुद्धि तथा आत्मानी उन्नति

[ લેખક–શ્રી દયાનન્દજી મહારાજ, કાશી ]

બુદ્ધિ ઉન્નતિકારી શિક્ષાદર્શના વિષયમા "**या लोकद्वयसाधिनी चतुरता सा चातुरी चातुरी।**" એ અવશ્ય સ્મરણમા રાખવા યોગ્ય છે.

જે બુદ્ધિબળથી આલોક, પરલોક બન્ને ઠેકાણે લાભ થાય તે જ બુદ્ધિ પૂર્ણોન્નત છે. અને શિક્ષાના આદર્શમાં પણ એવી જ વિધિઓ થવી જોઇએ બુદ્ધિવિકાશનું પ્રથમ લક્ષણ શિલ્પકલા પ્રતિષ્ઠા છે બીજી વિદ્યાના અંતર્ગત જેટલા વિષય છે, કે જેથી આ લોકમાં અર્થ કામ વગેરે થઇ શકે છે, તે સર્વ બુદ્ધિવિકાશના પ્રથમ લક્ષણમાં ગણવામા આવે છે. એ પ્રમાણે બુદ્ધિ આલોકના સ્થૂલ વિષયોનો ભેદ કરી અતીન્દ્રિય સૂક્ષ્મ જગતમાં જ્યારે પ્રવેશ કરે છે ત્યારે પ્રેતલોક, નરકલોક, સ્વર્ગ લોક, 'પિતૃલોક અને દેવલોક આદિનું રહસ્ય, નિર્ણય તથા તત્ત્વાન્વેષણ કરવામાં પ્રવૃત્ત થઇ જાય છે અને યોગની સહાયતાથી બુદ્ધિ જ્યારે

અલાકિક ઋતમ્ભરા પ્રજ્ઞાના સ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે ત્યાર તે અલૌકિક યોગયુક્ત બુદ્ધિદ્વારા પરમાત્માનો પત્તો મળી આવે છે. જેમ શ્રુતિમા કહ્યું છે કે—

"દૃશ્યતે ત્વગ્ર્યયા બુદ્ધ્યા સૂક્ષ્મયા સૂક્ષ્મદર્શિભિઃ"

અતીન્દ્રિયદર્શી યોગગણ અલાૈકિક યોગબુદ્ધિદ્વારા પરમાત્માના દર્શન કરે છે. એ પ્રમાણે બુદ્ધિવિકાશના રાજ્યમા બુદ્ધિની લોકદ્વય પ્રસાધની ચતુરતા કાર્યકારિણી થયા કરે છે. એટલે બુદ્ધ્યુન્નતિ વિધાયક શિક્ષાદિ પણ આ ક્રમ પ્રમાણે નિયમિત થવો જોઇએ જો કે ધનનો સંગ્રહ કરવો એ જીવનનુ આત્યન્તિક લક્ષ્ય નથી, પરતુ શરીર યાત્રા નિર્વાહ અને દેશ તથા સમાજના સ્થૂલ અભાવ દૂર કરવાને માટે ધનના વિશેષ જરૂરીયાત રહે છે. એટલા માટે ધનાગમના સાધનરૂપથી લૌકિક જગતમા બુદ્ધિનો વિનિયોગ અવશ્ય થવો જોઇએ. પૂજ્યપાદ મહર્ષિઓએ આના ઉદ્દેશ્યપૂર્તિના અર્થે હિન્દુસમાજમા વૈશ્યજાતિમા વાણિજ્યાદિ સ્વાભાવિક કર્તવ્યનો નિર્દેશ કર્યો હતો દેશ વિદેશમા જઇ વેપાર કરવા. વેપારની વૃદ્ધિને માટે નવા નવા ઉપાય શોધી કાઢવા, અર્ણવયાન, બાષ્પીયપોત, તરણી વગેરે સમુદ્ર યાત્રાને માટે તૈયાર કરવી. અન્યાન્ય સ્થલયાનોને પણ તૈયાર કરવા, આધિભાતિક વિદ્યાનોન્નતિદ્વારા નાના પ્રકારના શિલ્પવાણિજ્યોન્નતિપ્રદ યન્ત્ર તૈયાર કરવા, કૃષિકાર્યમા ઉન્નતિ કરવી વિગેરે સ્થૂલ સમ્પત્તિના લાભને માટે દરેકની જરૂર છે એટલે બુદ્ધિને લૌકિક વ્યાપારમા ઉન્નત કરી વ્યાવહારિક શ્રીવૃદ્ધિ સમ્પાદન અવશ્ય કરવુ જોઇએ, પરતુ એટલો વિચાર રાખવો જોઇએ કે, આ પ્રમાણેના અર્થ કામના સચય ધર્મ મોક્ષના બાધક ન થાય પરતુ કેવલ સ્થૂલ અભાવ વિદૂરિત કરી ધર્મ મોક્ષના પૂર્ણ સહાયક બને એના અનન્તર બુદ્ધિ જ્યારે ભાવરાજ્યમા પ્રવેશ કરી તેનુ કાંઇક આસ્વાદન લેવા ઇચ્છે છે ત્યારે કાવ્યકલા, ચિત્રકલા, સાગતકલા આદિનો વિકાસ થાય છે. આ સર્વ કલા વિદ્યાઓના વિકાસ વખતે બુદ્ધિ સ્થૂલ ઐન્દ્રિયક સુખથી ભાવરાજ્યના સૂક્ષ્મ આનન્દને અધિક મૂલ્યવાન જાણી તનામા મગ્ન થાય છે. એટલે આ દશામાં એ સર્વ વિદ્યાઓની યથેષ્ટ ઉન્નતિ થવી સ્વાભાવિક છે એ પ્રમાણે ધીમે ધીમે બુદ્ધિને એ જાણવામા આવે છે કે, આલોક જ સત્ર કાંઇ નથી, મૃત્યુની સાથે જ સર્વ પુરૂં થઈ જતુ નથી, પરતુ તેની પેલીપાર કાંઈ પણ અવશ્ય છે. આ પ્રમાણે પ્રશ્નનો ઉદય અન્તરમા થવાથી જ પરલોકના વિષયમા મનુષ્ય બુદ્ધિના અનુસધિત્સા થતી જાય છે. જેના પરિપાકમા સૂક્ષ્મ જગતમા બુદ્ધિનો પ્રવેશ અવશ્યમ્ભાવી છે. આ અતીન્દ્રિય જગતમા પ્રવેશાનુરાગ પરાયણ બુદ્ધિ ધીમે ધીમે તપ તથા સાધનાદ્વારા અતિ સૂક્ષ્મતાને અવલમ્બન કરી છેવટે આત્માનુસધાનમા પ્રવૃત્ત થઇ જાય છે. આ આત્માનુસધાનનુ છેલ્લું ફળજ સ્વરૂપોપલબ્ધિ છે જે બાબતમા આગળ કહેવામા આવશે. છેવટ સિદ્ધાન્ત એ કે, બુદ્ધ્યુન્નતિપ્રદ શિક્ષાદર્શમા લોકદ્વયપ્રસાધિની બુદ્ધિ ચાલના જ પરમ શ્રેયસ્કર તથા શિક્ષાદર્શ નામને સાર્થક કરવાવાળી છે.

સર્વ ઉન્નતિનું મુળ ધર્મોન્નતિ છે પૂર્ણ ધર્મોન્નતિ સપાદન કર્યા વગર શારીરિક, માનસિક અને બુદ્ધિની ઉન્નતિ થઇ શકતી નથી. મનુષ્ય પ્રકૃતિમાં દૈવભાવથી અસુરભાવ વધારે બળવાન હોવાથી મનુષ્યનું શરીર, મનુષ્યની ઇન્દ્રિઓ, મન અથવા બુદ્ધિ હમેશા પાપ કરવા તરફ જ તૈયાર રહે છે. ફક્ત ધર્મજ મનુષ્યની અદર કર્તવ્યનિષ્ઠતા, સયમનુ સુફલ, ઇન્દ્રિયપરતાનુ કુપરિણામ, વિષય સુખની તુચ્છતા તથા પાપમય જીવનથી પરલોકમા દુખ આદિ દૂરદર્શિતાપૂર્ણ દૈવ ભાવોને ઉત્પન્ન કરી જીવ ચિત્તમા અસુર ભાવને નિયમીત રૂપથી

દબાવી રાખે છે, જેથી શારીરિક, માનસિક તથા બુદ્ધિ સમ્બન્ધી સર્વ ઉન્નતિ મનુષ્યોને માટે સુસાધ્ય થઇ જાય છે મનુષ્ય શારીરિક કસરત ગમે તેટલી કરે પરંતુ તમોમુલક ઇન્દ્રિય નિગ્રહ ન બને,—શરીરને ઇન્દ્રિયોનો દાસ બનતો રોકી ન શકે તો ખરી રીતે શારીરિક ઉન્નતિ મનુષ્યને કદાપિ પણ નહિ મળે. એ પ્રમાણે મનનો નિગ્રહ પણ ધર્મ વિના કદી થઇ શકતો નથી. ધર્મજ મનુષ્યને સારા અને નરસા કર્મનું પરિણામ દેખાડે છે. અને પુણ્ય પરિપાકથી સ્વર્ગાદિ લોકોમાં કેવી રીતે અલૌકિક દિવ્ય સુખ પ્રાપ્ત થાય છે, અને પાપથી પ્રેત શરીર પ્રાપ્તિ તથા નરકાદિ લોકોમા કેવી રીતના અસહ્ય દુઃખ ભોગવવા પડે છે, એ બતાવે છે ધર્મજ મનુષ્યને બતાવે છે, ઉત્તમ, મધ્યમ અને અધમ દરેક ક્રિયાની કેવી કેવી રીતે પ્રતિક્રિયા થયા કરે છે, કેવી રીતે સત્પાત્રમાં ધન દાન કરવાથી મનુષ્ય આગામી ભવમા ધનનો લાભ મેળવે છે, અને ધનનો અપવ્યવહાર, અસદુપાયથી ધનાર્જન અથવા યક્ષની માફક ધનનો સંયમ કરવાથી આગળના જન્મમા મહા દરદ્ર થઇ જાય છે, કેવીરીતે પ્રાણીઓના નકામી હિંસા કરવાથી અલ્પાયુ તથા રોગી બને છે, અને ભૂત દયા દ્વારા દીર્ઘાયુ લાભ તથા પુણ્ય સંચય કરી શકે છે, કેવી રીતે ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો શાસ્ત્રાનુકૂલ ઉપયોગ કરવાથી દિવ્ય ચક્ષુ લાભ, માનસિક શક્તિલાભ આદિ કરી શકે છે અને દુરૂપયોગથી માનસિક શક્તિહનતા, દૃષ્ટિ શક્તિહીનતા, બધિરાત આદિ અવશ્ય પ્રાપ્ત થાય છે, કેવી રીતે તપશ્ચર્યા દ્વારા અપૂર્વ શક્તિ લાભ તથા અસંયમદ્વારા સકલ પ્રકારની હાનિ થાય છે, વિગેરે વિચારો કરતા એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, ધર્મોન્નતિ વગર કોઇપણ ઉન્નતિ લાંબો વખત સ્થાયી તથા યથાર્થ ઉન્નતિપદવાચ્ય થઇ શકતી નથી. આ પ્રમાણે લોકદય પ્રમાધિની બુદ્ધિપુન્નતિના મુળમા પણ ધર્મોન્નતિ ગૂઢરૂપથી છે. મનુષ્ય ધર્મ સત્ત્વ વિના પણ ફક્ત લૌકિક ચાતુ દ્વારા લાૈકિક જગતમા થોડા દિવસને માટે ચમત્કાર બતાવી શકે છે, પરંતુ એ પ્રમાણેનો ચમત્કાર ભાવષ્યમાં દુઃખદાયક છે, તેમા લેશ માત્ર સંદેહ નથી, કેમકે ધર્મહીન બુદ્ધિ કૌશલ ફક્ત બાળને પ્રતારિત કરી લાૈકિક અર્થકામ સિદ્ધમા જ પર્યવસાનને પ્રાપ્ત થઈ જાય છે. તેમા ઉન્નત બુદ્ધમાન એ જ કહેવાય છે કે, જેણે નરહત્યા પરધન હરણ અથવા પારકાને દુઃખ ન દેવાને માટે સીધા અને સહજ સાધ્ય ઉપાય શોધી કાઢયો હોય. થોડા વખતથી પાશ્ચમ દેશમા પણ આ પ્રમાણે ધર્મ હીન લૌકિક રાજનીતિ આદિ સંબંધી બુદ્ધિ ચાતુરી ચાલી છે, અને તેનુ અવશ્યમ્ભાવી પરિણામ અશાન્ત, નરહત્યા, દુઃખદારિદ્રય રાજનૈતિક વિપ્લવ તથા જાતીય મહાસંગ્રામ પ્રત્યક્ષ જ થઈ રહ્યો છે. તેથી સિદ્ધ થાય છે કે ધર્મને ન વળગી રહેવાથી આલોક પ્રમાધિની બુદ્ધિ અપૂર્ણ, અનર્થકારી, અને અશાન્તિ પ્રમવિની જ થાય છે. અને પરલોક પ્રસાધિની બુદ્ધિ બાબતમા તો કહેવુ જ શુ ? એ બુદ્ધિનો વિકાસ તો ધર્મ બુદ્ધિ વિના કદી પણ થઇ શકતો નથી, કેમકે ધર્મ વિના નથી પરલોકમાં વિશ્વાસ રહેતો અને નથી આત્માના અસ્તિત્વમા વિશ્વાસ રહેતો. અને જ્યાં વિશ્વાસ નથી ત્યાં કદીપણ સિદ્ધિ થઇ શક્તી નથી. શીવ સંહિતામાં લખ્યુ છે કે,

**फलोऽष्यतोति विश्वास. सिद्धे प्रथम लक्षणम् ।**

વિશ્વાસ જ સિદ્ધિ લાભનુ પ્રથમ લક્ષણ છે જેથી શારીરિક ઉન્નતિ, માનસિક ઉન્નતિ અને બુદ્ધિતત્વની લોકદય પ્રસાધિની ઉન્નતી એ સર્વને માટે ધર્મોન્નતિ જ મુખ્ય કારણ છે, તેમાં લેશ માત્ર સંશય નથી. હવે શીક્ષા દર્શની અંદર ધર્મ શિક્ષાનો અન્તર્નિવેશ અવશ્ય થવો જોઇએ પ્રથમ કર્મ યજ્ઞ, ઉપાસના યજ્ઞ, જ્ઞાનયજ્ઞ, નિત્યનૈમિત્તિક કામ્ય કર્મ રહસ્ય,

નિર્ગુણ ઉપાસના, સગુણ પંચદેવોપાસના, અવતારોપાસના, ઋષિદેવ પિતૃ ઉપાસના, આત્માનાત્મ વિચાર આદિ ધર્મના સર્વ સાધારણ સર્વ લોક હિતકર સાધારણ અંગોની શિક્ષા અવશ્ય થવી જોઈએ. તે પછી વર્ણધર્મ, આશ્રમ ધર્મ, પુરૂષ ધર્મ, નારીધર્મ, પ્રવૃત્તિધર્મ, નિવૃત્તધર્મ, આર્યધર્મ, અનાર્યધર્મ, રાજધર્મ, પ્રજાધર્મ આપદ્ધર્મ, અસાધારણ ધર્મ, આદિ વિશેષ ધર્મના વિવિધ વિભાગોની શિક્ષા પૂર્ણતાથી દેવી જોઈએ, સાથે સાથે ધર્મશિક્ષા પ્રાપ્ત સ્ત્રી પુરૂષ ફક્ત ધર્મ વિષયક અક્ષર જ્ઞાનમાં જ સંતુષ્ટ ન બની પોતાની જીવનચર્યા તથા દિનચર્યામાં તે સર્વ ધર્માંગોનું અનુષ્ઠાન કરી એ બાબતમાં પૂર્ણ ધ્યાનયુક્ત તથા પૂર્ણ ઉદ્યમશીલ બનવું જોઈએ અને ત્યારે જ સર્વ ઉન્નતિનું મુળ ધર્મોન્નતિ પ્રાપ્ત થઇ શકે.

ધર્મોન્નતિનું ઉદ્દેશ્ય પરાકાષ્ઠા આત્મોન્નતિ છે. આ ઉન્નતિમાં જ સર્વ ઉન્નતિની પરાકાષ્ઠા તથા પર્યવસાન છે. યાજ્ઞવલ્ક્ય સંહિતામાં કહ્યું છે કે,

**अयन्तु परमो धर्मो यद्योगेनात्म दर्शनम् ।**

યોગ બળથી પરમાત્માનો સાક્ષાત્કાર કરવો એજ સર્વશ્રેષ્ઠ ધર્મ છે, પરંતુ આત્માની ઉન્નતિ એ શબ્દ પ્રયોજ ગૌરવ ગ્રસ્ત છે. કેમકે આત્મા તો હમેશાં સ્વતઃ ઉન્નત, જ્ઞાન, સ્વરૂપ, સ્વયં પ્રકાશ અને સ્વતઃ પૂર્ણ છે. અવનત વસ્તુની ઉન્નતિ સંભવિત છે, પરંતુ જે વસ્તુ પોતે જ ઉન્નત છે તેની ઉન્નતિ કદીપણ સંભવતી નથી. જેથી આત્માને પોતાના યથાર્થ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત જોવો એ જ પૂર્ણ આત્મોન્નતિ સાધન છે, એ આત્મોન્નતિ શબ્દદ્વારા સમજવું શાસ્ત્રાનુકુલ છે. આત્માને પોતાના યથાર્થ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત જોવાની બાબતમાં પ્રકૃતિજ અન્તરાયરૂપિણી છે, પ્રકૃતિ જ પોતાના પરિણામોત્પન્ન વિવિધ શરીર દ્વારા મલ વિક્ષેપ આવરણરૂપી અંતરાયોની સૃષ્ટિ કરી સાધકના દૃષ્ટિપથથી આત્માના યથાર્થ સ્વરૂપને પ્રચ્છન્ન રાખે છે. એટલે આત્માની ઉપરથી મલ વિક્ષેપ આવરણને દૂર કરવા એ જ યથાર્થ આત્મોન્નતિ સાધન છે. સ્થૂલ શરીરનો મલ, સૂક્ષ્મ શરીરનો વિક્ષેપ અને કારણ શરીરનું આવરણ છે. વેદ વિહિત કર્માનુષ્ઠાનદ્વારા સ્થૂલ શરીરનો મલ નાશ થાય છે, અને જ્ઞાનદ્વારા કારણ શરીરનું અવિદ્યાવરણ દૂર થઇ આત્માનું યથાર્થ સ્વરૂપ પ્રકટ થાય છે. એટલે કર્મ ઉપાસના જ્ઞાનના નિયમિત અનુષ્ઠાનદ્વારા જ પૂર્ણ આત્મોન્નતિ થઇ શકે છે.

આત્મા સત્, ચિત, અને આનન્દરૂપ છે. તેની સત્ સત્તા વિરાટ્ વિશ્વની અંદર એકરસ અદ્વિતીય પરિણામહીન મૌલિક સત્તારૂપે હંમેશાં વિદ્યમાન છે, એ સત્ સત્તા દેશ કાલ વસ્તુથી અપરિચ્છિન્ન છે પરંતુ જીવની સત્ સત્તા દેશકાલ વસ્તુદ્વારા હમેશા પરિચ્છિન્ન છે. સાધક નિષ્કામ કર્મયોગના અનુષ્ઠાન દ્વારા ધીમે ધીમે પોતાની સત્ સત્તાને વધારતા છેવટે વિશ્વવ્યાપિની વિરાટ સત્ સત્તાની સાથે '**वसुधैवकुटुम्बक**' એ ભાવથી પોતાની એકતા કરી શકે છે. આ પ્રમાણે સાધકને પરમાત્માની સત્ સત્તાની ઉપલબ્ધિ થાય છે. ઉપાસનાદ્વારા ચિત્તવૃત્તિનો નિરોધ કરી આનન્દમય પરમાત્મામાં જ્યારે સાધક પ્રતિષ્ઠા લાભ કરે છે, ત્યારે તેને પરમાત્માની આનંદ સત્તાની ઉપલબ્ધિ થાય છે, અને જ્ઞાનની સહાયતાથી આત્માનાત્મ વિચાર કરી રાજયોગ સિદ્ધ યોગી જ્યારે નિર્વિકલ્પ સમાધિ પદવી ઉપર પ્રતિષ્ઠાલાભ કરે છે ત્યારે તેને નિર્ગુણ બ્રહ્મની ચિત્ સત્તાની ઉપલબ્ધિ થાય છે. અનાત્માનું આવરણ જન્મજન્માન્તર ગત અસાધ્યને લઇ ઘણુંજ પ્રગાઢ છે, જેથી એકદમ તેનું દૂર થવું એ સંભવિત નથી. એટલા માટે વેદાનુમોદિત સપ્તદર્શન શાસ્ત્રોએ પોત પોતાની જ્ઞાનભૂમિ અનુ-

માર આવરણ દૂર કરવાના ઉપાય બતાવી, પોતાનું દર્શન નામ કૃતાર્થ કર્યું છે. પ્રથમ નાસ્તિકય ભૂમિમા દેહથી આત્માની પૃથકતા જ મનુષ્યને માલુમ પડતી નથી. જેથી ચાર્વાક લોકાયતિક આદિ નાસ્તિકોના મતાનુસાર શરીર જ આત્મા છે અને શરીરના નાશ સાથે જ આત્માનો નાશ છે. આ નાસ્તિક ભૂમિથી મુમુક્ષુની બુદ્ધિ જ્યારે કાંઈક આગળ વધે છે ત્યારે ન્યાય વૈશેષિક દર્શનોના જ્ઞાન ભૂમિ દ્વારા તેને એ અનુભવમાં આવી જાય છે કે, આત્મા સ્થૂલ દેહ નથી, પણ તેનાથી જુદો છે અને ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન વગેરે આત્માના ધર્મ છે. એ પ્રમાણે પ્રથમ એ જ્ઞાન ભૂમિઓની સહાયતાથી જ્ઞાનપથાનુગામી મુમુક્ષુનો આત્મા સ્થૂલ દેહના અભિનિવેશથી મુક્ત થઇ જાય છે, પરંતુ ન્યાય વૈશેષિકની જ્ઞાનભૂમિમાં આત્મા સ્થૂલ શરીરના અભિનિવેશથી મુક્ત થાય છે, પણ સૂક્ષ્મ શરીરના અભિનિવેશથી મુક્ત થઇ શકતો નથી. માટે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન વગેરે અંતઃકરણ ધર્મોની સાથે આ બે ભૂમિઓમા આત્માને મળતા જોવાનો અધિકાર રહે છે, ત્યાર બાદ જ્યારે આત્મા તેથી પણ વધારે ઉન્નત બની યોગ સાંખ્યની જ્ઞાન ભૂમિમા પહોંચે છે ત્યારે ઇચ્છા, દ્વેષ, આદિને પોતાનો ધર્મ ન સમજતા પ્રકૃતિને ધર્મ સમજે છે, અને પોતાને નિસંગ, નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવી સમજે છે, ફક્ત બંધનનો ઉપચાર અને આવી ઔપચારિક બંધન દશામાં લૌહિત્યોપચારયુક્ત સ્ફટિકમણિની માફક પોતાનામાં સુખ દુઃખાદિનો મિથ્યા આભાસ માત્ર સમજે છે. આ પ્રમાણેનો મિથ્યા આભાસ અથવા ઉપચાર ચિત્તવૃત્તિ નિરોધ અથવા વિવેક દ્વારા નિવારિત કરી પોતાના નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વરૂપમા અવસ્થાન કરવો એ યોગ તથા સાંખ્યજ્ઞાન ભૂમિ અનુસાર આત્માની મુક્તિ છે. આથી યોગ સાંખ્ય ભૂમિઓમાં પ્રતિપિંડાવચ્છિન્ન પુરુષની સ્વરૂપ પ્રતિષ્ટા થાય તો પણ આત્માની સર્વવ્યાપક સત્તાની ઉપલબ્ધિ આમા થતી નથી. માટે છેલ્લી ત્રણે ભૂમિઓનાં ત્રણે દર્શનો દ્વારા કાર્ય બ્રહ્મની સાથે સાધન બળથી કારણ બ્રહ્મની અનુક્રમે એકત્વોપલબ્ધિ થાય છે. તે પ્રમાણે કર્મમીમાંસા દર્શન ભૂમિમાં "**जगत् ही ब्रह्म है**" એ ઉપલબ્ધિ થાય છે દૈવીમીમાંસા દર્શન ભૂમિમા "**वासुदेवः सर्वम्**" એટલે બ્રહ્મ જ જગત્ છે, એ ઉપલબ્ધિ થાય છે અને બ્રહ્મમીમાંસા દર્શન ભૂમિમાં પ્રપંચનો પૂર્ણ વિલય થઇ જીવ બ્રહ્મની એકત્વોપલબ્ધિ થાય છે. તે વખતે સિદ્ધ યોગી આત્માની માયાતીત યથાર્થ બ્રહ્મ સ્વરૂપની ઉપલબ્ધિ કરી કૃતાર્થ થાય છે અવિદ્યા વિદ્યા બન્નેથી અતીત પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી તેની સમસ્ત વિદ્યા પારસમાપ્તિને પ્રાપ્ત થઇ જાય છે આ આત્મ સ્વરૂપોપલબ્ધિમા જ આત્મોન્નતિની પરાકાષ્ઠા છે, અને આર્ય શાસ્ત્ર સમ્મત શિક્ષાદર્શની પૂર્ણ ચરિતાર્થતા છે. શારીરિક ઉન્નતિ, માનસિક ઉન્નતિ, બુદ્ધયુન્નતિ, નૈતિક ઉન્નતિ એ સર્વ ઉન્નતિઓ આ છેલ્લી ઉન્નતિને માટે સાધન તથા સહાયક તરીકે છે. હવે વિશેષ વિચાર પૂર્વક નૂતન ભારતમા આર્ય સંતાનોનો શિક્ષાદર્શ આ પ્રમાણે નિર્દ્ધારિત કરવો જોઇએ જેથી પ્રવીણ પૂજ્યપાદ દૂરદર્શી મહર્ષિઓના સિદ્ધાન્તાનુસાર આર્ય સંતાનગણ યથાર્થશિક્ષાનો લાભ લઇ પોતાના તેમજ સામાજિક જીવનને સફળ કરી શકે, એજ આર્યશાસ્ત્ર સમ્મત શિક્ષાદર્શનો વિચાર છે.

અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સંઘવી.

# आत्मानी आकर्षक शक्ति.

( લે. ડૉ. વેણુવિહારી )

( અનુસંધાન ગતાંકથી )

અંત પ્રવાહની શક્તિનું જ્ઞાન તમોને થયેલું હોવાથી બીજાની સાથે વાતચિત કરતી વખતે આકર્ષક શક્તિનો ઉપયોગ કરવાથી કેવી મઝા પડે છે તે તમારા સમજવામાં આવશે, બીજાની પાસેથી કામ કાઢી લેવા ખાતર ભલે તમો આ પ્રયોગનો ઉપયોગ કરો પણ આ વિદ્યાના અભ્યાસ માટે અને તે વિદ્યાનો અનુભવ લેવા માટે અવશ્ય તમો આવા પ્રયોગ કરશોજ.

નિશ્ચયાત્મક પ્રેરણાશક્તિથી ફેલાવી શકાતી આકર્ષણ શક્તિ.—નિશ્ચયાત્મક પ્રેરણા એટલે કે પ્રત્યક્ષ શક્તિ ફેલાવાનો બીજો પ્રકાર છે દાખલા તરીકે ધારો કે તમો એક સભામાં બેઠા છો, અને ત્યાં ઘણાજ માણસોની ઠઠ ભરાઇ છે. હવે આ માણસોની ભીડમાંથી અમુક એક માણસે તમારી સાથે તમારા બોલાવ્યા વગર તે વ્યક્તિ તમારી સાથે આવીને વાર્તાલાપ કરે એવી તમારી ઇચ્છા છે. આવી વખતે આ નીચે આપવામાં આવતો પ્રયોગ તમારે ઘણોજ ઉપયોગી છે સેંકડો માણસોએ આ પ્રયોગ અનુભવ્યો છે. એટલુંજ નહિ પણ ઘણી વખતે પોતાની પ્રતિકુળ પરિસ્થતીમા લાભ મેળવ્યો છે. હવે કાર્ય કારણ પરત્વે પ્રયોગમાં ફેરફાર કરવો પડે છે.

સભામાં ભેગા થયેલા માણસોમાથી એક માણસને ચુટી કહાડો અને તેની નજર તમારાપર પડે એટલે સમીપ તમો તમારૂં આસન જમાવો. પણ તમારા મનની આ વાત તેના લક્ષમા ન આવે તેની સારી રીતે સભાળ રાખજો. અને જ્યારે જ્યારે તે તમારી તરફ જુએ ત્યારે તમો તમારી નજર તેના ભમરની મધ્યે માંડજો અને તે નજર શાન્ત અને પ્રેમાળ હોવી જોઇએ એ વાત વીસરતા નહિ. આ પ્રમાણેના ત્રાટક વખતે મનમાં નીચે પ્રમાણેની સુચના ઉચ્ચારજો. " તમારા મનમાં મારી સાથે પરિચય પાડવાનો છે, તમારા મનમા મારી સાથે પીછાન કરવાનુ છે." આ પ્રમાણેની નિશ્ચયાત્મક પ્રેરણા મનમાં જ કેટલાક વખત કરો અને પછી તે તેને નેત્રદ્વારા તેના હૃદયમાં પ્રેરો.

પૂર્વ તૈયારીની જરૂરત—ઉપર જણાવ્યા પ્રમાણે જો તમો સચિત શક્તિને ગુમાવશો એટલે કે વારંવાર નવી શક્તિ સંચય કરવાનુ તજી દેશો તો " પ્રત્યક્ષ કિવા નિર્વ્યાધાર કોઈ પણ પદ્ધત તમોને ફળદ્રુપ નીવડશે નહિ અને પાછલા પાઠોમાં જણાવી ગયા તે સઘળા સામાન્ય નિયમો તમારા મોઢે થયા શિવાય અને કૃતિમા ઉતાર્યા શિવાય આ પ્રત્યક્ષ શક્તિ પ્રસાર પદ્ધત તમોને જણાવાથી અગર તેનો તમો તેનો ઉપયોગ કરો તોપણ આ કાર્ય સિદ્ધ થઇ શકે તેમ નથી. દરેક વસ્તુને, એટલે પછી આ વ્યક્તિક આકર્ષણ શક્તિની સિદ્ધતા માટે પણ કાંઇક કિમત આપવી પડે છે, અને તે આપવાની વસ્તુ ખરચવાની ચીજ બીજી કાંઇ નહિ પણ ' ગર્વ ' અભિમાન, વડાઈ વગેરેનું દમન કરવું ' પડે છે. ગર્વ અનેક

રૂપે પ્રગટ થાય છે, માટે તે ક્યારે અને કેવા સ્વરૂપના તમારી સામે આવી ખડો થશે. અને તમોને ખાડામા ઉતારશે એનો મુદ્દલે અંદાજ થઇ શકે તેમ નથી માટે તેનાથી હમેશા સાવધ રહો.

---

## પાઠ પંદરમો.

---

છેવટ હવે અંતરમા મારે તમોને કેટલીક સુચનાઓ કરવાની કે આ કોર્સ હોવાથી આલેખવામા આવ્યો છે. આ કોર્સમાં કાંઇ જ બાકી નથી એવી મને પૂર્ણ ખાત્રી છે તેમજ તમોને જે જે કહેવાનુ મે યોજ્યુ હતું તે સઘળું મે આલેખ્યું છે તેમાં પણ મુદ્દલે વાંધાં જેવું નથી. હવે ઉપરથી મારે તમોને બેજ શબ્દો કહેવાના છે. "તમારામાં જે કાઇ કુટેવો હોય તે તજો. તેનાથી સાવધ રહો, કારણ કે કુટેવો એ, વ્યક્તિક આકર્ષક શક્તિનો દુશ્મન છે જેને કોઈ પણ જાતની કુટેવ, કુછંદ, અગર વ્યસન હોય છે તે માણસ તે વ્યસનને આધિન હોય છે, કુટેવે તેને પોતાના પાશમા બદ્ધ કરેલો હોય છે. પછી તે ટેવ ગમે તેવા પ્રકારની હોય તો પણ તે પરાધિનતા તેના પોતાનામા આકર્ષક શક્તિના અભાવજ વધ-ગેલી હોય છે. ટેવ એ પણ એક ભયંકર શક્તિ છે, અને તે મોહના સ્વરૂપે મનુષ્યની અવનતિ કરવા કારણભૂત નિવડે છે. પાછલા પાઠોમા જ્યા મોહની વ્યાખ્યા આપવામાં આવી છે તે પાઠમાં બતાવ્યા પ્રમાણે તેની બાધક શક્તિ નષ્ટ કરી સાધક શક્તિનો સંચય કરવાનો જે માર્ગ બતાવ્યો છે તેજ માર્ગ કુટેવો તજવામાં ઉપયોગી છે. હવે અંતમા નીચેના શબ્દો ધ્યાનમાં રાખજો.

હવે આ વ્યક્તિક આકર્ષક શક્તિ કે જે સબળ છે તેનો સંગ્રહ કરી તે શક્તિનો સ્વહીત માટે કેવી રીતે ઉપયોગ કરવો એ વિદ્યા હવે તમારા જાણવામાં આવી છે. તમારા હૃદયમાં પેસી તમારી ઇચ્છા જાણી લેઇ, તે ઇચ્છાને પલટાવી તમારી શક્તિનુ હરણ કરનારા માણસોથી મુલાકાત થતા તમો તેમની સાથે ઘણીજ સાવચેતીથી વર્તજો મિત્ર ભાવણી બનતાં તમો તેઓથી તમારૂં સંરક્ષણ કરી શકશો. કેવળ તમારી ઇચ્છાથીજ, પ્રેમ સ્વરૂપે ઉત્પન્ન થયેલી તમારીજ એક અંશ રૂપ, અમૂલ્ય કે જે ઘણી બુદ્ધિશાળી નથી એવી આ શક્તિ તમારા કબજામાં કેવી રીતે આવે તેનુ વિવરણ આ પુસ્તકમા યથામતિ કરવામાં આવ્યું છે ઇચ્છા અને શક્તિ એ બન્ને આત્મિક આકર્ષણને મળતાં એક મુર્તિ બની વ્યક્તિક આકર્ષણ શક્તિ જગતની એકંદર આકર્ષક શક્તિ કરતા શ્રેષ્ટતા ધરાવે છે એ વાત કદીજ ભુલી જવા જેવી નથી, શ્રી જગદીશ તમારી સઘળી શુભ ઇચ્છાઓને પરિપૂર્ણ કરો. ઇતિશિવમ્ ।

× + + ×

ॐ सहनाववतु । सहनौ भुनक्तु ॥
सहवीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

"આ અમારૂં અધ્યયન અમારૂં રક્ષણ કરો, અમોને સારૂં ફળ આપો, અમોને વીર્યવાન કરો ! આ અમારૂં અધ્યયન તેજસ્વી હો અને અમારામા વિરોધ ન થાઓ."




( લખનાર ધીરજ. )

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૯૫ થી ).

ગૃહસ્વામીએ વિચાર્યું—આ સ્ત્રીનો ખ્યાલ ઠીક છે. આ હિન્દુ બાલિકા છે. અત્યારે રાત્રીને વખતે એકાન્ત ગૃહમાં અપરિચિત મનુષ્યની સાથે રહેવું એને માટે ભયજનક ગણાય એમાં સંદેહ નથી. પછી તે શોભા પ્રત્યે બોલ્યો —'ઠીક' એક કામ કરો. હું આપને ઘેર એક તાર કરૂં કે જેથી તે લોકો આવીને તમને લઇ જાય. તમે તેમનું ઠેકાણું મને બતાવો'

શોભા તરત બોલી—'ચંદ્રમોહન, બાદશાહપુર.'

તાર મોકલી ગૃહસ્વામી આવ્યો. જોયું તો શોભા ત્યાં ઉભી ઉભી રડી રહી હતી, તેને સાન્તવન આપવાની ઇચ્છા થઇ, પણ શરમનો પડદો આડે આવ્યો. વળી શોભા તેનો શું અર્થ કરે, તે પણ ન સમજાય તેવી બાબત હતી; છતાં દશ્ય અપલક હતું. જેથી થોડીવારે તેણે બોલવાનું શરૂ કર્યું—'શાંત રહો દેવી! શા માટે રડો છો? સવારે કોઇ ને કોઇ જબલપુરથી આવી પહોંચશે' શોભા કૃતજ્ઞતા ભરી દ્રષ્ટિથી ગૃહસ્વામીની તરફ જોવા લાગી. ગૃહસ્વામી ઉપર તેને હવે કાંઇક કંઇક વિશ્વાસ પડવા લાગ્યો હતો. તેણે ધીરેથી પુછ્યું—'આપનું નામ શું છે?'

ગૃહસ્વામીએ કહ્યું—'મને એમ લાગે છે કે હું આપની જ્ઞાતિનો છું. મારૂં નામ રામચંદ્ર છે.'

શોભાનું મોઢું વિશીર્ણ થઇ ગયું. તે વિચાર કરવા લાગી—'હે ઇશ્વર! દુનિઆમાં કેટલા રામચંદ્ર છે?'

કદાચ શોભા હવે એ અપરિચિત સ્થળમાં નિશ્ચિંત સુઈ ગઈ.

જ્યારે તે જાગી, ત્યારે તેણે પોતાના વિશાળ નેત્રોથી ચારે તરફ દ્રષ્ટિપાત કર્યો અને બહાર નીકળવાને માટે દરવાજો ખોલી તે નીકળવા ચહાતી હતી, એટલામાં ગૃહસ્વામીએ રસ્તો રોકી કહ્યું—'શોભા! ક્યાં જાય છે?'

પગતળે દબાએલી સર્પિણી જેમ પોતાની ફેણ ઉઠાવે છે તેમ શોભા પોતાના કાળા ને લાંબા વાળ ઉજ્જ્વળ મુખથી હટાવતી બોલી—'આપ ભદ્ર સંતાન છો. પોતાના નિવાસમાં દુઃખને લીધે આવી ચડેલી પર સ્ત્રી સાથે આવો વ્યવહાર તમારે ન કરવો જોઇએ.'

ગૃહસ્વામીએ કાંઈ ઉત્તર ન આપતાં શોભાનો હાથ પકડી લીધો. ક્રોધથી કંપતી શોભાએ સત્વર પોતાનો હાથ ખેંચી લઇ તિરસ્કાર પૂર્વક કહ્યું—'પાપી–'

રામચંદ્રે પોતાના ખીસામાંથી એક પત્ર કાઢી શોભાના હાથમાં મૂક્યું અને કહ્યું—'આ પત્ર કોનું લખેલું છે તે જાણો છો?'

શોભાએ જોયું કે પત્ર જબલપુરથી આવેલું છે. તે તરત વાંચવા લાગી. વાંચતાં વાંચતાં તેનું મોઢું લાલ અને ફરી સફેદ થઇ ગયું. વાંચી રહ્યા પછી તેણે તેથી પણ અધિક લજ્જા

નેત્ર થઇ શિર નમાવ્યું તેનું માથાથી પગ સુધી સમગ્ર શરીર કંપી રહ્યું હતું. તે જળ ભરેલાં નેત્રોથી રામચંદ્રની તરફ જોવા લાગી અને કાગળ તેના હાથમાંથી નીચે પડી ગયો. રામચંદ્ર નીરવ થઇ શોભાની હાલત જોઇ રહ્યો હતો. તેણે તે પડેલો કાગળ ઉપાડી લઇ કહ્યું—' શોભા ! સાંભળો, પત્રમાં શું લખ્યું છે —"

" મને આજ સાંજના માલમ પડ્યું કે તમે હમણાં માલવેલરોકની પાસેના બંગલામાં રહો છો મે વિચાર કર્યો હતો કે શોભાને લઇને તમારી પાસે મુકી જઇશ પરંતુ બહારથી ઘેર આવતા જોયું તો કન્યાઓ મારવેલરોક જોવા ગઈ છે. મોહનનો ને તમારો તાર એક સાથે જ મળ્યા તાર ઉપરથી સમજાય છે કે શોભા તમારી પાસે પહોંચી ગઇ છે ઇશ્વરનો ઉપકાર ! હું આશા રાખું છું કે તમારૂં બન્નેનું અચિંતવ્યું મિલન સુખકર થયું હશે, એમા સંદેહ નથી મોહન પત્ર લઇને તે તરફ આવ્યો છે તેની સાથે તમે બંને જલ્દી અત્ર આવશો હું તમને બંનેને એક સાથે જોવા ઇચ્છું છું. "

રામચંદ્ર પુન બોલ્યો—'શોભા ! મારૂં, તારૂં આ મિલન ઇશ્વરની ઇચ્છાનું પરિણામ છે.'

શોભા હજુ સુધી ઉભી ઉભી કંપતી હતી. રામચંદ્રની એક પણ વાત તેના કાનમાં પહોંચી નહોતી. તે બોલી ઉઠી—'આ પત્ર કદાચ બનાવટી પણ હોય !'.

પછી આગળ શોભા વધારે બોલી શકી નહી. તેની વાચા બંધ થઈ ગઇ, રામચંદ્ર જોરથી હસ્યો અને બોલ્યો—' શોભા ! તે મને પહેલેથી એક બદમાશ સમજી લીધો છે. કોઇપણ પ્રકારે તું એ માન્યતા દૂર કરવા ચાહતી નથી. હું સ્ત્રીઓના સ્વભાવથી પરિચીત નથી, એટલે એમ કરવામાં તારો શું હેતું હશે એ સમજી શકતો નથી. પણ રહે, હું એક બીજું પણ પ્રમાણ તને મારી પ્રાણેશ્વરી બનાવવા સારૂ આપું છું આમ કહી રામચંદ્ર અંદરના ઓરડામાં ગયો ને થોડીવાર પછી બીજા કેટલાક પત્રો લઇ આવ્યો શોભાને તે પત્રો દેખાડી કહેવા લાગ્યો—' શોભા સતી ! જુઓ આ કાગળો. તમે તમારા પતિને જે કાગળો લખ્યા હતા તેજ આ છે કે નહિ ?'

શોભાએ જમીન ઉપરથી પોતાની દૃષ્ટિ ઉચી ઉપાડી જોયું તો એજ પત્રો અને તેમાં એજ શબ્દો !—' પ્રાણેશ્વર,' ' જીવનનાથ !'

હે ઇશ્વર ! આ કેવી વિટંબના છે ? સદૈવનાં આ બે અપરિચિત પ્રાણી આજ ક્યા બંધનમાં બંધાઈ ગયાં છે ? શોભાનું સુંદર કમળના જેવું કોમળ કમનીય શરીર લજ્જાથી ખીલી ઉઠ્યું. તે મનમાં ને મનમાં પ્રભુને કહેવા લાગી—' અખિલેશ્વર ! તમારી માયા બહુ ગહન છે !'

રામચંદ્ર એટલાંજ પ્રમાણો આપીને ચુપ રહ્યો નહી. તે કાલે સાંજે મુંબઈથી પાછા ફરેલા ફવરને કાઢી કહેવા લાગ્યો—' મારી પ્રાણેશ્વરી શોભા મારા જીવનની શોભા ! આ જો. જે પત્ર તે તારા પ્રાણેશ્વરને લખ્યું છે તે જ આ છે કે નહિ ? કોઇ બનાવટી ધુતારા રામચંદ્રને આ પત્ર ન મળી શકે હો !'

શોભાની એકવાર એ ઇચ્છા થઇ કે આ પત્ર ઝુટાવી લઇ તેના ટુકડે ટુકડા કરી ફેકી દેવા ! હાય ! તે લજ્જાથી છેક શિથિલ થઇ ગઇ છે તે અપરિચિત પુરૂષ કે જેની ઉપર કાલ રાતથી હજારોવાર અવિશ્વાસ કરી ચુકી છે, તેની તરફ આ પત્ર કેટલી પ્રીતિ, કેટલું અભિમાન અને કેટલું માધુર્ય દેખાડી રહ્યું છે ? જેને જોવાથી ઓળખવા લાયક કોઇપણ

ચિહ્ન તેની પાસે નથી, તેની તરફ તેણે આ રીતે પોતાની સમસ્ત હકીકત સરલ વિશ્વાસથી અને વિશદ અંત કરણથી લખી મોકલી હતી. તે કેવળ નિર્દોષ હતી. રામચંદ્રની વાતથી તેની આંખોમા અશ્રુઓ આવી ગયાં. તેણે મોઢુ છુપાવી, રૂદન કરી પોતાના હૃદયનો ભાર હલકો કરવા ઇચ્છા કરી, પણ તરત જ રામચદ્ર અસત્ત આદરથી શોભાને હૃદય સાથે લગાવી તેનાં આંસુ લુછી લીધાં. સ્વામીના હૃદયમાં સ્થાન મેળવી શોભા શાંતિ લાભ લેવા લાગી. તેનું રડવું બધ થઇ ગયું.

પ્રાત કાળ થઇ ગયો હતો ધીમી ધીમી શીતળ વાયુલહરી વહન કરી રહી હતી અને બગીચાનાં ઝાડોનાં પાંદડાંઓ ઉપરથી પાણીનાં બિંદુઓ ટપકતાં હતા. બહાર લાલમોહન આવી ગયો હતો તે બારો પાડી બોલાવવા લાગ્યો–' રામચદ્ર ! શોભા ઉઠી છે ? તેને બોલાવો, તેને માટે કાલે અમે જે તકલીફ ઉઠાવી છે, તે એક ભગવાન જાણે છે. '

શોભાએ બારીએ જોવા મોઢુ ઉચુ કર્યું. રામચદ્ર કહ્યું–' જા, શોભા ! અપરિચિત પાસેથી દૂર જા '

શોભા ઇષત્ હાસ્ય કરી પતિને કંઠે વળગી પડી અને બોલી—' હવે મને અધિક શરમાવો નહિ ! '

બંને એક બીજાની તરફ જોઈ રહ્યા હતા પ્રકૃતિ તેને અનુમોદન આપી રહી હતી



# સ્વામી વિવેકાનંદઃ કંઇક અભ્યાસ.

( લેખક–સતલ વાસુદેવ રામચંદ્ર )

ગત અર્ધ શતાબ્દિમા પાશ્ચાત્ય દેશમા એક પ્રકારની પ્રશાંત પરંતુ મહાભારત સમુત્ક્રાંતિ ( Revolution ) થવા પામી છે. પૌરાણીક રીતિ રીવાજો અને પરિપાટીઓનો ઘણે ભાગે ત્યાગ કરવામાં આવ્યો છે પાશ્ચાત્ય દેશોની પ્રજાના વિચારોમા એક અદ્વિતીય પરિવર્તન થવા પામ્યું છે જે સિદ્ધાંતો ઘણાજ સમયથી પ્રચલીત હતા તેમને હવે શંકાશીલ દૃષ્ટિથી અમાન્ય કરવામા આવે છે. અનેક પેઢીઓથી રાખવામાં આવેલી શ્રદ્ધા અને સાદાઇનો ઉત્સર્ગ કરાય છે. મનુષ્યો જે જે પૂર્વે મૂળ ભૂત અને અંતિમ સત્યોત્કર્ષ દૃઢતાથી સ્વીકારતા હતા અને જેનુ રક્ષણ કરવા માટે પોતાની સમસ્ત શક્તિનો વ્યય કરતાં પણ અચકાતા નહિ તેવાં સત્યોને હવે એક અજ્ઞાન અને અશિક્ષિત જન સમાજ વર્ગની અક્ષમ્ય પ્રમાદ પ્રણાલી જ લેખવામાં આવે છે ! અને જે ધર્મનો, સસ્કૃતિને અત્યુન્નત શૃંગે પહોચેલા પાશ્ચાત્ય દેશો પોતાના તરીકે સ્વીકાર કરતા હતા અને જે જે સમસ્ત વિશ્વ માન્ય કરવાની નિરર્થક ચેષ્ટા પરાયણ થતા હતા તે હવે માત્ર ગત ગૌરવ કિંવા વૈભવના શોકપ્રદ સ્મરણ ચિહ્ન રૂપ જ થઇ રહ્યો છે ! આ સર્વ પરિવર્તનોથી જ્ઞાનવાન અને વિચાર-

શીમ વ્યક્તિઓ પરિચિત છે ગત સમયના સિદ્ધાંત પ્રચારકોનુ અસ્તિત્વ હવે નષ્ટ થયું છે અને હાલના મત પ્રચારકો ચાલુ જમાનાનુ વિચાર પ્રાબલ્ય દર્શાવવા અસમર્થ છે. તેઓ જે સિદ્ધાંતોની સિંહ ગર્જનાવત ઉદ્‌ઘોષણા કરી પ્રચાર કરતા હતા તે હવે જ્ઞાન સુલભ થવાથી સુર્યોદય થતા ચક્રવાકની રૂદન શાંત માફક વિરામ પામ્યા છે

ગયાં પચાસ વર્ષોમાં પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો કંઈ અળસુ બનીને; નિરૂદ્યમી વ્યક્તિવત્, હાથ જોડી બેસી રહ્યા નથી, પરતુ તેઓએ તે દરમ્યાનમા પૌર્વાત્ય દેશોમાં પ્રચલીત સમસ્ત પૌરાણિક ધર્મસેવાનો અભ્યાસ કર્યો છે આટલું જ નહિ પણ કેટલાક તો તેનો સ્વીકાર કરી તેનો અન્ય સ્થળે પ્રચાર કરવા પ્રયત્નવાન થયા છે હાલમા પાશ્ચાત્ય દેશોમાંનો એક ખડ-જ્ઞાનવાન જન સમાજ વિભાગ–ભારત વર્ષના બે અગ્ર ધર્મોને ગ્રાહ્ય અને સ્વીકારણીય માને છે. તે બે ધર્મો હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ છે વળી કેટલાક હિંદ નીવાસી ઋષિ મુનીઓએ ત્યા પોતાના આધ્યાત્મિક જ્ઞાનનુ સબળ પ્રદર્શન કરી બતાવ્યું છે આ આધ્યાત્મિક જ્ઞાનની પ્રાપ્તિ તેમને એકાગ્ર ચિંતવન કર્યાથી જ થઇ હતી

ચિંતવનરૂપી આ ચમત્કારિક શક્તિ માત્ર કઇ પરાવર્ત્તી અસર કરવામા સફળ નીવડતી નથી. તે પૃથ્વી ઉપર મનુષ્યોને લભ્ય સર્વથી શ્રેષ્ટ અને બલિષ્ટતમ (Mightest of the mighty) શક્તિ છે અને મનુષ્યમા સદા સર્વદા નિવાસ કરી રહેલા દેવતાઇ અંશ ઉપર અજબ અને જાદુઇ અસર કરવા શક્તિમાન થાય છે નિદિધ્યાસન એ મનુષ્યના આધ્યાત્મિક વિકાસનુ એક અત્યત આવશ્યક સાધન છે અને મનુષ્ય જ્યારે એકવાર એ પૂર્ણતાની પરિસ્થિતિ જે પ્રાપ્ત કરવા ભાગ્યવાન થાય છે ત્યારે જ તે ધાર્મિક અને આધ્યાત્મિક ગુરૂની ૫દવી જે વિભુષિત કરવાની યોગ્યતાવાન થાય છે. આધ્યાત્મિક જીવનનો સર્વ શ્રેષ્ટ વિજય માનવ જીવનમા નિવાસ કરી રહેલ આતરિક દૈવતાઇ અંશની શોધ કરવામા જ રહેલો હોય છે. શ્રીમાન સ્વામીશ્રી વિવેકાનંદના પરમપૂજ્ય પાદ પદ્મ ગુરૂશ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ, સૃષ્ટિની નાનાવિધ અનેક ગડમથલોથી પરાઙ્મુખ થઇને, કેટલાય દિવસ રાત્ર પર્યત અખડ અને નિશ્ચેષ્ટ સમાધિમા બેસી રહેતા હતા અને જ્યારે આ સમસ્ત જગત નાના પ્રકારના શુભાશુભ વ્યવસાયની હાય હાયથી વિરામ પામીને નિદ્રાદેવીની ઉપાસનાના કાર્યમા વ્યાપૃત રહેતુ ત્યારે તેઓ પોતાની પચતત્વની પ્રતિમામા નિવાસ કરતા દેવતાઇ અંશ સાથે એકતા કરતા

સ્વામી વિવેકાનદને તેમના શૈશવ કાળમાથી જ તેમના અધ્યાત્મિક જીવનનો વિકાસ કરવાની તીવ્ર ઇચ્છા હતી. આ માનવ જીવનમાં સુખપ્રદાતા સર્વ વસ્તુઓ એમના સમક્ષ ઉપસ્થિત હોવા છતાં પણ એમણે એ સર્વનો સત્યાગ કર્યો અને એક સન્યાસીને ઉચિત એવી ભગવી કન્થા ધારણ કરી, પોતાના પરમ પુજ્ય ગુરૂ શ્રી રામકૃષ્ણ પરમહંસના ચરણારવિંદોમાં વિનિતતાથી મસ્તક નમાવી તેમની સમક્ષ જ અનત શાંતિ અને મુક્તિના માર્ગની સંશોધના કરવા બેઠા. અત્યત પરિશ્રમ અને ખતથી તેમજ નિશ્ચળ મનેચ્છાથા તેમણે પોતાનાં વાન્છિત કાર્યની સમાપ્તિ કરી અને પોતાના ગુરૂશ્રીના અતિમ શુભાશિર્વાદોની અંજલીને સહર્ષ અને સવિનય પરમ પ્રાજ્ઞતાથી મસ્તક ઉપર ધારણ કરી, પોતાના આચાર્યના પરમ પવિત્ર મઠનો ત્યાગ કર્યો અને પોતાના કાર્યની પૂર્ણતા લક્ષ્યમાં લઇ એક આદર્શ સન્યાસીને યોગ્ય એ સર્વ કર્તવ્યો પૂર્ણ કરવા કટિબદ્ધ થયા પોતાના

ગુરૂશ્રીએ આપર્ત્ય જગતનો ત્યાગ કર્યા પછી, તેમને હિંદુ ધાર્મિક તત્વોનો પ્રચાર કરવા અમેરીકાની ધાર્મિક પરિષદમા પોતાની ઉપસ્થિતિ અત્યત આવશ્યક લાગી. તેથી તેઓ હિંદુ ધર્મ તત્વોનો પ્રચાર કરવા અાતંકિત શંકર પડિત થઇને ઉપડી ગયા. ત્યા તેમના મુખારવિંદમાથી પડેલા શબ્દો ઉપર તેમની શરીર નિવાસો દિવ્યતાની—ઓજસ વહ્નિની—છાપ સ્પષ્ટપણે પ્રકટ જ થતી હતી

તેમણે લીધેલા અપૂર્વ મહેનત અને તેને યોગે ઉદ્ભવેલાં અનેક મહત્વનાં શુભ પરિણામો સર્વને સુવિદિત હોઇ એટલે તેનો પુનરૂલ્લેખ અત્ર અનાવશ્યક છે. માત્ર એટલોજ ઉલ્લેખ બસ થશે કે જે હૃદયે એમની વાક્સુધાનુ પાન કર્યું તે પ્રત્યેક હૃદયમા ઉત્સાહની પ્રેરણા થઇ અને આનાથીજ શિક્ષિત અને ધીમાન વર્ગના અનેક વ્યક્તિઓ હિંદુ તત્વજ્ઞાન—રીઝોસોફી—પૂર્ણપણે સમજી. તે દિવ્ય જ્ઞાનના એકાગ્રતાથી પ્રાપ્તિ કરવા તત્પર થઇ, આ એકાગ્ર નિદિધ્યાસનથીજ મનુષ્ય અન્ય જનો સમક્ષ ચિરતન સ્થાયી તત્વ તાદૃશતાથી મુકવા સમર્થ થાય છે અને અમેરિકા તથા અન્ય પાશ્ચાત્ય દેશોમ, સ્વામીશ્રી રામકૃષ્ણ પરમહંસના વિખ્યાત પટ્ટશિષ્ય સ્વામીશ્રી વિવેકાનંદના અદ્ભૂત આધ્યાત્મિક શક્તિથી પરિણીત થએલા સરાસા વધિ આગન નિષ્ઠે, આ તત્વના આશ્ચર્ય ચકિત કરી નાખનાર મૂર્તિમંત દ્રષ્ટાન્ત રૂપે અદ્યાપ પર્યંત પણ વર્તમાન છે

પ્રત્યેક યુગમા એવા કેટલાક મુદ્દાઓ હોય છે, કે જેના ઉપર આપણે અત્યત લાભકારક વિચાર પરંપરા યોજી શકીએ. આપણા ઋષિ મુનીઓએ એવા યુગમા જન્મ લીધો હતો કે જ્યાર આધ્યાત્મિક જ્ઞાન કીર્તિ અને ઉન્નતિગિરિને ઉન્નત શૃંગે વિરાજતું હતું અને જો આપણે વિશેષ સુક્ષ્મ મુદ્દાઓ ઉપર લક્ષ્ય ન આપીએ અને આ યુગને જો તે યુગ સાથે સરખાવીએ તોએ તત્વ નિર્વિવાદ રીતે સિદ્ધ થશે કે આપણો માત્ર જડ તત્વોનો જ યુગ છે, જ્યાર તે તો ક્ષણભંગુર આ મરત બ્રહ્માડને આશ્ચર્ય ચકિત કરી નાખે એવા હિંદુસ્થાનના સર્વ શ્રેષ્ટ આધ્યાત્મિક વિરલોના સમય હતો આપણેરીત રીવાજના અનેક બંધનાથી બંધાઇ ગયા છીએ તે સમયમા કેટલીક એવા અપૂર્વ અને અદ્ભૂત વ્યક્તિઓ થઇ ગયા કે એવો પુન થશે કે ના તે અદ્યાપિ પર્યંત સંદિગ્ધતાની જ વાત છે તે યુગ પ્રવૃત્તિશીલ મહાપુરૂષોનો જ યુગ હતો અને તેમના પ્રત્યેક કાર્ય ઉપર—પ્રત્યેક શબ્દ ઉપર—તેમની આધ્યાત્મિક મહત્તાની અને વ્યક્તિત્વની છાપ વર્તમાન હતી. એ દિવસોમા ધાર્મિક વાતાવરણના અસત દશાઓને યોગે, પ્રત્યેક વ્યક્તિને માનવ જીવનને લગતા સર્વ શ્રેષ્ટ વિષયો ઉપર વિચાર ચલાવવાની અનીવાર્ય અગત્ય પડતી.

જે જનોને તે સમયના અનેક મહાપુરૂષોના નામ વિધિ પ્રવૃત્તિઓનો પરિચય થયો હતો, તેમનુ અહોરાત્ર ચિન્તન કરવાને યોગે એક વિશિષ્ટ પ્રકારનું વલણજ બધાઇ ગયુ હતું અને તેમની એ ઉત્સાહ પ્રેરકતાનો ઘણાએ લાભ લીધો હતો અને અદ્યાપિ પર્યંત પણ લે છે. સ્વામી વિવેકાનંદમા એક નિર્દોષ બાળકને યોગ્ય હૃદય સાથે એક મહાકવિને યોગ્ય કલ્પના શક્તિ અને આત્માની દિવ્યતાનો નિવાસ હતો એમના આચાર દિવ્ય, વિશાળ, સર્વજનહિતરત અને નિષ્કાસ હતો અને એમના હૃદયમા સર્વજનો માટે સ્નેહાંબુધિની ઉત્તુંગ લહરિઓ ઉંચી ઉંચી ઉછળી રહી હતી. એમણે અમેરીકાના અનેક ભાગોમાં હિંદુ ધર્મ તત્વોના પ્રચારાર્થે અનેક ભાષણો આપ્યા હતા, અને તેમને તેમાં અત્યત ઉત્તેજન પણ મળ્યું હતું એમના સુમધુર અને મનોરંજક તથાપિ ચિરસ્થાયી છાપ પાડે એવા સ્વ-

રના એટની જાદુઇ અસર થતી હતી કે તેનો પ્રતિરોધ અનેક ભાષણોદ્વારા પણ થવો અ શક્ય હતો આ સમયે પ્રત્યેક હૃદયમા આમ સશોધનાના કાર્યમા પ્રવૃત્ત થઇને, જ્ઞાન પ્રાપ્તિની તીવ્રેચ્છા અવશ્ય ઉદ્ભવ્યા સિવાય રહી શકતી નહોતી.

સ્વામી વિવેકાનદના ભાષણોએ સર્વ શ્રેષ્ટ ધાર્મિક સાહિત્યના અભ્યાસકોના સર્વ મનોરથો પારપૂર્ણ કર્યા છે આવા ઘણા અભ્યાસકોએ મુક્તકંઠે એકમત થઇ અભિપ્રાય દર્શાવ્યો છે કે તે ભાષણો આધ્યાત્મિક જ્ઞાનના સર્વ શ્રેષ્ટ અને સર્વોત્તમ નમુના રૂપે ઘણુંજ ઉંચુ સ્થાન ભોગવે છે, અને વિશેષત આધ્યાત્મિક તત્વ જ્ઞાન જેવા કઠીન વિષયના વિચારો દર્શન કરવાની અપ્રતિમ અને અદ્ભૂત સરળતાના નમુનારૂપે અદ્યાપ વર્તમાન છે. અને એજ કોઇ પણ પાશ્ચાત્ય વિદ્યાર્થિને આશિર્વાદ રૂપ થઇ પડે એમ છે સ્વામી વિવેકાનદના લખેલા ગ્રથો અત્યત અમુલ્ય છે એ અમુલ્યતાની ઉપમા આપવી શકયજ નથી એ ગ્રંથોથી કેટલા દુખી હૃદયોને સાંત્વન મળ્યુ છે! એથી કેટલા જનોની નાનાવિધિ ભીતિઓનુ નિવારણ થયુ છે!! આ ગ્રથોના અધ્યયન પછી કોઇ પણ આધ્યાત્મિક જ્ઞાન પિપાસુના હૃદયમા ઉદ્ભવેલા ઉત્સાહની યથાયપણે કલ્પના આપવી શકયજ નથી

સ્વામી વિવેકાનદે હિંદુસ્થાનમા આપેલા પોતાના ભાષણોમ વિપ્ર વર્ગમાં—કે જે વર્ગ અધુનતિની પરાપૂર્વના અત્યુત્તમ સ્થાનને ભોગવવાની લાયકાત ઉત્તરોત્તર ક્ષીણ કરી રહ્યો છે અને હિંદુઓના ધાર્મિક વિકાસમા મુનકુશાગ્નો ક્ષત કરી રહ્યો છે તે વર્ગમા—થતી ભયકર આધ્યાત્મિક અધોગતીનો અત્યત તાદ્દ્શ ચિતાર દર્શાવ્યો છે એમણે એમના ભાષણોમાં પ્રદર્શિત કરેલા વિચારોની યોગ્યતા અને અગત્ય ઉપયની અતિશયોક્તિ શકયજ નથી. અત્રે એ ઉલ્લેખ તદન યુક્ત થઇ પડશે કે વિપ્રવર્ગ જે સર્વથા ધાર્મિક અધ્યયન માટે સર્વ શ્રેષ્ટ માનવામા આવે છે, તે પોતાની કુભકર્ણ નિદ્રામાથી જાગૃત થઇ, પોતાના પૂર્વજોએ ભૂતકાલમા પ્રાપ્ત કરેલા કીર્તિ ગૌરવની સ્વપ્નથી ઝાંખી કરશે અને સર્વેના હૃદયમાં એ ભાવના પ્રદિપ્ત કરશે કે શાસ્ત્રમા ઉલ્લેખાયેલી અનત શાતિનો અનુભવમાત્ર એકાગ્રતા અને માનવીમા નિવાસ કરી રહેલા દૈવી અંશની શોધથીજ પ્રાપ્ત થાય છે અને તેનાથીજ વ્યક્તિ માત્ર અમર અને દેવના જેવીજ થાય છે એટલુજ નહિ પણ કદાચિત સાક્ષાત દેવ સ્વરૂપી પણ થઇ જાય છે શ્રીમદ્ ભગવદ ગીતાનો એ ઉલ્લેખ વાસ્તવિક છે કે, "જે મારૂ એકાગ્રતાથી અને નિશ્ચળ મનથી ચિંતન કરે છે, તેઓ મને પ્રાપ્ત કરે છે હું સર્વ સમર્પે મારી અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત થાઉં છુ."

સ્વામી વિવેકાનદનુ ચરિત્ર, ધાર્મિક ચિંતનશીલ સશોધકોને અત્યત અદ્ભુત આદર્શરૂપ થઇ પડે છે. એમનુ જીવન અત્યત પ્રવૃત્તિશીલ હતું અને તે પ્રત્યેક ગૃહમેધીનને તેમના મનોયત્ન માટેના અપ્રતિમ આદર્શરૂપ છે એ વાત નિર્વિવાદ છે ×

---



---

× અંગ્રેજી ઉપરથી ટૂંકસાર સાથે




( લેખક—વિશ્વનાથ શામરાવ કોરાન્ને. )

(૧) સાધારણતઃ એમ માનવામાં આવે છે કે આપણને જે સારી નરસી ટેવો પડેલી હોય છે, તે ફેરવી શકાય એમ નથી પણ આ મત ખોટો છે. પ્રયત્ન કરવાથી ખરાબ ટેવો છોડી શકાય છે, અને નવી સારી ટેવો પાડી શકાય છે

(૨) ટેવ એટલે કોઇ એક પ્રસંગે પૂર્વે કરેલી કૃતિ અનુરૂપ ફરીથી કૃતિ કરવાની—એક વખત ગએલા માર્ગે ફરીથી જવાની એટલે સુલભ માર્ગે જવાની મનની સહજ પ્રવૃત્તિ. આ પ્રવૃત્તિ સચેતન પદાર્થો પ્રમાણે અચેતન પદાર્થોમાં પણ જણાઇ આવે છે ઉદાહરણ તરીકે એક વખત અમુક રીતથી વાળેલા કાગળના ઘડાની પણ ફરીથી તેજ પ્રમાણે વળવા પ્રવૃત્તિ હોય છે તેમજ વસ્ત્રની એક વખત જે પ્રમાણે ઘડીઓ કરેલી હોય છે તે પ્રમાણે તે વસ્ત્રને વાળી ઘડી કરવામાં ન આવે, પ્રથમના ઘડીના વળ કાયમ રહે છે, અને નવી પ્રથમના જેવી સફાઇબંધ વળતી નથી. નદી નાળા વિગેરેની પ્રથમના માર્ગેજ વહેવાની પ્રવૃત્ત હોય છે.

(૩) હવે નાની મોટી અને સારી નરસી ટેવો કેવી રીતે પડે છે, તેનો અનુભવ પ્રત્યેકને હોય છે, આવા પ્રકારની દૃઢ મુળ થએલી ટેવોના સમુદાયનેજ સ્વભાવ કહે છે. માણસે કોઈ પણ વાત કોઇ પણ રીતથી કરી એટલે તે વાતનો તેની વિચાર શક્તિપર જે પરિણામ થાય છે, તેને સસ્કાર કહે છે. ને આવા દૃઢ મુળ થએલા સંસ્કારોનેજ ટેવો કહે છે સસ્કાર એ (માનસીક) માર્ગ છે તદ્દન નવો માર્ગ પાડવો એ કોઇ પણ માણસને અઘરૂ પડશે પણ બીજી વખતે બીજા માર્ગે જવા કરતા તેજ પ્રથમના માર્ગે જવાનુ તેને સરળતા ભરેલું લાગશે અને તે માર્ગે જેમ જેમ તે જશે, તેમ તેમ તેને સરળ લાગશે. એટલુજ નહિ પણ તે માર્ગે કાલાંતરે પણ જવાનું થયુ તોપણ તે બીજો માર્ગ શોધવાનો શ્રમ ન લેતા પ્રથમના માર્ગે સહજ રીતે જશે જેવી રીતે મેદાનની ભુમી ઉપરથી ઘણા ગાંડાઓ જતા હોય છે ત્યારે તે માર્ગે ઉપર ચિલા પડે છે અને જેમ જેમ વધારે ગાડાઓ તે માર્ગેથી જશે તેમ તેમ તે ચીલા વધારે ઉંડા પડતા જશે લીલોતરીવાળા મેદાનમાં અગર ખેતરોમા નવો માર્ગ પાડવાને બદલે આપણે પ્રથમ પડેલા માર્ગેજ જઇએ છીએ આજ સ્થિતિ આપણા મનની છે. કોઇ અમુક વાત સાથે સબધી હોય ત્યારે મન પોતાના હમેશના પરિચયના રસ્તે જાય છે બીજા માર્ગે જવુ એ તેને અગવડ ભરેલુ લાગે છે. તેની સ્થિતિ જલ પ્રવાહ પ્રમાણે છે. તે ફરજ પાડયા શિવાય અન્ય માર્ગે જતું નથી અને જેમ જેમ તે અમુક માર્ગે જાય છે તેમ તેમ તે માર્ગ સહેલો સરળ અને કાયમનો કરે છે અને એવા મનના પરિચયના વિવિધ માર્ગો હોય છે તેનેજ ટેવો કહે છે.

( અપૂર્ણ. )



# बाळ रक्षा.

( લખનાર —કે. બી. મહેતા. )

---

૧ બાળકને કદી કોઇ નશીલી ચીજ ન આપવી જોઇયે, તેના દેખતા તમારે કોઇ પણ જાતનો નશો ન કરવો જોઇયે. ઉદાહરણ રૂપે—તમોને બીડીનું વ્યસન છે તો તમારે તે વ્યસન અથવા બીજું કોઇ વ્યસન હોય તો તેને પણ છોડી દેવાની કોશીશ કરવી જોઇયે વ્યસન ન જ છુટે તો પણ બાળકના આગળ તો ન જ કરવુ જોઇયે. કારણ કે તમને જોઇને તે પણ વ્યસન કરતા શીખશે બાળકમા નકલ કરવાની શક્તિ બહુ જ અધિક હોય છે

૨ બાળકને ધીરધીરે મધુર પદાર્થ ખાવા આપવા જોઇયે આથી બાળકની વૃદ્ધિ અને પુષ્ટિ બહુજ સરળ રીતે થાય છે બાળકને મધુર ફળ ખવરાવવાથી બહુ ફાયદો થાય છે ફળના ખવરાવવાથી બાળકનુ પેટ માફ અને લોહી શુદ્ધ રહે છે.

૩ બાળકનુ દુધ ખુલ્લા વાસણમા ન રહેવુ જોઇયે નહી તો પેટમા પીડા થવાનો ભય રહે છે

૪ બાળકના માથાના વાળ અધિક ન રાખવા જોઇયે કારણ કે આનાથી બાળકની બુદ્ધિ અને જીવનશક્તિ ઘટી જાય છે બાળકને વધુ તગ કપડા ન પહેરાવવાં જોઇયે. જેવાં કે-કોટ પાટલુન. તેને તો ઢીલી ઢગથી જ કપડાં પહેરાવવાં જોઇયે. તેને ઘરેણા પણ ન પહેરાવવાં જોઇયે. આનાથી તેના કોમળ શરીર પર બોજો રહે છે અને વળી તેના જીવનું પણ જોખમ છે કારણ કે ચોર લોક તેને દુર લઇ જઇને તેના ઘરેણા કાઢીને તેનો જીવ લેવા ઉતાર થઇ જાય છે

૫ બાળકને થપ થપાવીને ન સુવાડવું જોઇયે આથી બાળકને સારી ઉંઘ નથી આવતી. બાળકને જે નિદ્રા પોતાની મેળે આવે છે તેજ તેના માટે, અને તેના શરીર અને મનના માટે પણ ઉપકારી છે

૬ જ્યાં સુધી બને ત્યા સુધી બાળકને ખુલ્લા સ્થાનમા રાખવુ જોઇયે. બન્દ અથવા મેલા સ્થાનમા બાળકને કદી ન રાખવુ જોઇયે ખુલ્લી હવાથી બાળકના શરીરની ઉન્નતિ થાય છે.

૭ બાળકના મુખની પાસે કોઇને ખાસવા અથવા છીકવા ન દેવું જોઇયે, અથવા બાળકના મુખથી મુખ મેળવીને ચુબન ન કરવુ જોઇએ.

૮ બાળકના મુખમા નકલી સ્તનના સ્તન જે બજારમા મળે છે, તેને છાનુ રાખવા માટે કદી ન આપવુ જોઇયે, આથી બાળકની શારીરિક શક્તિ અને બુદ્ધિ ઓછી થઇ જાય છે. અને તના શારીરિક અવયવમાં ખરાબી થવાનો ભય રહે છે

૯ બાળકને રોજ સ્નાન કરાવવુ જોઇયે. તેને વધુ ગરમ યા ઠંડા પાણીથી સ્નાન કરાવવુ જોઇએ કારણ કે તેની ચામડી અતી કોમળ અને સુંવાળી હોય છે.

૧૦ બાળકને દિવસ અને રાત્રી એ બરાબર સમયે દુધ પાવુ જોઇયે.

૧૧ બાળકનુ મસ્તક ચાર વર્ષે પુર્ણતાને પ્રાપ્ત કરે છે

---

( અપુર્ણ )

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.] જુલાઈ સને ૧૯૨૩ [ અંક ૫ મો.

## બ્રહ્મમાં લીનતા.

( અમે સઉ એક ઝાડની ડાળ, એ લય. )

અમે તો સદા બ્રહ્મમાં લીન,
જેને જેમ ફાવે તેમ અમને, મસ્ત કહો કે દીન; અમે૦
જ્ઞાની કહો અજ્ઞાની કહો, એ કશું ન અમથી ભિન્ન,
સ્તુતિ, નિંદા કે યશ, અપયશથી પ્રસન્ન કે નહિ ખિન્ન. અમે૦
સર્વથી ન્યારી દશા અમારી, સ્વતંત્ર કે ન અધીન;
વ્યક્તા વ્યક્ત ન કે રૂપારૂપ, સુન્દર કે ન મલિન. અમે૦
અમે ન કોઈથી પરિચ્છિન્ન કે, અમથી ન કો પરિચ્છિન્ન,
અમે ન અમમાં તો પછી કયાંથી, દિક્કાલાવચ્છિન્ન. અમે૦

થો ઉ૦

## चिदांकित चित्त मानससरनी अनुपमता.

( હા, હું છું બ્રહ્મ જીવ નથી, એ લય. )

આજ આ મારૂં માનસરોવર, અમૃતથી છલકાય છે,
છલક છલક કાંઇ થાય છે, ચારે કાંઠે ઉભરાય છે. આજ૦
જીવભૂમિકાનાં સર્વ પગથીયાં, તેમાં અહો! ડુબી જાય છે;
શોધતાં પણ ન શોધાય છે, સર્વત્ર સુધા રેલાય છે. આજ૦
ત્રિતાપહારક વાવલીયો શો! શીતલ આજે વાય છે,
સર્વાંગ શીતલ થાય છે, અનુપમ શાંતિ લહાય છે. આજ૦
આનંદની મંદ મંદ લહરિઓ, સરવરે વહેતી જણાય છે,
સહસા નિમજ્જન કરાય છે, સંસ્કારમલ ધોવાય છે. આજ૦
સહજ ઉભા રહેતાં એની પાળે, મસ્તીથી ડોલી જવાય છે,
સર્વત્ર બ્રહ્મ ભળાય છે, તૃણવત્ વિશ્વ લેખાય છે. આજ૦
અમીઅંજલિ પીતા માનસસરની, અખંડ તૃપ્ત થવાય છે,
જનમ મરણ અળપાય છે, પૂર્ણત્વ અનુભવાય છે. આજ૦

શ્રી૦ ન૦ દેવી.

# સાંપ્રદાયિક ધર્મો.

(લેખક: શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.)

(અનુસંધાન ગતાંકથી)

---

કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતનાં મુખ્ય મંતવ્યોમાં કેવા પ્રકારનો ભેદ છે, તે નીચેના કોષ્ટકથી સમજાશે.

| કેવળ અદ્વૈત દર્શન પ્રમાણે. | વિશિષ્ટ અદ્વૈત પ્રમાણે. |
|---|---|
| ૧ આત્મતત્ત્વ એકજ છે, અને આ ૫ કાર્યગુ પરમાર્થ સત્ પદાર્થ નથી. | ૧ ચિદ્ અને અચિદ્‌થી વિશિષ્ટ આત્મા એક છે, અને તેના શરીરથી પૃથક કોઇ પદાર્થ સત્ નથી. |
| ૨ આત્મા સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદ વિનાનો અખંડૈક રસ છે. | ૨ આત્મા સ્વજાતીય જીવોથી, વિજાતીય જડ પદાર્થોથી અને સ્વગત કલ્યાણકારક ગુણોથી ભિન્ન છે, અર્થાત્ અંતર્ગત ભેદવાળો છે. |
| ૩ આત્મા નિર્વિશેષ છે, આવો છે, તેવો છે ઇત્યાદિ પ્રકારે વર્ણવવાને અશક્ય છે | ૩ આત્મા સવિશેષ છે, સર્વજ્ઞત્વ, નિત્યત્વ, વ્યાપિત્વ ઇત્યાદિ વિશેષ યુક્ત, અને તે તે ગુણોદ્વારા વર્ણવી શકાય તેવો છે. |
| ૪ નિર્વિશેષ છે માટે નિર્ગુણ છે. તેમાં કલ્યાણકારક ગુણોનો પણ વાસ્તવ સદ્‌ભાવ નથી. | ૪ આત્મા સ્વભાવથીજ નિષ્પાપ, અને કલ્યાણ ગુણોથી ભરચક છે. તેમાં અશુભ ગુણોનો સદ્‌ભાવ નથી. |
| ૫ જ્ઞાનરૂપ ગુણ પણ તેમાં નથી, પરંતુ પોતે જ્ઞાન સ્વરૂપ છે. | ૫ જ્ઞાનસ્વરૂપ છતાં જ્ઞાનગુણના આશ્રયરૂપ છે. ગુણજ્ઞાન સ્વરૂપ જ્ઞાનથી જુદું છે. |
| ૬ આથી આત્મા ખરી રીતે જ્ઞાતા નથી, અને જ્ઞાતા તરીકે માત્ર ઉપચાર થાય છે. | ૬ આથી વસ્તુતઃ તે જ્ઞાતા છે, અને તેથી વિજ્ઞાતા છે–જાણનાર છે–એવો વ્યવહાર થાય છે. |
| ૭ પરમાત્મા પોતાના રૂપે કૂટસ્થ નિત્ય છે, અને સ્વભાવથી જ અદ્વિતીય છે. | |

૮ ખરી રીતે જ્ઞેયત્વ પણ તેનામાં નથી, પોતે પોતાનો આશ્રય અને વિષય બંને એ અસંભવ છે.

૯ ઉપરનાં કારણોથી બ્રહ્મ અદ્વૈત છે

૧૦ પરમાત્મા સન્માત્ર હોવાથી જ્ઞાન પણ સત્તારૂપ છે, સદ્વસ્તુને વિષય કરતું નથી

૧૧ માયાના ઉપાધિને લઇ પરમાત્માનું ઇશ્વરત્વ છે, અવિદ્યાના ઉપાધિને લઇ તેજ આત્માનું જીવત્વ છે. જડ વિશ્વ પ્રાતિભાવિક હોવાથી મિથ્યા છે. આ રીતે એકજ તત્વ છે.

૧૨ પરમાત્માથી અભિન્ન છતાં ભિન્નવત્ દેખાતી ત્રિગુણાત્મિકા પરમાત્મશક્તિને અજ્ઞાન, માયા ઇત્યાદિ શબ્દથી ઓળખવામા આવે છે તે ઉપાધિથી યુક્ત પરમાત્મા જગત્‌ની મૂલપ્રકૃતિ છે.

૧૩ અજ્ઞાન વડે પરમાત્મામા જગત્ ભાસે છે. અને વિવર્તવાદ કહે છે.

૧૪ પરમાત્માના વિવર્તરૂપ આ પ્રાતિભાસિક જગત્ મિથ્યા છે, સત્ય નથી.

૧૫ અનિર્વચનીય જગત્ અજ્ઞાન દોષથી ભાસે છે, તેથી જ્ઞાનક્રિયામાં અનિર્વચનીય ખ્યાતિનો સ્વીકાર છે.

૧૬ શુક્તિરજત સ્થલે છીપમાં રુપાનો ભાસ થવાના ભ્રમ સ્થાને તથા સ્વપ્નમાં અનિર્વચનીય પદાર્થો માત્ર ભાસે છે.

૧૭ શાસ્ત્ર પણ જગત્‌મા પડતું હોવાથી અસત્ય છે, તો પણ સ્વપ્ન પદાર્થવત્ તત્વજ્ઞાનના સાધનરૂપ થાય છે.

૧૮ અર્થ જ્ઞાનનાં સાધનરૂપ પ્રમાણો ૭ છે, પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ

૧૯ પ્રમાણ વડે જે જ્ઞાન થાય છે તેમાં અંતઃકરણ જ્ઞાનનુ અભિવ્યંજક છે

૨૦ પરમાત્માથી અભિન્ન જીવો પણ પરમાત્માની પેઠે જ્ઞાનરૂપ છે, અને જ્ઞાનના આશ્રયરૂપ નથી તેમનું જ્ઞાતૃત્વ કહેવાય છે તે અંતઃકરણરૂપ ઉપાધિને લઇને કહેવાય છે.

૭ પરમાત્મા સ્વભાવે કૂટસ્થ નિત્ય છે, અને વિશિષ્ટરૂપે પરિણામિ નિત્ય છે. વિશિષ્ટરૂપે અદ્વિતિય છે.

૮ જ્ઞેયત્વ તેનામાં છે. ગુણજ્ઞાન સ્વરૂપજ્ઞાન કરતાં જુદું હોવાથી આત્મા જ્ઞાનનો આશ્રય અને જ્ઞાનનો વિષય થઇ શકે છે.

૯ બ્રહ્મ અદ્વૈત ખરૂં, પણ તે પ્રકારનુ અદ્વૈત નહિ, પરંતુ પ્રકારિનું અદ્વૈત, બ્રહ્મનાં જીવ અને જડ પદાર્થો પ્રકારો છે, તે અનંત છે પરંતુ તે જેનો પ્રકાર છે એવુ પ્રકારિ બ્રહ્મ એક છે

૧૦ ગુણજ્ઞાન સન્માત્ર નથી, પરંતુ સત્તાને વિષય કરનારૂં છે.

૧૧ પરમાત્મા સ્વયં ઇશ્વર છે તેના શરીરભૂત જીવવર્ગ અને જડ વર્ગ તેનાથી ભિન્ન છે તેથી ચિદ્ અચિદ્ અને ઇશ્વર એવાં ત્રણ તત્વો છે.

૧૨ પરમાત્માથી વાસ્તવ જુદું ત્રિગુણવાળું પ્રધાન જગત્‌ની મુલ પ્રકૃતિમાં છે.

૧૩ પ્રધાન પોતેજ અંતર્યામી ઇશ્વરના સાન્નિધ્યને લઇ જગદાકાર પરિણામ પામે છે, આને પરિણામવાદ કહે છે.

૧૪ પ્રધાનના પરિણામરૂપ જગત્ સત્ય છે, મિથ્યા નથી.

૧૫ વસ્તુત સાચુ જગત દેખાય છે તેથી જ્ઞાનક્રિયામાં સત્ખ્યાતિનો સ્વીકાર છે.

૧૬ શુક્તિરજતમા, અને સ્વપ્નમા સત્ય પદાર્થો જ ભાસે છે, એટલે કે જે હોય છે તેજ ભાસે છે.

૧૭ શાસ્ત્ર સત્ય હોવાથી તે તત્વજ્ઞાનનું સાધન છે. અસત્યમાં સત્યની ઉત્પત્તિ થાય નહિ.

૧૮ અર્થ જ્ઞાનનાં સાધનભૂત પ્રમાણો પ્રત્યક્ષ અનુમાન અને શબ્દ એ ત્રણ છે.

૨૧ જ્ઞાનના આશ્રયરૂપે જણાતો અહ શબ્દનો અર્થ અંતઃકરણનુ રૂપવિશેષ છે એટલે અહકાર છે, જીવાત્મા અહં શબ્દનો ખરો અર્થ નથી.
૨૨ જીવ વિભુ છે.
૨૩ સ્વરૂપે કરીને સર્વ શરીરના અવયવોમા તે ફેલાયલો છે.
૨૪ જીવ બ્રહ્મરૂપ હોવાથી ખરી રીતે એક છે, જીવનુ અનેકપણુ ઉપાધિને લીધે છે.
૨૫ વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ દૈવી સપત્તિ અને મુમુક્ષુતા પછી બ્રહ્મ વિચારરૂપ મીમાંસા શાસ્ત્રનો આરભ છે.
૨૬ પ્રત્યક્ષ સામગ્રી ઉભી હોય તો શબ્દ પણ પ્રત્યક્ષ જ્ઞાનનો જનક થાય છે
૨૭ મહા વાક્યો વડે આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થતાજ અવિદ્યા નિવૃત્ત થાય છે
૨૮ સુખ દુ ખથી પર આત્માનો સાક્ષાત્કાર થયા પછી જીવતા જ મોક્ષ સિદ્ધ થાય છે
૨૯ પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં શરીર છૂટયા પછી સ્વરૂપાવસ્થિતિરૂપ મોક્ષ થાય છે
૩૦ સ્વરૂપાવસ્થિતિ મરણ પછીની થાય તેને વિદેહમુક્તિ કહે છે.
૩૧ મુક્તિમા અહભાવ હોતો નથી.
૩૨ મુક્તિ સમયે જીવ બ્રહ્મનો ભેદ હોતો નથી.
૩૩ આ અવસ્થામાં લેશ પણ દુ ખ નથી, તેમ સુખ પણ નથી.

૧૯ પ્રમાણો વડે ઉત્પન્ન થતુ જ્ઞાન જીવમાં હોય છે.
૨૦ પરમાત્માથી ભિન્ન જીવો પરમાત્માના શરીરભૂત છે જ્ઞાતા જ્ઞાન સ્વરૂપ તથા જ્ઞાન ગુણવાળા છે, અને તેમનુ જ્ઞાતૃત્વ ખરૂં છે. ઔપચારિક નથી.
૨૧ જ્ઞાનના આશ્રયરૂપ અહપદાર્થ જીવજ છે, તેનાથી પૃથક અહકાર નામનો પદાર્થ નથી
૨૨ જીવ અણુ છે.
૨૩ જ્ઞાનદ્વારા સર્વ શરીરના અવયવોમાં તે પ્રસરેલો છે.
૨૪ જીવો વસ્તુત અનેક છે, જીવનુ અદ્વૈતપણુ તે પ્રકારનુ અદ્વૈતપણુ છે એટલે કે જીવજાતિ એક છે
૨૫ કર્મ સ્વરૂપના જ્ઞાન પછી બ્રહ્મવિચારનો આરભ છે
૨૬ શબ્દથી ઉત્પન્ન થતુ જ્ઞાન પરોક્ષ હોય છે, કદી અપરોક્ષ હોતુ નથી
૨૭ મહાવાક્યો વડે ઉત્પન્ન થતી ભાવના અથવા ઉપાસનાની દૃઢતા વડે પરમાત્મા પ્રસન્ન થાય છે.
૨૮ લૌકિક શરીરની વિદ્યમાનતા સમયે સુખ દુ ખનો અનુભવ આવશ્યક હોવાથી જીવતો કદી મોક્ષ થતો નથી.
૨૯ પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી લૌકિક દેહ પડયા પછી દિવ્ય દેહની પ્રાપ્તિ થાય છે, અને પરમાત્મા સાથે પરમ સામ્ય થાય છે.
૩૦ મરણ પછી દિવ્ય તનુ મળ્યા પછીનું પરમેશ્વરનુ સામ્ય મેળવવુ એજ મુક્તિ છે
૩૧ મુક્તિ અવસ્થામાં પણ અહભાવ હોય જ.
૩૨ મુક્તિ સમયે પણ જીવ-બ્રહ્મનો ભેદ હોય છે
૩૩ આ અવસ્થામાં દુ ખ લેશ વિનાનુ સુખનુ આધિક્ય અનુભવાય છે.

શ્રીરામાનુજ આચાર્યના સંપ્રદાય અને તેની અવાન્તર શાખાઓના સાચા અનુયાયીઓમાં અનુકંપા, મૃદુતા, પવિત્રતા ઇત્યાદિ ઘણા આકર્ષક ગુણો ઝળકે છે. જ્યારે કેવલ અદ્વૈત સંન્યાસ પરાયણ છે. ત્યારે વિશિષ્ટ અદ્વૈત કલ્યાણ પરાયણ હોય છે. આ સંપ્રદાયના સાધુ પુરુષો જનતાના હિતનાં કાર્યો કરવામા ઘણી સારી સહાનુભૂતિ આપે છે, જગતને તૃણવત ગણવાની ખુમારી, અને જગતમા કલ્યાણ ગુણોની વૃદ્ધિ કરવી—આ બે ભાવનાઓ કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના દર્શન ભેદથી પ્રકટેલી છે દર્શનભેદ હોવાથી, તથા ભાવનાભેદ હોવાથી કૃતિમાં પણ ભેદ હોય છે જગત તુચ્છ છે, માયિક છે—એ મતવ્યના પ્રભાવથી જનકલ્યાણના કાર્યોમા કેવલ અદ્વૈતીને આવેશ આવતો નથી, જ્યારે જગત સાચું છે; પ્રભુનુ શરીર છે—એ મતવ્યના પ્રભાવથી વિશિષ્ટ અદ્વૈત વિશ્વહિતનો આવેશ પ્રકટાવે છે

કેવલ અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના મધ્યમાં શુદ્ધ અદ્વૈતનો જેવો કાશ્મીરકોનો શૈવ સપ્રદાય છે તેવો વૈષ્ણવોનો પુષ્ટિ સપ્રદાય છે આ સપ્રદાયનુ મૂળ ખરી રીતે શ્રી શકરાચાર્યના પહેલા થઇ ગયેલા વિષ્ણુસ્વામીના સિદ્ધાન્તમાં રહેલું છે, પરતુ તે સપ્રદાયનો પુનઉદ્ધાર સોળમા સૈકામા શ્રી વલ્લભાચાર્યે કર્યો છે આ સપ્રદાયમાં માયાના સ્પર્શ વિના બ્રહ્મતત્વ જેને વિષ્ણુ, કૃષ્ણ ઇત્યાદિ દેવભાવથી ઓળખવામા આવે છે તે જીવ તથા જગત રૂપે પરિણમે છે, અને પરિણામ પામતા છતાં તે અવિકૃત ભાવવાળુ રહે છે. જેમ સુવર્ણ ઘરેણાના રૂપમા પલટાય તો પણ સુવર્ણરૂપે ઓળખાય છે તેમ બ્રહ્મ જીવ જગતરૂપે જે પરિણમે છે તે માત્ર લીલા રૂપેજ પરિણમે છે—આ સ્થિતિને અવિકૃત પરિણામ કહે છે. જેમ પ્રત્યભિજ્ઞાદર્શનમાં જીવને શિવ તરીકે ઓળખવાનુ છે તેમ પુષ્ટિસપ્રદાયમાં જીવ વિષ્ણુ ભગવાનનો પ્રસાદ મેળવી મર્યાદાભાવથી છૂટે છે

(શુદ્ધ અદ્વૈતનો પુષ્ટ સંપ્રદાય.)

અપૂર્ણ.



# ભક્તિનું રહસ્ય.

( લે. શ્રીયુત મણિલાલ નથુભાઇ દોસી. બી. એ )

પ્રભુને પ્રાપ્ત કરવાના ત્રણ માર્ગ છે, તેમાં ભક્તિ એક છે. અને કલિયુગમા ભક્તિને સર્વ સાધનોમા મુખ્ય ગણવામા આવી છે. હવે ભક્તિ એટલે શું? ભક્તિ એટલે પ્રભુ પ્રત્યેનો પ્રેમ પણ આ સ્થળે સ્મરણમા રાખવુ ઘટે છે કે આપણા સામાન્ય માનુષી જીવનમા ગેહ, મિત્ર, પુત્ર અથવા પતિ પ્રત્યે જે પ્રેમ દર્શાવવામા આવે છે, તેવોજ આ પ્રેમ સ્વરૂપે છે, પણ પ્રમાણમાં તે ઘણો તીવ્ર હોય છે. આ બાબતનુ ઘણું સારૂં વર્ણન ચૈતન્ય ચરીતામૃત નામના બગાળી પુસ્તકમાં આપવામા આવ્યુ છે, અને તેના લેખક કૃષ્ણદાસ કવિરાજ છે.

હવે આ ભક્તિનાં પાચ પગથિયા છે તેનાં નામ શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને માધુર્ય. હવે આપણે તે પગલાંનો એક પછી એક લઇ વિચાર કરીએ પ્રથમ પગથિયાને શાન્ત કહે છે. તે પગથિયાપર ઉભેલો જીવ પ્રભુ સબધી અનેક કલ્પનાઓ કરે છે, પણ

છે તે કોઈપણ જાતના નિર્ણય પર આવતો નથી. તેનુ મન તે દિશા ભણી વળ્યું છે. તે પ્રભુની શોધમાં છે, એ વાત અહીં પણ છે તે પ્રભુ સબંધી નિશ્ચય બાંધી શકયો નથી. ઘણા સમય પછી ઘણી જીંદગીઓ પછી તે એવા નિર્ણય પર આવે છે કે પ્રભુ તે તેના માલીક છે, અને તેની સાથે સબધમાં આવવાને તેણે તેની પૂર્ણ રીતે સેવા કરવી. તે પોતાના ઇષ્ટ દેવ પ્રસન્ન થાય તેવાં કાર્ય કરે છે તે પ્રભુને પોતાના શેઠ માની નોકર તરીકે તેની સેવા કરે છે. આ બીજી દશા છે. જેને ભક્તિની ભાષામા દાસ્યભાવ—અથવા સેવકભાવ કહેવામા આવે છે. હવે આ દાસ્યની સ્થિતિમાં જ્યાં તે કેટલોક સમય પસાર કરે છે, ત્યાં તે નોકર મટી તે પ્રભુનો સખા (મિત્ર) બને છે' પ્રભુના વિશેષ સબધમા આવે છે—તે પ્રભુના સ્વરૂપનો વિશેષ ખ્યાલ પામે છે. આ સબધનો અનુપમ દ્રષ્ટાંત અર્જુન અને શ્રીકૃષ્ણ છે. આ સ્થિતિને સખ્ય ભાવ કહે છે. ચોથી દશા એ વાત્સલ્ય ભાવ છે જ્યા શિષ્ય મિત્ર મટી પુત્ર તુલ્ય બને છે, અને પ્રભુ તેને પોતાના પુત્ર તુલ્ય ગણે છે, આ પ્રેમની લાગણી વધતાં વધતા એવી સ્થિતિ આવે છે કે જ્યાં બન્ને એક રૂપ થઇ જાય છે. બન્ને વચ્ચેની ભેદ ભાવની દીવાલ સર્વથા તૂટી જાય છે. આ સ્થિતિને મધુર (પ્રેમની અવસ્થા) કહે છે, અને આ સ્થિતના દષ્ટાંત તરીકે ગોપીઓના શ્રીકૃષ્ણ પ્રત્યેના પ્રેમને રજુ કરવામા આવે છે. આ દશાનુ વર્ણન કોઇએ પૂર્ણ રીતે કર્યું નથી, અને ભાષામા કરી શકશે પણ નહિ, પણ તે સબધી કાઇક કાઈક સૂચનો થયા છે. જીવાત્માનો પરમાત્મા સાથેનો અભેદ ભાવ સ્થૂલ ભાષામા શી રીતે વર્ણવી શકાય?

હવે આ પાચ પગથિયાં કેવી રીતે ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે, તેનો આપણે વિચાર કરીએ. પ્રથમ શાન્ત દશામા ભક્ત અને પ્રભુ વચ્ચે કોઇ પણ જાતનો પ્રેમ સબધ ભાગ્યેજ જોવામાં આવે છે ભક્ત તે દિશા ભણી વળતો હોય છે પણ જ્યારે ભક્તની પોતાના ઇષ્ટ ભણી ભક્તિ જાગે છે, ત્યારે પ્રથમ દાસ્યભાવ પ્રકટે છે. ત્યા સેવક ભાવ અથવા શેઠ અને નોકર જેવા સબંધ જણાય છે જ્યાં શેઠને નોકર પ્રત્ય પૂર્ણ વિશ્વાસ આવે છે, અને નોકર શેઠના કોઇ પણ જાતના દબાણ વિના પોતાના કર્તવ્યો બજાવે છે, ત્યાં મિત્રતાની સ્થિતિ અથવા સખ્યભાવ પ્રકટે છે. તે પછી આગળ વધતા વાત્સલ્ય ભાવ આવે છે, જ્યાં ગુરૂ અથવા ઇષ્ટ દેવ પોતાના હાથ નીચે મૂકાયેલા શિષ્યના દોષો દૂર કરવાને તથા તેને યોગ્ય રીતે કેળવવાનુ હાથ ધરે છે. પછી આગળ વધતાં એવી સ્થિતિ આવે છે કે જ્યા ભક્ત પોતાનુ સર્વસ્વ પ્રભુને ચરણે ધરે છે—જ્યાં તેનુ હું પણું વિલય પામે છે, અને પ્રભુ તથા ભક્ત વચ્ચે—ગુરૂ અને શિષ્ય વચ્ચે અભેદભાવ પ્રકટે છે—આ દશાને મધુર અવસ્થા અથવા આનંદની પરમ દશા કહેવામાં આવે છે

થિઓસોફીના સાહિત્યના અભ્યાસીઓ ઉપર જણાવેલી પાંચ સ્થિતિઓ નીચે પ્રમાણે સમજી શકશે શાન્ત દશા તે માર્ગ તરફની દશા છે, જીવની પ્રવૃત્તિ માર્ગથી છૂટાણી નિવૃત્તિ માર્ગ તરફ વળવાની સ્થિતિ છે. તે પછી જ્યારે તે જીવ ઉમેદવાર શિષ્ય તરીકે મૂકાય છે, ત્યારે તે દશાને દાસ્ય સ્થિતિ કહી શકાય તે સ્થિતિમા રહી તે ઉમેદવાર શિષ્ય ગુરૂને નામે મનુષ્ય જાતિના કલ્યાણાર્થે પોતાનાંથી બનતાં કાર્યો કરે છે. પછી ત્રીજી દશા સખ્યભાવ, જેને થિઓસોફી પ્રમાણે આપણે સ્વીકારેલા શિષ્યની સ્થિતિ કહી શકીએ. તે ગુરૂના વધારે નજીકના સબધમાં આવે છે ચોથી વાત્સલ્યભાવ, જ્યા ગુરૂ તે શિષ્યને પોતાનો 'પુત્ર' બનાવે છે, અને પાચમી દશા જ્યાં શિષ્ય મહાત્મા મડળનો દીક્ષિત શિષ્ય બને છે, અને ગુરૂ સાથે વિશેષ અભેદના અનુભવે છે.

# कुमारी सरयुबाळा

( લેખક—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ.)

અનુસધાન એપ્રીલના અંકથી

## પ્રકરણ ૭ મું.

પ્રિય વાચક, જોધપુરમાં હવે શી ઘટના ચાલી રહી છે તે તરફ વળીએ. રઘુનાથના જોધપુરના છોડયા પછી લક્ષ્મીને જરા પણ ચેન પડતુ નથી. જગતમાં જો ઈશ્વરે પ્રેમ અને સત્ય ન મુકયાં હોત તો જગતમા શું રહેત ? માત્ર ખાઇ પીને પડી રહેનાર પશુઓ પણ શોધે છે સારામાં સારૂં અથવા મુર્ખમાં મુર્ખ ગણાતું પ્રાણી પણ પ્રેમ શોધે છે માતપિતા ભાઇબ્હેન, વરવધુના પ્રેમ કંઇ ન્યારા જ છે મિત્ર મિત્રનો પ્રેમ જગતને પોતાની સાંકળથી જોડે છે. સત્ય પ્રેમ એ નિઃસ્વાર્થી પ્રેમ છે. એ પ્રેમની આડે કોઇ પણ વસ્તુ નથી આવતી એ પ્રેમની ધુન જગાવનાર જ જાણી શકે છે કે તેમાં કેટલો અપૂર્વ આનદ ભરેલો છે.

જગતનું ચક્ર ભમી રહ્યુ છે આસપાસથી ચકલી, ખીસકોલીના અવાજ આવી રહ્યા છે ગાડી ઘોડા અને મનુષ્યની દોડધામ ચાલી રહી છે. એક ક્ષણ વાર પણ કોઈ નવરૂં જણાતું નથી. એવામાં એક વેત્રાસન ઉપર કોઇ શાંત મુદ્રાથી બેસી રહેલું છે. આસપાસના જગત ઉપર તેનું લક્ષ નથી. એને સ્વાર્થી કહો, સંતોષી કહો કે પ્રેમી કહો પણ તે એનાજ વિચારમા મશગુલ છે જગતની એને કશી પરવા નથી, જગતને એની પરવા પણ નથી.

"લક્ષ્મી બા, ચાલો જમવા"

"સુનંદા, મારે અત્યારે જમવુ નથી."

"હમણાં ચંદ્રસિંહ આવશે અને અમને પૂછશે કે તમારે માટે શી શી યોજના કરી છે તો શો જવાબ દઇએ ? બ્હેન. કંઇ જમ્યા વિના ચાલે ? તમે તો બ્હેન નશીબદારને ત્યાં જન્મેલાં છો. તમારે આવડી ચિંતા શાને જોઇએ ?"

"સુનદા, મારે અત્યારે જમવું નથી."

"કેમ બ્હેન."

"એમજ."

"લક્ષ્મી બ્હેન, આવડાં હઠીલાં ન થઇએ. કંઇ જમ્યા વિના તે ચાલે ? તમારૂં ભાણુ પીરસાય છે"

"સુનદા, ભાણુ પીરસાય કે ન પીરસાય મારે જમવું નથી."

"ઠીક બા ત્યારે. અમે તો ચીઠીનાં ચાકર."

"સુનદા ગઇ, તેના પગનાં ઝાંઝરથી આખો વિશાળ ખંડ ગાજી રહ્યો. બાળાઓ એવી રણકાર કરતી જણશો શા માટે પહેરતી હશે ? બીજાને મોહ ઉપજાવવા જો જણસો પહેરતી હોય તો તે બાજબી નથી. અથવા સ્ત્રીઓના શીયળનુ રક્ષણ કરવા ઝાંઝરનો ઉ-

પયોગ થતો હોય તો તે પણ વ્યાજબી નથી. જે શીયળનું રક્ષણ કરવાને રક્ષકો રાખવા પડે તે શીયળની કિંમત તેના રક્ષક કરતાં પણ થોડી છે એમ એક આંગ્લ કવિએ કહેલું છે.

ગજપતસિંહનુ કાસળ કાઢયા પછી લક્ષ્મીને પરણતા શી વાર છે એમ ચદ્રસિંહે ઠરાવ કરી મુકયો હતો. ગજપતના મરાયા પછી રઘુનાથ ગયો અને લક્ષ્મી ઉપર જુલમ થવાના દિવસો પાસે આવવા લાગ્યા બિચારી ગાય જેવી લક્ષ્મીને આ વાતની ખબર ન હતી રઘુ- નાથસિંહ ક્યાં હશે અને ક્યારે આવશે એ વિચારમાં એ બેઠી હતી. ખાવાપીવામા, પહેરવા ઓઢવામા, હરવા ફરવામાં તેને જરા પણ આનદ ન હતો ચદ્રસિંહ સામો આવતો ત્યાં પણ લક્ષ્મીની નજર તે તરફ ન હતી.

"લક્ષ્મી, લક્ષ્મી, શુ તારૂં સૌન્દર્ય, મોહમયી બાળા, ત્હારૂં હૃદય આટલું કઠિન કેમ છે? સ્ત્રી જાતિનાં હૃદય તો ઘણાંજ કેવળ હોય છે, પણ ત્હારૂં હૃદય વજ્રથીએ કઠિન છે. જો હું ત્હારો દાસ થવાને તૈયાર છુ, પણ ત્હારી તો નાની ના ઓ ક્રૂર બાળા, કંઇક તો દયા લાવ."

"ચદ્રસિંહ, એક રજપૂતને નારી જાતની દયા માગવાનુ કારણુ? પરમેશ્વરની દયાને પાત્ર થા. એ ઘણોજ દયાળુ છે."

"અને તું દયાળુ નથી?"

"તે તો મે કહીજ દીધુ. એકલા મનુષ્યની દયા ઉપર તું નભવા માગે છે, નરાધમ, તું કેટલું હલકું હૃદય લઇને ફરે છે?"

"લક્ષ્મી, ખબરદાર ચૂપ રહે. તું એક ગાય છે ગાયનો વધ કરવો એ ઠીક નથી ચૂપ રહે, નહિં તો જીભ ખેચી નાખીશ, આંખો ફોડી નાંખીશ, નાક કાન કાપી લઇશ."

"તું મને ગાય જાણે છે, તો ગાય એ માતા સમાન છે તું તો એ માતા ઉપર જુલમ વાપરી રહ્યો છુ. પૃથ્વી પાતાળમા પેસી જશે, વિશ્વ આખું ડુબી જશે."

"તેથી મારે શુ? ચાલ તૈયાર થા. સુંદર વસ્ત્ર પહેર. આપણા લગ્નનો સમય વીતી જાય છે"

"શુ લગ્નનો સમય! કોના લગ્નનો?"

"આપણા બન્નેના."

"ચૂપ રહે દુષ્ટ લગ્ન તો બનશે જ નહિ.

"તો તલવારથી શિરચ્છેદ થશે."

"હું ત્હારી તલવારથી બ્હીતી નથી."

"લક્ષ્મી, માનજે કે આખરે ત્હારો માલિક હું જ છુ."

"માલિક, મ્હારો માલિક? મ્હારો માલિક તો હજાર હાથનો શ્રીહરિ છે. માનવી ત્હારૂં કથન મિથ્યા છે યાદ રાખજે કે પ્રભુ ત્હને યોગ્ય શાસન આપશેજ.

"બસ કર, બસ કર, ચીબાવલી તું શીક્ષા વિના પાંશરી નહિં જ થાય. લે ઓલ હવે (ધક્કો મારે છે. લક્ષ્મી જમીન ઉપર પડી જાય છે, વળી ક્રોધથી ઉઠતાં.)

"દુષ્ટ, સિંહણને પાંજરામાં પુરીને મારવી એમાં રાગતન છેજ નહિ લાવ હથિયાર અને આવી જા સ્હામો."

ચંદસિંહ હથિયાર ગોપે છે. ક્રોધથી રાતો પીળો થતો આમ તેમ ગોથાં મારે છે પ- રિજન પાસે નથી. લક્ષ્મી બે હાથ જોડી આકાશ સ્હામે જોઇને મનમાં સ્તુતિ કરી રહી છે.

"વિશ્વના નાથ. તું જ મારો નાથ છે. હે પ્રભુ. તું મને સ્હાય થા. તેં દ્રૌપદીનાં ચીર પૂર્યાં તો મને માત્ર ના કહેવાનું જ બળ આપ, તેં અહલ્યાને પાષાણમાંથી નારી બનાવી તો મને મારો હાથ ન આપવાનુ બળ આપ, સીતાને અગ્નિમાં બાળીને લોકોને પવિત્ર બનાવી તો મને પવિત્રતા માટે લડવાનુ બળ કેમ ન આપે ? (થોડી વાર વિચાર કરીને) પિતાજી, પિતાજી. તમારો આત્મા કયાં છે ? તમે મને ન બચાવો.

તમારી પુત્રી ઉપર જુલમ થાય છે, ભાઇ, ભાઇ, તું કયા છે ? અરરે, મને કોઈ બચાવો"

એટલામાં પાસેના ખડમા કઇક ઝપાઝપી થાય છે ને ચંદ્રસિંહનો પોકાર સંભળાય છે. કોઇ અજાણ્યા સૈનિક આવીને લક્ષ્મીને બચાવીને ઘોડે બેસાડી તે રવાના થયો છે. ચંદ્રસિંહ બેશુદ્ધ થઈને જમીન ઉપર પડયો છે. પરિજન તેની સારવાર કરી રહ્યા છે. વિવાહને ઠેકાણે વરસી થઇ. લક્ષ્મી તે ઘોડે સવાર જોડે ગઈ.



# नर अने नारी धर्म.

(અનુવાદક—વાડીલાલ કકુભાઈ સંઘવી.)

મહામાયાની અવર્ણનીય અદ્ભુત અને અપાર લીલાનું વર્ણન કરવુ એ મનુષ્ય શક્તિની બહારની વાત છે આ જોવામા આવતા અતિ બૃહત્ સ્થૂલ જગતની વાત તો શું, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા લાયક અનંત વૈચિત્ર્યમય, અત્યંત બૃહત્ સૂક્ષ્મ જગત પણ તે મહામાયાની લીલા રૂપ છે. તત્ત્વજ્ઞાની મહાપુરૂષજ આ જગત્ જનની મહામાયાની લીલા વિલાસ રૂપ બ્રહ્માંડના કારણ સ્વરૂપને જોવામા સમર્થ થઈ શકે છે, એટલે કે, આ સર્વ શક્તિમયીના સ્વરૂપને માત્ર જીવન્મુક્ત મહાપુરૂષજ જોઇ કૃતકૃત્ય થઈ શકે છે, તેમાં કાંઇ પણ શક નથી

મનુષ્ય શરીર એ સર્વથી શ્રેષ્ટ છે, કેમકે મનુષ્ય ગતિમાંથી જીવ દેવગતિ પણ પ્રાપ્ત કરી શકે છે, અને મોક્ષમા પણ જઇ શકે છે મનુષ્ય શરીર સર્વની અપેક્ષાએ સ્વાધીન હોવાથી શ્રેષ્ટ છે, કેમકે કર્મ કરવામા તેની સ્વાધીનતા છે. મનુષ્ય શરીર જ્ઞાનના વિચારમા સર્વથી શ્રેષ્ટ છે, કેમકે તેમાં જીવન્મુક્ત પદ પ્રાપ્ત થાય છે. મનુષ્ય શરીર શક્તિના વિચારમાં શ્રેષ્ટ છે, કેમકે તેથી જીવ ધીમે ધીમે બ્રહ્માંડના મુખ્ય તત્ત્વને પણ પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય શરીર સૃષ્ટિ વૈચિત્ર્યના વિચારમાં શ્રેષ્ટ છે, કેમકે તેમાં સર્વ પ્રકારના વૈચિત્ર્ય યુક્ત કર્મ થાય છે, અને તેજ કર્માનુસાર સૃષ્ટિમાં પણ વૈચિત્ર્ય ઉત્પન્ન થાય છે. મનુષ્ય શરીર લોક સૃષ્ટિના વિચારમા શ્રેષ્ટ છે, કેમકે સ્વર્ગ નરકાદિ ભોગ લોકોની સૃષ્ટિ મનુષ્ય શરીરમાં કરેલા કર્મોના પરિણામ સ્વરૂપ છે, તે એટલે સુધી કે, તેમાં અપૂર્વ વૈચિત્ર્યયુક્ત કર્મ કરી શકવાની સ્વાધીનતા હોવાથી નવીન ભોગ લોકના નિર્માણ સુધીની શક્તિ છે. મનુષ્ય શરીર પૂર્ણતાના વિચારથી શ્રેષ્ટ છે, કેમકે તેમા આધ્યાત્મિક, આધિદૈવિક અને

આધિભૌતિક એ ત્રણે પૂર્ણતાઓનુ જ બીજ વિદ્યમાન છે. મનુષ્ય શરીર અવતારના વિચારથી શ્રેષ્ઠ છે, કેમકે તેમા ભગવાન, ભગવતી, ધર્મ, દેવતા, અને ઋષિ આદિ સર્વનું અવતરણ થઇ શકે છે. જેટલા પ્રકારના અવતાર છે, સર્વને માટે આ જરૂરનું છે. મનુષ્ય શરીર સ્થૂલ, સૂક્ષ્મ બન્ને રૂપમાં સકળ બ્રહ્માડનુ પરિપોષક હોવાથી શ્રેષ્ઠ છે, કેમકે તે દ્વારા દેવતા, ઋષિ, પિતૃ આદિ સૂક્ષ્મ જગતના પરિચાલક દેવગણુ અને સ્થૂલ જગતના સહાયક પશુ, પક્ષી, કીટ, પતંગાદિ સર્વ પચ મહા યજ્ઞાદિ દ્વારા પરિપુષ્ટ અને તૃપ્ત થાય છે. મનુષ્ય શરીર વગેરે સૃષ્ટિ સાથે સબધ યુક્ત હોવાથી શ્રેષ્ઠ છે, કેમકે સૃષ્ટિની શરૂઆતથી જ પરપરા સબધ રહેવાથી લયનો ક્રમ તેમા ઘણીજ સરળતાથી ઉત્પન્ન થઇ શકે છે મનુષ્ય શરીર પ્રાકૃતિક ક્રમવિકાશનુ અતિમ સ્થળ હોવાથી શ્રેષ્ઠ છે, કેમકે સહજ પિડમાં પ્રાકૃતિક ક્રમ વિકાસ થતાં થતાં મનુષ્ય શરીરમા તેની પૂર્ણતા થાય છે એટલે પ્રકૃતિની સાથે તેનો નીકટનો સબધ હોવાથી તેમાં સર્વ પ્રકારની યોગ્યતા વિદ્યમાન રહે છે. મનુષ્ય શરીર પૂર્ણપિડ હોવાથી શ્રેષ્ઠ છે, કેમકે મનુષ્ય શરીરને જ બ્રહ્માંડની પ્રતકૃતિ કહી શકાય છે. બ્રહ્માંડના સર્વ લક્ષણુ મનુષ્ય શરીરમા જ દ્રષ્ટિગોચર થાય છે બ્રહ્માડ અને પિડની એકતા મનુષ્ય શરીરમા જ યથાર્થ રીતે થઇ શકે છે મનુષ્ય શરીર સર્વશકિતમાનની સર્વ શકિતઓના વિકાસના વિચારથી શ્રેષ્ઠ છે, કેમકે શ્રી ભગવાનની સપૂર્ણ શકિતઓનો વિકાસ આ પિડમાં પૂર્ણાવતારરૂપે થઈ શકે છે. મનુષ્ય શરીર કર્મના વિચારથી શ્રેષ્ઠ છે, કેમકે સહજ કર્મ કરતાં કરતાં આ પિડમાં આવવાથી સહજ કર્મોનો વિકાસ સહેલાઇથી થઇ શકે છે, અને તેથી મોક્ષમાં જવુ એ આ પિડમાં સુસાધ્ય છે મતલબ એ જ કે, મનુષ્ય શરીર જ સર્વથી શ્રેષ્ઠ છે

શ્રી ભગવાન સચ્ચિદાનન્દમય છે, તેમના સદ્ભાવ અને ચિદ્ભાવનો જૂદો જૂદો અનુભવ થાય છે પરતુ આનદભાવ એ બન્નેમાં વ્યાપક રૂપે સ્થિત હોવાથી તેની અનુભૂતિ બન્નેને સમ્મિલિત રૂપમા થયા કરે છે સત્ અને ચિતના સયોગમા જ તેની સ્થિતિ છે તેથી '**नैकाकी रमते स द्वितीय मैच्छत्**'–અર્થાત્ એકલી આનદ ભાવની અભિવ્યકિત થઇ શકતી નથી, જેથી શ્રીભગવાને બીજાની ઇચ્છા કરી એમ શ્રુતિમા છે લય દશામા સચ્ચિદાનદ ભાવોની એક રૂપથી અનુભૂતિ થાય છે, પરતુ સૃષ્ટિ દશામાં એ ત્રણે ભાવ ઉકતરૂપે જૂદા જૂદા અનુભવમા આવે છે એટલે કે, સચ્ચિદાનદ સ્વરૂપ બ્રહ્મ અને સચ્ચિદાનદમય ઇશ્વર એ પ્રમાણે બે ભાવ અનુભવમાં આવ્યા કરે છે બ્રહ્મભાવમાં મહામાયા અભિન્નરૂપે બ્રહ્મશકિત માફક સ્થિત છે; પરતુ ઇશ્વરભાવમાં ઇશ શકિરૂપીણી હોવાથી સૃષ્ટિ સ્થિતિ લય ક્રિયા કરતી રહેવાથી તેની કાર્યરૂપમા પૃથકતા પ્રતીતિ હોય છે. કેવળ ભગવત્ અર્થેજ કાર્ય કરવાથી તે ભગવાનથી અભિન્ન છે અને ભિન્ન પણ છે. મહામાયાની શ્રી ભગવાનથી અભિન્નતા અને ભિન્નતા બન્ને છે, પરતુ મહામાયા પોતાને ભિન્ન સમજી સૃષ્ટિ સ્થિતિ લય કરતી નથી પણ અભિન્ન સમજીને જ કરે છે. તેથી તેનુ મહામાયાત્વ છે, અને તેટલા માટે શ્રીભગવાનની તે ઇચ્છા અનિચ્છા રૂપિણી ઇચ્છાશકિત છે જેથી જગતનું સૃષ્ટિ સ્થિતિ પ્રલય કાર્ય થયા કરે છે. ટૂકામાં ભગવાન્ અને ભગવતીમાં અભેદભાવ છે, એટલે ભગવાનની ઇચ્છા અનિચ્છા રૂપિણી ઇચ્છા શકિત સ્વરૂપ ધર્મ પણ ભગવાન અને ભગવતીથી ભિન્ન નથી કેમકે શકિત અને શકિતમાનમાં અભેદ થયા કરે છે ભગવત શકિતની જે સૃષ્ટિ સ્થિતિ પ્રલયકારિણી ક્રિયા છે, તે જ ધર્મ છે. તે અનુસાર ચાલવુ એ ધર્માચરણ છે,

અને તેથી પ્રતિકૂળ ચાલવું એ અધર્માચરણ છે. ટૂંકામાં પ્રકૃતિ પ્રવાહમાં પતિતરૂપે આચરણ કરવુ એજ ધર્મનું યથાર્થ સ્વરૂપ છે

સત્ ચિત્ અને આનંદભાવ વ્યાપકરૂપે સર્વત્ર સ્થિત છે, કેમકે શ્રી ભગવાન સર્વ વ્યાપક છે, તેને અધિભૂત ભાવ, અધ્યાત્મ ભાવ અને અધિદૈવ ભાવ પણ કહે છે. કર્મ ઉપાસના અને જ્ઞાન પણ અનુક્રમે અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ ભાવથી જોડાયેલ છે જેમ આનંદભાવ, સદ્‌ભાવ અને ચિદ્‌ભાવમા વ્યાપકરૂપે રહે છે, તેમ ઉપાસના ભાવ પણ કર્મ અને જ્ઞાન બન્નેમા વ્યાપક છે કોઈ પણ કર્મકાંડ સબંધી કર્મ ઉપાસના બુદ્ધિ વગર મેળવી શકાતું નથી. કેમકે કર્મ જડ હોવાથી જેવા ભાવથી કર્મ કર્યું હશે, તેવુ ફળ મળશે. તે ભાવનો ઉપાસના સાથે સબધ છે. કર્મ કાંડનો પ્રારભ સ્થૂલ ક્રિયાથી થાય છે, અને જ્ઞાન કાંડનો પ્રારભ તત્ત્વ જ્ઞાનથી થાય છે, પરંતુ ઉપાસના કાંડ ભાવના આશ્રયથી એ બન્નેમાં વ્યાપકરૂપે વિદ્યમાન રહી બન્નેને મદદ રૂપ થાય છે.

એટલા માટે ઉપાસના કર્મ પ્રધાન અને જ્ઞાન પ્રધાન એ બે પ્રકારની થાય છે. ઉપાસના વિના કાર્ય સાધન બની શકતું નથી અધિદૈવ ભાવરહિત અર્થાત્ ઉપાસના રહિત સાધન નાસ્તિકોને ત્યા થઈ શકે છે, આસ્તિકોને ત્યા થઇ શકતું નથી જ્યારે કર્મથી ફલોત્પત્તિ થાય છે ત્યારે ઉપાસનાનો ભાવ તેને પણ માનવો પડશે; કેમકે જડ કર્મ ફલોત્પત્તિ કરી શકતું નથી, અને કર્મનો સંબધ જ્યા સુધી જીવ મુક્ત ન થાય ત્યાં સુધી એટલે કે, છેવટ સુધી રહે છે સત્ સત્તાનુ દ્યોતક કર્મ જડ સ્વરૂપ છે, અને ચિત્ સત્તાનું દ્યોતક જ્ઞાન ચેતન સ્વરૂપ છે. જડમા પણ ક્રિયા અસભવિત છે, અને ચેતન પણ નિષ્ક્રય છે એટલા માટે જડતત્વના વિકાસની પરાકાષ્ઠા—પત્થરમા ક્રિયા થતી નથી, અને ચેતનતત્વના વિકાસની પરાકાષ્ઠા—જીવન મુક્ત—માં પણ સ્વતત્ર ક્રિયા થતી નથી, એ બન્નેની વચલી અવસ્થામા જે ક્રિયા થાય છે, તે આનદ ભાવના આશ્રય વગર થઇ શકતી નથી તેથી ઉપાસના ભાવ જ જીવને પૂર્ણ સહાયક છે સૃષ્ટિના પ્રારભમા જ આનદ ભાવના આશ્રયથીજ ક્રિયાની પ્રથમ ઉત્પત્તિ થાય છે, નહિ તો કર્મ પોતજ જડ હોવાથી ક્રિયા થઈ જ શકતી નથી. સદ્‌ભાવ અને ચિદ્‌ભાવની અભિવ્યક્તિ પણ આનદ ભાવના આશ્રયથી સૃષ્ટિક્રિયાનો પ્રારભ થતીવખતે થાય છે. લયના વખતે સત્ અને ચિત્ અનાદિ વ્યક્ત રૂપમાં રહે છે એ પ્રમાણે આનંદ ભાવજ સૃષ્ટિ સ્થિતિ લયકારક છે, અને તેથી તેને અધિદૈવભાવ કહે છે

જે સૃષ્ટિ ઉત્પાદક રજોગુણ પોતેજ સર્વ ક્રિયા કરવાવાળુ હોવાથી તે સ્વતત્ર નથી, કેમકે તેનુ પરિણામ સત્ત્વ અથવા તમ ગુણમા હોય છે, તેમ આનદમય દ્યોતક સૃષ્ટિ ક્રિયાનુ પણ પરિણામ સત્ અને ચિત્મા હોય છે તે પોતે સ્વતત્ર નથી, કેમકે સૃષ્ટિ ક્રિયાનો જડ અશનુ પરિણામ જડમા અને ચેતન અશનું પરિણામ ચેતનમાં હોય છે રજોગુણથી ઉત્પન્ન થએલ ક્રિયાનુ પણ પરિણામ તમ મૂલક પાપ અને સત્ત્વ મૂલક પુણ્યમા હોય છે.

સૃષ્ટિની શરુઆતમા પ્રકૃતિ પુરુષના સયોગથી સૃષ્ટિની ઉત્પત્તિ થઇ. તો તે પ્રકૃતિ પુરૂષ સયોગ શું છે તે વિચારવા જેવુ છે પ્રકૃતિ સદ્‌ભાવની દ્યોતિકા અને પુરુષ ચિદ્‌ભાવનો દ્યોતક છે, અને એ બન્નેના સયોગથી આનદભાવની ઉત્પત્તિ સાથે સૃષ્ટિ લીલાનો વિસ્તાર થયો છે. કારણમા જે થાય છે તેજ કાર્યમાં થયાં કરે છે સૃષ્ટિની શરુઆતમા પ્રકૃતિ પુરુષના સયોગથી સૃષ્ટિ થવાથી ઉદ્‌ભિજ આદિ સર્વમા તે જ ક્રમ વિદ્યમાન છે એ પ્રમાણે સૃષ્ટિનો વિસ્તાર થયા કરે છે, માનવ સૃષ્ટિમા પણ એજ ક્રમ છે જેમ પ્રકૃતિ પુરુષના

સયોગથી સૃષ્ટિની શરૂઆત થઇ તેમજ સ્ત્રી-પુરુષના સયોગથી મનુષ્ય સૃષ્ટિ પણ દ્રષ્ટિ ગોચર થઇ રહ્યું છે હવે જે સૃષ્ટિ ક્રમથી ઉત્પન્ન થયાં છે, તેજ સ્ત્રી-પુરુષોનો નાશ થાય છે. સૃષ્ટિ ક્રમથી લય ક્રમ વિપરીત થયા કરે, એ નિયમ છે. જેમ કોઇ માણસ એક મકાનમાથી બહાર નીકળી ફરી તેજ મકાનમા જવા ઇચ્છે તો નીકળવાના માર્ગથી જરા વિપરીત માર્ગે દાખલ થવાનો હશે. કેમકે પંચ તત્વોની ઉત્પત્તિના ક્રમથી લયનો ક્રમ વિપરીત છે આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી એ સૃષ્ટિ ક્રમ છે; અને પૃથ્વી જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ લયક્રમ છે. નર અને નારીને પણ લય થવાને માટે પુરૂષ અને પ્રકૃતિના આદર્શનુ અવલબન કરવુ પડશે, અને ત્યારેજ તેની મુક્તિ થઇ શકશે. કેમકે જે જ્યાથી નીકળે છે તેજ ભાવમાં લય પણ થાય છે.

સૃષ્ટિની શરૂઆતમાં સૃષ્ટિકારી આનદ ભાવની અભિવ્યક્તિને માટે એક સચ્ચિદાનદમય ભાવમાં દ્વૈતની આવશ્યક્તા થઇ, કેમકે દ્વૈત વગર આનંદ ભાવની અભિવ્યક્તિ થઇ શકતી નથી. એટલે એ એક ભાવથી પ્રકૃતિની અભિવ્યક્તિ સાથે સત્ અને ચિદ્રૂપે બે ભાવોની અભિવ્યક્તિ થઈ ગઇ સદ્ભાવમય પ્રકૃતિ અને ચિદ્ભાવમય પુરૂષ અને એના સયોગથી આનદ ભાવ જ્યોતિની સૃષ્ટિલીલાનો વિસ્તાર થયો યાદ રાખવુ કે, સચ્ચિદાનદ ભાવોની અભિવ્યક્તિ બ્રહ્મશક્તિ મહામાયાના સ્વરૂપના આશ્રયથી જ થાય છે, તે સિવાય નિરાકાર બ્રહ્મનો આકાર ક્યાં છે ? જ્યારે સૃષ્ટિની શરૂઆત પ્રકૃતિ અને પુરૂષથી થઇ તો આગળ પણ એજ ક્રમ ચાલ્યો અને તેજ સ્ત્રીધારા અને પુરૂષધારા થઇ. પ્રકૃતિ એ નારી અને પુરૂષ એ નર. સૃષ્ટિની આદિમા જે જીવ પુરૂષ રૂપે ઉત્પન્ન થયા છે, તે મનુષ્ય સૃષ્ટિ સુધી પહોચવામા બરાબર પુરૂષ જ થયાં કરશે, અને જે જીવ સ્ત્રીરૂપે ઉત્પન્ન થયાં છે તે સ્ત્રી થયાં કરશે. તે જ પુરૂષ ધારા અને સ્ત્રીધારા છે, જ્યાથી નીકળે છે, ત્યાં સુધી ફરી પહોચવામાં ત્યાના ધર્મનુ અવલંબન લેવુ એજ વિજ્ઞાન, સગત અને અભિષ્ટ ફલપ્રદ થશે. પુરૂષ ચેતનરૂપ અને પ્રકૃતિ જડ છે, પુરૂષ દ્રષ્ટા અને દશ્ય છે પુરૂષ નિષ્ક્રિય અને પ્રકૃતિ સક્રિયા છે પુરૂષ નિર્લેપ અને પ્રકૃતિ સર્વ કાર્યકર્ત્રિ છે. પુરૂષ અપરિણામી અને પ્રકૃતિ પરિણામી છે. સારાંશ એજ કે, આદર્શાનુસાર નર અને નારી ધર્મમાં અનેક જાતનો તફાવત હશે બનેનો ધર્મ એક થઇ શકતો નથી.

જો પુરૂષને બ્રહ્મભાવમય થવુ છે તો તેને પૂર્ણાવતાર શ્રી ભગવાનની નીચે લખેલી આજ્ઞાનું અવલબન લેવુ પડશે, અર્થાત્ પ્રકૃતિના પ્રવાહમા પોતાને વહેવા દેવો પડશે. મતલબ એજ કે, પ્રકૃતિને અનુકૂળ આચરણ કરવુ પડશે.

> प्रकृत्या क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
> अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते ॥
> तत्त्ववित्तु महाबाहो ! गुण कर्म विभागयोः ।
> गुणा गुणेषु वर्तन्ते इति मत्वा न सज्जते ॥

અર્થાત્—ગુણોના આશ્રયથી પ્રકૃતિ સર્વ કર્મ કરે છે, પરતુ અહંકારથી વિમૂઢ આત્મા એ કર્મોનો કર્તા હું છુ એમ માને છે. હે અર્જુન ! ગુણ વિભાગ અને કર્મ વિભાગના તત્વને જાણનારાઓ, મહાપુરૂષ તો ગુણભાવમાં સ્થિર રહી કર્મ કર્યા કરે છે, એવુ માની તેમા આસક્ત થતો નથી. પ્રકૃતિ સેવા કરતાં જ મુક્ત થઇ જાય છે

પુરૂષના સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે શરીર પ્રાકૃતિક છે. અને જીવ ભાવ

હોવાથી મુક્તિ પર્યંત જે જે ચરાચર વસ્તુઓ સાથે સબંધ રાખી તે કર્મ કરે છે તે સર્વ પણ પ્રાકૃતિક છે. જો હું એ સવ પ્રાકૃતિક પદાર્થોની સેવા કરી શકે, અર્થાત પોતાનુ કર્તૃત્વાભિમાન વચ્ચે ન આવવા દેતા એ પ્રાકૃતિક પદાર્થોના સ્વાભાવિક વેગના પ્રવાહમાં પોતાને વહેવા દે તો તે પ્રકૃતિના ઉપાસક મનાશે અને મુકત થઇ જશે. આ જ નર ધર્મનુ રહસ્ય છે.

પુરૂષ જ્યારે પોતાને કર્ત્તા માનવા જાય છે ત્યારે પ્રકૃતિની સેવા તેનાથી ન બનતા તે પ્રકૃતિ સાથે બળાત્કાર કરે છે. પુરૂષ ચેતનરૂપ હોવાથી તે વખતે પ્રકૃતિપર તેનુ આધિપત્ય સ્થાપન થઇ જાય છે, પછી પ્રકૃતિમાં વિકૃતિ ઉત્પન્ન કરી તે પોતે આવાગમન ચક્રમાં ફસી જાય છે, કેમકે તે પ્રકૃતિજ તેની છેવટ સુધીની સહચરી છે. ગમે તે અધિકારનો પુરૂષ હોય પણુ જો તે કર્તૃત્વ અહંકારનો ત્યાગ કરી પ્રકૃતિ અનુસાર કાર્ય કરવાની શરૂઆત કરે તો તે વખતે તેની પ્રકૃતિ બાદ નહિ કરતા તેને મુક્તિની તરફ જ અગ્રેસર કરશે, અને તેજ પ્રકૃતિ પ્રવાહ અનુકૂળ તેનું આચરણુ તેને માટે ધર્મ કહેવડાવશે. અધિકાર અને અધિકારી ભેદનુ પ્રતિપાદન કરનાર સનાતન ધર્મ આ પ્રમાણે પ્રકૃતિની સેવા કરવાની આજ્ઞા દે છે, સ્વરૂપને આવરણુ કરવાવાળી પ્રકૃતિ છે. પુરૂષને માટે પોતાની પ્રકૃતિ અનુકૂળ કાર્ય કરવુ એજ ધમ આચરણુ કરવુ તે છે. તેનો ઉપદેશ તેને વેદ સમતશાસ્ત્ર અથવા ગુરૂદ્વારા જ પ્રાપ્ત થઇ શકે છે,

જે જ્યાંથી નીકળે છે તે ત્યાં જ લય પામે છે, પુરુષ પોતાના સચ્ચિદાનંદ ભાવમાં સ્થિત થઇ મુકત થશે અને સ્ત્રીની મુક્તિ પુરુષમા તન્મયતા પ્રાપ્ત કરવાથી થશે. કેમકે પુરષ ભાવથી જ તેની ઉત્પત્તિ છે, જ્યારે તે આ અવસ્થાને પ્રાપ્ત થશે ત્યારે તે પુરુષમા તન્મય બની પુરુષરૂપ જ થઇ જશે, આ પ્રમાણે તેની સ્ત્રી યોનિથી મુક્તિ છે, અને તેને જ સ્ત્રીની મુકિત કહે છે.

સૃષ્ટિની શરૂમાં સચ્ચિદાનંદ સ્વરુપ અદ્વતીય બ્રહ્મ ભાવમા મહામાયાથી આભાસરૂપે કાંઇક અભિવ્યકિત થવાથી જ **एकोऽहं** આ ઇશ ભાવ છે. અને **'एकोऽहं बहुस्यां प्रजायेय'**—આ ભાવથી પ્રકૃતિ પુરુષાત્મક ભાવની અભિવ્યકિત થાય છે, એટલા માટે લય વખતે પુરૂષનુ છેવટે જવાનુ સ્થાન સચ્ચિદાનંદ ભાવ પ્રાપ્તિ અને સ્ત્રીનુ પ્રકૃતિ ભાવ પ્રાપ્તિ છે, અને તેથીજ પુરૂષ અને સ્ત્રી ધર્મમા બહુજ તફાવત છે.

જડ પ્રકૃતિ ચેતન પુરુષના બીજને પ્રાપ્ત થઇ સૃષ્ટિ ક્રિયા કરે છે. અને લય વખતે પુરૂષને આધીન બની, તેના ચેતનરૂપ જ્ઞાનનો આશ્રય લઇ, દરેક કાર્ય તેની સેવાને અર્થે કરતી સ્ત્રી, પુરુષમા લય થઇ મુકત થઇ શકે છે, સ્વતંત્ર થવુ એ તેને માટે પોતાની પ્રકૃત્તિ વિરુદ્ધ કાર્ય કરવુ અથવા પાપ કરવુ તે છે, અને પુરુષને આધીન રહી પુરુષને અર્થે કાર્ય કરવુ એ પોતાની પ્રકૃતિને અનુકૂળ કાર્ય કરવુ અથવા પુણ્ય સચય કરવું તે છે. જે વખતે પૂર્ણરુપે સ્ત્રી, પુરુષને આધીન થઇ જશે અને પૂર્ણરુપે પુરુષને અર્થેજ કાર્ય કરશે તે વખતે તે મુકત થઇ જશે

એ સિદ્ધાન્તાનુસાર પુરુષને તેની પોતાની પ્રકૃતિને અનુકુળ ચલાવવા માટે વેદ સમત શાસ્ત્રે વર્ણાશ્રમ ધર્મનું પ્રતિપાદન કર્યું છે. અને સ્ત્રીને માટે જપ, તપ, સાધન, ભજન વગેરે ગુણ્ય બતાવી એક માત્ર પુરુષ તન્મયતા પ્રાપ્તિને માટે પતિવ્રતનો ઉપદેશ કર્યો છે.

પુરૂષના સ્વરૂપને આવરણુ કરવાવાળાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણુ શરીર પ્રાકૃતિક છે.

પુરૂષ પ્રકૃતિ સ્વરૂપ સ્રીની સહાયતા લઇ પોતાના ત્રણે શરીરને પવિત્ર અને નિર્મળ કરી સ્વસ્વરૂપોપલબ્ધિ કરી શકે છે સ્રીનો ધર્મ પુરૂષતન્મયતા પ્રાપ્તિ કરવાનો હોવાથી તે વિકૃતિ સ્વરૂપ ધારણ કરી પુરૂષની ઉપાસના કરે છે તો પતિત થાય છે સ્રીને પોતાનો પુરૂષ ગમે તેવો હોય, પરન્તુ તેને અનુકુળ ચાલવાથી જ મુક્તિની પ્રાપ્તિ થઇ શકે છે, કેમકે તે પોતાના પ્રકૃતિ સ્વરૂપને ઠીક રાખવાને માટે પતિને મદદરૂપ થાય છે અને પોતે પણ પુરૂષ પ્રાપ્તિ રૂપ મુક્તિને પ્રાપ્ત થાય છે. પરંતુ પુરૂષ વિકૃતિ અવસ્થારૂપ સ્રીનો સંગ કરે તો, તે પણ પતિત થાય છે. અને સ્રીનો પોતાના ધર્મ વિરૂદ્ધ વર્તે એટલે પતિત થાય તેમાં નવાઇજ નહિ. સારાંશ એજ કે, પુરૂષને વિકૃતિયુક્ત સ્રીનો સંગ કરવો ન જોઇએ, અને સ્રીને પોતાના ઉપાસ્યદેવ પુરૂષની-તે ગમે તેવો હોય તોપણ-ઉપાસના કરવી જોઇએ.

પુરૂષને માટે સ્રીનો સંગ પ્રકૃતિની ઉપાસનાનો અભ્યાસ કરવાને માટે છે. સ્રી જેટલી પુરૂષને અનુકુળ હશે, તેટલી જ તે પુરૂષની ઉન્નતિમાં મદદગાર થશે. પરન્તુ સ્રીને માટે તેવું નથી. પુરૂષ જો પાપી પણ હોય, તો સ્રીને પોતાના ધર્મનું પાલન કરવામાં કાંઇક વિશેષ ફળની પ્રાપ્તિ થશે. કેમકે નારી ધર્મને તપ મુખ્ય હોવાથી તે સ્રીને પોતાના ધર્મનું પાલન કરવામાં અધિક કષ્ટ સહન કરવું પડશે, એટલે કે તેને તપની વૃદ્ધિ થશે. એ પ્રમાણે તેના ઉન્નતિના માર્ગમાં તે પુરૂષનું પાપી હોવું પ્રતિકુળ ન હોતાં વધારે અનુકુળ જ થશે એવા કષ્ટને સહન કરી પોતાના ધર્મનું પાલન કરવાવાળી સ્રી તે જ જન્મમાં મુક્ત થઇ શકે છે, અર્થાત્ ફરી તેને સ્રી જન્મ લેવો નહિ પડે

સનાતન ધર્મના સિદ્ધાંતોને સમજવાની જેટલા જીજ્ઞાસુ ચેષ્ટા કરશે, તેટલાજ તે અસીમ પરમાનંદ સાગરમાં નિમગ્ન થઇ અખંડાનંદનો અનુભવ કરી શકશે.

નિગમાગમચન્દ્રિકા.

---



## વેદાંતના મૂલતત્ત્વો.

(લેખક—પૂજ્યપાદ મહાત્મન શ્રીમત નથુરામ શર્મા.)

(અનુસંધાન ગતાંકથી)

---

વેદાંતશાસ્રના—ઉપનિષદોના—આરંભમાં એટલે ઉપક્રમમાં અદ્વિતીયબ્રહ્મનું ને તેની સમાપ્તિમાં એટલે ઉપસંહારમાં પણ અદ્વિતીયબ્રહ્મનું નિરૂપણ હોય છે, તેથી વેદાંતશાસ્રનું અદ્વિતીયબ્રહ્મમાં તાત્પર્ય છે એમ ઉપક્રમ-ઉપસંહારની એકતા એ નામના પહેલા પ્રકારના લિંગવડે વિવેકી શ્રોતાને નક્કી થાય છે વેદાંતશાસ્ત્રમાં વારંવાર આત્માથી બ્રહ્માનાં અભિન્નપણાનો ઉપદેશ કરેલો જોવામાં આવે છે, જેમકે છાંદોગ્યોપનિષદના છઠ્ઠા પ્રપાઠકમાં જીવનું વાસ્તવિક સ્વરૂપ જગતના કારણરૂપ સત્થી (બ્રહ્મથી) અભિન્ન છે એમ '**तत्त्वमसि**' (જગતના કારણરૂપ જે સત્ તે તું છે) એ વચનો નવ વાર કહીને સમજાવવામાં આવ્યું છે. એવી રીતે અદ્વિતીયબ્રહ્મના વારંવાર કથનરૂપ અભ્યાસથી પણ વેદાંતશાસ્રનું અદ્વિતીયબ્રહ્મમાં તાત્પર્ય છે એમ નક્કી થાય છે જે શાસ્રનો જે અસાધારણ વિષય હોય તે શાસ્રની તે અસાધારણ વિષયને પ્રમાણ અને યુક્તિવડે પ્રતિપાદન કરવાની જે રીત તે તે શાસ્રની

અપૂર્વતા–અન્યશાસ્ત્રથી નહિ પ્રતિપાદિત નવીનતા–કહેવાય છે. એ અપૂર્વતાવડે પણ શ્રોતાને શાસ્ત્રના તાત્પર્યનો નિશ્ચય થાય છે વેદાંતશાસ્ત્રમાં જે જીવના વાસ્તવિક સ્વરૂપ અંતરાત્માનો ઇશ્વરના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મની સાથે શ્રુતિઓથી અને તદનુકૂલ અનુમાનાદિ યુક્તિઓથી અભેદ પ્રતિપાદન કરવામાં આવ્યો છે તે અન્ય શાસ્ત્રોએ નહિ પ્રતિપાદન કરેલ વેદાંતશાસ્ત્રના અસાધારણ વિષયરૂપ અપૂર્વતા છે. એ અપૂર્વતારૂપ લિંગથી પણ વેદાંતશાસ્ત્રનું અદ્વિતીય-બ્રહ્મમાં તાત્પર્ય છે એવો શ્રોતાના અંતઃકરણને નિશ્ચય થાય છે જે શાસ્ત્રના પ્રતિપાદિત વિષયના સેવનથી કે અનુભવથી જે પ્રયોજનની–ફલની–કર્તાને સિદ્ધિ થાય તે પ્રયોજનરૂપ ફલમાં તે શાસ્ત્રનું તાત્પર્ય મનાય છે, જેમ આયુર્વેદમાં પ્રતિપાદન કરેલા રોગોના સ્વરૂપો ને તે રોગોની નિવૃત્તિના ઉપાયોનું સેવન એ આરોગ્યરૂપ ફલ ઉપજાવનારા છે. તેથી આયુર્વેદનું તાત્પર્ય સ્થૂલશરીરના આરોગ્યની પ્રાપ્તિમાં છે એમ નક્કી થાય છે વેદાંતશાસ્ત્રમાં વર્ણવેલા શમદમાદિ ને શ્રવણાદિ સાધનોનું ફલ બ્રહ્માનુભવદ્વારા અદ્વિતીયબ્રહ્મ જે ત્રિવિધ-તાપથી અત્યંતરહિત ને પરમાનંદરૂપ છે તે રૂપે સ્થિતિ કરવારૂપ મોક્ષ છે. એવી રીતે વેદાંતશાસ્ત્રના ફલરૂપ અદ્વિતીયબ્રહ્મ હોવાથી ફલનામના લિંગવડે પણ વેદાંતશાસ્ત્રનું તાત્પર્ય અદ્વિતીયબ્રહ્મમાં છે એવો નિર્ણય શ્રોતાના અંતઃકરણને થાય છે સ્તુતિનિંદાનાં વચનો અર્થવાદ કહેવાય છે જે વિષયની નિંદા કરી હોય તેમાં તે શાસ્ત્રનું તાત્પર્ય માનવામાં આવતું નથી, પણ જે વિષયની તેમાં સ્તુતિ કરી હોય તે વિષયમાં તે શાસ્ત્રનું તાત્પર્ય માનવામાં આવે છે. વેદાંતશાસ્ત્રમાં "**द्वितीयाद्वै भयं भवति**" (દ્વિતીયને–દ્વૈતને–ભેદને–સત્ય માનનારને અવશ્ય ભય થાય છે) ઇત્યાદિ વેદાંતવચનોમાં દ્વૈતની નિંદા જોવામાં આવે છે, અને "**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः**" (વેદાંતશાસ્ત્રના ને સદ્ગુરુના ઉપદેશથી એકપણાને–અદ્વૈતને–અભાવનાર મનુષ્યને તે અદ્વૈતમાં કઇ ભ્રાંતિ ને કયો માનસ પરિતાપ હોય ?) ઇત્યાદિ વેદાંતવચનોમાં અદ્વૈતની સ્તુતિ જોવામાં આવે છે, તેથી આ અર્થવાદરૂપ લિંગવડે વેદાંતશાસ્ત્રનું અદ્વિતીયબ્રહ્મમાં તાત્પર્ય છે એવો નિશ્ચય શ્રોતાને થાય છે પ્રતિપાદ્ય વિષયનું યુક્તિઓ ને ઉદાહરણોવડે સંભવિતપણું સિદ્ધ કરી બતાવવું એ ઉપપત્તિ કહેવાય છે. સદ્રૂપ બ્રહ્મ આ જગતનું કારણ છે, તેથી આ જીવો અને જડ પદાર્થો જે જગત્ એવા નામથી ઓળખાય છે તે જગત્ બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્મરૂપજ છે જે જે કાર્ય હોય છે તે તે પોતપોતાના કારણોથી ભિન્ન હોતાં નથી, જેમ માટીના વાસણો પોતાના કારણરૂપ માટીથી ભિન્ન નથી, સોનાનાં ઘરેણાં પોતાના કારણરૂપ સોનાથી ભિન્ન નથી, ને લોઢાનાં શસ્ત્રો પોતાના કારણરૂપ લોઢાથી ભિન્ન નથી. આ ઉપપત્તિનામના લિંગવડે પણ વેદાંતશાસ્ત્રનું અદ્વિતીયબ્રહ્મમાં તાત્પર્ય છે એમ પોતાના અંતઃકરણને નક્કી થાય છે. એવી રીતે તાત્પર્યનો નિર્ણય દર્શાવનારા છ પ્રકારના લિંગોસહિત વેદાંતશાસ્ત્રનું આદરપૂર્વક પોતાના સદ્ગુરુના મુખથી શ્રવણ કરવાથી વેદાંતશાસ્ત્ર પ્રધાનપણે અદ્વિતીયબ્રહ્મનું પ્રતિપાદન કરે છે એમ તે વિવેકી શ્રવણ કરનારના અંતઃકરણને સ્પષ્ટ સમજાય છે

બીજા પ્રકારના શ્રવણનું સ્વરૂપ લગભગ આવા પ્રકારનું હોય છે–તે શરણાગત શિષ્યના અંતઃકરણની શુદ્ધિ, સરલતા, નમ્રતા, એકાગ્રતા ને વિવેકાદિ સાધનયુક્તતા જોઇ પરમોદાર અંતઃકરણવાળા તે શ્રીસદ્ગુરુ પ્રસન્ન થઇ તે શિષ્યને પોતાની પારમેશ્વરી શક્તિથી યુક્ત થઇ ભવસાગરનો અનાયાસે શીઘ્ર પાર પમાડનારાં, પરમગંભીર, પરમદયાયુક્ત, ઉત્તમ વિચારવાળાં ને ઉત્તમ શબ્દ રચનાવાળાં આવાં નિર્દોષ વચનો નિરભિમાનપણે કહેવા લાગે

છે.-" तत्त्वमसि सोम्य ! सर्वं खल्विदं ब्रह्म सोम्य ! હે પ્રિયદર્શન ! તમારું વાસ્તવિક સ્વરૂપ અનાદિ સિદ્ધ સત્ એટલે બ્રહ્મ છે, દેહાદિ નથી હે સોમ્ય ! આ સર્વ જે કાંઇ નેત્રાદિ ઇંદ્રિયોવડે પ્રતીત થાય છે તે સર્વ નામ રૂપ ને ક્રિયાનો સમૂહ જેને વ્યવહારમા જગત્ એવા નામથી કહેવામા આવે છે તે પણ વસ્તુતાએ પોતાના અનિમકારણરૂપ એટલે બ્રહ્મ છે પદાર્થોના પ્રતીત થતા રૂપો માયામાત્ર છે વાસ્તવિક નથી

તમે સ્થૂલશરીરરૂપ નથી આ સ્થૂલશરીર તો સ્થૂલ એટલે પચ્ચકૃત-મળેલાં પાચ-ભૂતોના કાર્યરૂપ છે તેમા જે હાડકાં આદિ ઘન વસ્તુઓ છે તે પૃથિવીના કાર્યરૂપ છે, રૂધિર આદિ જે પ્રવાહી વસ્તુઓ છે તે જલના કાર્યરૂપ છે. તેમાં જે પ્રકાશ ને ઉષ્મા જણાય છે તે તેજના કાર્યરૂપ છે સ્થૂલ શરીરના જીવનના હેતુભૂત પ્રાણાદિ પાચ વાયુઓની વૃત્તિઓ તે વાયુના કાર્યરૂપ છે, અને વાયુતત્ત્વના હેતુભૂત થનારો અવકાશ જેનો સૂક્ષ્મદ્રવ્યરૂપ જે ભાગ છે તે આકાશના કાર્યરૂપ છે, એ સર્વ પદાર્થો જેને સ્વપરનું જ્ઞાન નથી એવા એટલે જડ છે અને તમે તો સ્વપરના સ્વરૂપને જાણનારા ચેતનરૂપ છો તમે પ્રકાશક છો, ને તે પ્રકાશ્ય છે. તમે દ્રષ્ટા છો, ને તે દૃશ્ય છે એ સર્વ પરિણામી ને વિનાશી છે, અને તમે તો અપરિણામી ને અવિનાશી છો, એ સર્વ પોતાનામાં મમતા કે અહંતા રાખનારને દુઃખાનુભવ કરાવનાર હોવાથી દુખરૂપ છે, ને તમે તો સર્વદા સુખરૂપ છો એવી રીતે તમારા સાચા સ્વરૂપની ને સ્થૂલશરીરની વિલક્ષણતા છે તેથી તમે સ્થૂલશરીરરૂપ નથી સ્વપ્નાવસ્થામા આ સ્થૂલશરીરની તમને પ્રતીતિ થતી નથી, ને તે વેલા 'હું છુ' એવુ ભાન તો તમને હોય છે, તથા આ સ્થૂલ શરીરને તમે પ્રસંગોપાત્ત 'મારૂં' એમ કહોછો, તેથી પણ તમે સ્થૂલ શરીરરૂપ નથી, પણ તેના સ્વામી આત્મા વા બ્રહ્મ છો. રુધિર અને ગતિતંતુઓમા, જ્ઞાનતંતુઓમાં ને મસ્તિષ્કમા રહેલું મજ્જાદ્રવ્ય એ જડ વસ્તુઓ સ્થૂલશરીરને જીવતું રાખવામા ભલે હેતુભૂત હોય, પણ તેમના સ્વરૂપને જાણનારા ને અન્યની આગળ તેમના સ્વરૂપનું કથન કરનારા તમે તે જડ દ્રવ્યરૂપ નથી, પણ તમે તો તે બનેથી અત્યંત વિલક્ષણ ને જ્ઞાનસ્વભાવવાળા આત્મા છો, જેમ નવા લુગડાને ગ્રહણ કરનાર, તે નવા લુગડાને ધારણ કરનાર અને ધારણ કરવાને અયોગ્ય થવાથી તે લુગડાનો ત્યાગ કરનાર મનુષ્ય તે લુગડાથી અત્યંત ભિન્ન છે તેમ આ સ્થૂલશરીરને પ્રારબ્ધકર્મને વશ થઇ ગ્રહણ કરનારા, પ્રારબ્ધકર્મની સમાપ્તિ પર્યંત તેને ધારણ કરનારા અને પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે તેનો પરિત્યાગ કરનારા તમે આ સ્થૂલશરીરરૂપ નથી, પણ તેનાથી અત્યંત ભિન્ન છો. ઘડાનો જોનારો જેમ ઘડાથી ભિન્ન છે તેમ સ્થૂલ શરીરને પ્રકાશનારા તમે સ્થૂલશરીરથી ભિન્ન છો. સ્થૂલશરીર ક્ષણે ક્ષણે પરિણામ પામી વિનાશ પામવાના સ્વભાવવાળું છે, અને તમે અપરિણામી ને અવિનાશી સ્વભાવવાળા છો એમ સત્શાસ્ત્રો ને સત્પુરુષો કહે છે. વળી તમે પણ સૂક્ષ્મ વિચારથી જોશો તો તમારા સ્થૂલશરીરની અવસ્થાઓ બદલાતા છતાં પણ તમારૂં હુંપણું એનું એજ રહે છે તેથી તમારૂ અપરિણામીપણું તમને સ્પષ્ટ સમજાશે. સ્થૂલશરીર મલિન ને દુર્ગંધમય છે, પણ તમે તો સર્વદા પરમપવિત્ર ને પરમસુગંધમય છો. સ્થૂલશરીર અનેક પ્રકારના રોગોનો ભોગ થઇ પડનારૂં છે પણ તમે તો સર્વદા નિરામય-રોગોથી અત્યત રહિત-છો. સ્થૂલશરીરને અપકાર કરનારા ઘણા પ્રાણિપદાર્થો છે, પણ તમે અનન્તરૂપ હોવાથી તમને અપકાર કરી શકે એવો કોઈ પણ પ્રાણિપદાર્થ આ વિશ્વમાં વિદ્યમાન નથી"

શિષ્ય પૂછે છે-હે ભગવાન્ ! " જો સ્થૂલશરીરને આત્મા માનવામા આવે તો તેમાં ક્યા ક્યા દોષો આવે છે તે આપ મારા ઉપર કૃપા કરીને મને કહેશો. "

શ્રીસદ્દગુરૂ કહે છે—હે સોમ્ય ! આ સ્થુલ શરીર પૃથિવી આદિ પાંચ જડ ભૂતોના કાયરૂપ છે. માત્ર લૌકિક પ્રત્યક્ષપ્રમાણુને અવલબીને દશ્ય પદાર્થોના સ્વરૂપનું નિરૂપણ કરનારા શોધક મનુષ્યોએ માનેલા સર્વ જડતત્ત્વોનો આ પાચભૂતોમાંજ સમાવેશ થાય છે. જડ પદાર્થોમા ચેતના વા જ્ઞાન હોઇ શકે નહિ, કેમકે તે જ્ઞાન જડનો ધર્મ કે સ્વભાવ નથી. જીવતા સ્થુલશરીરમા જે ચેતના–જ્ઞાન–જોવામા આવે છે તે ક્યાંથી આવી ? એ પ્રશ્નના ઉત્તરમાં તે ચાર ભૂતોમાથી આવી એમ કહી શકાય નહિ, કેમકે તે ચાર ભૂતોમાંના કોઈ પણુ ભૂતમાં ચેતના જોવામા આવતી નથી જે ગુણુ કારણુમા પ્રકટ કે અપ્રકટ. નજ હોય તે ગુણુ કાર્યમાં આવી શકે નહિ. 'જેમ ખસખસના એક દાણામાં માદક્તા નથી, પણુ ખમખસના ઘણા દાણા ભેળા થવાથી તેમા માદકતા પ્રકટે છે, અને જેમ કાથો ચુનો તથા પાન એ ત્રણેમાના કોઇ પણુ પદાર્થમા રક્તતા સ્પષ્ટ પ્રતીત થતી નથી

અપૂર્ણ.




હે માનવ !

તારે તારા હૃદયમાં પવિત્રતાની વેદી ચણવી જોઇએ, એ વેદી આગળ સત્યનું પૂજન અર્ચન કરાવવું જોઇએ

તારે જાણવું જોઇએ કે પ્રભુ એ બસ પવિત્રતા અને પ્રેમ રૂપ જ છે.

તારે તારા તમામ કર્તવ્ય પ્રદેશને ઉક્ત પવિત્રતાની વેદી આગળ લાવવા જોઇએ. જો એ સાચુ સોનું હશે તો ઝગી ઉઠશે નહિં તો બળીને ભસ્મ થશે

તારે તારી સઘળી શુભેચ્છાઓને ઉક્ત પવિત્રતાની વેદી આગળ ધરવી જોઇએ. તને સંતોષ થયા વગર નહિ જ રહે

તારી બધી મુશ્કેલીઓનો નિકાલ ઉક્ત પવિત્રતાની વેદી કરે થશે. તને નિરાશા નહિ મળે

તારા બધા દુ ખદર્દોની દવા ઉક્ત પવિત્રતાની વેદીનો તાપ તાપવામાં છે. તું સત્વર નિરોગી થઇશ

એની પવિત્ર જ્યોતના પ્રકાશથી નિષ્ફળતા માત્ર નાસી જાય છે.

એ જ્યોતના અજવાળામાં ઇશ્વરના આદેશ વચાય છે, સત્યનાં સૂત્ર સમજાય છે, પ્રભુનાં પુસ્તકના પાઠ થઇ શકે છે એથી નવચેતન આવે છે, નવજીવન મળે છે.

પવિત્રતાની વેદી એ સ્વર્ગની સીડી છે.

સ્વવનરાય શુકલ.

---

શ્રીમદ્દશંકરાચાર્ય

# स्त्रीयोनुं कार्यक्षेत्र.

બાબુ કન્નોમલ એમ એ. ના એક લેખના આધાર પરથી
લખનાર. K. C Mehta.

---

## પતીના સંબંધમાં પત્નીનું કર્તવ્ય

પતીને ઇશ્વર સમાન માનીને સ્ત્રી પોતાના સર્વ કાર્યો તેની ઇચ્છાનુસાર કરે. તેની ઇચ્છાને આધિન થઇને તે ઘરના બધા કામોનો ભાર પોતાના પર લે. તે પતીના સુઇ રહેવા બાદ સુઈ રહે, તેના જાગવાના પહેલા જાગે અને તેને સુતેલાને કદી ન ઉઠાડે. જે જે વ્રતો અને ઉપવાસો પતી કરે તે તેણી પણ કરે અને જો પતી તેણીને ના પાડે તો તેને વિનતી કરે કે આપ આ ધર્મના કામ માટે હઠ ન કરો જ્યારે પતી બહારથી ઘરમાં આવે ત્યારે તેનો અવાજ સાંભળતાજ તેની આજ્ઞાની પ્રતિક્ષા કરીને ઘરની મધ્યમાં ઉભી રહે અને નોકર ચાકરને ખસેડીને તેમના પદ પ્રક્ષાલનનુ કામ પોતે કરે. જ્યારે સ્ત્રી કોઈ વિવાહ, યજ્ઞ, દેવોત્સવ તથા અન્ય કોઈ મેળામા જવા ઇચ્છે ત્યારે તેણીએ ત્યા પતીની આજ્ઞા લઇને જવુ જોઇયે. જે રમત ગમતમા પતી સામેલ થવાનું કહે તેમા સામેલ થાય અન્યમા નહી. જો પતી અનુચીત અથવા અધિક વ્યય કરે તો તેને તે એકાંતમાં સમજાવે. કદી પતી વિના કારણેજ ભાર્યાનાપર અપ્રસન્ન થાય તો પત્નીએ આ વિષયમા વધુ તકરાર ન કરવી જોઇયે જો પતી ભાર્યાની સાથે વગર કારણે ખરાબ વર્તાવ કરે, તો તેણીને ઉચિત છે કે જ્યારે પતી એકલો હોય અથવા પોતાના પરમપ્રિય મિત્રની સાથે હોય ત્યારે તેણી તેના અનાવશ્યક અને નિર્થક દોષારોપણપર ધ્યાન દેવરાવે, પરતુ મન્ત્ર-તત્ર તથા જડીબુટ્ટીદ્વારા તેને વશમાં કરવાનો ઉદ્યોગ ન કરે. કારણ કે જો પતીને આશકા થઇ જાય કે મારી પત્ની મને મન્ત્રતન્ત્રદ્વારા વશમાં કરવાની ચેષ્ટા કરે છે તો તેનો તેણીના પરથી હમેશાના માટે વિશ્વાસ ઉઠી જશે અને પછી તે કદી તેણીના પર પ્રેમભાવ નહી રાખે.

## ઘરેણાં ઇત્યાદિ.

સ્ત્રીએ પતીની પાસે એકાત સ્થાનમા ઘરેણાં પહેરીને જવુ જોઇયે. શરીરનો પરસેવો, મુખની દુર્ગંધી, દાંતોનો મેલ-આ દોષોથી હમેશાં દુર રહેવુ જોઇયે. ખેલ તથા બીજા અવસરોપર તેણીએ પાતળાં, ચીકણા અને હલકા વસ્ત્રો પહેરવા જોઇયે થોડુ ઘરેણું તથા ફુલોના અલકારો પણ પહેરવા જોઇયે તેણીએ સુગધી પણ પોતાની પાસે રાખવી જોઇએ.

## સ્રીયો કોની સાથે કેવો વર્તાવ રાખે.

સસરા તથા અન્ય ગુરૂજનો, દેરાની-જેઠાણીયો તથા તેમના પતીઓની સાથે તથા નોકર-નોકરનીઓની સાથે ભાર્યાએ યથોચીત વ્યવહાર રાખવો જોઇયે તેણીએ સાસુ સસરાની ચાકરી કરવી જોઇએ. તેમની સાથે તકરાર ન કરવી જોઇએ તેમની આજ્ઞાનુ પાલણ કરવું જોઇયે. નોકર-ચાકર તથા પોતાના આશ્રીત નરનારીઓ અને ગૃહ પશુઓનો પુરો વિચાર કરવો જોઇએ નોકરોને વાર તહેવાર પર ઇનામ આપવુ જોઇએ ધનધાન્યાદિ વૃદ્ધિ જોઇને ભાર્યાએ ફુલાઈ ન જવું જોઇએ, તેણીએ પોતાના પતીના દુશ્મનને દુશ્મન અને મિત્રને મિત્ર ગણવો જોઇએ.

### સ્ત્રી કોણ કોણ સ્ત્રીની સાથે ન બોલે.

નાચે વર્ણવેલી સ્ત્રીઓની દોસ્તી ન કરવી જોઇએ.—ભીખ માંગવાવાળી, ગેરૂળા વસ્ત્ર પહેરનારી વૈરાગની, અન્ય પ્રકારની વૈરાગની, કુલા, બાજીગરની, ભવિષ્યની વાર્તા બતાવનારી, જાદુમન્ત્ર જાણનારી

### સ્ત્રીએ આ વાર્તા તજી દેવી જોઇએ.

કટુ અને તીવ્ર વાક્ય, પતીની તરફ ખરાબ દ્રષ્ટીથી જોવુ, વારંવાર ઘરના આગણે ઉભુ રહેવું અથવા ત્યાંથી તાકતા રહેવુ, વાડીકામા કોઇની સાથે ગુપ્ત વાતો કરવી અને સ્થાનોમા બહુ વાર સુધી ઉભુ રહેવું

### રસોઇનું સ્થાન અને ભોજન.

રસોઇનુ સ્થાન સુંદર, સ્વચ્છ અને મનોહર હોવુ જોઇયે કે જ્યાં જતા આવતાની દ્રષ્ટી ન પડે. પતીને તથા અન્ય ઘરના લોકને જે જે વસ્તુઓ પસંદ હોય તે બનાવવી. પછી જાય તેનીજ બનાવવી.

### પુષ્પવાટીકા

સ્ત્રીએ આંગણા આગળ બગીચો કરવો. જમીન સ્વચ્છ અને શુદ્ધ હોય, તેમા લીલાં શાક, શેરડી, જીરૂ, અજમો, ફુલ અને દવાના કામની વનસ્પતીઓ વાવે, તેમાં સુંદર ઝાડ ઉગાડે. વચમાં નદી યા કુવો યા તળાવ બનાવે.

### ગૃહોપયોગી વસ્તુઓનો સંગ્રહ

યથાસમયે આ વસ્તુઓ વેચાતી લઈ રાખવી જોઇએ —માટીનાં વાસણ, તાબા તથા પીતળ વિગેરેના વાસણો, મીઠુ, તેલ, ઘી અને ધુપની સુગંધીત વસ્તુઓ તથા અનેક પ્રકારની જડીબુટીયો શાકના તથા ઔષધિના બીજો જેથી રૂતુપર તેની ખપ પડે અને બહારથી લાવવાની અડચણ ન પડે.

### ગૃહકાર્ય.

ભાર્યા ઘરને શુદ્ધ અને સ્વચ્છ રાખે, ઘરની જમીનને સાફ રાખે અને જાતજાતના ફુલોથી સુશોભીત રાખે તેણીએ પુજાપાઠ કરવો જોઇએ ઘરને સુંદર અને સુશોભીત રાખે રોજના ખર્ચથી જે દહી બચે તેનુ તેણી ઘી કાઢે, તલથી તેલ અને શેરડીથી ગોળખાંડ કાઢે, રૂથી સુતર કાતીને તેના કપડા વણે. સ્ત્રીના ગૃહકાર્યો નીચે લખેલા છે —

દોરડુ વણવુ સીંકા બનાવવાં, અનાજને ખાંડવા દળવાનું કામ, નોકરના પગારને યાદ રાખવો, રોજની આવક અને ખર્ચનો હિસાબ રાખવો, વાર્ષીક આવકના હિસાબે ખર્ચ કરવુ, મેલા કપડા ધોવા વિગેરે.

### ૬૪ કળાઓનું જ્ઞાન.

સ્ત્રીઓએ બીજી સ્ત્રીઓથી શૃંગાર-પાક, કળા, માન, પ્લીસેવા વિગેરે ૬૪ કળાઓનુ જ્ઞાન સંપાદીત કરે.

### પતીના પ્રવાસકાળમાં સ્ત્રીઓનું કર્તવ્ય.

પત્નીએ કોઇ પણ ઘરેણાં ન પહેરવા જોઇએ તેણીએ સૌભાગ્યના ચિન્હ પુરતાજ ઘરેણા પહેરવા. પુજા પાઠમા વધુ સમય વીતાવવો જોઇએ. સ્ત્રીએ પોતાની પ્યારી સાસુ અને અન્ય વૃદ્ધ સ્ત્રીઓની પાસે પાયરવી અને તેમની આજ્ઞાનુસાર બધા કાર્યો કરે. જે જે વસ્તુઓ પતીને પ્યારી હોય તેનો સગ્રહ કરે અથવા ભાગેલી તુટેલી વસ્તુને સાંધે ખર્ચ વાર તહેવાર પર જેટલુ થતું હોય તે પ્રમાણેજ કરે કે જેથી પતીની બદનામી ન થાય.

જો કોઈ આવશ્યક અથવા ખાસ સબંધીનુ લગ્ન મરણનો પ્રસગ હોય તોજ જાય નહીં તો પતીની આજ્ઞા વગર કોઈ પણ ઠેકાણે ન જાય. ઘરના ખર્ચમાં કોરોર કરે, અને આવક વધારવાનો યત્ન કરે. સ્ત્રી પતીના દર્શન તેના આગ્રવાપર તેજ દશામાં કરે જેમા તે આવ્યો હોય અને પછી પુષ્પદાન કરીને દેવતાઓનુ પુજન કરે

ભલે સ્ત્રી વિવાહીતા હોય, ભલે પુર્ણ વિવાહીતા હોય, કોઇની રાખેલી હોય, તેણીએ પોતાના પતી યા નાયકની ભલાઇનો ઉપાય હમેશા કરવો જોઇએ.

જે સ્ત્રીએ નિર્દોષ જીવનનુ પાલન કર્યું છે અને જીવન-નિર્વાહ પોતાના હાથે કર્યો છે તેમને ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે અને જેઓ આ પ્રમાણે કરશે તેમને તેજ ફળ મળશે અને સમાજ તેમની ઉન્નતિ કરશે.

**નોંધ**—આ લેખનુ મનન કરવાથી પ્રિય પાઠીકાઓની ઉન્નતી થશે. માટે ભાગ્યોદયની પ્રિય પાઠીકાઓને મારી ભલામણ છે કે તેઓ ભાગ્યોદયની ગ્રાહક બને અને હોય તો નવીન ગ્રાહકો વધારે.

દર સમયે આવા ઉપયોગી લેખો આવતા રહેશે જેથી આપની ઉન્નતી થવાનો પુર્ણ સભવ છે. આથી આપનો ભાગ્યોદય જરૂર થશે માટે સત્વર ગ્રાહક બનશો. આ મારી સમ્મતી માત્ર છે આથી હું કઈ ભાગ્યોદયની તરફથી અપીલ નથી કરતો.

હુ તો આપની ઉન્નતીના સરળ અને સીધો માર્ગ બતાવુ છુ. આશા છે કે ભાગ્યોદયની પ્રિય પાઠીકાઓ આ લેખથી ફાયદો ઉઠાવશે અને ભવિષ્યમાં આવા ઉપયોગી લેખોથી ફાયદો મેળવતા રહેશે.



અમદાવાદ—ગુજરાત શાળાપત્ર-મે સને ૧૯૨૩ ના અકમાં
હિંદુસ્તાનની તીર્થયાત્રા માટે આવેલો અભિપ્રાય.

**હિંદુસ્તાનની તીર્થયાત્રા** અથવા યાત્રાળુનો ભોમીઓ (સચિત્ર) લેખક અને પ્રકાશક—રા. રા. જેઠાલાલ દેવશંકર દવે–ભાગ્યોદય ઓફીસ,–અમદાવાદ.

આ દેશમાં હિન્દુઓમા ધર્મને માટે જેવી પ્રબળ ભાવના છે તેવી અન્ય કોઈ દેશમા હશે કે કેમ એ એક પ્રશ્ન છે તેમજ ધર્મને માટે, ધર્મને નામે જે લાખો રૂપીઆની વાર્ષિક સખાવતો થાય છે તે દાન વિષેની શુભેચ્છા પ્રમાણે ખર્ચાય છે અને ધારેલું ફળ નીપજાવે છે કે કેમ એ એક વિચારવા જેવો બીજો પ્રશ્ન છે ગમે તેમ હોય પણ દરેક કોમને પોતપોતાના યાત્રાનાં પવિત્ર સ્થળોએ જવાથી જે શારીરિક, માનસિક અને ધાર્મિક અનેક લાભો થાય છે તેની તો કોઈથી ના પાડી શકાય તેમ નથી. યાત્રાળુઓને ક્યા જવુ, કયે રસ્તે થઈને જવુ, માર્ગમા કેવા પ્રકારની સાવચેતી રાખવી, તે સ્થાનોનું મહાત્મ્ય, તેની સાથે જોડાએલી પુરાણોની કથાનું રહસ્ય, તે તે સ્થાનોની પેદાશ વગેરેની સપૂર્ણ માહીતી આપનારૂં આ પુસ્તક દેશમાં વસતી દરેક કોમને લાભદાયી નીવડે એવુ છે. ઉત્તર હિન્દુસ્તાનના કેટલાક ભાગમાંથી આવતા સુંદર તીર્થસ્થળોની ઐતિહાસિક અને બીજી હકીકત એક રસીલું દાસ્તાન પૂરૂં પાડે છે. સાથે જુદા જુદા રેલ્વે માર્ગો દર્શાવનારો હિન્દનો એક મોટો નકશો પણ આપેલો છે. કિંમત રૂ. ૭. પુસ્તક છસો ઉપર પાનાનુ છે અને છાપા સહેલી છે. આ પુસ્તક ધાર્મિક ભાવનાથી લખાયલુ છે.

# स्त्रीयोपर विद्वानोना अभिप्रायो.

અનુવાદક—Mr. K. C Mehta.

(૧) સ્ત્રી એક મુર્તી છે જેની પુજા મનુષ્ય ત્યાં સુધી કરે છે જ્યા સુધી તે તેને ફેંકી નથી દેતા.

(૨) સસારમા એવુ કાઇ કષ્ટ નથી જેને સ્ત્રી પોતાનુ સૌંદર્ય વધારવા માટે સહન કરતી હોય.

(૩) કોઇ સ્ત્રી એટલી સારી યા ખરાબ નથી જેટલી કે પુરૂષ તેણીને સમજે છે.

(૪) સ્ત્રીના બે સ્મીત હાસ્યો એવા છે કે જેના પર દેવતાઓની પણ અદેખાઇ હોય છે, એક તો પોતાના વ્હાલા ભરથારના પ્રથમ મિલનપર અને બીજું પોતાની પહેલી સતાન પર.

(૫) સ્ત્રી ઇશ્વરની સર્વથી ઉત્તમ બનાવટ છે.

(૬) એક ઉત્તમ સ્ત્રી સારામા સારા પુરૂષ કરતા પણ સારી હોય છે

(૭) જે પુત્રને તેની માતા વીસ વર્ષના કઠણ પરીશ્રમથી મનુષ્ય બનાવે છે. તેજ પુત્રને બીજી સ્ત્રી વીસ મીનીટમા બુવક બનાવી દે છે સસારમા કોઇ બેડોળ યા ખરાબ સ્ત્રી નથી, હા એવી ઘણી છે જે પોતાને સુંદર બનાવવાનુ નથી જાણતી. જે સ્ત્રી બુદ્ધિમતા પુર્વક પ્રેમ કરે છે તે સ્ત્રી સાચો પ્રેમ નથી કરતી

(૮) સ્ત્રી શુ કરી શકે છે. આ તમે જ્યા સુધી નથી જાણી શકતા ત્યા સુધી. તેણી તેને નથી કરતી.

(૯) સ્ત્રીને કોઇ પણ મુર્ખ પોતાની તરફ આકર્ષીત કરી શકે છે, પણ સ્ત્રીને પોતાથી દુર બુદ્ધિમાનજ રાખી શકે છે

(૧૦) પુરૂષથી કોઇ વાત ગુપ્ત રાખવી સ્ત્રીના માટે અત્યત સરળ છે. પણ તેણી બીજી સ્ત્રીથી તે પોતાની આત્તા ભાગ્યેજ ગુપ્ત રાખી શકે છે

(૧૧) સ્ત્રીના મુખથી કહેલી વાત એટલી વિશ્વાસ કરવા યોગ્ય નથી જેટલી કે આંખોથી કહેલી

(૧૨) જે સ્ત્રી સારી પત્ની નથી તે સારી માતા કદી થઈ શકતી નથી સ્ત્રીઓ પ્રેમના અનેક અર્થ લગાડે છે, પરતુ દરેક સ્ત્રી તેના જુદા જુદા અર્થ કરે છે.

(૧૩) જેટલું રોવું સ્ત્રીના માટે સરળ છે તેટલુ હસવુ નથી.

(૧૪) સ્ત્રીયોનો પ્રેમ રબરની માફક છે. જેના વધવામા વાર લાગે છે, પણ ઘટવામાં જરા પણ નહીં.

(૧૫) સુંદર સ્ત્રીનો ધીમો સ્વર કર્તવ્યની ચિતકારથી પણ અધિક દુર જાય છે.

(૧૬) જે સ્ત્રીયો અને પુરૂષમા વિદ્યા તથા બુદ્ધિની સમાનતા છે ત્યાં પ્રેમ કદી સ્થીર નથી રહી શકતો.

(૧૭) પુરૂષોના કરતાં સ્ત્રીઓ વધુ દયાળુ અને શ્રદ્ધાળુ હોય છે. સ્ત્રી સસાર સર્વથી સુંદર પુષ્પ છે



# मनुष्य हृदय.

( અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સંઘવી. )

---

સ્વભાવિક રીતેજ મનુષ્યનુ હૃદય કોમળ અને સરસ વિચારોનું કેન્દ્રસ્થાન છે. જો તેને સ્વ વિચારોના આશ્રયપર છોડી મુકવામા આવે તો તે ખરાબ કામ કરવાની પ્રેરણા કદાપિ ન કરે. કોઈ ગમે તેવો પાપી કેમ ન હોય, ગમે તેવા ખરાબ કૃત્ય કરતો કેમ ન હોય, પરતુ જો એકાન્તમાં બેસી પોતાના હૃદય સાથે વિચાર કરે તો ખરાબ કૃત્ય તરફ તેને તિરસ્કાર જ ઉત્પન્ન થશે જેટલો વખત કુ સોબતનો પ્રભાવ રહે છે, તેટલોજ વખત હૃદય પણ ખરાબ કામ કરવા પ્રેરાય છે અને ત્યાં સુધીજ અમાનુષિકતાનો વ્યવહાર થવા દે છે, પરંતુ જો તેને સર્વ અપવિત્ર વસ્તુઓના સસર્ગથી દૂર રાખવામા આવે તો પ્રકૃતિને અનુકૂળ સત્યકાર્યોનો જ ઉપદેશ દેશે

જેમ કપડામા મેલ લાગે છે અથવા જેમ ઘર દ્વારમાં કચરો ભરાઇ જાય છે, તેમ મનુષ્ય હૃદય પણ સાસારિક વાસનાઓથી લિપ્ત થઇ મેલુ થઈ જાય છે, જેથી તે સ્વકાર્ય કરવામાં અસમર્થ બની ધીમે ધીમે સાંસારિક વિષય—ભોગોમા જ પોતાની વિચાર શક્તિને પુરી કરે છે. જેમ વસ્ત્રાદિ શુદ્ધ કરવાની અને ઘરદ્વાર સાફ કરવાની આવશ્યકતા હોય છે, તેમ હૃદય દર્પણને પણ સાફ રાખતા રહેવાની જરૂર છે

જેમ સર્વ વસ્તુઓને સાફ કરવાની રીત જૂદી જૂદી હોય છે, તેમ મનને સાફ કરવાની રીત પણ જૂદી જ છે

મનથી અસમયપર કામ ન લેતા સ્વચ્છ વિચારોમાં તેને સ્વચ્છન્દ છોડી દેવામા આવે તો તેની ગતિ નિર્મળ રહે છે અને ત્યારે જ તે યોગ્ય વિષયમા રમણ પણ કરી શકે છે, થોડો વખત એકાતમા રાખી ચિત્તને આત્મ વિચારમા જોડી દેવામાં આવે તો ધીમે ધીમે તે શુદ્ધ થવા લાગે છે.

જે માણસ હૃદયની ગતિ સુધારવાનુ શીખ્યા નથી, તેના દરેક કાર્ય ઉલટ—સુલટ થઇ જાય છે અને તેથી જે બાજુ સસારની ધારા વહે છે, તે બાજુ તે લોકો દોરાઈ જાય છે જેમ ભૂમડળનુ પાણી સમુદ્રમા જાય છે, તેમ અનેક હૃદયનો પ્રવાહ વિષય—સાગરમા જાય છે. જેથી દરેક મનુષ્યે પોતાના હૃદયની ગતિ સરલ રાખવાનો ઉપાય કરવો જોઈએ. તેને માટે હરવખત સારા સારા પુસ્તકોનુ અવલોકન કરતા રહેવાની આવશ્યકતા છે, કે જેથી હૃદય મેલુ ન થાય. જે શુભ કાર્ય કરવુ હોય તેનું હમેશાં ચિન્તવન કરવુ, જેથી ચિત્ત અનુકૂળ થઇ તે કરવા દેશે. જો વિચારમાં કર્તવ્યને રાખવામા નહિં આવે તો ચિન્તવન કરેલું કાર્ય કદી પણ નિર્વિઘ્ને પૂર્ણ નહિ થાય. ગમે તેટલી અડચણ હોય, પરતુ ઉચ્ચ વિચારો કરતા રહેવુ હમેશા કઠણમાં કઠણ કાર્ય કરવાની ઇચ્છા રાખવી જોઇએ. મનુષ્ય જ્યારે સો ગણો વિચાર કરે છે, ત્યારે એક ગણું કરી શકે છે. જો વિચારોમા જ દઢતા ઓછી થઇ જાય તો કાંઇ બની શકતુ નથી.

આદર્શ જીવન બનાવવાને માટે પ્રથમ આદર્શ હૃદય બનાવવું જોઇએ. જેનુ હૃદય દૃઢ છે, તેજ આદર્શ બની શકે છે. જેનું હૃદય ચચળ છે, તે જરા વાત સાંભળવાથી ડામાડોળ થઇ જાય છે, તે થોડુ દુઃખ જોઇ પાછો હઠે છે, અને વિચાર-શૂન્ય બની કાર્યક્રમમાં ખલેલ પહોંચાડે છે તે હૃદય કદિ પણ ઉચ્ચ શ્રેણીપર ચઢી શકતું નથી. પરંતુ જે સ્વવિચારોને ઉચ્ચ બનાવી પોતાના કર્ત્તવ્ય તરફ ધ્યાન રાખે છે તે જ આદર્શરૂપ થાય છે મનુષ્યના જેટલાં કામ બગડે છે તે સર્વ હૃદયની દુર્બળતાને લઇને જ નષ્ટ થાય છે.

આવી હૃદયની દુર્બળતાને લઇ જન સમાજનુ કેટલું સત્યાનાશ થઇ જાય છે તે બાબત લખવુ એ મનુષ્યની શકિતની બહારની વાત છે પ્રથમ તો ભારત એવા પુરાણા દેશમાં સર્વત્ર તેનુ રાજ્ય છે, પરતુ જે લોકોમા વિદ્યા શિક્ષા ઓછી છે, ત્યા તો કહેવુ જ શુ ? સ્ત્રીઓનુ તો એ ભૂષણ જ જણાય છે કે, પોતાના હૃદયને કદા હલવા ન દેવું, તેમા જરા પણ બહારના હવા જવા ન દેવી, એટલે વિચાર શૂન્ય ડબીમા ઝવેરાતની માફક બધ રાખે, અને પોત પોતાના પતિની મરજી માફક પોતાનુ સર્વ કાર્ય કરે એવી અવસ્થામા દૈવયોગે પતિ ગુજરી જાય અગર તો પરદેશ ગયેલ હોય તો તે બિચારીને બીજા સારા નરસા માણસના આશ્રય તળે કામ કરવુ પડે છે. સ્ત્રીઓમાં સગતનો વધારે પ્રભાવ પડે છે. એક મનોબળ નષ્ટ—ભ્રષ્ટ થવાની સાથે સમસ્ત બળ નિષ્ફળ થઇ જાય છે. સર્વ બળમાં મનોબળ પ્રધાન છે જેથી સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ સર્વને પોતાના હૃદયની ગતિને દૃઢ તથા સુયોગ્ય રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. સ્વાર્થતાથી દૂર રહી પોતાના આત્માની અનન્ત શકિતપર વિચાર કરતા કરતા મન સુદૃઢ થઇ જાય છે, અને જે કાર્ય પહાડ સમાન જણાતું હોય તે હવા સમાન જણાય છે, જે જગ્યાએથી ભય જણાતો હોય ત્યાથી આનંદ મળતો જણાય છે.

લૌકિક અને પારલૌકિક બન્ને સ્થળોમા સુદૃઢ હૃદય વિજય-લાભ કરે છે દૃઢ ચિત્તવાળા મનુષ્યને ક્ષય રોગ, ઉન્મત્તતા, મૂર્છા વગેરે રોગ સતાવતા નથી, મરતા મરતા પણ તેની સ્થિતી સારી રહે છે, અને તેજ માણુસ સ્થિર રહી આત્મ-કલ્યાણ અને પરોપકાર કરી શકે છે.

—चन्दाबाइ.



# सो वर्ष जीववाने माटे दश स्हेला नियमो.

( લખનાર —કે. સી. મહેતા )

(૧) રોજ સ્હવારે ચાર વાગે ઉઠો. નાહી ધોઇને ઈશ્વરનુ ધ્યાન ધરો. એ બાદ ફરો ફરો. બાળકોને અને સ્ત્રીયોને પણ આ નિયમ શીખવાડો. સુતી વખતે એકાગ્ર ચીત્ત થઇને પોતાનુ નામ લઇ ને ત્રણ વાર કહો કે મને ચાર વાગે જગાડી દેજે.

આનો અભ્યાસ કરવાથી થોડા દિવસમા તમે બરાબર ચાર વાગે ઉઠશો.

(૨) જમણા સ્વરમાં મળ ત્યાગ કરો, સ્નાન કરો અને ખાણું ખાઓ, ડાબા સ્વરમાં મુત્ર ત્યાગ કરો અને જળપાન કરો પરતુ દુધ, શરબત અને દવાઓ જમણા સ્વર વાટે.

(૩) ભોજન ભૂખ કરતા કઇક ઓછુ ખાઓ. સાધારણ ભોજનજ હિતકાર છે. અથાણું અને ચટનીનો ત્યાગ કરો. દરેક કોળીઓ ચાવી ચાવીને ગળે ઉતારો.

(૪) મહીનામાં એક સમય સ્ત્રી પ્રસગ કરો વધુ લોહી ચક્કર મારતુ હોય તો અઠ-વાડીયામાં એક સમય. આનાથી અધિકના માટે આજ્ઞા નથી.

(૫) ઠંડી, ગરમાઈ અને વર્ષાના પ્રહારોને સહન કરવાને માટે શરીરને સુદૃઢ બનાવો. તમે મીણના પુતળા નથી તમારો ખોરાક પક્ષીયો કરતા વિશેષ છે

(૬) કામ, ક્રોધને રોકો આજ શક્તિનુ મુળ સાધન છે.

(૭) થોડુ ખાલો, દોડો નહિ વધુ ન સુઓ.

(૮) જ્યા સુધી બને ત્યા સુધી નસાનો ત્યાગ કરવો જોઇયે ન જ બને તો બહુજ ઓછા કરી દેવા જોઇયે

(૯) ચિન્તા અને ચિત્તા એકજ વાત છે ઇશ્વરને માટે ચિંતાને છોડી દો

(૧૦) એમ સમજો કે ઇશ્વર શિવાય સર્વ મિથ્યા છે. ઇશ્વર પ્રેમથીજ આવા શુભ અમૃતની પ્રાપ્તિ થાય છે જે સ્વાસ્થય અને શતાયુનો પોષક છે

**નોંધ**—આ દસ નિયમને મોટા અક્ષરે લખીને ઓરડામાં અને સ્ત્રીયોના સ્થાનમા લટકાવી દો. સમજવાવાળાઓને માટે આ લેખ અમુલ્ય છે.




( લેખક—રા રામકૃષ્ણ બાળમુકુંદ ભટ્ટ. )

દરેક પ્રાણીની જાતને માટે ઇશ્વરે કે કુદરતે અમુક આયુષ્ય નિર્માણ કરેલું જણાય છે

જો મનુષ્ય સાદુ અને સંતોષી આયુષ્ય ગાળે, અને સારી રીતે તનદુરસ્તીના નિયમો જાળવે તો સો વર્ષ ઉપરાંત જીવી શકે ઇગ્લાંડનો પ્રધાન લાર્ડ ગ્લેડસ્ટન આશરે ૯૦-૯૨ વર્ષની ઉમરે ગુજરી ગયો હતો. આપણા દેશના માનવંતા દાદા દાદાભાઇ નવરોજીને ૯૨ વર્ષ થઇ ગયાં હતા.

જર્મનીના હાલના યુદ્ધના જનરલ હીન્ડનબર્ગ અને જનરલ મેકીન્સન વિગેરે સેનાપતિઓ ૮૫-૯૦ વર્ષની ઉમરના છે ફ્રાન્સ અને ઇગ્લાંડના હાલમા પ્રધાનો પણ તેટલી જ લગભગ ઉંમરના છે અને રાજદ્વારી કામ યથાસ્થિત કરે જાય છે એટલે દેશહિતકારી કામોને માટે આરોગ્ય જીવન અથવા તો શરીર સંપત્તિ ઘણા ઉચા પ્રકારની જોઇએ આપણે સવારમાં સંધ્યા કરતી વખત ઉપસ્થાનમાં ઇશ્વર પાસે સો સો વર્ષનું આયુષ્ય માગીએ છીએ, **पश्येम शरदः शतं जीवेम शरदः शत शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शत मदीना स्याम शरदः शत भूयश्च शरदः शतात् ॥** એ પ્રમાણે વેદમાં ઋષિઓએ સો સો વર્ષનુ આયુષ્ય માગ્યું છે.

લાંબુ આયુષ્ય ભોગવવાની ઇચ્છાવાળાએ આહાર વિહાર અને વર્તન નિયમિત રાખવા જોઇએ. આરોગ્ય સાચવવાને માટે સ્થુળ શરીરને જેમ નિયમમાં રાખવાની જરૂર છે તેટલીજ બલ્કે, તેથી પણ વધારે મન અને હૃદયને નિયમમાં રાખવાં જોઇએ.

પાઇ અને પૈસા બચાવવા પર ધ્યાન આપશો તો રૂપીઆ એની મેળે બચશે અંગ્રેજીમાં કહેવત છે કે " Take care of the pence and the pounds will

take care of themselves " જરા જરા બાબતમા પણ શરીરની સંભાળ રાખશો, તો અનાયાસે તમારૂં આયુષ્ય એની મેળે સુધરશે, અને તમારી પ્રજા પણ બળવાન થશે. મનુષ્યો બેદરકારીથી પોતાનુ આરોગ્ય ખોઇ બેસે છે, અને પછી તનદુરસ્તી ખોળવા વૈદો અને દાક્તરોને ત્યા દોડી જાય છે પણ એટલું યાદ રાખવુ કે વૈદો અને દાક્તરો પડતાં ઘરને ટેકા સમાન છે, પણ ગયેલી તનદુરસ્તી પાછી લાવવાને એમની બાટલીઓમાં તનદુરસ્તી કાંઇ ભરી રાખેલી નથી

કવિ દલપતરામના શબ્દોમા કહીએ તો " શરીરે સુખી તો સુખી સર્વ વાતે, શરીરે દુખી તો દુખી છે સદા તે " " પહેલુ સુખ તે જાતે નર્યા " માટે નિરોગી શરીરમા જ નિરોગી અંત કરણ—મન રહે છે.

પંચીકરણ તો ઘણાએ વાંચ્યું હશે શરીરનુ બંધારણ પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાચ તત્વનુ બનેલું છે, હમેશા કામ કરતા આપણા શરીરમાથી આ શક્તિઓ—આ તત્વો ખર્ચાતાં જાય છે અને તેની ખોટ બહારના પદાર્થો ખોરાક, હવા, તેજ, પાણીમાથી આપણે મેળવીએ છીએ કરકસરથી અને ડરકસરથી આ શક્તિનો—આ તત્વોનો ઉપયોગ કરવાથી એટલે નિયમિત, આત્મસયમી અને આનદયુકત રહેવાથી જીદગી દીર્ઘકાલ પર્યંત ટકે છે. મન અને હૃદયની સામ્યાવસ્થામા આ તત્વો ઘણા ઓછાં ખર્ચાય છે તેવા નિયમિત માણસને આપણે દીર્ઘાયુષી કહીએ છીએ પરતુ કોઈ જાતનો વ્યાધી લાગુ પડે, અસ્વસ્થ હાલતમા આહાર વિહાર અને વર્તનમા અતિરેક થવાથી જીવન શક્તિ ઘણા મોટા પ્રમાણમાં ખર્ચાઇ જાય છે, અને જીવન ટુકુ થાય છે. જન્મ વખતે જે શક્તિઓ ઇશ્વરે બક્ષેલી હોય છે તે ધીરે ધીરે ખર્ચાઇ જાય છે. શરીરના અવયવો અને ઇંદ્રિયો શીથિલ થઇ વૃદ્ધાવસ્થા વેહેલી પ્રાપ્ત થાય છે અને સંસાર તથા જીદગી ઉપર કટાળો આવે છે.

વ્યાધિ માત્ર કુદરતના નિયમોનો ભગ કરવાથી થાય છે, આવા કુદરતના નિયમોનો ભંગ કરવાથી જીવન શક્તિ વધારે ખર્ચાઇ જાય છે રેલ્વેના એનજીનમા જેમ વરાળ કામ કરે છે તેમ આપણા શરીરમા જીવનશક્તિ કામ કરે છે વરાળનો નિયમીત ઉપયોગ કરવાથી હજારો મણ માલના વેગનો રેલવે એન્જીન ખેચી જાય છે તેમ જીવનશક્તિનો નિયમીત ઉપયોગ કરવાથી મનુષ્ય પણ મહાભારત કામો કરી શકે છે.

ચરકસંહિતામા કહ્યુ છે કે આહાર સારો અને નિયમીત લેવાથી ઉત્તમ પ્રકારનું વિર્ય બધાય છે, તેનુ હમેશાં રક્ષણ કરવું કેમકે તેનો ગમે તેમ વ્યય થવાથી અનેક પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન થાય છે અને અસાધ્ય રોગો ભોગવી મરણને શરણ જલદી થાય છે શરીરનું પુરેપુરૂ બધારણ થયા પૂર્વે પ્રજોત્પત્તીના કાર્યમાં જોડાવુ એ કુદરતનો મોટામાં મોટો ગુનો છે. આવાં અવિચારી કાર્યથી કાચી વયના સ્ત્રી પુરૂષો નબળાં બાળકો પેદા કરે છે, અને માબાપ કરતા વેહેલા મરણને શરણ થાય છે પુરૂષના શરીરનું પુરેપુરૂ બધારણ પચીસમે વર્ષે પુરૂ થાય છે અને સ્ત્રીના શરીરનું બધારણ સોળમે વર્ષથી શરૂ થઇ વીસ વર્ષમા પુરૂ થાય છે. માટે તે ઉંમરની વચમા જો સબંધ કરવામા આવે તો ભવિષ્યની પ્રજા સારી મજબુત બાધાની અને લાબા આયુષ્યવાળી થશે નકી. જેઓ પોતાના બાળકોને નાની ઉમરમા પરણાવી ઘર મમારમા જોડે છે તેઓ પોતાની પ્રજાના ખરેખર દુશ્મન સમજવા. કેમકે નાતજાતમાં ક્ષણીક લહાવો લેવા સારૂ પોતાનાં બાળકોની જીદગી ખરાબ કરી નાખે છે. અને પરીણામ તરફ વિચાર કરતા નથી, છાંદોગ્ય ઉપનિષદ્ પણ કહે છે કે આચાર્ય

અને માતપિતાએ પોતાનાં બાળકોને પ્રથમ અવસ્થામાં વિદ્યા અને સદ્દગુણ પ્રાપ્ત કરાવવાં. અને તેનાજ ઉપદેશનો ગધ તેના વાતાવરણમા પ્રસરાવવો. એમ થવાથી બાળક આપોઆપ અખડિત બ્રહ્મચર્યના સેવનથી સર્વે પ્રકારના રોગથી રહિત થઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરશે બ્રહ્મચર્ય કાંઈ અવિવાહીત એટલે વગર પરણેલા સ્ત્રી પુરૂષોએ પણ આરોગ્ય અને દીર્ધાયુષને માટે નિયમમાં રહેવાની જરૂર છે. એક બાળકનો જન્મ થયા પછી તે અનાજ ખાતું થાય ત્યા સુધી એટલે લગભગ અઢી ત્રણ વર્ષ સુધી પરણેલા સ્ત્રી પુરૂષોએ પણ બ્રહ્મચર્ય પાળવું આથી બીજા બાળકને જન્મ આપતા પહેલા તેના પોષણ માટે માતાના શરીરમા દુધ વિગેરે પુષ્ટિકારક ખોરાક તૈયાર થવાનો વખત મળે છે અને મજબુત બાળકને જન્મ આપે છે.

હાલમા હિંદમા જે વિવાહ થાય છે તે લગભગ બધાજ અમાંગળીક અને અપવિત્ર છે. આકાશનો કોઈપણ ગ્રહ જ્યારે એમ જોશે કે કોમળ અને અપરિપક્વ બાળક અને બાળિકાઓનો વિવાહ તેમના ગ્રહોના અનુકૂળ રહેવાના આધારપર કરવામાં આવે છે ત્યારે તે મગળ (શુભ) સ્થાનપર કદી પણ નહી રહે આવા અમાનુષિક અને નીચ પ્રસગો જોઇને સર્વ ગ્રહો કપી ઉઠશે અને પોતાના સ્વસ્થાનમા ન રહેતાં ચળી જશે. વર કન્યા પોતાના વિવાહને યથાસ્થિત નથી સમજી શકતા, એવા અપવિત્ર વિવાહને વેદ મત્રો પવિત્ર નથી કરતા, પરતુ વેદ મન્ત્ર ઉલટા પોતાનુ મહત્ત્વ ગુમાવે છે શુ બાળલગ્ન અને બાળ વૈધવ્ય સસારમાં સર્વથી વિશેષ સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ નથી? તમારામા થોડુ પણ મનુષ્યત્વ અને હિંમત રહ્યા હોય તો આ અમાનુષિક અને સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ રીતિ રીવાજોને જ્ઞાતીમાંથી દુર કરો બાળ વિધવાઓ તમારી આખો આગળ પ્રત્યક્ષ રૂઢી રૂપી ચીતાપર જીવતી સતી પેરે બળ્યા કરે છે એઓનો અંતરાત્મા ઉગ્ર ચડિકારૂપ ધારણ કરીને તમારાં કુટુબોનુ ભક્ષણ કરે છે, માટે બાળકોનુ હીત જાળવવા માટે મા બાપોએ પોતાનાં છોકરાંઓને કાચી ઉમરમાં સસારમાં નહી જોડવા માટે પુરેપુરી સભાળ રાખવી જોઇએ.

પોતાની વિષય વાસનાની તૃપ્તિને માટે બાળકનો કુદરતી ખોરાકનો નાશ કરવો એ ઈશ્વરી દૃષ્ટિએ મોટુ પાપ છે પ્રજોત્પત્તિના હેતુ શિવાય માત્ર વિષય સુખને માટે જો જીવન શક્તિનો નાશ કરવામાં આવે તો મગજ અને શરીરનાં સઘળાં અવયવો નિર્મત્વ થઇ નબળાં પડી જાય છે મગજ હંમેશને માટે તપેલું રહે છે. આંખનુ તેજ ઘટે છે. અને હૃદય નબળુ પડી દમ અને ક્ષય રોગ પેદા થાય છે લાંબો વખત બ્રહ્મચર્ય પાળવાથી શરીરમા કેટલીક જાતના રોગ પેદા થાય છે એવી કેટલાક દલીલ કરે છે, એ દલીલ તદ્દન ભુલ ભરેલી છે જેમ બ્રહ્મચર્ય લાંબો વખત પાળવામાં આવશે તેમ મગજના તંતુઓ મજબુત થઇ તમને દરેક જાતના મહાન કાર્યોનાં સાહસમા ઝપલાવવાને નવજીવન આપશે. બ્રહ્મચર્ય અવસ્થામાં હૃદયને પવિત્ર રાખો, સાદા અને સાત્વિક ખોરાક ખાઓ, અને ખુલી હવામાં કસરત કરો. તમારા શરીરની આખી ઇમારતનો પાયો ઘણોજ મજબુત બનાવો

સારી તનદુરસ્તીને માટે ચોખ્ખી હવાની ઘણી જરૂર છે જન્મતાંની સાથે જ બાળક શ્વાસ લેવાની ક્રીયા પહેલી શરૂ કરે છે. સારૂ અને ચોખ્ખુ તેલ દીવાને જેમ વધારે પ્રકાશ આપે છે તેમ ચોખ્ખી હવા શ્વાસોશ્વાસમા લેવાથી મનુષ્યની કાંતી તેજોમય બને છે અંધારા ઓરડામાં, કે ઘણા માણસોના સમુહમાં, કે પુરતાં બારી બારણાં ન હોવાથી ઘરનો ચુલાનો ધુમાડો ઘરમાં ભરાઇ રહેવાથી હવા ઝેરી થઇ શ્વાસોશ્વાસમાં જવાથી તનદુરસ્તીને

નુકશાન કરે છે. ફેફસાંને બગાડે છે. કામકાજ અથવા કસરત કરીને મોંઢેથી શ્વાસ ન લેતાં નાકથી લેવો એમ કરવાથી ફેફસા મજબુત થશે. અને ઉંડેથી નાભીમાંથી દીર્ઘશ્વાસ લેવાથી શરીરમાંથી ઝેરી હવા દૂર થઈ જશે.

ખોરાક શરીરને ટકાવવાને માટે છે. શરીર ખોરાકને માટે નથી. માટે શરીર ઠીક અને રૂચી રહે તે પ્રમાણે ખોરાક ખાવો. જાનવરો પોતાની પ્રેરણા બુદ્ધિથી કયો ખોરાક ખાવો તે પારખી શકે છે અને કુદરતી ખોરાક રૂચી પ્રમાણે ખાય છે તેથી તેમને વ્યાધી કવચીતજ થાય છે. પણ મનુષ્ય તો કુદરતી ખોરાકને મીઠું, મશાલા અને સુગંધીદાર પદાર્થોથી કૃત્રિમ બનાવે છે તેથી તર્ક શક્તિની મદદ લીધા વિના કયો પદાર્થ રૂચીકર છે અને કયો નથી તે નિર્ણય થઈ શકતો નથી. અને સ્વાદને વશ થઈ ભુલાવામાં પડી જાય છે. તેથી સ્વાદને વશ થઇ અનીશય લેવાયાથી શરીરને બગાડે છે. આપણા પૂર્વજો ઋષિ લોકો જીંદગીભરના લાંબા અભ્યાસથી અને શોધથી આખરે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે કુદરતી ખોરાક કૃત્રિમ ખોરાક કરતા વધારે પુષ્ટકારક છે ઋષિલોકો જળાશય કે નદી કાંઠે પવિત્ર આશ્રમમાં રહેતા અને તેમને દુધ, લીલાં તથા સુકાં ફળો સહેલાઇથી મળતા. શારીરિક શાસ્ત્ર અને વૈદક શાસ્ત્ર પણ ફળાહારને ઉત્તમ ખોરાક ગણે છે.

कट्वाम्ल लवणात्युष्ण
तिक्ष्ण रूक्ष विदाहिनः ॥
आहारा राजस स्येष्टा
दुःख शोकामय प्रदा ॥

કડવા, ખાટા, ખારા, અતીઉષ્ણ તીક્ષ્ણ, લુખા, દાહ ઉપજાવનારા, એવા પદાર્થો ખાવામાં આવે તો દુઃખ, શોક અને વ્યાધિને ઉપજાવનારા છે અને તે રજોગુણી માણસોને પ્રીય હોય છે પેટ સહેલાઈથી સંકોચ વિકાસ પામે માટે એક ભાગ વાયુને માટે, એક ભાગ પાણીને માટે રહેવા દઇ અડધો ખોરાકજ ખાવો. ખોરાક સાધારણ રીતે દીવસમાં બે વાર લીવામાં આવે તો ઘણું સારૂં સાંજના જમ્યા પછી વિશ્રાંતિમાં આખી રાત ઉંઘીએ તો તનદુરસ્ત માણસને બીજે દીવસે અગીઆર વાગ્યા સુધી કાંઈ ખોરાક ખાવાની જરૂર પડતી નથી.

સ્વચ્છતા અથવા નિર્મળતા અન્દરની અને બહારની જોઇએ. શરીર જળ વડે શુદ્ધ થાય છે અને મન સત્ય વડે શુદ્ધ થાય છે મેહેનત અને કસરત કરવાથી શરીર માહિલો ઝેરી પદાર્થ પસીના વાટે બહાર નીકળે છે તે ધુળ અને ચામડી ઉપરના બીજા કચરાને લીધે શરીર ઉપર ચોટી રહે છે અને શરીર ગંધાય છે માટે ચોખ્ખા પાણીથી (બની શકે તો તનદુરસ્ત આદમીએ ઠંડા પાણીથી ) સ્નાન કરવાથી ચામડી ચોખી થાય છે. તેવીજ રીતે ચોખ્ખું નિર્મલ પાણી પીવાથી શરીરની અન્દરનો કચરો ઓગળીને ઝાડા અને પેસાબ વાટે બહાર નીકળે છે ઠંડા પાણીનું સ્નાન ઉગ્ર પ્રકૃતિવાળાને ઘણુંજ લાભકારી છે. જમ્યા પછી ત્રણચાર કલાક સુધી નહાવું નહી. ખાધેલા પદાર્થનો પાચન થયા પછીનો કચરો મોટા આંતરડાંમાં ઉતરે છે અપચાથી માણસોને ઝાડા મારફત એ કચરો બહાર બરાબર નીકળી શકતો નથી, અને સખત જુલાબો લેવા છતા મળ બરાબર સાફ થતો નથી. દરેક માણસ બધકોશ અથવા કોન્સ્ટીપેશનની થોડી ઘણી ફરિયાદ કર્યા કરે છે ઘડપણ અને મૃત્યુ વેહેલું આવવાનું સૌથી અગત્યનું કારણ અને દરેક રોગનું મુળ બધકોશ છે રબરની નળી વાટે ગુદાદ્વારથી પાણી આંતરડામાં ચઢાવી શરીરના અંદરના ગુદાના મળને સાફ કર-

વાની ક્રીયાને બસ્તીની ક્રીયા કહે છે. એ ક્રીયા મહિનામા એકાદ વખત નિયમીત રીતે કરવાથી આરોગ્ય અને દીર્ઘાયુષી થવાય છે.

વૈદક શાસ્ત્રના નિયમોને અનુસરીને શરીરને કસવુ તેનું નામ કસરત જમ્યા પછી ત્રણ કલાકની અંદર કસરત કરવી નહી. શરીરના સર્વે સ્નાયુઓને બળ અને તેજ મળે તેવા પ્રકારની કસરત જોઇએ. નાના બાળકોને ડમ્બેલ્સ, ફેરવવાની, મગદળ ફેરવવાની, દંડ પીલવાની, ઉઠબેસ કરવાની તથા દોરડુ કુદવાની (બે હાથે દોરડુ પકડી કુદીને પગની નીચેથી કહાડવાની ) કસરત ઘણી ફાયદાકારક છે છાતી મજબુત થાય છે મોટાં માણસો પણ એ કસરત કરે તો તેમને પણ ફાયદો કરે છે. ગજા ઉપરાન કસરત કરવાથી પણ શરીરને નુકશાન થાય છે. માટે શરીરમાથી સુસ્તી ઉડી જઇ સાધારણ ગરમાવો થાય તેટલે દરજ્જે કસરત અથવા મેહેનત કરવી

શરીરને કસવાને જેમ કસરતની જરૂર છે તેમ શ્રમ કરીને થાકેલા શરીરને આરામ આપવાની પણ જરૂર છે. ઇશ્વરે બાર કલાકનો દિવસ અને બાર કલાકની રાત્રી બનાવી છે, તે દિવસે શ્રમ કરવાને માટે, અને શ્રમ કરવાથી શરીરના ઘસાએલા ભાગો તે રાત્રીએ આરામ લેવાથી પુરાય છે સવારે જ્યારે આપણે ઉઠીએ છીએ ત્યારે શરીર તાજુ અને નિરોગી જણાય છે શરીરનો સ્થૂલ ઘસારો ખોરાકથી પુરાય છે અને શરીરનો જીવન શક્તિનો ઘસારો સંપૂર્ણ આરામથી પુરાય છે. સાધારણ રીતે દરેક માણસને ૭ થી આઠ કલાકની ઉંઘ શરીરની પ્રકૃતીના પ્રમાણમા જોઇએ પરતુ અસ્વસ્થ ચિત્તવાળાને, ઘણા દર્દવાળાને, ઘણા શોકવાળાને, ઘણા ક્રોધવાળાને અને માંદા માણસોને વધારે ઉંઘની જરૂર છે. તેમજ શરીરની મેહેનત કરતાર કરતાં મનની મેહેનત કરનારને પણ વધારે ઉંઘની જરૂર પડે છે રાતીના ભારે ભોજન લેવુ નહી, કે જેથી ઉંઘને ખલલ પહોચે ઉંઘની સાથે શરીરને આરોગ્યતાનો ઘણો સબંધ રહેલો છે માટે તે ઉપર પુરતુ લક્ષ આપવુ.

સાદા કપડા શરીરને ફાયદો કરતા છે શરીરને કૃત્રીમ સાધનોથી જેમ ઓછુ શણગારીએ તેમ તે વધારે દીપી નીકળે છે. ખર્ચાળ અને મોઘા કપડા પહેરવાથી કાંઇ શરીરની કીમત વધતી નથી. શુદ્ધ આચાર, વિચાર અને પવિત્ર જીવન વડે જ શરીરને દીપાવવાની ખાસ જરૂર છે કપડાં બહુ કસીને અને તંગ પહેરવાથી શરીરમા લોહીના ફરવાને નુકશાન થાય છે અકડ ઉંચા કોલરો અને નેકટાઇ પહેરવાથી, ટાઇટ કમરપટા બાધવાથી, તંગ ચોળીઓ અને કબજા પેહેરવાથી, ધોતીઉ કે ઘાઘરો બહુ તાણીને બાધવાથી, લોહીના ફરવામા અડચણ થવાથી શરીરને નુકશાન થાય છે તેમજ ઘણા કપડા ઉપરા ઉપરી પહેરવાથી છીદ્રો વાટે પ્રાણવાયુ શરીરમા બરાબર જઇ શકતો નથી.

મનની પ્રબળ અસર શરીર ઉપર થાય છે અને શરીરની પ્રબળ અસર મન ઉપર થાય છે. એથી આધી અને વ્યાધીથી માણસને પીડા ઘણી થાય છે સ્વભાવ બગડી જાય છે, ચીડીઓ થાય છે, અને મનની નીર્બળતા વધી પડે છે. ખોરાક ઉપરથી રૂચી ઉડી જાય છે. કેટલીક વખત અત્યંત હર્ષ અને શોકથી માણસ ગાંડા બની જાય છે, અથવા છેવટે શરીરનો નાશ પણ થાય છે માટે શરીર સંપત્તિ અથવા આરોગ્ય જાળવવાને માટે સમતોલ રાખતા શીખવુ જોઇએ

ટુકામાં શરીર સપત્તિનો મુળ પાયો મજબુત કરવાને આ વિષય ઉપર જેટલું લખીએ તેટલુ થોડુ છે. પણ હાલને માટે તો આટલું વીવેચન પુરતું છે. તે પ્રમાણે વર્તનમાં મુકવાની સુબુદ્ધિ અને બળ ઇશ્વર આપણ સર્વેને આપો ॥ હરિ ૐ તત સત ॥

# वैदक ज्ञान.

(લખનાર-કે. સી મહેતા.)

### ઘાનાપર.

જો તમારા શરીરમાં કોઇ પણ પ્રકારે ઘા થઇ ગયો હોય તો તેમાં ખાંડ ભરી દો. થોડા દિવસોમાં રૂજ આવી જશે.

જંગલી છાણની રાખ કરીને તેની સાથે મેળવીને રોજ લગાડવાથી શીઘ્ર આરામ થશે. વંતાકના પાંદડા વાટીને તેનો ઘા પર લેપ કરી દો જલ્દીથી આરામ થઇ જશે. કંઇ નહી તો ફટકડી વાટીને ઘાપર ભરી દો, જુઓ કેટલી જલ્દી રૂજ આવી જાય છે. ધોળી ડુંગળી અને કાળુ જીરૂ ઘીમાં કાળુ ન પડે ત્યાં સુધી સેકો. મલમની માફક કરીને ઘાપર લગાડી દો. તેજ સમયથી આરામ થવા લાગશે.

ગાજરના રસમાં મધ મેળવીને તેનો લેપ કરવાથી અવશ્ય ફાયદો થશે. લીમડાનાં પાંદડા વાટીને ઘા પર બાંધી દો જલ્દીથી આરામ થઇ જશે

### બળી જવાપર

જો તમે કોઇ કારણથી બળો તો એક અધોળ મીઠું તેલ યાને તલના તેલમા એક પૈસાભાર ખાવાનો ચુનો મેળવીને લેપ કરી દો. કાચો બટાટો ઝીણો વાટીને બળ્યા ઉપર લગાડી દો. ઠંડક થશે.

### ખસનાપર.

હરતાલ, સીધાનુણ, હળદર ત્રણે બરાબર મંગાવીને વાટીને ગાયના મુત્રમા મેળવીને લગાવતા રહો જલ્દીથી આ રોગનો નાશ થશે

આમળાનું ચુર્ણ ૪ માસા રોજ મધની સાથે ખાવાથી ખસ મટી જશે.

સાકર અને સફેદ જીરૂ બરાબર લઇને વાટીને ૬ માસા ચોખાના ધોવાનું પાણીની સાથે મેળવીને ખાવાથી ખસનો નાશ થશે

અજમો સેકીને ઝીણો વાટીને બજેલા બાજીના તેલમા મેળવીને લગાડો

### નાસકોરી ફુટે તો.

જો વધુ ફુટે તો લીલી ઘાસ અને આમળાં વાટીને માથાપર લેપ કરો. થોડા દિવસ કરવાથી નહીં ફુટે.

ચોક ધોવાના ટુકડા પાણીમા પતાળીને સુંઘવાથી લોહી પડવુ બંધ થશે, ઠંડુ પાણી માથે રેડવાથી બંધ થશે.

---

# शक्ति उपासना.

( લેખક —શ્રી વિવેકાનંદજી મહારાજ. )

આ સંસાર એ શક્તિનો જ વિલાસ માત્ર છે. સૃષ્ટિ સ્થિતિ પ્રલયકારિણી પ્રકૃતિ જ શક્તિરૂપિણી છે શક્તિનો પરિચય ક્રિયાથી મળે છે બ્રહ્મ નિષ્ક્રિય અને સમગ્ર છે ક્રિયા સર્વ મહામાયા ( પ્રકૃતિ ) દ્વારાજ થાય છે. ચેતનની મદદ વગર જડ પ્રકૃતિમા કાર્યકારિણી શક્તિ હોવા છતા પણ ક્રિયા થઇ શકતી નથી એટલા માટે જ મહામાયાને બ્રહ્મશક્તિ કહે છે. શક્તિની ઉપાસના વિના કોઇની પણ ઉન્નતિ થઇ શકતી નથી. સર્વ વેદ અને શાસ્ત્ર શક્તિ-ઉપાસનાનો જ ઉપદેશ આપે છે દર્શનશાસ્ત્ર શક્તિ ઉપાસનાના જ પ્રતિપાદક છે. જીવનની શરૂઆતથીજ શક્તિ ઉપાસનાનો પ્રારંભ થાય છે, અને જીવન્મુક્ત થવાની સાથેજ શક્તિ ઉપાસનાની પરિસમાપ્તિ થાય છે, એટલે જીવન્મુક્તિ બાદ શરીરપાત પર્યન્ત જીવન્મુક્ત પૂર્ણરૂપથી માત્ર શક્તિ-ઉપાસના જ કરતો રહે છે, તે વખતે અહર્નિશ શક્તિઉપાસના જ કરવી એ સ્વાભાવિક થઇ જાય છે. શક્તિ ઉપાસના કર્યા વગર જે કાર્ય કરવામાં આવે છે, તે કાર્ય નકામું જાય છે, અને તે કાર્યને પાપ કાર્ય કહે છે

કર્મ કરવું એ શક્તિના વિરાટરૂપની ઉપાસના કરવી તે છે, ઉપાસના કરવી એ શક્તિના ઇશ્વરરૂપની ઉપાસના કરવી તે છે, અને જ્ઞાનાર્જન કરવું એ શક્તિના મુખ્ય રૂપની અર્થાત્ બ્રહ્મમયીની ઉપાસના કરવી તે છે. તે વખતે તેમા જણાતું ચેતનરૂપજ તેનુ બ્રહ્મમય રૂપ છે

પ્રકૃતિના ઉર્ધ્વ અથવા ગતિશીલ તરંગો અનુસાર આચરણ કરવુ એ શક્તિની ઉપાસના કરવા જેવુ છે, અને તે તરંગો વિરુદ્ધ આચરણ કરવું એ શક્તિના વિરુદ્ધ આચરણ કરવા જેવું છે

ઉપાસનામા ઉપાસ્ય-ઉપાસક ભાવ રહે છે એ એ વગર ઉપાસના થઇ શકતી નથી. આ સંસાર જડ ચેતનાત્મક છે પ્રકૃતિ પુરુષના સંયોગથી અર્થાત્ બ્રહ્મ અને બ્રહ્મશક્તિ મહામાયાના સંયોગથી આ સંસારની પ્રકૃતિમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે. મનુષ્ય જ્યાં પડે છે, તે જગ્યાનો જ આશ્રય લઇ ઉઠી શકે છે. જીવનો જીવભાવ પ્રકૃતિના કારણથી થયો છે, એટલે જ્યા સુધી તે પ્રકૃતિનો અર્થાત્ શક્તિનો આશ્રય ન લે ત્યાં સુધી તે કદી ઉન્નત અથવા મુક્ત થઇ શકતો નથી.

જો કે જીવ જીવભાવના ઉદયથી જ શક્તિ-ઉપાસનામા જોડાઇ જાય છે તોપણ શક્તિ ઉપાસનાનું સ્પષ્ટરૂપ વર્ણાશ્રમ ધર્મ દ્વારા નિયન્ત્રિત ઉપાસના કાંડનો આશ્રય લેતી વખત જણાતી રહે છે તેમા પણ સગુણ પંચોપાસનામા હોવુ તેથી પણ વધારે સ્પષ્ટીકરણ છે. સગુણ પંચોપાસનામા પણ મધ્યતત્ત્વ અગ્નિતત્ત્વની અધિષ્ઠાતૃદેવી ભગવતીની ઉપાસના એ શક્તિ-ઉપાસનાની આદર્શભૂતા છે તેને શક્તિ-ઉપાસનાની આદર્શભૂતા થવાથી જ તેની પુરેપુરી

પૂર્ણતા શાસ્ત્રોમાં મળી આવે છે, તે એટલે સુધી કે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશાદિ સર્વ દેવતાઓની શક્તિઓ છે, એ સર્વ–શક્તિમયી ભગવતીની અંશભૂતા છે, જેના વિના દેવતાગણ કોઇ પણ કાર્ય કરી શકતા નથી. અવતાર પણ તે શક્તિમયીની કલાઓને લઇ આવિર્ભૂત થાય છે. પૂર્ણાવતાર અને અંશાવતારોનો વિગ્રહ ભગવતીની પૂર્ણકલા અને અંશભૂત કલાઓથી જ નિર્માણ થાય છે. તેની કલાઓનો પૂર્ણરૂપથી અથવા અંશરૂપથી આશ્રય લીધા વગર પૂર્ણાવતાર અને અંશાવતાર થઇ શકતો નથી. શ્રી ભગવાનને જે જગત્ જન્માદિ કારણ માનવામાં આવે છે તેનું એક કારણ શ્રી ભગવતી મહામાયા જ માન છે એટલે કે, ભગવતી મહામાયા અર્થાત્ પરાશક્તિ સર્વવ્યાપક છે. તેની ઉપાસના કર્યા વગર દુનિયાનું કોઇપણ કાર્ય થઇ શકતું નથી.

બીજા દેવતાઓની ઉપાસના તેની શક્તિની સાથે થાય છે, પરંતુ ભગવતીના ઉપાસના પોતે જ શક્તિમયી હોવાથી એણીલાનીજ થાય છે પોતે જ સન્મયી, ચિન્મયી અને બ્રહ્મરૂપિણી પણ છે કેમકે શક્તિ અને શક્તિમાનમા અભેદ માનવામા આવે છે. એક સ્તોત્રના પ્રથમ શ્લોકમા **"अचिन्त्यामिताऽऽकारशक्तिस्वरूपा, त्वमेका परब्रह्मरूपेण सिद्धा ।"** એ પ્રમાણે છે એટલે તત્ત્વોમા મધ્યતત્ત્વ (અગ્નિતત્ત્વ)ની અધિષ્ઠાત્રી હવાથી ભગવતીની ઉપાસનાથી જ સર્વ દેવતા, ઋષિ, પિતૃ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને સાક્ષાત પરબ્રહ્મની ઉપાસના થઇ જાય છે, કેમકે તે ભાવરૂપથી નહિ પણ યથાર્થરૂપથી સર્વવ્યાપક છે.

શક્તિ ઉપાસનાના દિવ્યાચાર, પશ્વાચાર અને વીરાચાર, શક્તિ ઉપાસનાના ચાવીસરૂપ (ચોવીસ અવતારોની માફક), અથવા ચોવીસ પ્રકારના ધ્યાન શક્તિઉપાસનાની નીચામાં નીચી કોટિના અધિકારીથી લઇ ઉંચામા ઉંચી કોટિના અધિકારી સુધીની અધિકારપ્રદાનની પ્રણાલી, શક્તિ ઉપાસનાની સાકાર અને નિરાકાર ઉપાસનાની પ્રણાલી, શક્તિઉપાસનાની બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી લઇ ઉદ્‌ભિજ્જ જીવ સુધીની વ્યાપકતા, શક્તિ ઉપાસનાની, ઉપાસકને ઐહિક અભ્યુદય, પરલૌકિક અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રદાન કરવાની અસાધારણ સહનશીલતા અને વધારે તો શું પણ શક્તિઉપાસનાનો આ વિશાળ રાજમાર્ગ અતુલનીય છે.

અનુવાદક–વાડીલાલ કાકુભાઇ સંઘવી.

---

# પચાસ વરસનું ગુજરાત

---

(સંપાદક–રામકૃષ્ણ બાળમુકુંદ ભટ્ટ)

(છપ્પાની ચાલ)

કાળો વર્ત્યો કેર, વેર આ કોણે વાળ્યું ?
ભટ ભારથનું બીજ, બુદ્ધિકીણોએ બાળ્યું,
નથી નીકળવા લાગ, આગ ચોપાસે લાગે,
કંઇ જાય પાડુ બુમ ? ભૈરવી વાજાં વાગે;
ઉગરવાની આશા ટળી, આરો કોઇ નવ રહ્યો,
હડહડની અગ્નિ જ્વાળમા, ગુર્જર છેક બળી ગયો.

ઘણો બગડ્યો ગુજરાત, વાત હાથેથી વઠી,
ખસ્યો વર્ણ વિવેક, અધર્મે બાંધી કંઠી;
નાત જાતના નિયમ, રૂઢીએ સૌ રગદોળ્યા,
નથી ક્ષત્રી કે વૈસ્ય, વડા વિપ્રો તે બોળ્યા;
હિંદુના આશ્રમ ચાર તે, જડ મળથી ઉખડી ગયા,
ઉત્તમ તેજ બ્રહ્મચર્યનું, યવન લોક હરી ગયા. ૨

વિદ્યામાં વાગે વાસ, શરીર સત્તા ગાડી,
યમે હર્યું આયુષ્ય, સપત્તી અર્થે નાડી,
રહ્યા શરીરમાં રોગ, યોગ તે વિષય થયા છે,
વડ્યા સૌ વ્યાપાર, અટકથી દુર ગયા છે,
કળા કૌશલ્યના કામમાં, હરદમ દેખે હામિનિ,
આઠે પહોર પ્રપંચમાં, જાય દિવસ ને જામિનિ. ૩

હોય ઉદરમાં બાળ, કરે વિવાહની વાતો,
વૈરી બહુ મલકાય, ધણીને મારે લાતો,
અદર રાખે રોજ, બોજ આ ગર્ભ ધર્યો છે,
કાલ પ્રસવશે બાળ, બાળ તે રોય કર્યો છે,
મુરખ જન સાથે માહરૂં, પ્રભુ પાનું તે પાડીયું,
બાર વર્ષની બાળ હું, સીમંત કાં સપાડીયું ? ૪

બાર વર્ષની માત, તાતને તેર કહાવે,
વણ મુડી વેપાર, લાભ શો એમાં આવે,
નુર વિના નિર્માલ્ય, હાલ બે હાલ થએલું,
એવુ જન્મે બાળ, જીવતું જેહ મુએલું;
હાંતો સુવાવડ કારમી પ્રસુતા બહુ પીડાય છે,
ધાતુ ક્ષયથી કઈ જણા, પુરૂષ મશાણે જાય છે. ૫

કાચી વયમાં કામ, નથી નરનારી નાતો,
રાજી રહે કેમ રામ, બને જ્યાં બુરી વાતો,
બાર વર્ષમાં બાળ, કાળ એ કહો જણો,
ઢીંગલીઓ વ્યવહાર, વડા થઇ કેમ વખાણો ?
જન્મી એવાં બાળકો, કહો કદી કુળને તારશે,
વેલા વહેલાં ચમકો, વશ બધો વણસાડશે. ૬

---

અપુર્ણ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.] અગસ્ટ સને ૧૯૨૩ [અંક ૬ ઠો.

## વ્યાવહારિક સુખોનું અભિમાન પરિણામે દુઃખદ છે.

(દેખો સખિ! રાસરીયો, એ લય.)

બાંધ્યા પ્રભુથી ન નેડા, ઓ જીવડા! કરશો હવે શું?
બ ધ્યા તેં બંગલા ને બાંધી વખારો, બાંધ્યા તેં માળીયાને મેડા; ઓ.
અહિંનું અહિં બધું જાશે રહી જવ, જમડાનાં આવશે તેડા; ઓ.
ભક્તિનાં ભોજન તેં ન આરોગ્યા, ખાધા તેં બરફી ને પેંડા; ઓ.
વરણાગીનો તો પાર નથી રાખ્યો, ચાલ્યા છો વાંકા ને ટેડા, ઓ.
રાત કે દિવસ કદી પ્રભુને ભજ્યા નહિ, કીધા વેપારના બખેડા; ઓ.
સંસાર પ્રીતિથી બાંધી તે ગાંઠ ને, પ્રભુથી કીધા છુટા છેડા, ઓ.
હજીએ પ્રભુથી પ્રીત સાચી બંધાશે તો, પાર ઉતારશે બેડા. ઓ.

થો ઉ૦

## दृश्य चिंतननो त्याग करवा विवेकी अभिमानीनुं मनप्रति संबोधन.

(દીનાનાથ દયાળ નટવર, એ લય.)

દૃશ્ય ચિંતન, સેવી હે મન! મારી સાથે આવ તું મા,
નહિ બને એ નહિ બને, તુજ સાથ મુજને પ્રવાસમાં,
જગતની કરવા કડાકૂટ, આજ સંગી તું થતું મા,—
રેવું હોયે આડું ને વળી આવવું મુજ સાથમાં તો,
પેટ ચોળી એવું દુઃખનું શૂળ તું ઉપજાવતું મા;—
જેમ કીડા છાણના, મરતા સદાએ છાણમાં;
હોય મરવું દૃશ્યમાંહિ સંગ તો મુજ સેવ તું મા;—
સુખી થવું હોય લેશ પણ તો વિષયની આસક્તિના,
બંધનોથી લેશ તુજને બાધ કે બંધાવ તું મા,—
હું કહું તેમ રહેવું હોયે મારી સાથે પંથમાં,
ચાલ જે સુખ અનુભવીશ હું તે અનુભવીશ તું તેમાં,—

મો જ૦ દેવી.

—श्रीमच्छंकराचार्यविरचित—

# देव्यपराधक्षमापनस्तोत्रनुं समश्लोकी भाषान्तर.

(અનુવાદક.—શાસ્ત્રી વીરેશ્વર જાની.)

(शिखरिणी.)

न मंत्रं नो यंत्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथाः ।
न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम् ॥१॥

ન મંત્રો કે તંત્રો જનની નવ જાણું સ્તુતિ કથા,
ન જાણું મા પૂજા તુજ સ્વરૂપનું ધ્યાન અથવા,
ન જાણું હું મુદ્રા વિવિધ વિધિ પાડી તુજ તણા,
પરન્તુ જાણું કે તવ શરણ છે કલેશ હરતા. १

विधेरज्ञानेन द्रविणविरहेणालसतया
विधेयाशक्यत्वात्तव चरणयोर्या च्युतिरभूत् ।
तदेतत्क्षन्तव्यं जननि सकलोद्धारिणि शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥२॥

વિધિના અજ્ઞાને, ધન રહિત, આલસ્ય થકી કો,
અશક્તિથી કીધી, તુજ ચરણ, સેવાજ તજી મા,
ક્ષમા માગું તેની જનની સકલોદ્ધારિણી સતી.
કુમાતા ના થાયે કદિ કુપુત્ર થાયે જડ મતિ. २

पृथिव्यां पुत्रास्ते जननि बहवः संति सरलाः
परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः ।
मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥३॥

વસુધામાં તારા સરલ સુત છે કૈક જનની,
પરંતુ તેમાં હું, વિરલ સુત તારો ભમરતી,
શિવે મારો ત્યાગ પ્રભુન જનનો યોગ્ય ન રતી,
કુમાતા ના થાયે કદિ કુપુત્ર થાયે જડ મતિ. ३

जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता
न वा दत्तं देवि द्रविणमपि भूयस्तव मया ।
तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥४॥

જગન્માતા મે તો તુજ ચરણ સેવા નવ કરી,
ન દીધાં મે દાનો જનની પ્રભુ પ્રીતિ મન ધરી;
તથાપિ હે અંબે મુજ પર બહુ સ્નેહ ધરતી,
કુમાતા ના થાયે કદિ કુપુત્ર થાએ જડ મતિ. ૪

परित्यक्त्वा देवान्विविधविधसेवाकुलतया
मया पंचाशीतेरधिकमपनीते तु वयसि ।
इदानीं चेन्मातस्तव यदि कृपा नापि भविता
निरालंबो लंबोदरजननि कं यामि शरणम् ॥५॥

તજી દીધા દેવો વિવિધ વિધ સેવા શ્રમ થકી,
ગયાં પંચાશીથી અધિક મુજ વર્ષો કડપથી,
થશે ના જો હાવે તુજ જરી કૃપા હે ભગવતી,
કહે જાઉં કોને શરણ, પછી હેરંબ જનની. ૫

श्वपाको जल्पाको भवति मधुपाकोपमगिरा
निरातंको रंको विहरति चिरं कोटिकनकैः ।
तवापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं
जनः को जानीते जननि जपनीयं जपविधौ ॥६॥

બને વકતા મારો જરૂર જગ હીણો નર ઘણો,
કૃપા તારી થાતા ગરીબ નર થાયે ધની વડો,
અપર્ણે મા તારો પુનિત જપ જે કો જપી શકે,
અહો તેને શું તું જગત જનની, ના દઇ શકે ? ૬

चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो
जटाधारी कंठे भुजगपतिहारी पशुपतिः ।
कपाली भूतेशो भजति जगदीशैकपदवीं
भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥७॥

ચિતા ભસ્મે ચોળે શરીર, વિષ ખાયે, પશુપતિ,
જટાધારી, કંઠે ભુજગપતિ, વસ્ત્રો વિણ સ્થિતિ,

કપાલિ ભૂતેશ ત્રિપુરહર થાયે જગપતિ,
શિવે તારા પાણિ ગ્રહણ વિધિનું આ ફળ મતી. ૭

न मोक्षस्याकांक्षा न च विभववांछापि च न मे
न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुनः ।
अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै
मृडानी रुद्राणी शिवशिवभवानीति जपतः ॥८॥

ન આકાંક્ષા મોક્ષે નહિ વિભવવાંછા મન વસી,
અપેક્ષા વિજ્ઞાને નહિ, નહિ સુખેચ્છા શશિમુખી,
મહાદેવી, માગુ જનમ મરણ મા મુજ ટળો,
મૃડાની રુદ્રાણી શિવ શિવ, ભવાની હું જપતો. ૮

(वसंततिलका.)

नाराधितासि विधिना विविधोपचारैः
किं रूक्षचिंतनपरैर्न कृतं वचोभिः ।
श्यामे त्वमेव यदि किंचन मय्यनाथे
धत्से कृपामुचितमंब परं तवैव ॥९॥

આરાધી હું નવ શક્યો વિધિયો વડે રે,
મિથ્યા જ ચિંતન કર્યું વચનો વડે મે,
કિંતુ કૃપા મુજ પરે જનની કરે તુ,
છે યોગ્ય અબ તુજને, મુજથી બને શું ? ૯

(उपजाति)

आपत्सु मग्नः स्मरणं त्वदीयं करोमि दुर्गे करुणार्णवेशि ।
नैतच्छठत्वं मम भावयेथाः क्षुधातृषार्ता जननीं स्मरन्ति ॥१०॥

આપત્તિમાં હું તુજને સ્મરું છુ, પયોધિ દુર્ગે કરુણાતણો તું,
જાણે ન મા તે શઠતા જ મારી, ભૂખ્યો સ્મરે છે, નિજ માત પ્યારી ૧૦

(वैतालीय.)

जगदंब विचित्रमत्र किं
परिपूर्णा करुणाऽस्ति चेन्मयि ।
अपराध परंपरावृतं
नहि माता समुपेक्षते सुतम् ॥११॥

જગદંબ વિચિત્ર અત્ર શું ?
પરિપૂર્ણા કરુણાથી માત ;

અપરાધ—પરપરા હશે,
તદપિ મા; સુત ના ઉવેખશો. ૧૧

( अनुष्टुप् )

मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा न हि ।
एवं ज्ञात्वा महादेवि यथा योग्यं तथा कुरु ॥१२॥

નથી કો હું સમો પાપી, પાપઘ્ની તુ સમા નહિ;
જાણી આ હે મહાદેવી, ઘટે તે કરજે સદી. ૧૨

इति शिवम् ।



# વેદાંતના મૂલતત્ત્વો

( લે. પૂજ્ય પાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા. )

( અનુસધાન ગતાકથી )

પણ એ ત્રણ પદાર્થોનુ મિશ્રણ થવાથી તે મિશ્રણમા રક્તતા પ્રકટે છે, તેમજ એ ચાર ભૂતોમાંના એક એક ભૂતમા ચેતના જોવામા આવતી નથી. પણ જ્યારે એ ચારે ભૂતોનું સ્થૂલશરીર સારે મિશ્રણ થાય છે ત્યારે તેમાં ચેતના નામનો ગુણ નવો ઉત્પન્ન થાય છે,' એમ પણ દેહાત્મવાદીથી કહી શકાય નહિ, કેમકે ખસખસના એક એક દાણામા સ્વલ્પ ને અપ્રકટ માદકતા છે તેથી તે માદકતા સ્પષ્ટ પ્રતીત થતી નથી, પણ જ્યારે ખસખસના ઘણા દાણા ભેળા થાય ત્યારે તે માદકતાનુ પ્રમાણ વધી તે સ્પષ્ટ પ્રતીત થાય છે કાથામા, ચુનામાં ને પાનમા પણ અપ્રકટ રક્તતા છે તે રક્તતા એ ત્રણે પદાર્થોનું મિશ્રણ થવાથી પ્રકટ થાય છે જેમા જે વસ્તુનો અત્યતાભાવ હોય તેમાથી તે વસ્તુનો આવિર્ભાવ થઇ શકે નહિ, જેમ રેતીમા તેલનો અત્યતાભાવ છે તેથી ગમે તે ઉપાયથી પણ રેતીમાથી તેલ નીકળી શકતું નથી આમ હોવાથી નિશ્ચય થાય છે કે ચેતના ચાર ભૂતોમાથી ઉત્પન્ન થતી નથી, પણ તે જડ ભૂતોથી વિલક્ષણ ચેતનમાથી આવિર્ભાવ પામે છે. વળી જો જીવતા જણાતા જડ શરીરથી ભિન્ન ચેતનાવાળો જીવાત્મા ન માનવામા આવે તો અકૃતાભ્યાગમ ને કૃતવિપ્રણાશ એ નામના બે દોષોની પ્રાપ્તિ થાય છે આ પૃથિવીપરના મનુષ્યોની જે બાહ્યાભ્યંતર વિચિત્રતા જોવામાં આવે છે તેનુ કઇ પણ કારણ હોવુ જોઇએ. કારણવિના કાર્યનો અકસ્માત આવિર્ભાવ માનવો એ વાત યુક્તિયુક્ત નથી. મનુષ્યોની સ્થિતિની આ વિચિત્રતાનુ કારણ તેમનાં પૂર્વ જન્મોનાં કર્મો છે એમ માન્યા વિના બીજી કોઇ પણ રીતે તેમની સ્થિતિની આ વિચિત્રતાનું સંતોષકારક સમાધાન થઇ શકતુ નથી. સ્થૂલ શરીરથી ભિન્ન જીવાત્મા ન માનવામા આવે તો સ્થૂલશરીરની ઉત્પત્તિની

સાથેજ જીવાત્મા ઉત્પન્ન થાય છે, અને સ્થૂલ શરીરના નિશ્ચેષ્ટ થવારૂપ મરણની સાથેજ જીવાત્માનુ મરણ થાય છે એમ માનવુ પડે. એમ માનતા પ્રત્યેક મનુષ્યને પોતપોતાની અનેક પ્રકારની યોગ્યયોગ્ય સ્થિતિ પોતાના પૂર્વકર્મરૂપ કારણવિનાજ પ્રાપ્ત થઇ છે એમ માનવુ પડે. એમ માનવામાં અકૃતાભ્યાગમરૂપ–નહિ કરેલા કર્મના ફલની પ્રાપ્તિરૂપ–દોષની પ્રાપ્તિ થાય છે. વળી પ્રત્યેક મનુષ્ય પોતાનાં શુભાશુભ કર્મોનાં ફલો પોતાના વર્તમાન શરીરમાં ભોગવી લેતો હોય એમ વિચારી મનુષ્યને પ્રતીત થતું નથી, પણ તેણે કરેલા કેટલાક કર્મોનુ ફલ તેને મળવુ હજી બાકી હોવુ જોઇએ એમ અનુમાનથી જણાય છે કર્તાએ પોતાના કર્મોના ફલોનો ભોગ કરવો જોઇએ. જે કર્મોના ફલો વર્તમાનજન્મમા ન ભોગવાયાં હોય તે કર્મોના ફલો અજ્ઞાની મનુષ્યે બીજુ શરીર ધારણ કરી તેમા ભોગવવાં જોઇએ મન, ઈંદ્રિયો ને શરીરવડે થયેલા શુભાશુભ કર્મરૂપ આઘાતનુ પ્રત્યાઘાતરૂપ શુભાશુભ ફલ આઘાતથી થતા પ્રત્યાઘાતના પ્રત્યક્ષ નિયમને અનુસરીને થવુ જોઇએ જો સ્થુલશરીરનેજ જીવાત્મા માનવામાં આવે તો સ્થુલ શરીરના વિનાશની સાથે કર્તા આત્માનો પણ કેટલાક કર્મોનુ ફલ ભોગવ્યા વિના વિનાશ થયો એમ માનવુ પડે, ને એમ માનવામા કૃતવિપ્રણાશનામનો–કરેલા કર્મોનો ફલ આપ્યાવિના અકારણ વિનાશ એ નામનો–દોષ પ્રાપ્ત થાય છે, એવી રીતે સ્થુલશરીરને આત્મા માનવામા ઉપર કહેલા અકૃતાભ્યાગમ ને કૃતવિપ્રણાશ એ નામના બે દોષો આવે છે તેથી તે દોષોનો સદ્ભાવ સ્થૂલશરીરને આત્મા માનવાના નિશ્ચયનો વિઘાતક હોવાથી સ્થુલશરીરને આત્મા માની શકાય નહિ.

વળી પૂર્વોક્ત દેહાત્મવાદ દેહાત્મવાદીને તથા સાક્ષાત્ કે પરપરાવડે તે દેહાત્મવાદીના સંબંધમા આવતારા મનુષ્યોને હાનિ કરનારો છે. દેહનેજ આત્મા માનનારને માત્ર લૌકિક પ્રમાણજ સત્ય લાગે છે અને અર્થ તથા કામ એ બે પુરૂષાર્થોજ તેને સાચા પ્રતીત થાય છે. તેને મતે શરીરથી ભિન્ન આત્માનો, સર્વનિયામક ને કર્મફલપ્રદાતા ઇશ્વરનો, અતીંદ્રિય પદાર્થોનો, શુભાશુભકર્મનો બોધ કરનારા શાસ્ત્રોના પ્રમાણપણાનો, પાપપુણ્યનો ને પાપપુણ્યનુ ફલ ભોગવવાનાં નરક સ્વર્ગરૂપ સ્થાનોનો સદ્ભાવ નથી, તેના આવા વિચાર હોવાથી તે સ્વેચ્છાચારી થાય છે, અને જીવના અતઃકરણનો તથા ઇંદ્રિયોનો વિષયો ભણીનો તથા વિષયોના સાધનોભણીનો દૃઢ અનુરાગ અનાદિકાલથી ચાલતો આવેલો હોવાથી તેને વશ થઇ તે પ્રધાનપણે પાપકર્મમાં પ્રવૃત્ત થઇ આ લોકમા દુઃખી થાય છે ને મરણોત્તર તેના જીવાત્માની તેના કર્માનુસાર અધોગતિ થાય છે, તેનુ અતઃકરણ આસુરીસંપત્તિથી ભરેલુ હોવાનો સભવ હોવાથી જે જે મનુષ્યાદિના પ્રસંગમાં તે આવે છે તેને તેને તે પોતાનો સ્વાર્થ સાધવા દુઃખ આપવા પ્રવૃત્ત થાય છે. તેનુ અંતઃકરણ દસ્ય વિષયોની તૃષ્ણાથી બહુધા અશાંત ને અતૃપ્ત રહે છે તેના અતઃકરણમાં ખેદ વા ભય ઉપજ્યા કરે છે. સાત્વિકી શ્રદ્ધા, મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ શુભવિચાર ને શુભપ્રવૃત્તિવડે જે શાંતિ ને દિવ્ય સુખનો અનુભવ વિવેકી પુરૂષોને થાય છે તે શાંતિનો ને તે દિવ્ય સુખનો અનુભવ કરવા તે સુભાગી થતો નથી. નબળા મનના માણસોને તે પોતાના કુવિચારો જણાવી તેમને પણ દેહાત્મવાદી કરે છે, તેથી તેમની પણ આ લોકમા ને પરલોકમાં અધોગતિ થાય છે એવી રીતે દેહાત્મવાદી પોતાના હિતનો અને તેના સબંધમા આવનારા નબળા મનુષ્યોના હિતનો વિઘાતક થાય છે.

દેહાત્મવાદ પશુઓના જેવા વિચારો ને પશુઓના જેવી પ્રવૃત્તિ ઉપજાવનારો તથા જગતમાં અશાંતિ, અવિશ્વાસ, ભય, શોક, ચોરી, વ્યભિચાર, અસત્ય ભાષણ, સ્વાર્થપરાયણતા, રોગો, હિંસા ને અપવિત્રતા વધારનારો હોવાથી પોતાનું હિતઇચ્છનાર સમજુ મનુષ્યે તેમાં લેશ પણ આદર રાખવો ઉચિત નથી."

શિષ્ય પૂછે છે–"હે પ્રભો! ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ, અજ્ઞાનનો અંશ અને જીવ એમાંથી કોઇ એકને અથવા તે સર્વને આત્મા માનવામાં આવે તો તેમ માનવું યોગ્ય છે કે અયોગ્ય છે એ આપ દયા કરીને સમજાવવા શ્રમ લેશો."

શ્રીસદ્‌ગુરૂ કહે છે–"હે મોક્ષેચ્છો! વાણી, હાથ, પગ ઉપસ્થ ને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો સૂક્ષ્મ એટલે અપંચીકૃત (પાંચ ભૂતોનું મિશ્રણ થયા વિનાની સ્થિતિવાળાં) પાંચ ભૂતોમાંના એક એક ભૂતના ક્રિયાશક્તિવાળા અંશમાંથી ઉત્પન્ન થયેલી છે. સૂક્ષ્મભૂતો જડ છે, ચેતનરૂપ નથી. તેથી તે ભૂતોના કાર્યરૂપ પાંચ કર્મેંદ્રિયો પણ જડ છે. ચેતનરુપ આત્મા નથી. પાંચ કર્મેંદ્રિયો જડ છતાં પણ તેમાં જે પોતપોતાની ક્રિયા કરવાનું સામર્થ્ય જણાય છે તે તેમના આધારભૂત ચેતનના સદ્‌ભાવને લીધે તેમનામાં આવેલું છે શ્રોત્ર ત્વચા, નેત્ર જીવ્હા ને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો પણ સૂક્ષ્મ પાંચ ભૂતોમાંના એક એક ભૂતના જ્ઞાનશક્તિવાળા અંશમાંથી ઉત્પન્ન થઈ છે. તે પાંચે પાંચ જડ સ્વભાવવાળા ભૂતોમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી જડ છે, ચેતનરૂપ આત્મા નથી. વળી મનુષ્યો 'મારી ઇંદ્રિયો' એમ બોલે છે, પણ 'હું ઇંદ્રિયો' એમ બોલતો નથી તેથી પણ સ્વામિરૂપ આત્માથી તેના કરણરૂપ એટલે કર્મના ને પદાર્થના જ્ઞાનના સાધનરૂપ ઇંદ્રિયો ભિન્ન છે એમ નિશ્ચય થાય છે. કોઈ વાર 'હું બોલું છું' 'હું જોઉં છું' એવા શબ્દપ્રયોગો મનુષ્યો કરે છે તેમાં જાણે વાણી આદિ ઇંદ્રિયોથી હુંરૂપ આત્મા અભિન્ન હોય એમ જણાય છે, પરંતુ તે શબ્દપ્રયોગો ભ્રાંતિ જન્ય એકપણાના જ્ઞાનથી થયેલા હોવાથી મિથ્યા ગણાય છે, સત્ય ગણાતા નથી. જેમ 'હું કાળો છું' 'હું ગોરો છું' ઇત્યાદિ સ્થુલદેહના ધર્મોની સાથે તે ધર્મોના સબંધથી અત્યંતરહિત આત્માનું અભિન્નપણું જણાવનારા શબ્દપ્રયોગો લોકો ભ્રાંતિજ્ઞાનને વશ થઇને કરે છે તેમ જડ ઇંદ્રિયોમાં તેનાથી અત્યંત ભિન્ન ચેતનરૂપ આત્માના અભિન્નપણાના શબ્દ પ્રયોગો ભ્રાંતિજ્ઞાનને વશ થઇને લોકો કરે છે એમ જાણવું.

જેમ જીવાત્માના બાહ્ય કરણરૂપ હોવાથી તે દશ ઇંદ્રિયો આત્મા નથી તેમ જીવાત્માને પોતાના શરીરની અંતર આવિર્ભાવ પામનારા સુખદુઃખાદિ જાણવાનું સાધન જે અંતઃકરણ તે પણ આત્મા નથી. એ અંતઃકરણ સ્થિતિ ભેદે પાંચ પ્રકારનું છે. સ્ફુરણ, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ તેના સ્થિતિભેદે થતાં પાંચ પ્રકારના નામો છે. અંતઃકરણ જ્યારે પોતાનો સ્થિર ભાવ ત્યજી અંતરના કે બહારના કોઈ પણ પદાર્થને આકારે થવા ચલાયમાન થાય, ત્યારે તેની તે સ્થિતિને સ્ફુરણ કહેવામાં આવે છે. અંતઃકરણ જ્યારે સંકલ્પ વિકલ્પરૂપ સંશયવાળું થાય છે, અર્થાત્ જ્યારે તે અંતઃકરણમાંથી બે વિપરીત કોટીને વિષય કરનારી–'હું આ ખાઉં એ ઠીક છે કે હું આ ન ખાઉં એ ઠીક છે,' 'હું આ ભણું તે ઠીક છે કે હું આ ન ભણું તે ઠીક છે, ઇત્યાદિ ઇત્યાદિ–વૃત્તિઓનો પ્રવાહ ચાલે છે ત્યારે એવી વૃત્તિઓના પ્રવાહવાળું અંતઃકરણ મન એવા નામથી ઓળખાય છે. જ્યારે એ અંતઃકરણ પોતાના સામર્થ્યાનુસાર પૂર્વા પરનો વિચાર કરીને કોઇ પણ વિષયમાં એક નિશ્ચય-

વાળુ થાય છે ત્યારે તેવી સ્થિતિવાળુ તે અંતઃકરણ બુદ્ધિ એવા નામથી ઓળખાય છે જ્યારે તે અંતઃકરણ કોઇ પણ શુભા શુભ વિષયનુ સજાતીય વૃત્તિઓના પ્રવાહવડે ચિંતન કર્યા કરે છે ત્યારે અંતઃકરણની તે સ્થિતિ ચિત્ત એવા નામથી ઓળખાય છે, જ્યારે અંતઃકરણમાં કોઇ પણ ક્રિયા કરવાનો કર્તાપણાના અભિમાન પૂર્વક આગ્રહ પ્રકટે છે, અર્થાત્ જ્યારે તે અંતઃકરણમાંથી કર્તાપણાના અભિમાનવાળી વૃત્તિ ઉપજે છે ત્યારે અંતઃકરણની તે સ્થિતિ અહંકાર એવા નામવડે કહેવાય છે.

અપૂર્ણ

---




( લે. શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ )

( અનુસંધાન ગતાંકથી )

---

શ્રવણ કીર્તનાદિ નવ પ્રકારની સાધન ભક્તિવડે સાધ્ય પરાભક્તિ સિદ્ધ થવાથી મોક્ષ થાય છે નારદ તથા શાંડિલ્યાદિ મહર્ષિઓના ભક્તિ સૂત્રોમા પરમેશ્વરમા નૈસર્ગિક પ્રેમને પ્રકટાવવાનુ જે વિધાન છે, તેનુ બીજ છાન્દોગ્યની શાંડિલ્ય વિદ્યામા, અને નારદ-સનત્કુમાર સંવાદમા છે, અને તેની પરંપરામા તત્ત્વજ્ઞાન ગૌણ અને ભક્તિનુ પ્રાધાન્ય સ્વીકારી જીવાત્મા અને પરમાત્મામાં અંશાંશિભાવ, અથવા કાર્યકારણભાવ પ્રમાણભૂત મનાતા ભક્તિદ્વારા ભેદવિલાપન કરવાનુ ઉપસ્થિત થએલુ જણાય છે.

**ભક્તિનુ પ્રાધાન્ય અને જ્ઞાન વૈરાગ્ય ગૌણ**

શ્રીમદ્ વલ્લભાચાર્યની ગુરુપરંપરા વિષ્ણુસ્વામીથી જ્ઞાનદેવ, તેમનાથી નામદેવ, તેમનાથી ત્રિલોચન અને તેમનાથી શ્રી વલ્લભ—એમ ઉતરી આવેલી જણાય છે શ્રીમદ્વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીના સાત પુત્રોની સાત ગાદીઓના આચાર્યોવડે આ સંપ્રદાય પ્રસારને પામેલો છે, અને ગુજરાતમા આ સંપ્રદાયના મનુષ્યો ઘણા છે.

ઉપર કહી ગયા તેમ જેમ કેવલ અદ્વૈત સંપ્રદાયના ધર્મમાં તત્ત્વજ્ઞાનના અભાવે ત્યાગના આડંબર વડે અપધર્મતા ઉભી થવા સંભવ છે, જેમ વિશિષ્ટ અદ્વૈત સંપ્રદાયમાં પણ સાચી પ્રપત્તિના અભાવે આહાર શુદ્ધિની ભાંજગડવડે અપધર્મતા ઉભી થવા સંભવ છે, તેમ શુદ્ધ અદ્વૈતશાખામા ભક્તિનું નિર્દોષ સ્વરૂપ ન સમજાય તો મનુષ્ય શરીર માત્રના સમર્પણવડે અપધર્મ જામે છે. આ દોષો સંપ્રદાયનાં દર્શન, ભાવના અને કૃતિ એ ત્રણેનો સમન્વય ન થવાથી ઉભા થાય છે. જેઓ શુદ્ધ નિશ્ચયવાળા હોય છે તેઓ સંપ્રદાયના લક્ષ્યની સિદ્ધિ કરી શકે છે.

**ભક્તિનુ નિર્દોષ સ્વરૂપ ન સમજાય તો અપધર્મતા શુદ્ધ અદ્વૈતમા ઉભી થાય.**

આ સંપ્રદાયના સાચા ભક્તજનો જનજલ્પ નિર્ભય હોય છે, ભગવાનના પ્રેમથી પુષ્ટિસંપ્રદાયના સાચા રંગાયેલા હોવાથી હૃદયના કોમળ હોય છે અને સંસારના સઘળા અનુયાયીઓના આક મધુર ભાવોને સમજવાની કુશળતાવાળા હોય છે

પંક ગુણો.

આ સંપ્રદાયના આચાર્યશ્રીએ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો રચ્યા છે, અને તેમના દર્શનના ગ્રંથોની સર્વાંશ શોધખોળ થવાથી સંપ્રદાય વિશુદ્ધિની સારી સમજણ ઉકરતી પ્રજામાં થવા સંભવ રહે છે.

ગુજરાતમાં સદાચારની મારી છાપ આપનાર અને જડ મનુષ્યોને સુનીતિના માર્ગે ચઢાવવામાં સરલ ઉપદેશ આપનાર શ્રી સહજાનંદ સ્વામીના છેવટના

વિશિષ્ટ અદ્વૈતદર્શનવાળો શતકનો સ્તુત્ય પ્રયત્ન પ્રતિ ધ્યાન ખેંચવાની જરૂર છે, તેમના

શ્રી સહજાનંદ સ્વામીનો સંપ્રદાયને ઉદ્ધવસંપ્રદાય નામ આપવામાં આવે છે.

ઉદ્ધવ સંપ્રદાય

શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મ પ્રમાણ સંસ્કૃત ભાષાન્તરદ્વારા કરવા કરતાં લોકભાષામાં કર્યું તેટલા અંશમાં તથા તેમના જીવનની સાદાઈને લીધે અને

શ્રી સહજાનંદ સ્વામીના પારકા સિદ્ધાન્તો સામે દ્વેષ બુદ્ધિના અભાવને લીધે ગુજરાતના

સર્મ સિદ્ધાન્તનો મર્મ. તેમને અર્વાચીન કાળના ગૌતમબુદ્ધ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. તેમના સંપ્રદાયના દર્શન વિશિષ્ટ અદ્વૈત છે, અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ઉપરાંત શૈવો ઐશ્વર્યની કિંમત આંકે છે, ત્યારે આ સંપ્રદાયવાળા, "સ્વધર્મ, આત્મજ્ઞાન, વૈરાગ્ય, પોતાના સ્વરૂપનુ જ્ઞાન અને પોતાની માહાત્મ્યે સહિત ભક્તિ"—એ પાંચ મુદ્દાને મહત્ત્વના માને છે. શ્રી સહજાનંદના ઉપદેશ વાક્યોનો સંગ્રહ જે વચનામૃતમાં થયો છે તેમા આ પાંચ મુદ્દાનો વિસ્તાર લોક ભાષામાં કરવનાથી કર્યો છે. પોતાના સિદ્ધાન્તનો મર્મ તેમણે સ્પષ્ટરીતે નીચે પ્રમાણે લોયાના વચનામૃતમાં કહ્યો છે—

'અમારો અભિપ્રાય તે થોડાકમાં ત્યો કહીએ જે જેવી રીતે શંકર સ્વામીએ અદ્વૈત બ્રહ્મનુ પ્રતિપાદન કર્યું છે તેને વિષે તો અમારે રૂચિ નથી, તથા રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષર થકી જે પુરુષોત્તમ ભગવાન તેનું નિરૂપણ કર્યું છે તે પુરૂષોત્તમ ભગવાન વિષે તો અમારે ઉપાસના છે, તથા ગોપીઓના જેવી તો એ પુરુષોત્તમ ભગવાન વિષે અમારે ભક્તિ છે તથા શુકજીના જેવો તથા જડ ભરતના જેવો અમારે વૈરાગ્ય છે અને આત્મનિષ્ઠા છે એવી રીતે અમારો અભિપ્રાય તથા રુચિ છે તે અમારી વાર્તાએ કરીને તથા અમે માન્યા જે અમારા સંપ્રદાયના ગ્રંથ તેણે કરીને જો પૂર્વાપર વિચારીને જુએ તો જે બુદ્ધિમાન હોય તેના જાણ્યામાં આવે છે."

આથી શ્રી સહજાનંદના અભિપ્રાય પ્રમાણે તેમનુ દર્શન વિશિષ્ટ અદ્વૈત છે, તેમની ભાવના પુરુષોત્તમ એટલે ક્ષર અને અક્ષરથી પર વસ્તુ વિષયક છે, તેની બાહ્ય પૂજા શ્રીજી મહારાજના અવતારી શરીરમાં સ્વીકારી છે, અને જ્ઞાન વૈરાગ્ય સાધનો ભક્તિના પરિપોષક તરીકે સ્વીકાર્યાં છે.

ભાવના પુરુષોત્તમ એટલે ક્ષર અને અક્ષરથી પર વસ્તુ વિષયક છે, તેની બાહ્યપૂજા શ્રીજી મહારાજના અવતારી શરીરમાં સ્વીકારી છે, અને વૈરાગ્ય સાધનો ભક્તિના પરિપોષક તરીકે સ્વીકાર્યાં છે.

નવા જમાનાના કેળવાયેલાં સ્ત્રી પુરુષોને સમ્પ્રદાયધર્મોના આચાર વિચાર ન રૂચે તે સ્વાભાવિક છે, પરંતુ ધર્મતત્વનો નિર્ણય તેઓ સ્વતંત્ર બુદ્ધિથી કરી શકતા હોય, અથવા તો દ્વૈત, દ્વૈતા દ્વૈત, અથવા અદ્વૈત દર્શનના કોઇ પણ દર્શન ઉપર પ્રાચીન સમયમા જે મીમાંસા થઇ છે તે મીમાંસાનો ન્યાયાનુસાર સ્વીકાર થતો હોય તો તે દર્શનને અનુસાર તેમણે ઇશ્વર વિષયક ભાવના ઘડવી જરૂરની છે, અને તે ભાવનાનુસાર તેમના જીવનની સઘળી પ્રવૃત્તિઓ રચવી જરૂરની છે જે દર્શનાનુસારી ભાવના અને કૃતિની યોજના કરે તોજ તેઓ ધાર્મિક જીવન ગાળતા ગણાય, અને તેમ થાય તોજ ધર્મપાલનજન્ય શાંતિ મળવા સભવ છે પરંતુ કેવલ ધર્મનો વિચાર કરવા માત્રથી, અને આચારને સગવડીઓ પદાર્થ માનવાથી તો ધર્મશૈથિલ્ય વિના બીજું કંઇ પરિણામ પ્રકટે નહિ, અને ધર્મની શિથિલ ભાવનાવાળા મનુષ્યો સમાજનું નાવ ભ્રષ્ટ ભૂમિ તરફ લઇ જવાને બદલે હાલડોલ કરે, અને સમાજના બંધારણમાં ધર્મને ગાણ કરી અર્થ તથા કામને પ્રાધાન્ય આપવાનાં જે માઠાં પરિણામો પ્રકટે તેમાં તેઓ નિમિત્ત થવાનો સભવ ઉભો કરે છે એ પ્રત્યેક વિચારશીલને સમજાય તેમ છે.

**ધર્મશૈથિલ્ય કરતાં સાંપ્રદાયિક ધર્મબંધન વિશ્વવ્યવસ્થામાં ઉપયોગી છે.**

સમ્પ્રદાય ધર્મોની કાળી બાજુ છે તે કોઇ ના પાડતું નથી, પરંતુ તેની ઉજળી બાજુ અલક્ષ્ય કરવા જેવી નથી અને કેવલ અસાંપ્રદાયિક સ્વૈર ધર્માચરણ કરવા કરતા સાંપ્રદાયિક ધર્મનું વિવેકથી પાલન કરનાર વિશ્વવ્યવસ્થામાં વધારે ઉપકારક છે એજ આ વિષયચર્ચાનું તાત્પર્ય છે. ધર્મવસ્તુનો નિર્ણય થયા પછી અને ભાવના તથા કૃતિનો બરાબર યોગ સિદ્ધ થયા પછી "સર્વતંત્ર સ્વતંત્ર" રહેવાને કોઇ ના પાડતું નથી, પ્રાચીન મહર્ષિઓ તે પદ તે તે તંત્રની શિષ્ટમર્યાદાના પાલનવડે મેળવી શક્યા હતા પરંતુ ધર્મ કંઇ સ્વૈર બુદ્ધથી ઉભો થયેલો પદાર્થ નથી, પરંતુ આત્માના વિકાસનું આત્માએ ઉભું કરેલું સયમનું બંધન છે, જેઓ યથાર્થ સયમી થાય તેઓજ ધર્મ રહસ્યને સમજે છે, અને તેઓજ ધર્મનું વિધાન કરી શકે છે સ્વયપ્રકાશ પરમાત્મા પણ તેનેજ आविरासीमॅपथि એ શ્રુતિ અનુસાર હૃદય તથા નેત્ર આગળ પ્રકટ રહ્યા કરે છે.

**ઉપસંહાર.**

---

# મનની ગુપ્ત શક્તિયો

વિશ્વમાં જેટલી સર્વથી વધુ પ્રબલ શકિતયો છે, અને જે ગુપ્ત અને અવ્યક્ત રૂપે કામ કરે છે, તે સર્વ શકિતયોમા જેટલી વધુ શકિત હોય તેને સન્માર્ગમા સ્થાપનાથી ઉપયોગી થઇ પડે છે અને કુમાર્ગમાં સ્થાપવાથી તે હાનિકર્ત્તા થઇ પડે છે. વીજળીની શકિત, વરાળની શક્તિ વિગેરે શકિતયોમા પણ તેમજ બને છે. છતા ઘણા એવા છે કે શકિતયો કરતા પણ ઘણી પ્રબળ એવી એક ગુપ્ત શકિત છે કે જેનો દુરૂપયોગ કરે છે. આ ગુપ્ત શકિતયો એ મનની માનસિક શક્તિયો છે. મનની વિચાર શકિતયો એ સર્વથી વધુ પ્રબલ હોય છે. નિરતર્ ઉત્પન્ન થયા કરે છે અને સુખ કે દુખનું રૂપ ધારણુ કરી સર્વત્ર તેનો અનુભવ કરાવે છે.

આ ગુપ્ત શક્તિયો મનુષ્યે પોતામાં પ્રકટાવવી ઘટે છે. તે શકિતયો બીજી બધી શકિતયો કરતાં ઘણીજ પ્રબળ છે. આ શકિતયોને હસ્તગત કરવાથી મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકે છે. મનુષ્યે આ શકિતયો હસ્તગત કરવા માટે પોતાના મનને પૂર્ણપણે વશ કરીને સ્વાર્થ માત્રનો પોતાના હૃદયમાથી ત્યાગ કરવો ઘટે છે ઇશ્વર તો કહે છે કે તમારા શત્રુઓ સાથે પણ પ્રેમ કરો, તેનો અર્થ એવો નથી કે જે માનસિક શકિતયો મનુષ્યને સ્વાર્થ તરફ કે વિષય વાસના તરફ લઇ જાય છે તેનો તે દાસ બનીને રહે પરતુ તે શક્તિયોને મનુષ્યે પૂર્ણ રીતે પોતાને વશ કરીને તેના ઉપર પોતાનો પૂરો અધિકાર જમાવી લેવો જોઇએ.

પૂર્વના આપણા ઋષિ મુનિયોને આ ઇશ્વરીય નિયમોનુ જ્ઞાન હતું અને તેથી તે બહારની સર્વ ક્રિયાઓનો આંતરિક વિચારો સાથે સબધ છે એવુ જણાવતા હતા સમાજની ઉન્નતિ કે અવનતિનો સઘળો આધાર આતરિક વિચારો ઉપર છે વિચારમા કેટલી પ્રબલ શકિત છે તેના જ્ઞાનથી જ તે ભવિષ્યની વાત પણ કહી શકતા હતા. આ વિચાર શક્તિયો એ મનની ગુપ્ત શકિતયો છે. તે વિચાર શકિતયો ધીમે ધીમે કામ કરનારી અને સર્વ ઉપર અસર પહોચાડનારી છે. બીજુ તો શું પણ આખો સસાર પણ વિચારથીજ ઉત્પન્ન થયો છે મનુષ્યના તમામ કાર્ય પ્રથમ વિચાર રૂપમા હોય છે. પછી સ્થુલ રૂપમાં આવે છે લેખક, ચિત્રકાર, શિલ્પકાર પ્રથમ પોતાના કામનો ચિતાર પોતાના મનમા કલ્પે છે, પ્રથમ તેનો મનમાં વિચાર કરે છે પછી તેને બાહ્ય રુપમાં લાવે છે કોઇપણ કામનો પહેલા મનમાં વિચાર આવે છે પછી તે કાર્યરુપે બહાર આવે છે.

જ્યારે માનસિક શકિતયોનો ઇશ્વરીય નિયમ અનુસાર સદુપયોગ કરવામાં આવે છે ત્યારે તેથી ઉત્તમ અને પવિત્ર વિચારોની એવી પાકી ઇમારત બને છે કે જેનો કદી નાશ થતો નથી જો તેનો દુરૂપયોગ કરવામા આવે છે તો તેનાથી તે ઇમારત કમજોર બની પોતાની મેળે નષ્ટ થઇ જાય છે. જો તમે તમારા વિચારોને ઉત્કૃષ્ટ સર્વ શક્તિ અને ઉચ્ચતાની તરફ પૂર્ણ શ્રદ્ધાથી વાળશો તો તમે તેનાથી ભલાઇની સાથે કામ કરી શકશો અને તમે જાને તમારી અંદર તમામ પ્રકારના અશુભ કામ કરવાના કારણુનો નાશ કરી શકશો

શ્રદ્ધા પૂર્વક સદ્વિચારથી વર્ત્તવાથી તમારૂં જીવન આનંદથી વ્યતીત થશે નિત્ય અને અવિનાશી સત્યના અનંત પ્રકાશમા પ્રવેશ કરી, અને તેનો તમારા મનમા પૂર્ણ રીતે વિચાર અને અનુભવ કરીને અશુભ કર્મોના અધકારથી બચી જતા શીખો.

જ્યા ભય, શકા, ચિંતા, વ્યથા અથવા દુખ, શોક, અને નિરાશા હોય છે ત્યાં અજ્ઞાનતા અને અશ્રદ્ધા હોય છે. આ સપૂર્ણ માનસિક અવસ્થાઓનુ કારણ સ્વાર્થ પરાયણુતા અને અશુભ કાર્યમા શ્રદ્ધા એ છે. આવી અવસ્થાથી દરેકે દૂર રહેવુ જોઇએ. જ્યા સુધી મનુષ્ય સ્વાર્થપરાયણુ રહે છે ત્યા સુધી તેને કદાપિ મુક્તિ મળી શકતી નથી. ભય ધરવો કે ચિંતા કરવી એ પણ એક પાપ છે જે મનુષ્ય ન્યાયી છે, અનન્ત પ્રેમી છે અને જેને અન્યનુ ભલું કરવાની ઇચ્છા છે તેને કદી પણ ભય હોતો નથી. તે કદી ચિંતા પણ કરતો નથી ભય ધરવો, ચિંતા કરવી અને દરેક કાર્યમાં શકા કરવી એ ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર ન કરવા તુલ્ય છે

આ માનસિક અવસ્થાઓથી સર્વ પ્રકારની નિર્બલતા અને નિષ્ફળતા જણાય છે. કારણુ કે એ અવસ્થાઓ વિચારની ઉત્તમ શક્તિયોને કાપનારી અને નાશ કરનારી છે જો તે અવસ્થાઓ ન હોત તો તે શક્તિયો પોતાના અભીષ્ટને બલ પૂર્વક પ્રાપ્ત કરી શકત, અને તેનું ઉપયોગી ઉત્તમ પરિણામ આવત.





## कुमारी सरयुबाळा.

( લેખક—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ. બી. એ. )

( અનુસધાન ગતાકથી )

### પ્રકરણ ૮ મું.

પુરોહિત—(મનમા) જો ભણ્યા હોઇએ તો આટીઓ ઘુટીઓ શુ કરવા કરવી પડે ? અહી તો ભજ કલ્હાર, ભજ કલ્હાર કલ્યાણુ નમો સ્તુતે વ્યાસ વિશાળ બુધ્ધે શુ વ્યાસની વિશાળ બુદ્ધિ. એનુ ટીપણું જોયુ હોય તો પાચસો હાથ વ્યાસ તો વ્યાસ હતા એ જ્યોતિષમાં કુશળ હતા અને પાડવોની જન્મોતરી, વર્ષફળ જોતા એમાજ વિદ્યા ભરી મુકલા છે કેમકે ટીપણુ જોતા આવડે એટલે ભજકલ્હાર, ભજકલ્હાર, નમો સ્તુતે વ્યાસ વિશાળ બુદ્ધે, વ્યાસની જ બુદ્ધિ પૈસો પડાવવામા વિશાળ હતી. યજમાન કહે મહારાજ, એ ઘડીમા વરકન્યાને પરણાવી દો. તો હું કહું ભાઇ, તારી બે ઘડી તો મારી પા ઘડી હુ ક્યા નવરો બેઠો છું કે રાત્રે ઉજાગરો કરૂ તું પૈસા મૂકી દેને એટલે થયુ ! ભાઈ, બ્હેનનો હાથ ઝાલો કહેતા કયાં નથી આવડતું ? ભજકલ્હાર ભજકલ્હાર નમો સ્તુતે વ્યાસ વિશાળ બુધ્ધે.

પોચો—અરે મહારાજ, વરકન્યાને હાથે મીંઢળ તો બાધ્યુ નથી ? કઇ કરીયામા ભૂલ્યા કે શુ ?

પુરોહિત—અમે પરોત તે ભૂલતા હઇશું વળી ? હજી ભીંઢળીયો તારો ઉગરો ત્યારે મીંઢળ બધાશેને ? તમે લોકો બહુજ ઉતાવળીયા બૈરા, ગાવા માડો ઢોલી વગાડો તમારાં ઢોલ.

(સ્ત્રીઓ ગાય છે)–" ઢોલા ઢમક્યાં ને વરવહુના હાથ મળ્યા"—

પરોત ગયા. પરોઢ થયો જાન પણ બીજે દિવસે વિદાય થઇ લક્ષ્મી પોયાને ત્યા છે. પોયાને ત્યા લગ્ન હતુ તેમા લક્ષ્મીના દિવસો આનદમા ગયા. પોતે જોધપુરથી જે ઘોડેસવાર જોડે આવી હતી તેના ઉપર તે મોહિત થઇ હતી. પણ એ ઘોડેસવાર તો ક્યાંએ ગયો તેનો પત્તો ન હતો. હવે ક્યા જવુ ? ભાઇને ક્યા શોધવો એ ચિતામા તે બેઠી છે, એટલામા પાસેથી મરઘાના નીચે પ્રમાણે શબ્દો તેણે સાંભળ્યા –

મરઘો—ભોગ લાગ્યા છે મારા કે મને કુભારજા મલી. શાં શાં એનાં વખાણ કરૂં ? શા શા એના ગુણ ગાઉ ? શી એની મોટાઇ, શો એનો ઉમળકો ? ડગલે ને પગલે એની યાદિ મારા હૈયામા ભરી મૂકી છે. એના કામની ને એવા શબ્દોની પ્રસાદી કઇક ઓરજ છે.

જુઓ — કહો શા તે ફુવડના ગુણ ગાઉં ?
બોલે બોલે હું તો વરાઇ જાઉ,
લોક થોક જુએ મારી ફજેતી,
હુ તો મનમા ને મનમા મુઝાઉ–કહો૦
પહોર દહાડે પડી ન ઉઠે,
ઉઠતા કરે કકામ,
ધોએ ધીમ બાળકને ધુએ,
પતિને દે ત્રામ૦–કહો૦

ફુલી—કેમ શુ ચાલી રહ્યું છે ? જ્યા ને ત્યા બેઠા તે બેઠા ? આવા તે માણસ—

મરઘો—ગમે તેવા તોપણ તમારા ધણી.

ફુલી—ધણી એટલે શુ ? ઘરનો ધણી, ઘરની વસ્તુઓનો ધણી, શુ તે સ્ત્રીઓનોય ધણી ? ત્યારે શુ ભાયડા આગળ બૈરાંનો તો એકડો જ કહાડી નાખ્યો ? શુ દુનીયામાં સ્ત્રી જાતિ નજીવી છે ? પતિની સેવામા હાજર રહેવુ, ઘર કામમા વૈતરૂ કરવુ, અને દરેક બાબતમા ચૂપ રહેવુ એ તે કોના ઘરની વાત ?

મરઘો—એ તો મરઘા પટેલના ઘરની વાત. અહિં તો બુધે જાર બાજરી ને બુધે નાર પાધરી.

ફુલી—ત્યારે બુધુ તો તમને જ વાપરતા આવડતું હશે ? શુ અમારાં હાથ કઇ ઘરેણે મુકયા હશે ?

મરઘો—ત્યારે તો અમે તમારી આગળ શાકભાજી ?

ફુલી—અરે શાકભાજી તો કહેવાય ? તમે અમારા પ્રાણનાથ છો. બધુ એ તો અમારા બૈરાના સ્વભાવ–ઘડીમા આમેય બોલાય 'ને ઘડીમા તેમેય બોલાય. પણ બોલીએ એથી શુ ?

મરઘો—ત્યારે અમને મીઠા વચન ન કહો. જુઓ અમારે ફરજ કેટલી ?

ફુલી—તે તમે કમાવ છો તે કઇ બૈરાં માટે ? મારા ઘરેણા'—

મરઘો—પેતા કકડીખાએ માર મારીને આટો તો કહાડી નાખ્યો, ને હજી તમારે ઘરેણા જોઇએ છે.

ફુલી—ત્યારે હું તો કુવામાં પડીશ.
મરઘો—અરે એમ તે થાય, મારા મરઘા ભાઈના પટરાણી.
ફુલી—મુવાં માબાપે મને અહિ ક્યાં નાખી ? ન મળે ઘરેણાં કે ન મળે સારા કપડાં.
કહી કહીને તો જીભે કુચો વળ્યો પણ કશુએ લાવી આપે શેના ?
લક્ષ્મી—શાંત થાવ, શાંત થાવ. બ્હેન, મરઘા ભાઈ તો બધી ચીજો લાવી આપે તેવા છે.
ફુલી—ત્યારે એની કંઈ ફરીયાદ કરવાનું મને મન થાય છે ?
લક્ષ્મી—અરે બ્હેન, કંઈ પતિ ઉપર તે ફરિયાદ માંડવી છે ? પતિ એ તો પરમેશ્વર.
ફુલી—ત્યારે કંઈ પરમેશ્વરે એવું લખી આપ્યું છે કે પતિ ખોટું કામ ન કરે ? કેમ જાણ્યું પતિ માત્ર સારા જ હશે ?
લક્ષ્મી—એ તો આપણી ભાવના આપણી ભાવના સારી હોય તો ખોટું પણ સારૂં બની જાય છે,
મરઘો—(મનમાં) ઠીક આ લડાઈ ઓરાડી દીધી લક્ષ્મીને માથે. આપણે બંદા થયા છુટા લાવો એકાંત બેસીને વિચાર કરીએ કે પરિશ્રમ બડા કે પ્રારબ્ધ ? ખેતીના ધંધામાં પડયા ત્યારથી ભિક્ષુક થયા. પાકે તો શેનું ઉલટા સરકારના માણસો પજવીને પેશ કરે છે, પ્રભુ આ જીવનમાંથી મુક્ત કરે તો સારૂ, ચાર રૂપીઆની હવાલદારી મુકીને હળના અઝોડા પકડવા કોણ આપણા જેવું નવરૂં હોય ? અધુરામાં પૂરો ઘરમાં કકાસ, પ્રભુ તોબાહ, પ્રભુ તોબાહ.

---




(લેખક—મી. મણિલાલ ન. દોશી બી. એ.)

આ વાતતો સદા સ્મરણમાં રાખવી ઘટે છે કે મનુષ્ય જીવનમાં નિષ્ફળ નીવડયો, તે સર્વ રીતે નિષ્ફળ નીવડયો સમજવો. જીવનની નિષ્ફળતા તેજ ખરી નિષ્ફળતા છે, કોઈ નજીવી બાબતમાં આપણે વિજય પણ મેળવીએ, અને તે વિજય બહુ આકર્ષક હોય તોપણ જો જીવનમાં નિષ્ફળ નીવડયા તો તે વિજય પણ નકામો છે જે મનુષ્ય સંકુચિત જીવન ગાળે છે, અને પોતાના અંગત સ્વાર્થમાંજ મગ્ન રહ્યા કરે છે, તે જીવનની નિષ્ફળતાના માર્ગપર ગયો છે

કોઈ પણ સુજ્ઞ મનુષ્ય ક્ષણિક અથવા દેખીતા લાભ સારૂ પોતાના ઉજ્વલ ભવિષ્યનો ભોગ આપે નહિ. વક્રમાર્ગ, અપ્રમાણિક રસ્તો, અથવા અશુભ કાર્ય પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતાજ નથી. છેવટે તો પ્રમાણિક જીવનજ વ્યાપારમાં, મિત્રતામાં, રાજકીય બાબતમાં અને જીવનના દરેક પ્રસંગમાં વિશેષ લાભદાયી થાય છે

અમુક મનુષ્ય વ્યાપારમાં પ્રમાણિક અને સત્યવાદી છે એવી જે શાખ મેળવવી તેની કિંમત કાંઈ ઓછી નથી ઘણીવાર એમ બને છે કે લાખો રૂપીઆની મુડી કરતા તેની

શાંખ તેને વિશેષ હિતકર થઇ પડે છે. જે વ્યાપારીએ કોઈ પણ સમય દગો દેઇ બીજાને છેતર્યા હોય, તેને આગળ જતા જણાય છે કે આ દગાની કિંમત તેને બહુજ ભારે આપવી પડે છે.

ઘણીવાર રાજકીય પુરૂષો પોતાનો હેતુ પાર પાડવાને અયોગ્ય સાધનોનો આશ્રય લે છે, પણ તેમને આગળ જતાં જણાય છે કે આ અપ્રમાણિક સાધનોથી તેમણે પોતાનોજ વિકાસ અટકાવ્યો છે. રાજકીય નેતા થવા ઇચ્છનાર યુવક અમુક વૃક્ષોના વમળમા નહિ ખેંચાતા લોકોના હિતને પોતાનુ લક્ષ ગણે છે, જે આવેશમા નહિ દોરાતા દેશના ખરા રાજકીય કલ્યાણને પોતાનુ ધ્યેય કરી પ્રવૃત્તિ કરે છે, તે આખરે દેશનું હિત સાધે છે, અને સાથે પોતાનું પણ હિત સાધી કીર્તિના શિખરે પહોંચે છે

જીવન યુદ્ધમા જય મેળવવા માટે અમુક ચોક્કસ યોજના હોવી જોઇએ, અને તે યોજના અમલમા મુકવી ને જોઇતી સાધન સામગ્રી પણ આવશ્યક છે. કાર્યનો આરંભ કરવાને જે યોજનાની સવિસ્તર વિગત તથા તે સામગ્રીની બધી વિગતનું જ્ઞાન શરૂઆતથી હોવુજ જોઇએ, એમ જરૂરનું નથી. જો આપણે ખરા ઉત્સાહી અને હોંશથી કાર્ય કરતારા હોઇએ તો આ વિગતો તો આગળ જતા મળી રહે છે

યુવાવસ્થા, મધ્યમાવસ્થા અને ઉત્તરાવસ્થા—આ ત્રણે પ્રસંગમાં દરેક મનુષ્યને અમુક કર્તવ્યો, અમુક જોખમદારીઓ અને અમુક આનંદના પ્રસંગો હોય છે. જે યુવક પોતાના સમયનો, શક્તિનો અને ધનનો વ્યય સામાન્ય કેળવણી મેળવવામા, અને પોતાના ખાતાને લગતી ખાસ કેળવણી મેળવવા પાછળ કરે છે, તે આખરે વિજયી થાય છે એમા સંદેહ નથી

ઘણીવાર એવુ બને છે કે મધ્યમ અવસ્થામાં જીવો પોતાના વ્યાપારની પ્રવૃત્તિમાં એટલા બધા ગરક થઇ જાય છે કે તેઓના જીવનમાંથી માનસિક વ્યાપાર અને કલ્પના શક્તિ સર્વથા નાશ પામવા લાગે છે વ્યાપારની ધમાલમા પુસ્તકો પ્રત્યેની રૂચિ જતી રહે છે, અને સાહિત્ય પ્રત્યે તેઓ તદન બેદરકાર રહે છે, મેકોલેએ લખ્યુ છે કે—

"જો મને કોઈ મહાન રાજા બનાવે અને તેની સાથે મહેલોમા તથા બગીચામા રહેવાનુ હોય, સારા ભોજનો અને ગાડીઓ તથા સુંદર વસ્ત્રો હોય, પણ તે સાથે એવી શરત કરે કે મારે પુસ્તકો ન વાચવા તો હુ તો રાજા થવાને બદલે મારી નાની ઝુંપડીમા રહી પુસ્તકો વાચવાનુ વધારે પસંદ કરૂં."

આ મધ્યમ અવસ્થામાં પોતાની જાતને સંભાળી રાખવાની મોટી ફરજ ઉભી થાય છે પોતાની તંદુરસ્તી બરાબર સાચવવી અને બનાવવી એ દરેક મનુષ્યનો આનંદ અને કર્તવ્ય હોવુ જોઇએ. મનુષ્ય ઘરની વ્યાપારની તથા બીજી અનેક પ્રવૃત્તિઓમા એવો ગુંથાઈ જાય છે કે તે શરીરની દરકાર રાખતો નથી, યુવાવસ્થાની પ્રવૃત્તિઓ, ટેવો અને વિચાર શ્રેણીઓ ઉપર મધ્યમાવસ્થાની સ્થિતિનો આધાર છે, તેમ મધ્યમ અવસ્થામા કરેલી પ્રવૃત્તિઓ, પાડેલી ટેવો અને કરેલા વિચારોપર ઉત્તરાવસ્થાનો આધાર છે.

જે મનુષ્યો મધ્યમ અવસ્થામાં ઉત્તમ વિચારનાં બીજ રોપે છે, અને યુવકોની પ્રવૃત્તિઓમાં અને આસપાસના મનુષ્યોના કલ્યાણમા રસભર્યો ભાગ લે છે, તે મનુષ્યો વૃદ્ધઅવસ્થામા પણ યુવકને છાજતો ઉત્સાહ અને આનંદ રાખી શકે છે, અને વૃદ્ધાવસ્થાથી નહિ ડરતાં તેને પણ જીવનના એક આવકારદાયક પગલા તરીકે ગણે છે

આપણે અનુભવી આગળ વધીએ છીએ, તો વૃદ્ધ મનુષ્યો વિશેષ અનુભવી હોવાથી વિશેષ આગળ વધેલા હોવા જોઇએ જે મનુષ્યે યુવાવસ્થા તથા મધ્યમ અવસ્થા સારી રીતે ગાળી હશે, તે વૃદ્ધ અવસ્થામા પણ સમૃદ્ધીત અનુભવો અને જ્ઞાનથી આનદમા રહી શકશે. રોબ બ્રાઉનીંગ લખે છે કે —

" મારી સાથે વયમા વધો. જીવનનો છેલ્લો ભાગ જેને વાસ્તે પ્રથમ ભાગ બનાવવામા આવ્યો હતો—ને સર્વોત્તમ ભાગ હજી આવવાનો છે. આપણુ ભવિષ્ય પ્રભુના હાથમાં છે તેણે કહ્યુ છે કે, 'મે તો આખી યોજના રચી છે યુવાવસ્થામાં જીવનનો અર્ધો ભાગ પ્રકટ થાય છે " પ્રભુ ઉપર વિશ્વાસ રાખો, સર્વ જુઓ, અને જરા પણ ગભરાતા ના "

ઘણા લોકોની સ્થિતિ લ્યુક હરફોર્ડના જણાવ્યા પ્રમાણે નીચે પ્રમાણે છે, તેઓ ઘોડાના પુચ્છ તરફ મુખ રાખી ઘોડાપર બેસે છે. તેઓ નિરતર ભૂતકાળ તરફજ દૃષ્ટિ રાખે છે.

તેઓને ભૂતકાળજ પ્રિય લાગે છે તેઓ ભૂતકાળની ખામીઓ અને નિર્બળતાઓનોજ વિચાર કરી વર્તમાનનુ સુખ ભોગવી શકતા નથી.

જીવન કેવળ ગુનાહનો ક્યારો નથી. જીવના પ્રશ્નો દરેકને ઉકેલવાના હોય છે ઘણાખરાને ગુજરાન મેળવવા માટે પ્રયત્ન કરવાનો હોય છે કેટલાક પૈસા હોય તો તેનો કેવી રીતે સદ્વ્યય કરવો. તે પ્રશ્ન વિચારવાનો હોય છે કેટલીક બાબતમા વ્હેમ પડે, કેટલાક પ્રસગમાં દુખ પણ થાય, કોઇ સ્વજનનુ મરણ પણ થાય, પણ જેઓ જીવનની સત્યતા ઉપર પોતાની વિચારશ્રેણી બાધે છે, તેઓ આ બધા બનાવોને જ્ઞાન, શક્તિ અને પ્રેમ ખીલવવાના પ્રસગરૂપ માને છે હેન્રી ડ્રમડ લખે છે કે જીવન એ તહેવારનો દિવસ નથી, પણ સયમ અને વ્યવસ્થા ખીલવવાનું સાધન છે પ્રભુએ આપણને આ સંસારની પાઠશાળામા મૂક્યા છે આ વાતનું વિસ્મરણ થવાથી જીવનનો કોયડો ગુચવાય છે." નિશાળ ચાલતી હોય ત્યારે પણ આપણે આનદ લઇ શકીએ. દરેક પ્રસગે કામ તો કરવાનુ જ હોય. રસ્કીન લખે છે કે —

"Pleasure comes though toil and not by self-indulgence and indolence, When one gets to love work, his life is a happy one "

"વિષય સેવન અથવા આલસ્યથી સુખ મળી શકતુ નથી, પણ જ્યારે 'કાર્યને કાર્ય' પ્રત્યે પ્રીતિ જાગે છે, ત્યારે તેનું જીવન સુખમય બને છે."

સુખ સ્વાભાવિક છે, અને જ્યા સત્ય-નિષ્ઠા હોય, ત્યા તે યોગ્ય હોવુ જ જોઇએ. વિશ્વના અને આપણા સ્વભાવના નિયમોને અનુકૂળ થઇ યોગ્ય જીવન ગાળવુ એ જ સત્યનિષ્ઠા છે, જો આ નિયમો જાણવાને અને તે પ્રમાણે વર્તવાને આપણે મધ્યમસરનો પ્રયત્ન કરતા રહીશું, તો આપણું જીવન મોટે ભાગે સુખમય જ થશે.

ત્યારે તો આપણે આપણા જીવનમાં સુખનાજ પરમાણુઓને દાખલ કરીશુ જેમ આપણે આપણા શરીરમાં ચિતા, ભય, અમતોષ અને અશુભ દૃષ્ટિના પરમાણુઓ દાખલ કરી શકીએ, તેવીજ રીતે અને તેટલીજ સ્હેલાઇથી આ સુખના પરમાણુઓને આપણા હૃદયમા સ્થાન આપી શકીએ આપણે હવે ને દુઃખમય ચીજોનો વિચાર કરવો તજી દઇએ. જો ભય, ચિતા અસતોષ કે અશુભ દૃષ્ટિનો વિચાર કરીશુ તો આપણી વિચારશક્તિ મંદ પડી જશે, અને આપણો સર્વ કરવાનો ઉત્સાહ પણ ધીમો થઇ જશે માટે તેમાં જ્યા

પણ લાભ નથી આપણે તો વિજેતાની દષ્ટિ રાખવી આપણી આસપાસની અનેક ચીજોમા સુખ અને આનંદ રહેલાં છે. હવે તેનો લાભ લેવાને બદલે, વચમા આવતી અડચણનો વિચાર કરી શા માટે દુ:ખી થવુ ? જો આપણે સીધા માર્ગપર ચડીએ, અને તે માર્ગપર ચાલવાનુ જારી રાખીએ, તો આપણી આસપાસ સુખનાં અનેક સાધનો પડયા છે. જે મનુષ્ય નિરાશાથી સુઇ જાય છે, તેજ નિષ્ફળ નીવડે છે, માટે દરેક સંયોગમાં એક વીરને છાજે તેવી વૃત્તિ રાખી તેમાંથી શીખવા યોગ્ય શીખવુ.

દરરોજ પ્રાત:કાળે સુખી થવાના નિશ્ચય સાથે જાગ્રત થાઓ. કોઈ પણ ગમગીનીનો કે અશાંતિનો વિચાર આવે, ત્યારે હિમ્મતથી તેની સામે થાઓ, અને તમારો પ્રાત:કાળનો નિશ્ચય સંભારો. આવી વૃત્તિ રાખવાથી દુ:ખમાથી ડંખ મારવાની શક્તિ ચાલી જશે

જે સંયોગો આપણાથી દૂર કરી ન શકાય, તે કાંતો આનંદપૂર્વક સ્વીકારો, અથવા તેને ભૂલી જતા શીખો. બડબડવાથી અને નિસાસા નાખવાથી કાંઇ લાભ નથી. પ્રભુના હાથથી મળેલા સુખના અનુકૂળ સાધનો સ્વીકારવાને જેટલા આતુરત છો તેટલાજ દુ:ખના પ્રતિકૂળ પ્રસંગોને પણ સ્વીકારવા આતુર બનો

કેટલાકને એમ લાગે છે કે આ સ્થિતિ કરતાં બીજી સ્થિતિમાં હું વધારે સુખી થઇશ. પણ તેમ માનવુ તે મોટી ભૂલ છે

તે છતાં કેટલાક ફેરફારની તો આપણને જરૂર છે, આપણી દરરોજની ફરજોમાંથી થોડા સમયને સારૂ આપણે અલગ થવુ જોઇએ કે જેથી આપણને નવા જીવનનો અનુભવ થાય, અને જુની વસ્તુઓ આપણે નવા સ્વરૂપમા દેખાવા લાગે, આપણા દરરોજના મિત્રો, દરરોજના સોબતીઓ અને કુટુંબના મનુષ્યોથી પણ થોડા સમય સારૂ આપણે અલગ થવું જોઇએ. તે આપણા તેમજ તેમના બંનેના લાભ માટે થાય છે આ ફેરફારથી આપણે તેમને સારા રૂપમાં ઓળખતાં શીખીએ છીએ, અને તેઓ આપણને સારા રૂપમાં ઓળખતા શીખે છે, આપણા મગજમાંથી કેટલાક પ્રથમથી બાંધેલા વિચારો દૂર થાય છે.

પ્રસંગોપાત કરેલી ટુંકી મુસાફરીથી ઉપર જણાવેલા લાભ થાય છે, પણ તે વાસ્તે આપણે આપણા સાથે સુખની ભાવના લઇ જવી જોઇએ. જો આપણા હૃદયમા સુખની ભાવના નહિ હોય તો આપણે ગમે તેટલા દૂર ભમીએ તો પણ સુખ આપણને મળી શકશે નહિ લોવેલ લખે છે કે, “ આપણે આપણી અંદર કેવા પ્રકારની દુનિયાને લઇ જઇએ છીએ, તેના પર આપણા સુખ દુ:ખનો આધાર છે, અને બહારની દુનિયાની સુંદરતા, શોભા અને કીમતનો આધાર આ આંતરની દુનિયા પર છે.”

જીવન આપણે ગુંચવાડાભર્યું બનાવીએ તો બને, બાકી તે એટલું ગુંચવાડાભર્યું નથી. આપણી અંદર શ્રદ્ધા અને ધૈર્યની જરૂર છે ગભરાવાની જરૂર નથી, કોઇપણ મનુષ્ય પોતાનો ભારે બોજો રાત પડતા સુધી ઉંચકી શકે, કોઇપણ મનુષ્ય એક દિવસ માટે ગમે તેવુ સખ્ત કામ કરી શકે કોઇ પણ મનુષ્ય સૂર્યાસ્ત સુધી માધુર્યથી, ધીરજથી, પ્રેમથી અને પવિત્રતાથી રહી શકે—અને જીવનનો આજ અર્થ છે, દરરોજ સવારે નવુ ચૈતન્ય પ્રકટે છે.

આપણે આજની અડચણોનો કેવી રીતે ઉકેલ લાવીએ છીએ અને આપણાં કર્તવ્યો બજાવીએ છીએ—તેજ વિચારવાનું છે. આવતી કાલનો વિચાર આવતી કાલ કરી લેશે.

આ રીતે જીવન ગાળનારને સહાયકારક ઘણાં પ્રસંગો મળી આવશે, અને જ્યારે આ

સ્થુલ દેહ તજવાનો સમય આવશે, ત્યારે પણ આપણે તૈયાર હોઇશું, આપણે મરણથી ડર પામીશું નહિ, કારણ કે પવિત્ર અને અંતઃકરણ પ્રમાણે જીવન ગાળનારને અહીં પણ ભય હોતો નથી, તેમ મરણ પછી પણ ભય રહેતો નથી. તેણે સર્વોત્તમ તત્ત્વનો અનુભવ કરવાનો પ્રયત્ન કર્યો છે તેણે જીવનની અમરતા અનુભવી છે, આવી અમરતાનો અનુભવ પામનાર મનુષ્ય સર્વ પ્રસંગોમાં અને સર્વ સમયે સુખ અને શાંતિ અનુભવે છે.



# મનની પ્રકૃતી અને શક્તિ.

(લેખ. K C Mehta )

મન જીવનનો વ્યવસ્થાપક છે અર્થાત્ જીવનનો પુરો સુકાન છે (સારો યા ખરાબ ) મનના હાથમાં છે. તેના પરજ જીવનની બધી દશાઓ ટકેલી છે. તે શક્તિઓને કરનાર ધરનાર તથા પોતાના પરીણામોને મદદ કરવાવાળું છે. તેમાં પ્રમાતમક અને સત્વાત્મક બે શક્તિઓ છે

(૨) મન ભાગ્યને રચવાવાળું છે, વિચાર તેનું સુતર છે, સારા અને ખરાબ કર્મ તાના અને બાના છે અને જીવન તાંતણાપર કરેલી વણાવટ ચગીદી છે. મન સ્વચરીત વસ્ત્રોને ધારણ કરે છે.

(૩) મનુષ્ય વિચારશીલ જીવ હોવાના કારણથી મનની તમામ શક્તિઓ રાખે છે અને તેની અમીરી અસીમ છે તે અનુભવદ્વારા શીખે છે પરન્તુ તેને જાતે પોતાને ઘણી બધી વાતોથી બાંધી રાખ્યો છે, અને જે પ્રકારે તે પોતાને બાંધી શકે છે તેવીજ રીતે પોતાને જ્યારે ઇચ્છે ત્યારે છોડાવી પણ શકે છે. તે પોતાની ઇચ્છાનુસાર શક્તહીન યા નિરોગ, નિર્બલ યા ઉગ્ર બની શકે છે. તે વારંવાર અભ્યાસથી ટેવો મદદ કરી શકે છે, તે પોતાને ભ્રમમાં નાખી શકે છે, એટલે સુધી કે સત્યતા લેશ માત્ર પણ ન રહે અને તે એક એક કરીને ભ્રમોને નિર્મુલ કરીને ફરીથી પુર્ણરૂપે સત્યતા પ્રાપ્ત કરી શકે છે. તેની સંભાવનાઓ અપરીમીત છે તેને પુર્ણ સ્વતંત્રતા છે. તે પોતાનો મનનો એકલો રાજા છે.

(૪) જાતે પોતાની સ્થીતી બનાવવી તથા પોતાના રહેવાના માટે દશાઓને ચાળવી યા વીણવી મનુષ્યનો સ્વભાવ છે તેમાં કોઇ સ્થીતીને બદલવાની અને કોઇ દશાને છોડી દેવાની પણ શક્તિ છે અને તે અહર્નીશ એક એક કરીને દશાઓનું જ્ઞાન સંગીન કરતો રહે છે

(૫) આંતરીક વિચાર શરીર અને જીવનને બનાવે છે અર્થાત્ વિચાર પરજ શરીર અને જીવન પુર્ણ રીતે ટકેલા છે. અને મનુષ્ય તેમાં પોતાની વિચારશક્તિઓ અને પ્રયત્નોદ્વારા સંશોધન અને પરીવર્તન કરી શકે છે જેવી બેડી અને પાપના બંધન સ્વનિર્મીત હોય છે અને પોતાનાજદ્વારા નષ્ટ કરી શકાય છે, તે મનના સિવાય બીજે કયાંઇ નથી હોતા

મનજ તેનું નિવાસસ્થાન છે અને યદ્યાપિ પ્રત્યક્ષમાં તેમનો સંબંધ બહારના પદાર્થો સાથે છે, તથાપી ખરી રીતે જોતા તેમ નથી બાહરનો રંગ અંદરના રંગની માફક હોય છે. અને અંદરના રંગબીજ તેને જીવન ધન મળે છે, આનું ઉલટું નથી થતું. શ્રાન્ય કોઇ બહારના પદાર્થથી પેદા નથી થતી, પરંતુ પદાર્થને પ્રાપ્ત કરવાની માનસીક ઇચ્છાથી ઉત્પન્ન થાય છે એજ પ્રકારે દુ:ખ અને શોકની ઉત્પત્તી બહારની વસ્તુઓ ને જીવન ઘટનાઓથી નથી થતી, પરન્તુ તે પદાર્થોને પ્રાપ્ત કરવાની માનસીક ઇચ્છાથી ઉતપન્ન થાય છે વસ્તુઓને ઘટનાઓની તરફ મનની પ્રવૃત્તિનો નિગ્રહ કરવાના કારણથી થાય છે. તે મન જે પવિત્રતાદ્વારા શોધીત અને જ્ઞાનદ્વારા થાય છે, તે લાલચો અને ઇચ્છાઓને જેમના દુ:ખથી અટુટ સાથે છે—પોતાથી દુર રાખે છે, અને તેટલા માટેજ તે જ્ઞાન અને શક્તિ પ્રાપ્ત કરી શકે છે

(૬) બીજાઓને ખરાબ સમજીને તેમને તીરસ્કારની દ્રષ્ટિએ જોવાથી અને બહારની દશાઓને અનિષ્ટકારક માનીને તેમને ખરાબ બનાવવાથી સંસારનો કલેશ અને વ્યાકુળતા વધે છે, ઘટતા નથી, બહારનો રંગ અંદરના રંગની કેવળ પ્રતીચ્છાયા અને પ્રભાવ છે અને જ્યારે હૃદય પુનીત અર્થાત શુદ્ધ થાય છે, ત્યારે બહારની બધી વાતો શુદ્ધ થઇ જાય છે

(૭) સમસ્ત ઉન્નતી અને જાગૃતીનો ક્રમ અંદરથી બહારની તરફ, આ સર્વવ્યાપક નિયમ છે, સમસ્ત વૃદ્ધિ અને વિકાસ અંદરથી થાય છે સમસ્ત સંયોજન અને વિયોજનનું અંદરથી જ થવું ઉચીત છે. તે મનુષ્ય, જે બીજાઓથી વ્યર્થ માથો નથી કરતો અને પોતાની શક્તિઓનો પોતાના મનને બદલવા અને પુનર્જીવન કરવામાં તથા ઉન્નતી આપવામાં લગાડે છે, પોતાની શક્તિઓને અને પોતાને સુરક્ષીત રાખે છે. અને, આ પ્રકારે પોતાના ચિત્તને સામંજસ્ય આપીને, તે બીજાને પણ ઉદારતા અને સહિષ્ણુતાથી પોતાની જ અવસ્થામાં લઇ આવે છે, કારણ કે બીજાઓના અંગીકારી અને પ્રદર્શક બની બેસવાથી શાંતી અને ચૈતન્યતા પ્રાપ્ત નથી થતી પરંતુ પોતાના પર પૂર્ણ સંયમ રાખવાથી અને નીતિના માર્ગ પર દ્રઢતાપૂર્વક અગ્રસર થવાથી.

(૮) મનુષ્યના જીવનનો સ્રોત તેનું હૃદય, તેનું મન છે. તેને પોતાનું મન પોતાના વિચારો અને કાર્યોથી તૈયાર કર્યું છે, તેને નવીન વિચારોદ્વારા, ફેર અદલબદલ કરવાનો તેને અંગીકાર છે. એ કેવી રીતે થઇ શકે છે—તેનાપર હવે અમે વિચાર કરીશું

---

# ટેવ કેવી રીતે પડે છે.

(૧) જ્યારે કોઇ ભાવ ચિતમાં ઠરી જાય છે અને તે વારંવાર કરવામાં આવે છે. ત્યારે એક નવી ટેવ બની જાય છે, ઉદાસીનતા અને આનંદ, ક્રોધ અને શાંતી, લોભ અને ઉદારતા એટલે સમસ્ત માનસીક વૃતીઓ—પોતાની ઇચ્છાથી ગ્રહણ કરેલી ટેવો છે. જે વિચાર વારવાર મનમાં આવ્યા કરે છે, તે આખરે દ્રઢ ટેવનું રૂપ ધારણ કરી લે છે, અને આજ ટેવો જીવનના સ્રોત છે. જીવનની ઉત્પત્તી આનાથીજ છે.

(૨) પોતાના અનુભવોની પુનરાવૃત્તિદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી લેવું મનનો સ્વભાવ છે.

આરંભમાં જે વિચારને ગ્રહણ કરવો અને તેનાપર સ્થીર રહેવું ઘણું કઠણ હોય છે, આખરે તેજ વિચાર મનમા વારવાર થવાથી પ્રાકૃતીક તથા સ્વભાવીક વૃત્તિ થઇ જાય છે જેમ જ્યારે કોઇ પુરૂષ કોઇ વેપાર શીખવો આરંભ કરે છે ત્યારે તે પોતાના ઓજારોને કામમાં લેવાં તો દુર રહ્યા તેમને સારી રીતે ચલાવી પણ નથી શકતો, પરંતુ કેટલોક વખત વીતા બાદ પોતાનાજ ધૈર્ય અને અભ્યાસથી ઓજારોની સાથે પુર્ણ સહેલાઇ તથા ચતુરાઇથી કામ લે છે, જે પ્રમાણે કોઇ વૃત્તિને મનમા સ્થાપીત કરવાના માટે ચાહે પ્રથમ કેટલી પણ મુશ્કેલી યા અસંભવીતા પ્રતીત થાય પણ અધ્યવસાય અને અભ્યાસથી તે દ્રઢ થાય છે, અને આખરે ચરીત્રનું સ્વભાવીક અને સહેજ અંગ બની જાય છે.

(૩) મનમા પોતાની ટેવો અને વૃત્તિયોને બતાવવાની તથા બદલવાની જે શક્તિ છે તેજ મનુષ્યને ઇન્દ્રીયોના વશથી મુક્ત કરી પુર્ણ સ્વતંત્રતાનો રસ્તો દેખાડે છે, કારણ કે મનુષ્યમાં જેમ ખરાબ લત પકડવાની ક્ષમતા છે તેમજ સારાં લક્ષણ શીખવવાની પણ છે

હવે એક વાત અમારી સન્મુખ ઉપસ્થીત થાય છે, જેનુ સમજવુ ઉચીત છે અને જેનાપર અમારો ખુબ વિચાર કરવો આવશ્યક છે.

(૪) સાધારણ રીતે એમ કહેવાય છે કે ભલાઇ કરવા કરતા બુરાઇ કરવી અને પુણ્ય કરવા કરતાં પાપ કરવુ સહેલુ છે. આ વાત સર્વમાન્ય છે લોક આજે એક સ્વયસીદ્ધ વાત માને છે. ગૌતમ બુદ્ધ જેવા એક પુરૂષે પણ કહ્યુ છે—"ખરાબ અને નુકશાનકારક કાર્ય કરવા સહેલા છે, પરતુ ફાયદાકારક અને ઉત્તમ ઘણાં મુશ્કેલ છે." સાધારણ લોકપર તો આ વાત ઘટીત થાય છે પણ ખરી રીતે જોતાં આ એક ક્ષણ સ્થાયી અનુભવવાણી છે, માનવી વિકાસનુ એક ચલ અંગ માત્ર છે. આ પદાર્થનો કોઇ અવિચલ ગુણ નથી અનાદી સત્યતાનો આમા કઇ સ્વભાવ છે.

(૫) માનવ વર્ગની ભલાઇ કરવા કરતાં બુરાઇ કરવી સહેજ થાય છે, કારણ કે મનુષ્યોમાં અજ્ઞાન રહેલું છે. તે વસ્તુઓની સાચી પ્રકૃતી અને જીવનના સાર અને અર્થથી અજાણ્યાં છે જ્યારે બાળક લખવુ વાચવુ શરૂ કરે છે ત્યારે તેને માટે કલમને અનુચીત રીતે પકડવી અને વર્ણોને ખોટા લખવા સહેલુ છે, પરન્તુ કલમને બરાબર પકડવું અને સારી રીતે લખવુ ઘણું મુશ્કેલ છે. આનુ કારણ એજ છે કે તે લેખનકળાને નથી જાણતો પણ તે પોતાના નિરંતર ઉદ્યોગ અને અભ્યાસથી પોતાના આ અજ્ઞાનને ભુસાડીને, આખરે ખરાબ લખવુ શીખી જાય છે અને પછી તેને માટે ખોટુ કાર્ય કરવુ મુશ્કેલ અને સાથે ને સાથે સર્વથા વ્યર્થ થઇ જાય છે. મન અને જીવનની પણ આજ દશા છે તેમનાપર પણ આ વાત ઘટીત થાય છે એમાં કોઇ શક નથી કે મનમાં આ સાધ્ય વિચાર લાવવા અને સારા કામ કરવાની ટેવ નાખવાના માટે ઘણા અભ્યાસ અને નિરંતર ઉદ્યોગ આવશ્યકતા છે, પરતુ, આખરે, એક સમય એવો આવશે ત્યારે સારા કાર્ય અને વિચાર કરવા સ્વભાવીક અને સરલ થઇ જશે અને ખરાબ કામ કરવા કઠણ અને સર્વથા અનઆવશ્યક.

(૬) જેમ કારીગર પોતાના અભ્યાસથી, થોડા દિવસોમા, પોતાના વ્યવસાયમાં ચતુર થઇ જાય છે, તેમજ મનુષ્ય પણ પોતાના અભ્યાસથી સુજનતામા પ્રવિણ બની શકે છે આ કાર્ય કરવુ કંઇ કઠણ નથી. કેવળ તેને પોતાના વિચારોને નવીન અને ઉત્તમ બનાવવાની જરૂરત છે, કારણ કે જે પુરૂષને માટ સારા વિચાર મનમા લાવવા સરલ અને સ્વભાવીક

થઈ જાય અને ખરાબ વિચાર અને કામ કડવુ દેખાય, તો નિમંદેહ તેને બધાથી ઉચ્ચ ધર્મ અને પુનીત આત્મીક જ્ઞાન પ્રાપ્ત કરી લીધુ છે

(૭) લોકોને પાપ કરવુ સરલ અને સ્વભાવીક છે, કારણ કે તેઓએ કોઇ ખરાબ કાર્ય વારવાર કરીને જ્ઞાનહીન વિચારોની ટેવ પ્રાપ્ત કરી લીધી છે. અવસર મળવા પર ચોરને માટે ચોરી કરતાં અટકી જવુ ઘણું કડવુ છે. કારણ કે આટલા દિવસો સુધી તેના માનસીક ભાવો લોભ અને લાલચથી પરીપુર્ણ હતા. પરન્તુ ઇજતદાર પુરૂષને માટે જેને અત્યાર સુધી ખરા અને સત્ય વિચારોમા પોતાનું જીવન વ્યતીત કર્યુ હોય અને એથી જેને ચોરીની ક્ષુદ્રતા, મુર્ખતા અને નિષ્ફળતાનું એટલું જ્ઞાન પ્રાપ્ત થઈ ગયુ હોય કે તેના હૃદયમાં ચોરી કરવાનુ ધ્યાન પણ ન થતુ હોય આ કાર્ય કઇ કડવુ નથી. ચોરી કરવી ઘણું મોટુ પાપ છે અને મે એનો પ્રયોગ એટલા માટે કર્યો છે કે આપને સ્પષ્ટ માલુમ થઇ જાય કે ટેવનો કેટલો મોટો પ્રભાવ હોય છે અને તે કેવી રીતે પડે છે. પરન્તુ સમસ્ત પાપ અને પુણ્યનો પાયો આવી રીતે જ નખાય છે હજારો મનુષ્યોને માટે ક્રોધ અને અધીરતા સ્વાભાવીક અને સરળ છે, કારણ કે તેઓ એવા વિચારો અને કાર્યોને મનમા વારવાર સ્થાન આપે છે અને ફરી ફરીને તે કરવાથી આ ટેવ વધારે દ્રઢ અને સ્થાયી થઇ જાય છે એજ પ્રમાણે શાંતી અને ધૈર્યવાળા વિચારો મનમા લાવીને ફરીથી તેને નિરતર મનમા ફેરવવાથી અને તેમા પ્રવૃત્તી થઇ જવાથી તેવોજ સ્વભાવ થઇ જાય છે. આ પ્રકારે શાંત રહેવાની અને ધૈર્ય રાખવાની ટેવ પડી જશે અને ક્રોધ અને અધીરતા હમેશને માટે વિદાય થઇ જશે આવી રીતે બધા ખોટા વિચારોને મનમાંથી કાઢી શકાય છે, અશુભ કર્મમાથી છુટકારો મળી શકે છે અને પ્રાપપર વિજય પ્રાપ્ત થઇ શકે છે.

## કાર્ય અને જ્ઞાન.

(૧) જીવનમા મનજ સર્વ કંઈ છે અને તે એવી ટેવોના સમુહ છે જેને મનુષ્ય ધીરે ધીરે યત્નપુર્વક પોતાની ઇચ્છાનુસાર સુધારી શકે છે, એટલે જેના પર પોતાનો પુર્ણ પ્રભાવ અને અધીકાર જમાવી શકે છે આ વાત જેવી મનુષ્યના હૃદયમા બેસી ગઇ કે તેના સ્વતન્ત્રતાના દ્વારની કુચી મળી ગઇ.

(૨) પરંતુ જીવનની વિપદોથી (જે માનસીક વિકાર છે) છુટકારો પ્રાપ્ત કરવાના માટે અંદરથી ધીરે ધીરે ઉન્નતિની જરૂરત છે, આ કાર્ય કઇ એવુ તો છે જ નહી કે જે બહારથી એકદમ કરી લેવામાં આવે, અરતુ દર કલાકે અને દર દીવસે મનમા નિર્દોષ વિચાર લાવવાની અને એવી અવસ્થાઓમા, જેમા ભુલ અને લોભની સમાનતા ન હોય, યોગ્ય અને શાંતીપ્રદ ભાવ ધારણ કરવાની ટેવ નાખવી જોઇએ. જે પ્રકારે ધીર શીલ્પકાર પત્થરના એક કકડાને ઘણા અભ્યાસની સાથે કાપ કુપ કરીને ઠીક કરે છે, જ્યાં સુધી પોતાના પવિત્ર આદર્શને સિદ્ધ ન કરી લે ત્યાં સુધી નિષ્કલંક જીવન વ્યતીત કરવા ઇચ્છનારા મનુષ્યે-પોતાના મનના અનગઢ વિચારોને ઠીક કરવા જોઇએ.

(૩) આ પ્રકારે શ્રેષ્ઠ મનોરથો રાખીને મનુષ્યે સર્વથી ઉચ્ચ અને સરલની સરણીયોથી શરૂઆત કરવી અને પછી ધીરે ધીરે ઉચ્ચ અને કઠણ શ્રેણીઓ પર ચઢવું આવશ્યક છે આ પ્રકારની વૃદ્ધિ, વિકાસ અને ઉન્નતીનો આ નિયમ જીવનના પ્રત્યેક વિભાગમાં અને પ્રત્યેક માનવી-ઘટના પર ઘટીત થાય છે અને જયા આનુ ઉલંઘન થાય છે ત્યાં પુરી અસફળતા થાય છે. વિદ્યા પ્રાપ્ત કરવામા, કોઈ વ્યાપાર શીખવામા અથવા કોઈ વ્યવસાય કર-

વામા બધા લોક આ નિયમને પુર્ણરૂપે અંગીકાર અને પાલન કરે છે, પરંતુ પુણ્ય કમાવાનાં, સત્યતાની જીજ્ઞાસામાં અને જીવનના યોગ્ય આચરણ અને જ્ઞાન પર ચાલવામાં લગભગ બધા મનુષ્ય આનું ઉલ્લંઘન કરે છે એટલા માટે ધર્મ, સત્ય, અને નિષ્કલંક જીવન અપ્રાપ્ત અને અજ્ઞાન રહે છે

(૪) લોક સમજે છે કે અધ્યયન કરવુ અને અધ્યાત્મીક તથા દાર્શનીક કલ્પનાઓને સ્વીકારી લેવુંજ ઉચ્ચતર જીવન છે, તેઓ વિચાર કરે છે કે એમ કરવાથી આત્મીક સિદ્ધાન સમજી શકાશે આ તેઓની ભુલ છે, ઉચ્ચતર જીવનનો અર્થ છે વિચાર, શબ્દ, અને કાર્યને ઉચ્ચ બનાવવું અને તે આત્મીક સિદ્ધાંતનુ જ્ઞાન જે મનુષ્યો અને સૃષ્ટિમાં સ્વાભાવીક હોય છે-કેવળ ધર્મના અનીકાલીન અનુસંધાન અને અભ્યાસથી પ્રાપ્ત થાય છે

(૫) પ્રથમ એની શુદ્ધ વાત જાણી શકાય, નાની વાતોમાં પુણ્ય પવિત્રતા પ્રાપ્ત કરી લેવી અને તેને સમજી લેવુ જોઇએ, સત્યનો અભ્યાસ કરવાથી સાચુ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અધ્યાપક પોતાના વિદ્યાર્થીઓને આરંભમાં જ ગણીત શાસ્ત્ર સંબંધી અઘરા સિદ્ધાંતોને શીખવવાનો ઉદ્યોગ નથી કરતો.

તે જાણે છે કે આવી રીતે શીખવુ અને શીખવવુ વ્યર્થ અને અસમર્થ થશે. પ્રથમ તે તેમના આગળ એક સાધારણ સવાલ મુકી દે છે અને પછી તેને સમજાવીને તેમને શીખવાનો અવકાશ આપે છે

જ્યારે વારંવારની અસફળતા અને ઉદ્યોગથી તેઓ આખરે તેને ઠીક કરવા લાગે છે. તેના પછી તેના કરતા પણ વધારે કઠણ અને જ્યાં સુધી તેઓ કેટલાક વર્ષ પરીશ્રમ કરીને, ગણીતના સંપૂર્ણ પાઠોને જાણી નથી લેતા ત્યાં સુધી તે ગણીતોના સૂક્ષ્મ સિદ્ધાંતોને પ્રકટ નથી કરતો.

(૬) કોઇ વ્યાપારને માનીલો, શીલ્પકારીને શીખતી વખતે છોકરાંને પ્રથમ યંત્ર વિદ્યાના સિદ્ધાંતોને શીખવવામાં નથી આવતા, પરંતુ એક સાધારણ ઓજાર તેમના હાથમ મુકી દેવામાં આવે છે અને ત્યારે તે તે ઓજારનો પ્રયોગ કરવા માંડે છે જેમ જેમ તે પોતાના ઓજારોને ઠીક ચલાવવા લાગે છે તેમ તેમ તેને વધારે કઠણ કામ આપવામાં આવે છે, એટલે સુધી કે કેટલાક વર્ષના સફળતાપૂર્વકના અભ્યાસથી તે યંત્ર વિદ્યામાંના સિદ્ધાંતોને જાણવા અને સમજવાને તૈયાર થઇ જાય છે.

(૭) જે ગૃહસ્થીમાં પ્રબંધ સારો છે ત્યાં બાળકને પ્રથમ આજ્ઞાપાલન શીખવાડવામાં આવે છે, બાળકને એટલું પણ નથી બતાવવામાં આવતું કે એ શા માટે કરવુ જોઇએ પરંતુ એમ કરવાની આજ્ઞા આપવામાં આવે છે અને જ્યારે ઉચીત અને ઠીક કામ કરવામાં સફળતા પ્રાપ્ત કરી લે છે, ત્યારે તેને તેમ કરવાનુ કારણ બતાવવામાં આવે છે કોઇ પણ પિતા બાળકને પુર્ણ મનથી કર્તવ્ય અને સામાજીક ધર્મનો અભ્યાસ કરાવી લેવાના પહેલા નીતિશાસ્ત્રના સિદ્ધાંતોને શીખવવાનો પ્રયોગ નહી કરશે.

(૮) એટલા માટે સાધારણ વાતોમાં પણ અભ્યાસ, જ્ઞાનથી પહેલા છે અને આત્મીક વાતોમાં ઉચ્ચતર જીવન વ્યતીત કરવામાં આ નિયમ અક્ષરશ: સત્ય ઠરે છે ધર્મ કરવાથી જ ધર્મની ઓળખાણ આવી શકે છે, અને ધર્મના અનુષ્ઠાનમાં પ્રવીણતા પ્રાપ્ત કરી લેવાથી જ સત્યનું જ્ઞાન થઇ શકે છે, કારણ કે પુણ્યના અભ્યાસ અને મહત્વમાં પૂર્ણ પ્રવિણ થવુ એ સત્યના જ્ઞાનમાં દક્ષ થવું ઉન્નયન પ્રતિ કરુણા અને પ્રતિ નિયમે ભક્તિને અભ્યાસ

કરવાથી જ શરૂમા સરળ અને બાદમા કઠણ વાતો પર સત્યનુ જ્ઞાન થઇ શકે છે, જેમ બાળક પોતાના નિરતરના અભ્યાસથી અને ઉદ્યોગથી સમસ્ત અસફળતાઓ અને મુશ્કેલીઓને પાર કરતો પોતાના પાઠોને ધૈર્ય અને ગાહસપુર્વક યાદ કરે છે, તેમજ સત્યનો જીજ્ઞાસુ બાળક, વિઘ્નોથી નહી ડગનો અને મુશ્કેલીયોથી દૃઢ બનનો, પોતાના કાર્યમાં ભલી ભાતીથી લાગે છે અને જેમ જેમ તે પુણ્યને ઉપાર્જન કરતો જાય છે, તેમ તેમ તેનું મન સત્યના જ્ઞાનથી ઉલ્લાગીત થતુ જાય છે, આ તે જ્ઞાન છે, જેમા તે સુરક્ષીત રહીને વિશ્રામ કરી શકે છે.

# શૈવભાવ અને વૈષ્ણવભાવ

[ લેખક—શ્રી સ્વામી વિવેકાનંદજી મહારાજ ]

કર્મના રહસ્યને જાણવું એ મનુષ્ય બુદ્ધિની બહારની વાત છે. આ રહસ્યને જીવન્ મુક્ત મહાપુરૂષ જ જાણી શકે છે કર્મોની દુર્દમનીય વ્યાપકશક્તિ જીવનમુક્તોમાં પણ પોતાનું કાર્ય કર્યા કરે છે. સાધારણ મનુષ્ય કર્મરહસ્યજ્ઞાનહીન બની કાર્યોની વિમોહિત કરવાવાળી અસાધારણ શક્તના ફંદામાં ફસાઇ કર્મ પરપરાના ઉત્પાદક બને છે, અને આવાગમન ચક્રમાં અટવાય છે, પરંતુ જીવનમુક્ત મહાપુરૂષ કર્મ ભોગ કરતા થકા પણ કર્મ રહસ્યજ્ઞાતા હોવાથી નવીન કર્મ સપાદનરૂપ કર્મ પરપરાના ઉત્પાદક ન બનતાં, પોતાના આવાગમન ચક્રને શાન્ત કરી દે છે, અર્થાત્ કર્મભોગ કરતા થકા પણ સ્વરૂપસ્થિત રહી બ્રહ્માનદનો અનુભવ કરે છે, જેથી પોતે ધન્ય થાય છે અને જગત્‌ને ધન્ય કરે છે

પરોપકારવ્રતપરાયણ ઇશકોટિના જીવનમુક્તોનો જગતની સાથે ઔપચારિક સંબધ બની રહેવાથી તેમનામા કદી શૈવભાવની પ્રધાનતા અને કદી વૈષ્ણવભાવની પ્રધાનતા વ્યુત્થાન દશામાં થયા કરે છે સતભાવ એ શૈવ ભાવ છે અને ચિતભાવ એ વૈષ્ણવ ભાવ છે. આનદભાવની પૃથક્ સ્થિતિ નથી. આનદભાવ શૈવભાવમા અને વૈષ્ણવભાવમાં વ્યાપક રૂપે અવસ્થાન કરે છે, તેનો આવિર્ભાવ કદી શૈવભાવની પ્રધાનતામાં અને કદી વૈષ્ણવ ભાવની પ્રધાનતામા થાય છે જીવન્ મુક્તનુ સચ્ચિદાનદ રૂપ હોવાથી તેની વ્યુત્થાન દશામા ભલે શૈવભાવનું પ્રાધાન્ય હોય કે ભલે વૈષ્ણવભાવનુ પ્રાધાન્ય હોય, પરતુ તેમાં હમેશાં પૂર્ણ આનદભાવ બની રહે છે નિર્વિકલ્પ સમાધિ દશામાં ત્રણે ભાવ સામ્યાવસ્થાને પ્રાપ્ત થઇ જાય છે. જે પ્રમાણે સામ્યાવસ્થા પ્રકૃતિ લયને પ્રાપ્ત થઇ જાય છે, તે પ્રમાણે એ ત્રણે ભાવોની સમાનતામાં ત્રણેની પૂર્ણતા સ્વરૂપ એક અનિર્વચનીય દશા ઉત્પન્ન થાય છે,

તે ભાવાતીત દશા છે; અને તેને સચ્ચિદાનંદ રૂપતા પ્રાપ્તિ કહે છે વ્યુત્થાન દશા પ્રારબ્ધ કર્મ વેગદ્વારા ઔપચારિક સ્વરૂપથી હોવાથી તેમાં ચેષ્ટા ગમે તેટલી હોય તોપણુ તે વખતે સતભાવ સંબંધીય પ્રાકૃતિક પૂર્ણતા અને ચિત્તભાવ સંબંધીય જ્ઞાનની પૂર્ણતા થઈ જવાથી તે બન્નેમાં વ્યાપક આનંદ ભાવની પણ પૂર્ણતા થઈ જાય છે. કેમકે તે વખતે ખડાનંદની માફક તે આનંદ સૃષ્ટિના ઉત્પાદક ન થતા લયના જ કારણુ રૂપ બને છે. અનિર્વચનીય ભાવાતીત દશામાં વાસ્તવિક રૂપે કોઈ ભાવની સ્થિતિ રહેવી એ અસંભવિત હોવાથી તે ભાવોની પૂર્ણતાને માટે તેને સચ્ચિદાનંદ રૂપતા પ્રાપ્તિ કહે છે કેવળ વ્યુત્થાન દશામાં તે ભાવોનું ઓપચારીક રૂપ જણાઇ આવે છે સાધારણ મનુષ્યોમા પણ એજ વૃત્તિઓ ઉદય થયા કરે છે, પરતુ જ્ઞાનની પૂર્ણતા તેમાં ન હોવાથી સતસત્તાની, ચિત્તસત્તાની અને આનંદસત્તાની પણ પૂર્ણતા થતી નથી. અવિદ્યાની ઉપાધિ આ સત્તાઓને ખડાકારમાં પરિણુત કરતી થકી પરમ શિવરૂપ જીવને ક્ષુદ્ર બનાવી દે છે જીવનમુક્ત મહાપુરૂષોમાં એ ત્રણે સત્તાઓ પૂર્ણ રૂપને ધારણુ કરી લે છે. તેની વ્યુત્થાન દશામા જે વખતે તેમાં પ્રકૃત્તિ પ્રાધાન્યથી અર્થાત્ ઉર્ધ્વ ગતિશીલા પ્રકૃતિના અવલબનથી પ્રધાનત. ભાવનો ઉદય થાય છે, તે વખતે તેમાં પ્રધાનત સત્ સત્તા કાર્ય કરે છે અને તેને શૈવભાવ કહે છે, તે વખતે પ્રકૃત્તિ સબંધીય કોઈ જાતની અડચણુ ન હોવાથી સરલતાથી તે ભાવની ક્રિયા થાય છે જેથી તે શૈવભાવની ક્રિયા થાય છે સત્ સત્તાની પ્રધાનત સ્થિતિ શિવમાં હોવાથી તે ભાવનું નામ શૈવભાવ છે અને તેથી જ શિવજીને ભોલાનાથ કહે છે કેમકે તે પ્રકૃતિના ઉર્ધ્વ ગતિશીલ સ્વાભાવિક પ્રવાહમાં ઘણે ભાગે એટલા તલ્લીન રહે છે કે તેમને કોઇ પણ ચેષ્ટા ઘણે ભાગે આયાસપૂર્વક કરવી પડતી નથી. જે વખતે જીવનમુક્તોની વ્યુત્થાનદશામાં જ્ઞાન પ્રાધાન્યથી પ્રધાનત ભાવોનો તેમાં ઉદય થાય છે તે વખતે તેમાં પ્રધાનત ચિત્સત્તા કાર્ય કરે છે, તેને વૈષ્ણુવભાવ કહે છે તે વખતે પ્રકૃત્તિ સંબંધીય અનેક અડચણો થવા છતાં પણ જ્ઞાનનુ અવલબન ન છૂટવાથી અટલરૂપે તે ભાવની ક્રિયા થતી રહે છે, જેથી તે વૈષ્ણુભાવની ક્રિયા છે સ્થિતિ કાર્ય વિષ્ણુનું હોવાથી વિષ્ણુને સામંજસ્ય રક્ષાર્થ અનેક પ્રબળ પુરૂષાર્થ કરવો પડે છે. પરતુ તેમાં જ્ઞાનનુ અવલબન બરાબર બની રહે છે જેથી ચિત્ સત્તાની પ્રધાનત સ્થિતિ વિષ્ણુમા છે અને તેથીજ તે ભાવનું નામ વૈષ્ણુવભાવ છે વિષ્ણુ ભગવાનને શીવજીની માફક કોઇ ભોલાનાથ કહેતું નથી, તે પ્રતિક્ષણુ સ્થિતિ સબંધીય સામંજસ્ય વિચાર કરતા જગદુપકારક કર્મોમા આસક્ત રહે છે. બ્રહ્મકોટીના જીવનમુક્ત શૈવભાવમા અધિક ભાવિક રહે છે, અને જીવકોટિના જીવનમુકત વૈષ્ણુવભાવમા અધિક ભાવીક રહે છે

જીવનમુક્ત મહાપુરૂષોમાં નિર્વિકલ્પ સમાધિની અવસ્થાને વખતે તે અવસ્થાની પ્રકૃતિથી પર હોવાથી સચ્ચિદાનંદ ભાવોની પૂર્ણતા રહે છે, પરતુ તેની વ્યુત્થાન દશા પ્રકૃતિની સાથે ઓપચારિક સબધ યુક્ત હોય છે, જેથી તે દશામા ઉપરના ત્રણે ભાવોમાંથી આનંદ ભાવની પૂર્ણતા રહેવા છતા પણ સત્ અને ચિત્ ભાવેની ક્રિયામાં લૌકિકતા પ્રતીત થાય છે. તેને લઇ શૈવભાવ અને વૈષ્ણુવભાવ શબ્દોની કલ્પના થઇ છે.

બ્રહ્માથી સંબધ રાખવાને માટે આનદભાવ સૃષ્ટિનો ઉત્પાદક છે. જ્યારે સત્ અને ચિદ્ ભાવની પૂર્ણતા થઇ જાય છે, ત્યારેજ આનંદ ભાવની પૂર્ણતા થાય છે. અપૂર્ણ આ-

નદ ભાવ સૃષ્ટિના ઉત્પાદક અને પૂર્ણ આનંદભાવ લયના ઉત્પાદક છે પ્રાકૃતિક પૂર્ણતા વગર પૂર્ણ આનંદભાવની ઉત્પત્તિ થઇ શકતી નથી, જેથી સત્ભાવની આવશ્યકતા છે અને પૂર્ણ જ્ઞાન અર્થાત સંસાર સંબંધીય પૂર્ણ જ્ઞાન થયા વગર પૂર્ણાનંદભાવની ઉત્પત્તિ થતી નથી, માટે ચિત્ ભાવની આવશ્યકતા છે. બન્ને અર્થાત્ પ્રકૃતિ પુરૂષના સંયોગથી જેમ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, તેમ સત્ ભાવ અને ચિદ્ ભાવના સંયોગથી આનંદભાવની ઉત્પત્તિ થાય છે જ્યારે સત્ ભાવ અને ચિદ્ ભાવ પૂર્ણતાને પ્રાપ્ત થઇ જાય, ત્યારે જ તે આનંદ ભાવ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે સત્ભાવ અને ચિદ્ભાવ જ્યાં સુધી પૂર્ણતાને પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી એ બન્નેના સંયોગથી આનંદની ઉત્પત્તિ થઇને આનંદ સૃષ્ટિનું કારણ થશે એ ત્રણે ભાવોના પૂર્ણતા થવાથી સૃષ્ટિનો લય નો થશે પરતુ ત્રણે ભાવોનો પણ લય થઇ જશે અર્થાત તે ભાવાતીત અવસ્થા થશે બ્રહ્મભાવ આ અવસ્થાનું નામ છે શૈવભાવ અને વૈષ્ણવ ભાવનો સંબંધ ભાવ જગતથી છે જેથી શ્રી ભગવાનના વિભૂતિ સ્વરૂપ શિવ અને વિષ્ણુના નામથી તેનું નામ કારણ પણ છે. પ્રતિ બ્રહ્માંડમા સ્થિત બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર શ્રી ભગવાનના વિભૂતિ સ્વરૂપ જ છે, તેમાં સંદેહ નથી -

બ્રહ્મભાવનુ સાકાર રૂપ બતાવવાને માટે દક્ષિણાકાલીની મુર્ત્તિપર વિચાર કરવામા આવ્યું છે દક્ષિણાકાલીની મૂર્ત્તિમાં પરમ શિવ સ્વરૂપથી અર્થાત્ નિર્ગુણ રૂપથી કેવલ સાક્ષીભૂત થઇ અર્થાત્ પોતાની ચેતન સત્તા દઇ શવાસનથી સુતેલ છે, અને તેપર મહાકાલ શવાસનથી સુતેલ છે અને તે પર મુલ પ્રકૃતિ મહામાયા વિપરીત રતાતુરા થઇ ક્રિયા કરી રહી છે જીવન્ મુક્તની વ્યુત્થાન દશાનો આ અવસ્થા સાથે સંબંધ છે જીવન્ મુક્તની નિર્વિકલ્પ સમાધિ દશા નિરાકાર બ્રહ્મભાવ સાથે સંબંધ રાખે છે અને વ્યુત્થાન દશા તે બ્રહ્મભાવના ઉક્ત સાકાર રૂપ સાથે સંબંધ રાખે છે. વ્યષ્ટિ કાલ પુરૂષ રૂપ પીતાની સાથે વ્યષ્ટિ પ્રકૃતિ રૂપા માતા રતિ સંબંધ કરે છે જેથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ક્રિયાશીલા પ્રકૃતિ છે જેથી પુરૂષની સૃષ્ટિમા પ્રધાનતા નથી એટલે પુરૂષ નિરાકાર અને પ્રકૃતિ સાકાર છે, પુરૂષ ચેતનાંશ અને પ્રકૃતિ ક્રિયાશીલા પરતુ જડ છે પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં કર્મ સૃષ્ટિ પણ આ ક્રમથી હોય છે પ્રાકૃતિક શરીરમા ક્રિયા થાય છે પરતુ શરીર જડ હોવાથી ચેતનાંશ કાલ પુરૂષના સંયોગથી ક્રિયા થાય છે, એટલે કાલ અને પ્રકૃતિના સંયોગથી મનુષ્ય શરીરમા નૂતન કર્મોની સૃષ્ટિ બરાબર થતી રહે છે જીવન્મુક્તની વ્યુત્થાન દશા પ્રારબ્ધ વેગજનિત હોવાથી તેનુ આલ સ્વરૂપ કર્મ સૃષ્ટિ કરવાના વખતે જેવુ હશે તેવું જણાશે પરંતુ નૂતન કર્મોની સૃષ્ટિ તેથી નહિ થાય. તે દશા કૂલાલ ચક્રના ઘૂમવાની માફક કેવળ પ્રારબ્ધવેગે પોતાની મેળે થતી રહેશે જીવન્ મુક્તમા સત્ અને ચિત્ ભાવોની પૂર્ણતા થવાથી જીવન્ મુક્તની તે અવસ્થાનુ દશ્ય જોવાને માટે વ્યષ્ટિ પ્રકૃતિના સ્થાનમાં મુલ પ્રકૃતિ અને વ્યષ્ટિ કાલના સ્થાનમા મહાકાલ રૂપ દક્ષિણાકાલીની મુર્ત્તિમાં બતાવ્યું છે. આ પૂર્ણતાને માટે જ જે પ્રમાણે સૃષ્ટિના સમયની ક્રિયાઓ માફક સર્વ કાંઇ ક્રિયા કરતા રહેવા છતા પણ નૂતન સૃષ્ટિ થતી નથી તે પ્રમાણે જીવન્ મુક્તની વ્યુત્થાન દશામાં પણ સર્વ કાંઇ કરતા રહેવા છતાં પણ નૂતન કર્મોની સૃષ્ટિ થતી નથી. જીવન્ મુક્તમાં સતભાવની પૂર્ણતા થઇ જવાથી મુલ પ્રકૃતિના ભાવનો વિકાસ થઇ જાય છે જેથી તેની વ્યુત્થાન દશામાં જે શૈવભાવ અને વૈષ્ણવભાવ ઉદય થાય છે તેથી નૂતન કર્મોની સૃષ્ટિ થતી નથી. તેની પ્રકૃતિ લૌકિક ક્રિયા કરતી રહેવા છતાં પણ વ્યષ્ટિ પ્રકૃતિની માફક

સમાન સૃષ્ટિ ઉત્પન્ન કરતી નથી ચરખો ચાલવા છતા પણ સુતર કતાતુ નથી. મુલ પ્રકૃતિ જ સર્વ કાંઇ કરે છે. પરમ પુરૂષ કાંઇ કરતા નથી, તેને બતાવવાને માટે જ ભગવતીને વિપરીત રતાતુર બનાવવામા આવેલ છે

સહજ કર્મોદ્વારા જ સૃષ્ટિ સ્થિતિ પ્રલય થાય છે, સહજ કર્મજ ચતુર્વિધ ભુત સંઘમાં ક્રિયા કરાવે છે સહજ કર્મજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશથી કાર્ય કરાવે છે, અને સહજ કર્મજ સપ્તમ ઉર્દ્ધ્વલોક સ્થિત જીવોને પ્રાકૃતિક સુખની પરાકાષ્ટા બતાવે છે. સહજ કર્મજ જીવન્ મુક્તમાં કાર્ય કરે છે, એટલે સહજ કર્મજ મુલ પ્રકૃતિનુ સ્વરૂપ છે. ભગવતીના રૂપમા જ સહજ કર્મ સ્વરૂપા તેને બતાવવામા આવેલ છે, સહજ કર્મ નવીન કર્મોત્પાદક નથી; સહજ કર્મજ જૈવ કર્મ અને ઐશ કર્મ ભાવને પ્રાપ્ત થતા જીવન્ મુક્તમાં ફરી સહજ ભાવને ધારણ કરી લે છે જે પ્રમાણે ભગવતીના રૂપમાં તેને સહજ કર્મ સ્વરૂપ બતાવેલ છે તે પ્રમાણે જીવન મુક્તની પ્રકૃતિ પણ મુલ પ્રકૃત્તિ રૂપને ધારણ કરતી થકી સહજ કર્મ ભાવને ધારણ કરી લે છે. મુલ પ્રકૃત્તિના ક્રિયાશીલા થઇ નતન કર્મ કરવાનું નથી. તે તેનુ સહજાત છે, તે પ્રમાણે જીવન્ મુક્તનુ પણ કર્મ નૂતન કર્મોત્પાદક થતું નથી.

શિવનુ વિષ્ણુમાં અને વિષ્ણુનુ શીવમા તન્મય હોવાનું વ્યાખ્યાન પણ ધ્યાન દેવા લાયક છે. શિવનો મુખ્યત્વે કરી પ્રકૃતિ લક્ષ્યથી સબધ છે અને વિષ્ણુનો મુખ્યત્વે કરી પુરૂષ લક્ષ્યથી સબધ છે. શિવ મુખ્યત્વે પોતામે ઉર્દ્ધ્વગતિશીલા પ્રકૃતિને અર્થાત્ સહજ કર્મોને આધીન કરી સ્વરૂપોપલબ્ધિ કરે છે. તેમા લક્ષ્ય સ્વરૂપોલબ્ધિ કરવાનુ હોવાથી ચિત્‌સત્તાની તરફ તેવું લક્ષ્ય થયુ અને ચિત્ સત્તાના અધિષ્ઠાતા વિષ્ણુ છે, એટલે શિવનું વિષ્ણુમાં તન્મય થવુ યુક્તિસર જ છે એ પ્રમાણે વિષ્ણુ જ્ઞાનમા અવલબનદ્વારા પ્રકૃતિનું સામજસ્ય વિધાન કરે છે, એટલે તે પ્રકૃતિને ઉર્દ્ધ્વગતિશીલા બનાવી સ્વરૂપોપલબ્ધિ કરે છે, જેથી વિષ્ણુ સત્ સત્તાધિષ્ટાતા શિવમાં તન્મય છે, એ કહેવુ પણ યુક્તિસરજ છે શિવમા સ્વરૂપોપલબ્ધિનું અવલબન પ્રકૃતિ અર્થાત્ સહજ કર્મ છે અને વિષ્ણુમાં સ્વરૂપોપલબ્ધિનુ અવલબન ચિત્સત્તા અર્થાત્ જ્ઞાન છે શિવમા સહજ કર્મો કર્મોના અર્થાત પ્રકૃતિના યથાર્થ સ્વરૂપના અવલબનથી જ્ઞાનોપલબ્ધિ થાય છે, અને વિષ્ણુમાં જ્ઞાનના અવલબનથી સહજ કર્મોના સ્વરૂપનો ઉદય થાય છે શિવ પ્રકૃતિને સાથે લઇ બેઠેલા છે; અને વિષ્ણુની ચરણસેવા પ્રકૃતિ કરી રહી છે શિવનું લક્ષ્ય જ્ઞાનોપલબ્ધિ છે, અને વિષ્ણુનુ લક્ષ્ય પ્રકૃતિના યથાર્થ સ્વરૂપની ઉપલબ્ધિદ્વારા જ્ઞાનોપલબ્ધિ છે શિવ વિષ્ણુની પરસ્પર તન્મયાસક્તિને મળતું બીજુ ઉદાહરણ મળવુ અસભવિત છે

શ્રી ભગવાન કૃષ્ણચદ્ર વિષ્ણુના અવતાર અને શ્રી ભગવાન્ આદિ શકરાચાર્ય શિવના અવતાર હતા. શ્રી શકરાચાર્યના પ્રારબ્ધ કર્માનુસાર કાપાલિકને પોતાનું શીર કાપી લેવાની આજ્ઞા દેવી એ શૈવભાવની ક્રિયા છે, અને શ્રીકૃષ્ણચદ્રના કાલયવન રાક્ષસને ક્ષત્રિય ધર્મવિરૂદ્ધ યુદ્ધમાંથી જતા રહેતા ત્યાં મહારાજા મુચકુન્દદ્વારા મરાવી નખાવવો એ વૈષ્ણવ ભાવની ક્રિયા છે. એ પ્રમાણે વિચાર કરતાં પુરાણોમા, મહાભારતમા અને રામાયણમા આ ભાવેનુ ઉદાહરણ જીવન્મુક્ત મહાપુરૂષ અને ઋષિઓના ચરિત્રમાં અનેક મળી આવશે આથી એમ ન સમજવું કે, શિવ અવતારમાં વૈષ્ણવ ભાવ રહેતો નથી, અને વૈષ્ણવ અવતારમાં શૈવ ભાવ રહેતો નથી, અથવા બ્રહ્મકોટિના જીવન્મુક્તમાં વૈષ્ણવભાવ રહેતો નથી,

અને ધર્મકોટિના જીવન્મુક્તમાં નૈરભાવ રહેતો નથી. પ્રધાનતા અને ગૌણતા એ વિચારથી તે બન્ને ભાવ સર્વ પૂર્ણ પુરૂષોમાં વિદ્યમાન રહે છે. જેમ જગતમાં ચિત્ અને સત્ સત્તાનો જૂદો જૂદો પ્રકાશ જોવામાં આવે છે, તેમ આ બન્ને ભાવ પણ ઉચ્ચ અધિકારીઓમાં જૂદા જૂદા રહે એ સ્વભાવસિદ્ધ છે.

અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સંઘવી.



# સિદ્ધી યા સાધના *

( અનુવાદક —કે. સી. મહેતા. )

સ્વર્ગની અધિકાર પ્રાપ્તિમાં મનુષ્યને કોઈ પ્રકારનો વાંધો ન આવે, આજ એનું પણ હતું. એથી જ તેને ઘણી શોધથી અમર થવાનો મંત્ર શીખ્યો હતો. હવે તે એકલો જ જંગલમાં તે મંત્રની સાધનામાં લાગેલો છે વડના એક ખુણામાં લાકડાં વેચનારી એક છોડી રહેતી હતી તે તપસ્વીના માટે છેડો ભરીને ફળ અને પાદડાંના પડીયામાં જળ લઈ આવતી હતી. ધીરે ધીરે તપશ્ચર્યા એટલી કઠોર થઈ ગઈ કે તે ફુલને અડતો પણ ન હતો. પક્ષીયો આવીને તેને ખાઈ જતા હતા. થોડાક બીજા દિવસો વિત્યા, ત્યારે તેણે પાણી પીવું પણ છોડી દીધું. ઝરણાનું જળ પડીયામાં જ સુકાઈ જતું હતું. તેના હોઠો સુધી નહતું પહોંચતું, છોડી વિચારવા લાગી—હવે શું કરૂં? મારી તો સેવાજ વ્યર્થ જઈ રહી છે.

આના બાદ તે ફુલ ચુંટીને તપસ્વીના પગો આગળ મુકી દેતી હતી. પણ તપસ્વીને આનો કંઈ અનુભવ નહતો થતો. બપોરે જ્યારે તડકો પડતો હતો ત્યારે તે છેડો ફેલાવીને તેના પર છાંયડો કરતી હતી, પણ તપસ્વીને માટે શું તડકો અને શું છાંયડો, કૃષ્ણપક્ષમાં જ્યારે રાત્રી બહુ અંધારી થઈ જતી હતી ત્યારે તે જાગતી બેસી રહેતી હતી. તપસ્વીના માટે ભયનું કોઈ કારણ ન હતું, તો પણ તે પહેરો દેતી હતી

( ૨ )

એક દિવસ એવો પણ આવ્યો જ્યારે તપસ્વીએ છોડીને ઘણા સ્નેહથી પુછ્યું—તું સારી છે? છોડી બોલી—મારા માટે મારૂં શું અને ખોટું શું? પણ તમારી દેખરેખ રાખનારૂં કોણ? શું મા, બ્હેન છે? કોઈ નથી.

તપસ્વીએ કહ્યું—છે તો બધા, પણ હમેશા શું તેઓ મારી સંભાળ રાખી શકે છે? શું તેઓ મને સદા બચાવી રાખશે?

છોડી બોલી—પ્રાણ હમેશા સુધી નથી રહેતા, ત્યારે જ તો પ્રાણને માટે આટલી વ્યાકુલતા થાય છે.

તપસ્વીએ કહ્યું—હું તો શોધું છું એવો પંથ જેથી હમેશા સુધી બચ્યો રહું, હું મનુષ્યને અમર બનાવીશ.

*ભગ સાહિત્ય મમ્રાટ બાબુ રવિન્દ્રનાથ ટાગોરની એક ગલ્પનો અનુવાદ.

આ કહીને તપસ્વીએ ફરી જે વાતો કહી તે જાણે પોતાને જ કહી, તે તે સમજને કોણ? છોડી એ કંઇ સમજ્યુ નહી, પણ આકાશમાં નવીન મેઘનો શબ્દ સાંભળીને મયુરીનુ હૃદય જેવું વ્યાકુલ થાય છે તેવુંજ તેનુ મન થયુ. થોડા દિવસો બાદ તપસ્વીએ મૌન વ્રત ધારણ કર્યુ, તે છોડીથી બોલતો નથી, કેટલા દિવસો બાદ તેની આંખો પણ બંધ થઇ ગઇ, હવે તે છોડીને જોતો પણ નથી

છોડી પોતાના મનમા અનુભવ કરવા લાગી કે તપસ્વીની તપશ્ચર્યા હજારો ગાઉના ફાંસલા પર છે હજારો વર્ષોમાં પણ તેને છેદીને તેની પાસે પહોંચવાની સંભાવના નથી દેખાતી

ત્યારે તો કંઇ પણ આશા ન રહી. તોપણ તે વ્યથીત રહ્યા કરતી હતી. જો એક દિવસમા એક વાર પણ તેઓ બોલતા કે તુ કેમ છે તો તે વડે જ દિવસ કાપી લેત, જો તેઓ એક જ વાર ફળ અને જળ ગ્રહણ કરત તો તને પણ અન્ન જળ રૂચત.

( ૩ )

અહીંયા ઇન્દ્રલોકમા ખબર પહોંચી કે મનુષ્ય મત્યુલોકનું ઉલ્લંઘન કરીને સ્વર્ગમાં જવાની ઇચ્છા કરે છે તેની એટલી સ્પર્ધા થઇ ગઇ છે.

ઇન્દ્રે ઉપરથીતો ખુબ ક્રોધ કર્યો પણ મનમા ને મનમા ડરવા લાગ્યો.

વિચાર્યું—દૈત્યસ્વર્ગ-વિજય કરવા ઇચ્છતા હતા પોતાના બાહુબળથી તેમની સાથે લડાઇ થતી હતી પણ મનુષ્ય સ્વર્ગ લેવા ઇચ્છે છે દુ:ખના બળથી તો શુ તેનાથી હાર માનવી પડશે?

મેનકાને બોલાવીને ઇન્દ્રે આજ્ઞા આપી—જાઓ, તેની તપશ્ચર્યા ભંગ કરો

મેનકાએ કહ્યુ—સુરરાજ, જો સ્વર્ગના શસ્ત્રથી મૃત્યુ લોકના મનુષ્યનો પરાજય કરવામા આવે તો તેથી સ્વર્ગનોજ પરાભવ છે શું મનુષ્યનું મરણબાણ સ્ત્રીના હાથમાં નથી?

ઇન્દ્રે કહ્યુ—આ પણ ખરૂં જ છે

( ૪ )

વસંતકાળના પવનના ઝોકા ખાઇને માધવી લતા પ્રફુલીત થઇ ઉઠી. આવી રીતેજ એક દિવસે તે લાકડા વેચનારી છોડીને પણ નન્દનવનની હવા આવીને લાગી ગઇ એક પ્રકારના આત્સુકય-પૂર્ણ માધુર્યના ઉન્મેષથી તેનુ હૃદય વ્યથીત થઇ ઉઠ્યું તેના મનની ભાવનાઓ મધપુડાની મધમાખીઓ સમાન ઉડવા લાગી. તેમને કંઇ મધની ગંધ મળી ગઇ ઠીક આજ વખતે સાધનાની એક ક્રિયા પૂર્ણ થઇ હવે તેને નિર્જન ગીરીશૃંગપર જવું પડશે. તેણે આંખો ઉઘાડી સામે જોયુ તો છોડીના અંબોડામા જંગલી ગુલાબ ખોસેલા હતાં અને તેના શરીર પર બસંતી રંગની સાડી શોભી રહી હતી ને ઓળખાણમા આવતી હતી અને નહતી પણ આવતી જાણે એવુ સંગીત છે જેનો સ્વર પરીચીત છે પણ પદ સ્મરણમા નથી આવતું.

તપસ્વી આસન છોડીને ઉઠ્યો અને બોલ્યો—હું બાહ્ દુર જઇશ

છોડીએ પુછ્યુ—પ્રભો, શુ કામ જવા ઇચ્છો છો?

તપસ્વી—તપશ્ચર્યા પુર્ણ કરવાને માટે.

છોડીએ હાથ જોડીને કહ્યું—મને દર્શનના લાભથી કેમ વચીંત કરો છો ?

તપસ્વી ફેર આસનપર બેસી ગયો અને કંઇ વિચારવા લાગ્યો પણ કંઇ બોલ્યો નહી.

( ૫ )

તપસ્વીએ છોડીની વાત તો માની લીધી, પણ આજ વાત તેના હૃદયમાં ખુચવા લાગી. તે વિચારવા લાગી—હું તો સાધારણ છોડી છુ તો મારી વાતથી બાધા કેમ થાય

તેજ અને પાંદડાના બીછાનાપર પડી પડી તે પોતાની જાતથી ડરવા લાગી બીજે દિવસે તે ફળ તોડીને લઇ આવી અને તપસ્વીએ હાય લબાવીને લઇ લીધાં તેને પાંદડાના પડીયામાં જળ લાવીને આપ્યુ અને તપસ્વીએ તેનાથી પાણી પી લીધુ સુખથી છોડીનું હૃદય પુર્ણ થઇ ગયુ. પરન્તુ તે બાદ નદી કાંઠે ઝાડની છાંયા તળે તેની આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યા ન જાણે તે શુ વિચારવા લાગી

બીજે દિવસે તેને તપસ્વીને આવીને પ્રણામ કર્યો-પ્રભો, હું આશીર્વાદ ઇચ્છુંછુ.

તપસ્વી—કેમ ?

છોડી—હુ બહુ દુર જઇશ

તપસ્વી—તારી સાધના સિદ્ધ થાવ.

( ૬ )

એક દિવસે તપશ્ચર્યા પુર્ણ થઇ ઇન્દ્રે આવીને પુછ્યુ—સ્વર્ગપર, તમારો અધિકાર થઇ ગયો છે

તપસ્વી—હવે મને સ્વર્ગની ઇચ્છા નથી

ઇન્દ્ર—તો તમારી શી ઇચ્છા છે ?

તપસ્વી—હું આજ વનની લાકડાં વેચનારી છોડીને ચાહું છુ



# ટેવો ને તે બદલવાનો ઉપાય.

(લેખક —વિશ્વનાથ શામરાવ કોગન્તે)

(અનુસધાન ગતાંકથી.)

(૬) મનુષ્યના મન ઉપર પરિસ્થિતિ અનુસાર નવીન સંસ્કાર પડ્યા કરે છે

આ હોલ્વા નિયમ ધ્યાનમા રાખવો, મનુષ્ય પ્રાણી એ કેવળ પ્રારબ્ધ અને સંચિત કર્મના હાથમાનુ બાવનુ નથી. જો તેવુ હોય તો મોક્ષ, મુમુક્ષુ, સિદ્ધ, સાધક, સુધારતા વિગેરે અશકય થશે. પણ વસ્તુ-સ્થિતિ તેવી નથી મનુષ્યના મન ઉપર તદ્દન પડે નવીન સંસ્કારો છે. પ્રારબ્ધ કર્મ સંચિત કર્મ ક્રિયમાણ વિગેરેના સરવાળા અને બાદબાકીના સિલકમાં માણસ સ્વતંત્ર રીતે ઉમેરો કરી શકે છે અને પ્રયત્નવાદ આથીજ સિદ્ધ થાય છે અસ્તુ !

(૭) જે પ્રમાણે હવામા વાયુના અને સમુદ્રમાં પાણીના ભિન્ન ભિન્ન પ્રવાહો હોય છે તેજ પ્રમાણે મન સૃષ્ટીમા પણ ભિન્ન ભિન્ન પ્રવાહો હોય છે.

(૮) વિશીષ્ટ ગુણ ધર્મના વિચાર-પ્રવાહ તેના જેવા આવા વિચાર-પ્રવાહનુ આકર્ષણ કરે છે. ( like attracts like. )

(૯) સમાન ગુણધર્મવાળી બે શકિત અથવા બે પ્રવાહનો સયોગ તેનું બળ વધારનારો થાય છે.

(૧૦) અમુક એક શકિત—પ્રવાહનો પ્રતિકાર કરવા માટે તેના જેવાજ ગુણધર્મવાળી નહી પણ તેના વિરૂદ્ધ ગુણધર્મવાળી શકિત-પ્રવાહની સાથે સયોગ થવો જોઇએ.

(૧૧) આ વિરૂદ્ધ ગુણધર્મવાળી શક્તિ નિર્બળ હશે તો તે બીજી શકિત પર શકિત અનુસાર પરિણામ અસર કરી નાશ પામશે.

(૧૨) સમાન બળવાળી હશે તો પરસ્પર એઉનો નાશ થશે

(૧૩) અને જો વધારે બળવાળી હશે તો પ્રથમની શક્તિનો નાશ કરી બાકી રહેલી શકિતથી પોતે ઇષ્ટ પરિણામકારક થશે.

ઉપરના સર્વ નિયમો શિવાય મનુષ્યના મેદુ સમજવામાં કેટલીક વાતો ધ્યાનમા રાખવાની જરૂર છે.

(૧૪) માણુસનો મેદુ એ અસખ્ય સુક્ષ્મ પરમાણુનો બનેલો છે.

(૧૫) આ પરમાણુના વિશીષ્ટ જ્ઞાન-શકિત યુક્ત એવા જુદા જુદા ભાગો મેદુમા છે.

(૧૬) આવા પરમાણુના વિશિષ્ટ ભાગો પૈકી ઘણા ખરા ભાગો અગર તેમનો ઘણો ખરો અંશ ઉપયોગમાં ન આવવાથી નિદ્રિત અને નિર્બલ થએલા હોય છે.

(૧૭) જો માણુસ પોતાનુ લક્ષ અને પ્રયત્ન કોઇ એક માર્ગ તરફ દૃઢ નિશ્ચય પૂર્વક લગાડે તો તે વિશીષ્ટ ભાગમાની નિદ્રીત શકિત જાગૃત થઇ અને નિર્બલ શકિત પ્રબલ થઇ કાર્યકારી થશે એટલુંજ નહિ પણ,

(૧૮) આ જાગૃત થએલા પરમાણુ મનુષ્યોના તે વિશિષ્ટ માર્ગની ઇચ્છા, ગુણ, અને વિચારોને પ્રકટ કરવાને જરૂર જેટલા નવા પરમાણુ પણ ઉત્પન્ન કરવા લાગશે અને એવી રીતે પૂર્ણ પરિપકવ, જાગૃત, અને સશકત એવો નવો મેંદુનો ભાગ તૈયાર થશે

આ સર્વ એકદર નિયમો લક્ષમા લઇ વિચાર કરીશુ તો નવીન સરકાર કેવી રીતે પાડવા અગર જુના સરકાર કેવી રીતે ભુસી નાખવા એની કલ્પના આવવા જેવી છે સર્વ પ્રકારના ટેવોના ઉગમની અદર વિચાર એ જ તત્વ છે દરેક મનુષ્યને કેટલીક નિરર્થક અને હાનિકારક ટેવો પડેલી હોય છે, આ-પૈકી કેટલીક ક્ષુલ્લક ટેવો ઉપર ઉપરથી જોતાં ક્ષુલ્લક લાગે છે પણ તે હાનિકારક હોય છે તેજ પ્રમાણે કેટલીક ભયકર હાનિકાર હોય છે. આપણને ફકત ખરાબ ટેવો વિશે વિચાર કરવાનો છે, કારણ સારી ટેવો એ આપણને ફાયદાકારક છે બોલવામા એકાદ અપશબ્દનો ઉચ્ચાર કરવાની ક્ષુલ્લક ટેવથી, મદ્યપાન, ચોરી, પરનિંદા, વ્યભિચાર વિગેરેના જેવી અત્યત હાનિકારક ટેવો છે

અર્થાત જે ટેવો હાનિકારક છે તે પ્રથમ દુર કરવી ઇષ્ટ છે પણ પ્રત્યક્ષ વ્યવહારમા ટેવો દુર કરવાનો પ્રયત્ન કરવો હોય તો પ્રથમજ જે ટેવના મુળીયા ઘણાજ ઉંડા ઉતરેના

હોય તે દુર કરવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી. તેનું પરિણામ ઘુંટણીએ ચાલતું નાનું છોકરૂં દોડવાનો પ્રયત્ન કરે તેના જેવુ નિષ્ફળ અને નિરાશાજનક આવવાનું અને કદાચ ફરીથી પ્રયત્ન કરવાની વૃત્તિ પણ થવાની નહિ એટલા માટે જે સાધી મ્હેલી લાગશે તે પ્રથમ દુર કરવાનો પ્રયત્ન કરવો.

હવે ટેવ દુર કરવી એનો અર્થ શુ ? અહિયા નિયમ વિચારમાં લેવો જોઇએ. જે અનિષ્ટ ટેવ આપણને દુર કરવી હોય તે વિરૂદ્ધ ઇષ્ટ ટેવ પાડવાનો પ્રયત્ન એજ પ્રથમની ટેવ દુર કરવાનો ઉપાય છે એટલે ટેવ દુર કરવી હોય તેનોજ સતત વિચાર કરીએ કે મારે અમુક ટેવ દુર કરવી છે, તો તે ટેવ દુર ન થતા દઢ મુન થવાની એ પ્રથમ આપેલા માર્ગના દ્રષ્ટાંત ઉપરથી ધ્યાનમા આવશે.

હવે ટેવો કેવી રીતે બદલવી એનો વિચાર કરવા પહેલાં નીચે બતાવેલી બે મહત્વની વાતો તરફ દુર્લક્ષ કરવું ન જોઇએ.

અપૂર્ણ.

---

# પચાસ વરસનું ગુજરાત

(સપાદક—રામકૃષ્ણ બાળમુકુંદ ભટ્ટ)

પીવા વેલો થાય, વરે જ્યાં વાંજ આડે,
મુંડુ શું બંધાય, નક્કી નબળાં રહે કહિ;
નથી કુદરતનુ વલણ, ચલણ આ અવળુ ચાલ્યું,
હિત શત્રુ માબાપ, ગાળીયુ ખોટુ ઘાલ્યું;
કુદરતના સામુ કામ આ, કૃત્રીમ તે કદી નહીં રહે,
તુચ્છ સ્વારથને કારણે, સ્વારથીયાં કદી છો ચ્હે. ૭
કાના બોલે બોલ, કોણ શા તેને નેકરવા,
ભુજ વિનાના બાળ, ધરે ચોરીમાં વરવા;
પુરા પ્રભુના ચોર, ગોર જે કર્મ કરાવે
વિવાહિન નાદાન, બાળકો રોજ વરાવે,
ઉપદેશક થઇ આદરે, શાસન ગણે ન શાસ્ત્રનું,
જમ જનને જરૂર પુછશે, લેખુ માણસ માત્રનું. ૮
વિશ્વામિત્ર વસિષ્ઠ જમદ્ અગ્નીના જેવા,
પરશુરામ ને દ્રોણ, હતા બ્રાહ્મણો એવા,
ભિષ્મ પિતા ભડવીર, ભીમ ભારે તોફાની,
ખુટયુ ક્ષત્રી બીજ, રહી નહીં એક એંધાણી,
વેપાર વિનાના વાણીયા, રામાઓમાં જે રમે.
પોમલીઓ પૈસા મેળવે, જમુરાઓ તે જમે. ૯
ગયા હાથથી વેદ, રઘુ કર્મે પવાણ,

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.] સપ્ટેમ્બર સને ૧૯૨૩ [અંક ૭ મો.


## सशक्त छतां इष्टेच्छाने अधीन वर्तनार साधकना श्रीइष्टप्रति संतोष वचनो

( ગઝલ )

આનંદ છે, આનંદ છે, મારા પ્રભો ! આનંદ છે,
જ્યા આપ શિરપર ગાજતા ત્યા કયા પછી આક્રન્દ છે.
જ્યા નિત્ય મુક્ત સ્વતંત્ર આપની સાથ ઉર સમ્બન્ધ છે.
ત્યાં આ જીવતણી દશામા, પણ પ્રભો ! આનંદ છે.
જો આપનાં આપ્યાં ઉપાધિ કષ્ટ કેરાં વૃન્દ છે,
તો આપકેરી એ પ્રસાદી ચાખતા આનંદ છે.
છુટવા મથું એ સ્થિતિથી ન જ્યાં ઉન્નતિનો ગંધ છે,
પણ ચહો જો રાખવા ત્યા, તોય પણ આનંદ છે.
એવે સ્થળે રાખો મને જ્યાં દ્વાર સુખનાં બન્ધ છે,
એ દ્વારને દેનાર તાળું (જો) આપ તો આનન્દ છે.
ચઢું યત્ને તે પદ પામવા જે અનુભવનો કંદ છે.
આપ જ પછાડો ત્યાંથી તો પડવામહિં આનન્દ છે.
જ્ઞાનાદિ દૈવી પામવા મુજને ઘણોએ છંદ છે.
આપ જ ન દેવા ચહો તો અજ્ઞાનમાં આનન્દ છે.
નથી જોઈતું મારે સ્વયત્નનું ફલ ભલે અત્યન્ત છે.
દો આપ જે ઇચ્છા કરી તેમાં મને આનન્દ છે.
જે આપ દેશો તેહ મારે નિત્ય શિરસાવન્દ્ય છે,
'દીપેલ આપનું' ભોગવ્યે, આનન્દ–અત્યાનન્દ છે.

શ્રી૦ રુ૦

## મતિને તત્ત્વસ્પર્શી રાખવા પ્રબોધ

( નિર્મલ કર તારી વાણી, એ લય )

મતિને ચિતિમાં રમાડો, કદી તત્ત્વ સ્મૃતિથી તેને ન છુટી પાડો.
ચિન્તન માત્રના વિષય વિષે, તત્ત્વવ્યાપકતા દેખાડો; કદી૦
અન્યથી નિરસતા ઉપજાવીને, રસ ચિતિ ચિન્તને જગાડો; કદી૦
તત્ત્વ ચિન્તન ઉદ્ધરણ માર્ગ છે, જગચિન્તન જાણો ખાડો; કદી૦
બ્રહ્માસ્મિના અખાડા વિષે, ફરી ફરી તેને પછાડો; કદી૦
સ્વરૂપજ્ઞાનના પ્રખર વાદ્યને, મતિમા અખંડ વગાડો, કદી૦
દૃશ્યની કેફ જવા તત્ત્વની, જડીબુટ્ટિને સુંઘાડો; કદી૦
અન્યમાં જતી જોઈ આરંભમાજ તત્ત્વનો પટ લાવો આડો; કદી૦
તત્ત્વમાં તરબોળ થાતા મતિ, દુઃખ નહિ લહે કોઇ દહાડો; કદી૦
ઉપેન્દ્ર સ્વરૂપમા સ્થાપી મતિ, સ્વર્ગનાં દ્વાર ઉઘાડો કદી૦

શ્રી૦ ઉ૦

---

## જ્ઞાનીનો મહિમા

ધનાશ્રી.

આવું જીવન સાર, જગતમા, આવું જીવન સાર. ટેક.
પરમાનંદ સ્વરૂપે રહેવું, ભમવું ન દૃશ્યમોઝાર. જગ૦ ૧
પરંજ્યોતિનું દર્શન નિત્યે, થાય ભૂલી સંસાર. જગ૦ ૨
મન દૈવી સંપતથી ભરેલું, થાય પ્રતીત સુખકાર. જગ૦ ૩
આસુર ભાવનો લેશ ન દીસે, જેમ રવિમા અંધકાર. જગ૦ ૪
શુદ્ધ સત્ત્વના સૌ ધર્મોથી, શોભે ચિત અપાર. જગ૦ ૫
રજસ્તમોગુણના ધર્મોનું, બલ નવ રહે લગાર. જગ૦ ૬
ભય એક વિલીન થયા થઇ, આનંદનો વિસ્તાર જગ૦ ૭
દૃશ્ય અસાર સર્વે મૂકયું, પ્રભુ બ્રહ્મ અતિસાર. જગ૦ ૮

શ્રી૦ ઉ૦

---



# वेदांतनां मूलतत्वो.

( લેખક.—બ્રહ્મનિષ્ઠ મહાત્મન્ શ્રીનથુરામ શર્મા. )

( અનુસંધાન ગતાંકથી. )

( ૩ )

એ અંતઃકરણ આકાશાદિ પંચ સૂક્ષ્મભૂતોના મળેલા જ્ઞાનપ્રધાન અંશોમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી જડ છે, ચેતન નથી. તેમા જે જ્ઞાનધર્મ જણાય છે તે તેના આધારભૂત ચેતનમાંથી આવેલો છે. જેમ અગ્નિથી તપેલા લોઢાના ગોળામાં અગ્નિનું દાહકપણું અને ગોળથી મધુર થયેલા લાડુમાં ગોળનુ મધુરપણુ ક્રમથી અગ્નિમાંથી અને ગોળમાથી આવે છે તેમ અંતઃકરણમાં પ્રતીત થતો જ્ઞાનધર્મ ચેતનમા આવે છે. જેમ કોઇ અલ્પવિવેકવાળા મનુષ્યો સ્થૂલશરીરને ચેતનાવાળુ જોઇને સ્થૂલ શરીરને આત્મા માને છે, અને બીજા કોઇ અલ્પવિવેકવાળા મનુષ્યો કર્મેન્દ્રિયોમા કર્મ કરવાનું સામર્થ્ય જોઇને તથા જ્ઞાનેંદ્રિયોમાં જ્ઞાનધર્મ જોઇને તેમને આત્મા માને છે, તેમ કોઇ અલ્પવિવેકવાળા મનુષ્યો મન તથા બુદ્ધિ આદિમાં જ્ઞાનધર્મ જોઇને તેમને આત્મા માને છે. એ સર્વની સમજ શ્રુતિ, સ્મૃતિ, વિવેકીઓનો અનુભવ ને યુક્તિથી વિરુદ્ધ હોવાથી ભ્રાંતિજન્ય છે.

સ્થૂલશરીરનુ રક્ષણ કરનાર અને ક્રિયાભેદે ને સ્થાનભેદે પ્રાણ, અપાન, સમાન, વ્યાન ને ઉદાન એ પાંચ નામવડે કહેવાતો મુખ્યપ્રાણ પણ આત્મા નથી, કેમકે તે આકાશાદિ પાચ જડભૂતોના મળેલા ક્રિયાપ્રધાન અંશમાથી ઉત્પન્ન થયેલો છે જો કે મુખ્ય પ્રાણના સદ્ભાવથી સ્થૂલશરીર ચેતનાવાળુ જણાય છે, ને તેના અભાવમા તે ચેતનારહિત સ્વરૂપ થાય છે, તેના સદ્ભાવથી દશ ઇંદ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરી શકે છે, ને તેના અભાવમાં કોઇ પણ ઇંદ્રિય પોતાના વિષયને ગ્રહણ કરી શકતી નથી, અને તેના સદ્ભાવથી સ્ફુરણ, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર પોતપોતાનુ કામ કરી શકે છે, ને તેના અભાવમાં તેઓ પોતપોતાનુ કામ કરી શકતાં નથી, તોપણ જેમ પ્રધાનવડે રાજ્યના સર્વકામોનો નિર્વાહ થતાં છતાં પણ તે રાજાને વશ વર્તનાર હોવાથી રાજા નથી, તેમ મુખ્ય પ્રાણવડે સ્થૂલશરીરાદિ સર્વ પોતપોતાનુ કામ કરવામાં સમર્થ થાય છે છતાં તે જડ ને આત્માની સત્તાવડે સત્તાવાળો હોવાથી આત્મા નથી.

પાચ કર્મેંદ્રિયો, પાચ જ્ઞાનેંદ્રિયો, અંતઃકરણ ને મુખ્ય પ્રાણ એ સર્વના સમૂહને સૂક્ષ્મ શરીર એવુ નામ આપવામા આવે છે, આ સૂક્ષ્મશરીર પાચ સૂક્ષ્મભૂતોના કાર્યરૂપ હોવાથી તથા સ્થૂલ શરીરના કરતાં સૂક્ષ્મ હોવાથી સૂક્ષ્મશરીર એવા નામવડે ઓળખાય છે સ્થૂલશરીરને અન્નમયકોશ પણ કહેવામા આવે છે સ્થૂલશરીરની અન્નના કાર્યરૂપ શુક્ર તથા શોણિતમાંથી ઉત્પત્તિ થાય છે, તથા તે શરીર પ્રધાનપણે અન્નવડે જીવતુ રહે છે, અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તે શરીર અન્નની ઉત્પત્તિના કારણરૂપ પૃથિવીમા લીન થાય છે તેથી તે અન્નમય તથા મ્યાન જેમ તરવારને ઢાંકે છે તેમ તે શરીર આત્માને ઢાંકે છે

માટે તે કોશ—ઢાંકનાર—કહેવાય છે સૂક્ષ્મશરીરમાં પ્રાણમય, મનોમય ને વિજ્ઞાનમય એવા ત્રણ કોશ છે. મુખ્યપ્રાણના પેટા વિભાગરૂપ પાંચ પ્રકારના પ્રાણો તથા પાંચ કર્મેન્દ્રિયો મળીને પ્રાણમયકોશ (મુખ્યપ્રાણના પેટાવિભાગરૂપ પાંચ પ્રકારના પ્રાણોનું જેમાં વિશેષપણું છે એવો કોશ) થાય છે, મન ને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ (મનનું જેમાં પ્રધાનપણું છે એવો કોશ) થાય છે, અને બુદ્ધિ ને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ (વિજ્ઞાન-બુદ્ધિ—જેમાં મુખ્ય છે એવો કોશ) થાય છે આ સૂક્ષ્મશરીર અપંચીકૃત—સૂક્ષ્મ—પાંચ ભૂતોના કાર્યરૂપ હોવાથી જડ છે, આત્મા નથી.

પાંચ પંચીકૃત ભૂતો પાંચ અપંચીકૃત ભૂતોમાંથી થયેલાં છે. એ પાંચ પંચીકૃત ભૂતોના કાર્યરૂપ સ્થૂલ-શરીર તથા પાંચ અપંચીકૃતભૂતોના કાર્યરૂપ સૂક્ષ્મશરીર એ બંને શરીરો કારણશરીરરૂપ અવિદ્યાના અંશમાંથી થયાં છે. બધા સ્થૂલ જડ પદાર્થોના કારણરૂપ સ્થૂલ-પંચીકૃત—ભૂતો છે અને બધા સૂક્ષ્મ જડ પદાર્થોના કારણરૂપ સૂક્ષ્મ-અપંચીકૃત—ભૂતો છે. આ અપંચીકૃત ભૂતો અવિદ્યામાંથી આકાશાદિ ક્રમે ઉપજ્યાં છે. આકાશના કરતાં સમષ્ટિઅવિદ્યા (સત્રણુ અજ્ઞાન) વધારે વ્યાપક છે એક એક સ્થૂલ સૂક્ષ્મ શરીરમાં કારણરૂપે રહેલો સમષ્ટિઅવિદ્યાનો અંશ વ્યષ્ટિઅવિદ્યા કહેવાય છે વ્યષ્ટિઅવિદ્યારૂપ કારણશરીર પણ જડ હોવાથી ચેતનરૂપ આત્મા નથી જેમ અધિષ્ઠાનરૂપ ચેતનના સદ્ભાવથી ને તેના સદાદિ સ્વભાવોનું તેમાં સંક્રમણ થયેલું હોવાથી સૂક્ષ્મશરીર ચેતનના જેવું જણાય છે તેમ અધિષ્ઠાનરૂપ ચેતનના સદ્ભાવથી ને તેના સદાદિ સ્વભાવોનું તેમાં સંક્રમણ થયેલું હોવાથી બંને અવિદ્યા—અજ્ઞાન—પણ ચેતનના જેવી પ્રતીત થાય છે. વ્યષ્ટિ અવિદ્યા, સ્થૂલશરીરનું તથા સૂક્ષ્મશરીરનું સ્થૂલસૂક્ષ્મભૂતોદ્વારા કારણ હોવાથી કારણશરીર પણ કહેવાય છે. એ સ્થિતિમાં બીજરૂપ થયેલી અંતઃકરણવૃત્તિએ દુઃખરહિત અજ્ઞાનંદન નિરુપાધિક આનંદનો ઘણો આવિર્ભાવ થયેલો હોવાથી એ કારણશરીરને આનંદમયકોશ કહેવામાં આવે છે.

કારણશરીર, કારણશરીરે રોકેલા બ્રહ્મનો અંશ અને કારણ શરીરમાં સામીપ્ય તથા યોગ્યતાથી આવિર્ભાવ પામેલા બ્રહ્મના સદાદિ સ્વભાવો એ ત્રણ પદાર્થોની મિશ્ર થયેલા જેવી એક સ્થિતિ તે જીવ કહેવાય છે એ જીવ વ્યાવહારિક સત્તાવાળો છે વ્યવહારકાલે તે જીવ કારણશરીરમાં, સૂક્ષ્મશરીરમાં અને સ્થૂલશરીરમાં પ્રાપ્ત પ્રસંગને અનુસરીને તેમને પોતાનું સ્વરૂપ માની હુંપણાનું અભિમાન કરે છે. જીવમાં બ્રહ્મનો જે શુદ્ધ (અમિશ્ર) અંશ છે તે ચેતનરૂપ હોવાથી તે જીવનું વાસ્તવિક સ્વરૂપ છે, પણ અજ્ઞાનકાલે અનાદિ અજ્ઞાનના પ્રાબલ્યથી જીવને પોતાના તે વાસ્તવિક સ્વરૂપનું ભાન હોતું નથી તેથી તે કારણશરીરને, અથવા સૂક્ષ્મશરીરના કોઈ એક અવયવને, અથવા સ્થૂલશરીરને પોતાનું સ્વરૂપ માને છે. જીવનો આ જીવભાવ જ્યાંસુધી પોતાના શુદ્ધસ્વરૂપનું ચોતાના સમર્થ સદ્ગુરુના કારણથી અને પોતાના અંતઃકરણની અંતર્મુખવૃત્તિથી દૃઢ ભાન ન થાય ત્યાં સુધી સ્થિર-રહે છે. જીવમાં રહેલા ઉપર જણાવેલા બે જડાંશ પણ જડરૂપ હોવાથી આત્મા નથી. એની રીતે વ્યાવહારિક જીવ પણ આત્મા નથી.

જેમ લોઢામાં ભળવાથી અગ્નિને પણ ઘણના પ્રહાર સહન કરવા પડે છે તેમ સ્થૂલ શરીરાદિ જડમાં આત્માની ભ્રાંતિ કરવાથી તે ભ્રાન્તાત્માને પણ દુઃખના પ્રહારો સહન કરવાના જેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. મુમુક્ષુ આવી સ્થિતિને શામાટે આવવા દે? ત્યાં

સુધી મનુષ્ય સ્થુલશરીરમાં, ઈન્દ્રિયોમાં, અંતઃકરણમાં, મુખ્ય પ્રાણમાં કારણશરીરમાં કે જીવના વ્યાવહારિક સ્વરૂપમાં તેમાંના કોઈ એકને કે તે સર્વને પોતાનું સ્વરૂપ માની આત્માનું એટલે હુંપણાનું અભિમાન કરે છે ત્યાં સુધી તે મનુષ્ય મિથ્યાજ્ઞાનને વશ વર્તતો હોવાથી સર્વ દુઃખોથી રહિત પરમાનંદરૂપે સ્થિતિ કરવા ભાગ્યશાલી થતો નથી, માટે તમારે એ જડમાં કદી પણ આત્માની–હુંપણાની–બુદ્ધિ ન કરવી, પણ એ સર્વનો પ્રકાશક સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા અંતરાત્મામા વા પ્રત્યક્તત્વમા હુંપણાની એટલે આત્માની બુદ્ધિ સુસ્થિર કરવી.

દેહાદિ જડ પદાર્થોમાં તમને અનાદિકાલથી આત્માની ભ્રાંતિ સ્થિર થઈ છે તે ભ્રાંતિ તુરતજ નિવૃત્ત થઈ શકય નથી, માટે તમારે 'હું દેહાદિરૂપ જડ નથી, પણ ચેતનરૂપ આત્મા છુ, આવી આત્મભાવના દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક કર્યા કરવી જોઈએ. એ આત્મભાવનાનો પરિપાક થતા આત્માનો સાક્ષાત્કાર થઈ દેહાદિમાં રહેલી આત્માની ભ્રાંતિ નિવૃત્ત થશે.

દેહાદિ અપવિત્ર ને જડ પદાર્થમા હુંપણાની બુદ્ધિ રાખી જીવવુ તે ચમારની અથવા ખાટકીની પેઠે દુર્ગંધવાળા શરીરે–મલિનપણે–જીવવુ છે, અને પરમપાવન ને સચ્ચિદાનંદરૂપ આત્મામા હુંપણાની બુદ્ધિ રાખી જીવવુ તે ઉંચી જાતના અતરો વેચનારા અત્તરીઆની પેઠે-સુગંધવાળા શરીરે–પવિત્રપણે–જીવવું છે

જો તમારા મનને સપૂર્ણ સમાધાનની, પરિપૂર્ણ શાંતિની અને અવધિરહિત નિરુપમ સુખની પ્રાપ્તિવાળુ કરવું હોય તો તમારે અચલ, પ્રશાંત ને આનંદઘન આત્મામાંજ આત્માની બુદ્ધિ સુસ્થિર કરવા પ્રયત્ન કરવો જોઈએ. દેહાદિમા આત્માની બુદ્ધિ રાખી રાગપૂર્વક અપવિત્ર હાડચામનું સેવન કરવાથી કે જનસમૂહમા સોનારૂપાને નામે ઓળખાતા પદાર્થના કકડાઓના ઢગલાઓના સ્વામી થવાથી કે લોકોના બહુમાન આપવારૂપ પૂજનથી તમારા મનને સાચુ સમાધાન, સાચી શાંતિ ને સાચુ સુખ મળવાનો લગારે સભવ નથી.'

શિષ્ય પૂછે છે –"હે કરુણાનિધે ! ચેતનરૂપ આત્મામા દેહાદિ જડને વિષે હુંપણાનુ અભિમાન કરાવનારી ભ્રાંતિ અથવા અજ્ઞાન કયા કારણથી અને કયા સમયથી ઉપન્યું હશે અને જો સૂર્યમા તેનો વિરોધી અંધકાર રહી શકતો નથી તો ચેતનમા તેનુ વિરોધી અજ્ઞાન શી રીતે રહી શકતુ હશે આ શકા મારા અંતઃકરણમા ઉદ્ભવે છે તો તેનો સમૂલ ઉચ્છેદ કરવા આપ કૃપા કરશો, એવી હુ આશા રાખુ છુ "

શ્રીસદ્‌ગુરુ કહે છે —"હે સુમતે ! જેમ મનુષ્ય જ્યારે નિદ્રાના આગમનથી પોતાનુ વ્યાવહારિક સ્વરૂપ ભૂલે છે ત્યારે તેની પોતાના વ્યાવહારિક શરીરમાથી હુંપણાની બુદ્ધિ દૂર થઈ તેને સ્વપ્નના પ્રાતિભાસિક સ્વરૂપમા હુંપણાની બુદ્ધિનો ઉદય થાય છે તેમ જ્યારે વ્યાપક ચેતનરૂપ બ્રહ્મના કલ્પિત અંશરૂપ કૂટસ્થ વા આત્મા પોતાને આશરે રહેલા અનાદિ અજ્ઞાનના વિજૃંભણથી પોતાનું પારમાર્થિક સ્વરૂપ ભૂલે છે ત્યારે અજ્ઞાનના કાર્યરૂપ મનના વિજૃંભણવડે તેને વ્યાવહારિક સ્થૂલશરીરાદિમાં હુંપણાની બુદ્ધિનો ઉદય થાય છે. એવી રીતે પોતાના પારમાર્થિક સ્વરૂપનુ અનાદિ અજ્ઞાનના બલથી અનાદિ કાલથી વિસ્મરણ થવાથી અને અનાદિ વાસનાવાળા અજ્ઞાનના કાર્યરૂપ મનનુ વિજૃંભણ થવાથી આત્મા અજ્ઞાનના જ સામર્થ્યથી પ્રતીત થયેલા સ્થૂલ શરીરાદિમાં હુંપણાની બુદ્ધિ કરે છે, આ

ભ્રાંતિ અનાદિ કાલથી ઉદય પામેલી છે એમ માનવામાં આવે છે. આમ શા માટે થતું હશે ? એવી શંકાનો ઉદય થાય તો તેનું સમાધાન આ પ્રમાણે સમજવું'—બ્રહ્મના સદ્દાદિ એ વાસ્તવિક અને અવિકારી સ્વભાવો છે, ને તેના એક દેશમાં પ્રવર્તતો તેનો નામરૂપાદિરૂપે પ્રતીત થવાનો મિથ્યા ને વિકારી સ્વભાવ છે આ મિથ્યા ને વિકારી સ્વભાવના બળથી શુદ્ધ આત્મામાં અસત્ દેહાદિની મિથ્યા કલ્પનાનો ઉદય થાય છે, આ મિથ્યા કલ્પનાની નિવૃત્તિ કલ્પિત જડનો અને તેના આધારભૂત સત્ ચેતનનો વિવેક કરવાથી થાય છે જાગ્રદવસ્થાની પ્રાપ્તિ વડે સ્વપ્નની નિવૃત્તિ થવાથી જેમ નિદ્રાના બળથી સ્વપ્નકાલે પ્રાતિભાસિક શરીરાદિમાં જે હું પણાની ભ્રાંતિ ઉપજી હતી તે ભ્રાંતિ દૂર થઇ જાગ્રતમાં પ્રતીત થતાં વ્યાવહારિક શરીરાદિમાં હુંપણાનો નિશ્ચય ઉદય થઇ સ્થિર થાય છે તેમ અજ્ઞાનકાલે અજ્ઞાનના બળથી અંતઃકરણની જાગ્રદવસ્થામાં પ્રતીત થતાં વ્યાવહારિક સ્થુલશરીરાદિમાં જે હું પણાની ભ્રાંતિનો ઉદય થઇ તેની સ્થિરતા થઇ હતી તે ભ્રાંતિ ઉત્કૃષ્ટ વિવેકવડે અંતઃકરણને તુર્યાવસ્થાની પ્રાપ્તિ થતાં શુદ્ધાત્મામા હુંપણાની બુદ્ધિનો ઉદય થઇ સ્થિર થાય છે, ને તે શુદ્ધાત્માનુ જ્ઞાન વ્યાવહારિક શરીરાદિમાં ઉપજેલી હુંપણાની ભ્રાંતિને દૂર કરે છે અજ્ઞાન અઘટિતઘટના કરવામા પરમચતુર મનાય છે. જેમ વર્ષાઋતુમાં સૂર્યને આશરે રહેલા આચ્છાદક સ્વભાવવાળા વાદળાંએ સૂર્યને ઢાંકી દીધો હોય એમ જણાય છે તેમ અજ્ઞાનકાલે આત્માને આશરે રહેલા આચ્છાદન–આવરણ–કરવાના સ્વભાવવાળા અજ્ઞાને આત્માને ઢાંકી દીધો હોય એમ જણાય છે. અજ્ઞાનના એ આવરણ નામના સ્વભાવથી આત્માને પોતાનું વાસ્તવિક સ્વરૂપ ઢંકાયા જેવુ વા ભૂલાયા જેવું થતાં એ અજ્ઞાનના વિક્ષેપ નામના સ્વભાવથી આત્માને સૂક્ષ્મશરીરમાં ને સ્થૂલ શરીરમાં તે મારૂ સ્વરુપ છે એવી ભ્રાંતિનો ઉદય થાય છે, ને જ્યાં સુધી આત્માના યથાર્થ સ્વરૂપનું મનુષ્યને દ્દઢ જ્ઞાન ન થાય ત્યાં સુધી તે ભ્રાંતિ સ્થિર રહે છે, જેમ સ્વપ્નકાલે પ્રતીત થતા સ્વપ્નના પ્રાતિભાસિક શરીરમા હુંપણાની ભ્રાંતિ ક્યારે ઉપજી તે સ્વપ્નકાલે નક્કી કરી શકાય નહિ, પણ તે ભ્રાંતિ અનાદિ છે એમ તે કાલે પ્રતીત થાય, તથા તે જ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ પણ તે કાલે સમજાય નહિ, પરતુ તે જ્ઞાન સત્ય છે એમ સમજાય અને જાગ્યા પછી જ્યારે મારૂં પોતાનું વ્યાવહારિક સ્વરુપ ભૂલાયુ ત્યારે એ ભ્રાંતિજ્ઞાન ઉદય પામ્યુ હતુ એમ સમજાય છે તેમ અજ્ઞાનકાલે સત્યરૂપે પ્રતીત થતા પોતાના સ્થૂલશરીરમાં હુંપણાની ભ્રાંતિ ક્યારે ઉપજી તે અજ્ઞાનકાલે અજ્ઞાની મનુષ્યથી નક્કી કરી શકાય નહિ, પણ તે ભ્રાંતિ અનાદિ છે એટલું જ માત્ર તે કાલે તેનાથી ને અન્યથી કહી શકાય. તથા આ હું પણાનું જ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ પણ તે વેલા તેનાથી સમજી શકાય નહિ, પરતુ તે સત્યજ્ઞાન છે એમ તેનાથી સમજાય. જ્યારે પોતાના પૂજ્ય શ્રી સદ્‌ગુરુની અમોઘ કૃપા થાય ને પોતાના અંતઃકરણની અંતર્મુખવૃત્તિ થાય ત્યારે તે અંતઃકરણની વૃત્તિ આત્મા પરના અજ્ઞાનકૃત આવરણનો ભંગ કરી આત્માકાર થાય છે. અંતઃકરણની આવી અવસ્થા તુર્યાવસ્થાની પ્રાપ્તિ થયે આત્મામાં હુંપણાની બુદ્ધિ ઉદય પામી સ્થિર થાય છે, અને વ્યાવહારિક સ્થૂલ શરીરાદિમાંથી હુંપણાની બુદ્ધિ નિવૃત્ત થાય છે. આ વેલા તે જ્ઞાનીના અંતઃકરણને સ્પષ્ટ સમજાય છે કે જે વેળા અજ્ઞાનના આવરણ સ્વભાવવડે મારૂં આ આત્મસ્વરૂપ ભૂલાયુ તે વેળા અજ્ઞાનના વિક્ષેપ નામના સ્વભાવ વડે આ સ્થૂલ શરીરાદિમાં મને હુંપણાનુ મિથ્યાજ્ઞાન ઉપજ્યુ હતું.

---

અપૂર્ણ.




(લેખક—શ્રીયુત્ મણીલાલ નથુભાઇ દોશી. બી. એ.)

" જે મનુષ્ય પોતાની વાણી પર સંયમ રાખી શકે છે, તે કલહરહિત જીવન ગાળી શકશે, ને જે મનુષ્ય વાચાલપણું તજી દેશે તે અશુભથી બચી જશે. તને જે કહેવામાંઆવ્યુ હોય તે બીજાને સંભળાવતો ના, તો તેથી તને ગેરલાભ નહિ થાય. મિત્ર હોય કે દુશ્મન હોય પણ બીજાના જીવનની વાતો કરતો ના, બીજાના જીવનની વાતો કર્યા વિના રહી શકાતુ હોય તો સર્વથા તે વાત કરવાનુ છોડી દે, જો કોઇ વાત તે સાભળી હોય તો તે વાતને તારી સાથે મરવા દેજે. મિત્રને સલાહ આપ, કદાચ તેણે તે ભૂલ ના પણ કરી હોય અને જો તેણે કરી હોય તો તે ફરીથી ના પણ કરે. મિત્રને સલાહ આપ, કદાચ તે શબ્દ તે ન પણ બોલ્યો હોય, અને જો તે બોલ્યો હોય તો તે ફરીથી ના પણ બોલે. મિત્રને સલાહ આપ કદાચ તેના સબંધમા કોઇએ તને જુઠી વાત કરી હોય, દરેક વાતને સત્ય તરીકે માની લેતો ના કેટલીકવાર મનુષ્યના બોલવામા ભૂલ પણ થાય, પણ તેથી તે હૃદયની ભૂલ છે, એમ ગણતો ના, અને એવો કોણ છે કે જેણે જીભથી ભૂલ નહિ કરી હોય ? પ્રભુની આજ્ઞાને અનુસરવું એજ જીવનનો સિદ્ધાંત છે. પ્રભુની પ્રીતિ પ્રાપ્ત થાય, તેવા કાર્ય કરનાર અમરતાનુ ફળ મેળવે છે. પ્રભુને જાણવા તે જ પૂર્ણ પવિત્રતા છે. અને તેની શક્તિનો અનુભવ કરવો તેજ અમરતા છે "

—ઉપયોગી પત્ર.

આપણે મોટી મોટી વાતો કરીએ છીએ, પણ જીવનને ઉપયોગી અને જીવનને ઉન્નત બનાવનાર નાની બાબતો પ્રત્યે દુર્લક્ષ કરીએ છીએ લોકો કાયદાના શબ્દોને માન આપે છે, પણ હૃદયથી કાયદાનો ભંગ કરતા જણાય છે, જે લોકો બહારથી ઇંદ્રિયોને સંયમમા રાખે છે, પણ મનથી ઇંદ્રિયોના વિષયોનું ધ્યાન કરે છે, તે લોકો મિથ્યાચારી-ઢોંગી છે તેઓ રંગથી ધોળેલી કબર જેવા છે તે કબર બહારથી ઉજ્જવળ ભાસે છે, પણ તે કબરમાં અશુચિ હાડકાં ભરેલાં હોય છે. આપણે દરેક બાબતમા સાવધ થઇ અપ્રમત્ત જીવન ગાળવાનુ છે પણ વાણીનો સયમ એ ઘણી અગત્યની બાબત છે, અને આજના લેખમાં આપણે તે બાબતપર વિશેષ લક્ષ આપીશુ.

વચન સંયમ ઉપર વિશેષ લક્ષ આપવાને મોટું કારણ છે આપણે આવા પ્રશ્નો ઘણી-વાર ચર્ચા હશે પણ પુન તે કહેવાની જરૂર છે કારણ કે વાણી એ એવું સાધન છે કે જે વડે આપણે બીજાનું ઘણુ અશુભ કરી બેસીએ. આપણાં કાર્યો કેવા થશે, તેનો આધાર. આપણા જનસમાજની સસ્કૃતિ પર રહેલો છે આપણે કેટલાક દુષ્ટ ગણાતા કાર્યો કદાપિ કરીશુ નહિ. જગલી મનુષ્યો એક બીજાનાં ખુન કરે, ચોરી કરે, ધોળે દહાડે લુંટફાટ કરે, પોતાના સ્થૂલ શરીરથી અયોગ્ય કૃત્યો કરે, આપણે આવાં કાળા ન કરીએ, કારણ કે આપણે તે સ્થિતિ ઓળંગી ગયા છીએ.

આપણે ઘણી જીંદગીઓમાંથી પસાર થઇ હાલની સ્થિતિએ આવ્યા છીએ. આપણે પણ આપણું જીવન એક જંગલી મનુષ્ય તરીકે શરૂ કર્યું હતું. જંગલી મનુષ્ય એટલે જંગલી શરીરમાં જીવનની શરૂઆત કરતો બાળ જીવાત્મા સમજવો. આપણે સુધરેલા શરીરમાં પ્રકટ થયેલા મોટી વયના આત્મા છીએ. બાળક અમુક રીતે પોતાની લાગણીઓ પ્રકટ કરે છે, આપણે તેવી રીતે તે લાગણીઓ કદાપિ દર્શાવીશું નહિ, જો તેને કાંઇ જોઇતું હોય તો તે બુમો પાડીને રડવા લાગશે, આપણે તેમ કરીશું નહિ, આપણને તે વસ્તુઓ તો જોઇએ છે, પણ તે મેળવવાના આપણે બીજા માર્ગો ગ્રહણ કરીશું કારણ કે આપણે બાલ્યાવસ્થાને પસાર કરી ગયા છીએ. આપણે આપણને ઉપયોગી અથવા જરૂરની વસ્તુઓ સભ્યતાથી મેળવવાના માર્ગો સ્વીકારીશું.

પણ વાણીના સંબંધમાં સુધરેલા કહેવાતા આપણે અનેક રીતે ભૂલો કરી બેસવાનો સંભવ છે. કઇ બાબતોમાં આપણી ભુલ થાય છે, તેનો આપણે વિચાર કરીએ. આપણી વાણી સત્ય હોવી જોઇએ. આપણે જે સત્ય હોય તેજ બોલવું જોઇએ! તમે બધા આ મારા અભિપ્રાય સાથે મળતા થશો એમાં મને સંદેહ નથી, છતાં આપણી વાણીમાં ઘણું અસત્ય જાણતાં અજાણતાં ભળી જાય છે માટે આપણે જે કહેવા ન માગતા હોઇએ, તે કહેવાનો આભાસ સાંભળનારના હૃદય પર આપણા વચનથી પડવો ન જોઇએ કેટલાક એમ પણ કહેશે કે સભ્યતાને ખાતર અમુક શબ્દો આપણે બોલવા જોઇએ. તેમ કરવું વ્યાજબી છે, એમ મને તો નથી લાગતું, આપણે જે જાણતા હોઇએ, તે સર્વ કહેવાને આપણે બંધાયલા નથી. ઘણી બાબતમાં મૌન પણ ધારણ કરવું પડે, પણ જે બોલીએ તે તો સત્ય જ હોવું જોઇએ. આપણે આપણા વચનમાં અસભ્ય થવાની જરૂર નથી, પણ હૃદયમાં કાંઇક હોય, અને બ્હારથી જુદું બતાવવાની પણ જરૂર નથી.

આ લેખને મથાળે આવેલો પત્ર ઘણો ઉપયોગી છે, અને જો મનુષ્યો તે દરરોજ વાંચે અને તેમાં રહેલી ભાવના પ્રમાણે જીવન ગાળે તો તેમને ઘણો લાભ થાય. આવા નાના ફકરામાં આટલી બધી ઉપયોગી શીખામણ એકઠી કરેલી ક્વચિત્‌જ જોવામાં આવે છે, આપણને જે લાગતું હોય તે બધું કહેવાની જરૂર નથી પણ જે કહેવું તે સત્ય હોવું જોઇએ, અને તે યોગ્ય શબ્દોમાં ગોઠવીને કહેવું જોઇએ.

બીજો વાણીનો દોષ એ છે કે આપણે આપણા શબ્દોમાં ઘણા અયોગ્ય હોઇએ છીએ. કેટલીકવાર મનુષ્ય પાસે શબ્દ સમૃદ્ધ ન હોય, અને તેથી એકને બદલે બીજો શબ્દ બોલી જાય. પણ જીવનના દરરોજના પ્રસંગોમાં અતિશયોક્તિભર્યાં વચનો ઉચ્ચારવા તે મોટી ભુલ છે કારણ કે તેમ કરવાથી વાણી ઉપરનો કાબુ જતો રહે છે અને વિચારો પણ અસ્તવ્યસ્ત થાય છે, અને જે મનુષ્ય આત્મિક જીવન ગાળવા માગતો હોય તેને વાસ્તે આ એક ગંભીર પ્રશ્ન છે. તમે જે કહેવા માગતા હો તેજ કહો પણ તેથી વધારે કે ઓછું કહેતા ના, પાણી સ્હેજ ઓછું ગરમ હોય તો લોકો કહે છે કે, "આવા બરફ જેવા ઠંડા પાણીએ શી રીતે સ્નાન કરાય!" કોઇને સ્હેજ તાવ આવે તો તેઓ કહેશે "તેમાં તપે તેવો તાવ આવ્યો છે, કોઇએ એકાદ કડુ વચન કહ્યું હોય તો તેઓ કહેશે કે, "તેણે તો મારા પર ગાળોનો વરસાદ વરસાવ્યો" આ બધું મુર્ખાઇ ભર્યું છે. વળી શબ્દોનો જે અર્થ હોય, તેના કરતાં જુદાજ અર્થમાં શબ્દોનો ઘણીવાર ઉપયોગ કરવામાં આવે છે

આમાં ચતુરાઇ નથી પણ વિચારની અસ્તવ્યસ્તતા અને શબ્દ સમૂહની ખામી છે અને તે બાબતમાં પણ જીવનના અભ્યાસીયે દરકાર રાખવી આપણે બહુ ચોક્કસ થવું, આપણામાં આ અચોકસતાનો દોષ ન આવી જાય તેની સંભાળ રાખવી. કેટલીકવાર વાચાલ મનુષ્ય યોગ્ય શબ્દ વિચારવાને અટકતો નથી અને તેથી નહિ બોલવા યોગ્ય મૂર્ખતાભર્યો અથવા અસંગત શબ્દ બોલી જાય છે.

હવે આ પત્રનો લેખક ઘણો સુજ્ઞ મનુષ્ય હોવો જોઇએ કારણ કે તે જણાવે છે કે વાણી ઉપર સંયમ રાખનાર ઘણા કલહથી બચી જાય છે વળી તે આપણને જણાવે છે કે વાચાળપણાથી દોષથી જે મુક્ત હશે, તે અશુભથી બચી જશે તેના કહેવાનો ભાવાર્થ એ છે કે બોલવાને ખાતર જ બોલવું નહિ આપણામાં આ એક ટેવ પડી છે કે આપણા અતિથિને ખુશ રાખવાને બધો વખત તેની સાથે કાંઇ નહિ ને કાંઇ વાત કરવી જ જોઇએ આપણે કાંઇ કહેવાનું હોય માટે વાત કરતા નથી કેટલીકવાર તો વાત કરવાનો વિષય પણ જડતો નથી છતા આપણે બોલવું જ જોઇએ આ સ્થિતિ ઘણી શોચનીય છે. જ્યાં ઓછો પ્રેમ હોય છે, ત્યાં ઘણું બોલવામાં આવે છે, પણ ખરા પ્રેમીઓ એક બીજાના હૃદયને સમજે છે અને ત્યાં થોડા અને યોગ્ય શબ્દોથી બધો વ્યવહાર ચાલી રહે છે

આપણને કહેવામાં આવ્યું છે કે "તને જે કહેવામાં આવ્યું હોય તે બીજાને સંભળાવતો ના તો તેથી તને ગેરલાભ નહિ થાય" કોઇના સંબંધી અશુભ વાત બીજાને નહિ કહેવાથી આપણને કાંઇપણ ગેરલાભ થશે નહિ પણ તે વાત કહેવાથી આપણને ઘણું નુકશાન થવાનો સંભવ છે શાંત રહેવાથી આપણું કશું જવાનું નથી "મિત્ર હો કે શત્રુ હો, પણ બીજાની વાતો કરતો ના." આપણો આ બોધ એક વા જેવો લાગશે, કારણ કે ઘણાને તો વાત કરવાનો વિષય જ નહિ જડે લોકો પારકી વાતો કરવામાં જ પોતાનો ઘણો સમય પસાર કરે છે, પણ જો તે બંધ કરવામાં આવે તો તેઓ કહેશે કે અમે શું કરીએ ? જો બધા લોકો આ સલાહ સ્વીકારે તો ઘણી વાતો બંધ થઇ જાય—અને તેમાં એકંદર બધાને લાભ છે, હાલમાં જે વાતો કરવામાં આવે છે તેનો ત્રણ ચતુર્થાંશ ભાગ જો ન કહેવામાં આવતો હોય તો તેમાં સર્વને લાભ છે, આપણે કોઇપણ વાત બીજાના સંબંધમાં સાંભળી હોય તો ત્રીજા મનુષ્ય આગળ કહેવાનું આપણું કામ નથી. તમારા મિત્રને સલાહ આપો, કદાચ તેણે અમુક કામ ન પણ કર્યું હોય તો પણ તમારી સલાહથી ફરીથી તે કામ કરશે નહિ.

તમારા મિત્રને ધીમેથી સલાહ આપો તે અમુક શબ્દ ન પણ હોય, અને બોલ્યો હોય તો પણ તમારી સલાહથી ફરીથી તેવો શબ્દ બોલતો અટકી જશે, પણ તેની પાસે સીધા જવાને બદલે તમે તમારા ૫૦ મિત્રો આગળ જણાવો છો કે અમુકે આમ કહ્યું અથવા કર્યું અને તેમને કહો છો કે આ વાત બીજા કોઇને જણાવતા ના કોઇની નિંદાની વાત એકદમ માની લેતા ના આ ઘણી ઉપયોગી અને સાચી સલાહ છે. ઘણી વાતો આપણને અસંભવિત લાગતી હોય, છતા જો તે ખરાબ હોય તો આપણે ઝટ તે માની લઇએ છીએ, સામાન્ય વિવેક બુદ્ધિથી અશક્ય લાગતી વાતો પણ સ્વીકારી તેમા મરી મશાલા ભરી લોકો રજનું ગજ કરી મૂકે છે. આપણને બધાને આ બાબતનો અનુભવ છે, અશુદ્ધ મનુષ્યને બધા જીવો અશુદ્ધજ લાગે છે. પોતે અશુદ્ધ છે, એમ સ્વીકારવાને બદલે

તે જગતના જીવોની હલકી બાબતો એકદમ માનવાને દોરાય છે, લોકો સંબંધી હલકી વાતો જે જલ્દીથી માની લે છે, તે સાબીત કરી આપે છે કે પોતે ઘણા હલકા છે

વળી કેટલીકવાર હૃદયની ભૂલ ન હોય, છતા બોલવામા મનુષ્ય ભૂલ કરી બેસે છે. તેનો તેમ બોલવાનો આશય પણ ન હોય. જો તેણે વિચાર કર્યો હોત તો તે શબ્દ તેના મુખમાથી કદાપિ નીકળ્યો ન હોત. આ બધુ બેદરકારીનું પરિણામ છે આપણે બધા આવી ભૂલો કરીએ છીએ અને તેની એવી ટેવ પડી જાય છે કે તે ભૂલ દૂર કરવાનું કામ ઘણુ કઠણ હોય છે, પત્રમા લખ્યા પ્રમાણે એવો કોણ છે કે જેણે વાણીનો દુરુપયોગ નહિ કર્યો હોય ?"

જો આપણે આપણું જીવન તપાસીએ તો આપણને બધાને લાગશે તે ઘણીવાર એવા શબ્દો બોલી ગયા હઇશુ કે જેને વાસ્તે આપણને પાછળથી પસ્તાવો કરવો પડ્યો હશે. અને આપણને એમ પણ લાગ્યુ હશે કે અમુક વાત ન કરી હોત તો ઘણું સારૂ ! મી. લેડબીટર લખે છે કે "મારા લગભગ ૭૫ વર્ષના જીવનમા અમુક વાત નહિ કહેવા બદલ મને દીલગીરી થઇ, એવો એક પણ બનાવ બનેલો મને યાદ નથી" જ્યારે શંકા પડે ત્યારે મૌન રહેવુ એ વધારે શ્રેયસ્કર છે તેથી તમને ગેરફાયદો થશે નહિ એક જુની કહેવત આપણને જણાવે છે કે 'વાણી રૂપેરી છે, અને મૌન સોનેરી છે'

એકવાર મહાત્મા ક્રાઇસ્ટ આગળ એક સ્ત્રીને લાવવામા આવી જેને અપકૃત્ય કરતાં પકડવામા આવી હતી. આમાં કોઇ ઉડતી વાત ન હતી લોકો તેને ક્રાઇસ્ટ આગળ લાવ્યા અને તેણીનાપર વ્યભિચારનો આરોપ મૂક્યો, અને કહેવા લાગ્યા કે મોઝીસના કાયદા પ્રમાણે તે સ્ત્રીને પત્થરવડે મારી નાખવી જોઇએ ક્રાઇસ્ટે શુ કર્યુ ? તે મૌન રહ્યા જાણે તે લોકોને પોતે સાંભળતા ન હોય તેમ આંગળીવતી જમીનપર લીસોટા કાઢવા લાગ્યા પણ જ્યારે તેઓએ ક્રાઇસ્ટને પુછી પુછી જવાબ માગ્યો, ત્યારે તેમણે કહ્યુ "તમારામાથી જે પાપ રહિત હોય તે પહેલો પત્થરો તે સ્ત્રીપર ફેંકે" બધા ચૂપકી પકડી ગયા આ ક્રાઇસ્ટના મૌનનો એક દૃષ્ટાંત છે જો આપણે કોઇ મબધી હલકી વાત સાંભળીએ, તો આપણે મૌન ધારણ કરવુ આગળ કરવાથી આપણે પણ મહાન પુરુષોને અનુસરીશુ

આપણી વાણીમાથી બીજો પણ એક દોષ દૂર કરવાની જરૂર છે. દરરોજના જીવનમાં બીજાને દુઃખ લાગે એવાં તીક્ષ્ણ વચનો બોલવાનું જતુ કરો, નજીવી બાબતો સંબંધી બીજાને ઠપકો આપવાનુ બધ કરો તમે જેવુ ધાર્યું હોય તેવુ કામ કોઇ ન કરે તો તેમા દીલગીરી બતાવતા ના મારા વિચાર પ્રમાણે તમે આમ કર્યુ હોત તો વધારે સારૂ એમ પણ કહેતા ના. તમે શુ ધારતા હતા તે જાણવાને કોઇ માગતુ નથી કાર્ય થઇ ગયું તમે તેને બદલી શકવાના નથી તો પછી નકામા નાખુશકારક શબ્દો બોલવાથી લાભ શો! વાણીની શક્તિ પ્રભુએ આપણને આપી છે, પ્રભુની મહત્તા ગાવાને અને લોકોને મદદ કરવાને તે શક્તિ વાપરવી જોઇએ જેમ મહાપુરુષો પોતાના વિચારમાં, વચનમા, અને કાર્યમાં શુભતત્વો ફેલાવતા જાય છે, તેમ આપણે પણ ચાલવાને પ્રયત્ન કરવો જોઇએ. માટે મથાળાનો પત્ર વારવાર વાંચશો, અને તેમાં લખ્યા પ્રમાણે વાણીમાં સત્યતા, ગાંભીર્ય, ચોકસાઇ, અને પ્રમાણિકતા દાખલ કરશો, અને ખાસ કરીને બીજાના જીવન વિષે બોલતા ના, કારણ કે તેવી વાતો કરવામા ઘણુ નુકશાન થાય છે, અને લાભ તો ક્વચિતજ થાય છે. માટે મહાપુરુષોના પગલે ચાલી શુભ કરો, શુભ બોલો અને શુભ વિચારો.






(લેખક—ગૌરીશંકર ગોતીરામ ભટ્ટ બી એ.)

## પ્રકરણ ૯ મું.

જગત્ સુકોમળ થતું ગયું ત્યારથી બાગ બગીચાઓનું સેવન સામાન્ય લોકોમાં પણ વધવા લાગ્યું છે, પણ આજના બગીચાઓમાં પુષ્પો સુગંધી વિનાનાં હોય તોપણ શોભા ખાતર રાખવામાં આવે છે. મોગરો, ગુલાબ, ચંપો, ચંપેલીને બદલે આજે અંગ્રેજી નામના અનેક રોપાઓ માત્ર ચક્ષુને પ્રિયકર થઇ પડે છે પણ વાડીમાં પગ મૂકતાં જ ફૂળ ફુલો મઘમઘી રહેલાં નથી. માણસનું આયુષ્ય તેની આસપાસની આબોહવાની ઉપર પણ આધાર રાખે છે. ખોરાક, હવા, પાણી અને કસરત વિના આરોગ્ય મેળવી શકાતું નથી તેથી બગીચાની ચોકખી હવાની પણ જરૂર રહે છે

કિલ્લાની ઘેર ઉપર એક સુંદર ટેકરી ઉપર બગીચો આવેલો છે તેની અંદરથી આસપાસ દૃષ્ટિ નાંખતાં પહાડોના ઉંચા નીચા શિખરો નદીઓના નાનકડા પ્રવાહ, ધુણીથી વીંટાયા હોય તેવા દૂરથી દેખાતા પર્વતો વગેરે જોતા પ્રભુની અપૂર્વ લીલાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી પહાડ ઉપર છાતી વરણ ઢોળાવથી ચડયા પછી જો નીચે જોઇએ તો તમ્મર આવ્યા વિના ન રહે નાના નાના છોકરાઓ જેવાં ઝાડો ધુમાડાથી જેમ વિંટાયા હોય તેમ પહાડ ઉપરથી નીચે જણાય છે જેમ ઉંચાઇએ વધારે જઇએ તેમ તેમ નીચેની વસ્તુઓ વધારે અંધારામાં લપેટાતી જાય છે ભોગ જોગે પવનનો સપાટો આવે તો પગ પરાણે મુકીને પત્થરના ખુણે ઉભેલો મુસાફર છેક પર્વતની ટોચેથી નીચે પડી જવાનો સંભવ રહે છે.

આ પર્વત ઉપરની થોડીક જગામાં એક સુંદર વાડી આવી રહી છે પર્વત ઉપરનાં તમામ ઝરણ એક તરફ વાળી લઇને એક કુંડ બનાવવામાં આવ્યો છે ને આ કુંડના પાણીથી કુદરતી નીકવડે બગીચામાં પાણી લાવવામાં આવે છે બગીચામાં કેળ, લીંબુ, આંબાની એટલી બધી ગીચ ઘટા થઇ છે કે બહારથી જોનારને બગીચાની અંદર એટલી બધી જગા હશે કે કેમ તેની શંકા થાય. એક બાજુ પેલી નીકનું વહેણ નદી સ્વરુપે ઘણી જ ઉંડી ખીણમાં વહે છે એક બાજુ પર્વતના થર ઉપર થર ઉંચે ચઢીને બગીચો ઢળતો બનાવી મુકે છે ખરા ઉનાળાના તપનમાં પણ જાણે ચોમાસુ હોય તેવો દેખાવ બગીચાની અંદર થઇ રહે છે. પાસેના દેવાલયમાં શંકર ભગવાન અને ભવાની બિરાજી રહેલાં છે, બગીચામાંથી નીચે નદીમાં કે ઉપર દેવાલયમાં જવું હોય તો અનેક પગથીયાં ચડવા ઉતરવા પડે

આ બગીચાના મધ્ય ભાગમાં એકાંત જગો પસંદ કરીને શાંત મુદ્રાથી એક કુમારિકા બેઠી રહેલી છે આ કુમારિકાના હૃદયના ભાવ શું હશે તે તો એકદમ જણાય તેમ નહતું પણ તેનામાં કંઇક ચપળતા, કંઇક આવેશ, કંઇક મનોહરતા જોતા તે એક રસમય સ્ત્રી

વિહગ હતું તેમ જણાયા વિના ન રહેતું તેણે આજ ગુલાબી રંગની સાડી પહેરી હતી. તે ગુલાબી રંગના વસ્ત્ર સાથે તેના સર્વાંગનો ગૌર વર્ણ પણ મળી જતો. તેના સુકોમળ હાથ, સુંદર મુખ અને સાડીની નાજુક કોર જોનારને મોહક લાગતા હતાં. તે બાળા પાસે કોઇ આવતું જણાયું. દૂરથી ગીતનો ધ્વનિ સંભળાયોઃ—

લ્યો બાળા આપું ગળા, પ્હેરો પ્રેમથી રે
ચાખ્યાં સ્નેહથી રે. લ્યો૦
માળા મોતીની એ રૂડી, પ્રેમ તણી નિશાની પૂરી,
સ્નેહ થકી ગ્રીનારી ધાગે કદમા રે, લ્યો૦

સરયુ —( માળા લઇને ) આ માળા ? આ માળા તમારા હાથમાં ક્યાંથી ?

રઘુનાથસિંહ —જ્યાં મનોમન સાક્ષી છે ત્યાં વસ્તુઓ આપે દોડી ચાલીને આવે છે. મજાના ભોજન પછી બગીચામાં ફરતા એ મળી.

સરયુ.—મોટો ઉપકાર

રઘુનાથસિંહ –ઉપકાર કહો કે અપકાર કહો, પણ અતિથ્ય ભૂલાય તેમ નથી. શું સ્નેહની પરિસીમા, પરંતુ હવે જવાનું હોવાથી હદય—

સરયુ.-શું ? જવાનું ? મને એકલી મુકીને ? ના ના, નહિ જવા દઉં.

રઘુનાથસિંહ —પરંતુ હું પરાધિન છું. " પરાધિન સ્વપ્ને સુખ નાહિં." અમે લડાઇ સાથે વરેલા છીએ. રણક્ષેત્ર એ અમારું રાજમહેલ છે. શીવાજી મહારાજ આજ્ઞા આપે ત્યાં અમારૂં પ્રયાણ થાય છે

સરયુ –( મનમાં ) ત્યારે વારૂ એ રાજકુમાર હશે ? લાવને વધારે પ્રશ્નો પૂછું પણ એ તો જવાની તૈયારી કરે છે ? ( મોટેથી ) બહાના, ક્યારે પધારશો ?

રઘુનાથસિંહ —તમારૂં દર્શન કરવાને હું ફરીથી ક્યારે ભાગ્યશાળી થઇશ તે ખાત્રીથી કહી શકાતું નથી, પણ એ તો નક્કી જ સમજજો કે તમારા આતિથ્યનું સ્મરણ મને હમેશા થયા કરશે હું તમને કોઇ દિવસ નહિ વિસારૂં, તમે પણ મારા ઉપર દયા રાખશો.

સરયુ –દયા ? મારી તમારા ઉપર ? નાહ નહિ, પથીજી. એમ ન બોલો હું તમારી હમેશ માટે દાસી–

રઘુનાથસિંહ –( નિ:શ્વાસ નાખીને ) પ્રભુ, એ અમર આશા પુરી કરો. લ્યો, હવે તો હું જઇશ.

સરયુ –ના ના, અંતર્યામી હવે હું જવા નહિ દઉં. વિરહ અને પ્રેમની આગ અંદર અને અંદર જ સળગે છે, એ આગને નથી હોતી ઝાળ કે નથી હોતો ધુમાડો. છતાં તે શરીરના લોહી તથા માંસને બાળી નાંખે છે પંથીજી, એ આગ સળગાવીને ન જાવ.

રઘુનાથસિંહ –સરયુ. તમારી આ સ્થિતિ જોઇને મને અપાર દુ:ખ થાય છે, કેમકે

' પ્રેમ છિપાયા ના છિપે, ના ઘટ પર ઘટ હોય,
જો પઇ મુખ બોલ નહિ નયન દેત હૈ રોય "

સરયુ —ઇશ્વર તમને વિજય આપો, પણ આ હિંદાં સાથે લઇને જાવ છો ? યાદ રાખજો.

રઘુનાથસિંહ—અસ્તુ બાલા, હવે હું જાઉં છું,

---

## પ્રકરણ ૧૦ શું.

એક વખત એવો હતો કે વિલાયતની રાણી ઈલીઝાબેથના વખતમા સ્પેન દેશના રાજાએ ઇગ્લાંડ જીતવાને એક મોટો વહાણનો કફ્લો મોકલ્યો. અનેક ગાઉ સુધી એ કાફલાએ દરિયો રોક્યો હતો અને તેના ડુંગર જેવડા જેવડા વહાણ વિલાયતના કિનારેથી દેખાવા લાગ્યાં. લોકોના ટોળે ટોળાં મળી કિનારેથી જોતા હતા એવામા ઇગ્લાંડનો વડો કપ્તાન બોલની રમત રમી રહ્યો હતો તેણે એ વહાણ જોયા છતા રમતમાંથી અટક્યો નહી અને બોલ્યો, "રમત પુરી થવા દો અને એક રમત પુરી કરીને હું બીજી રમત પુરી કરીશ"

હિંદુસ્તાનના રાતા પીળા રંગથી રંગાએલા નકશામા મોગલ સલ્તનતથી જે ફેરફારો થવા પામ્યા તે આપણે તપાસીએ તો જ આપણાં પાત્રો રઘુનાથસિંહ લક્ષ્મિ, શિવાજી, અને સરયુબાળાની શુ સ્થિતિ હતી તે આપણે બરાબર સમજી શકીએ આખો દેશ તે વખતે ચારે દિશાથી ઘવાયલો હતો ને લોક વાયકા એવી હતી કે "શીવાજી ન હોતનો સુન્નત હોત સબકી"

એ ન્યાયે સર્વત્ર હિંદમાં ઝઘડો ઝામેલો હતો અને તે તેથીએ વળી ઔરંગઝેબે અકબરના વિચાર ઉપર પાણી ફેરવીને હિંદના ચારે ખુણે એ ઝઘડા રૂપી આગ સળગાવી હતી

આપણે ઉપર જોયુ કે વિલાયતની કપ્તાન જેમ એક રમત પરી કરીને બીજી રમત રમ્યો અને એ રમતમા સ્પેનને સંપૂર્ણ રીતે હરાવ્યુ એ વાત જગજાહેર છે તેવીજ રીતે હિંદુસ્તાનની ભૂમિ ઉપર એવી અનેક રમતો રમાઈ ગઇ અને અનેક જણ તેમા જીત્યા અને હાર્યા, બાબર તુર્ક હતો છતાં પણ તેને મોગલ કહેવાની ભૂલ કોઈકે કરી અને ગાડરીયા પ્રવાહ માફક આ જ પણ તે મોગલના નામથી ઓળખાય છે એની ઇચ્છા આખું હિંદુસ્થાન જીતવાની હતી પણ કાળે તેને વહેલો બોલાવ્યો અને બિચારા હુમાયુની શક્તિ ન હતી કે પિતાનુ આપેલું પણ તે જાળવી શકે, શેરશાહ એ રમતમા જીતી ગયો અને હુમાયુની બુરી દશા થઇ અકબરની એવી ઇચ્છા હતી કે દાદાનો ઠરાવ પાર પડે અને હિંદુસ્તાન જીતાય એ માટે તે રજપુત કુંવરીઓને પરણ્યો અને પોતાની પ્રજાને ગમે તે ધર્મ પાળવાની છુટ આપી જહાગીર અને શાહજહાંન પોતાના પિતા જોડે લડવામાં જ નવરા ન પડયા એટલે અકબરની આશા ઉપર એ ધ્યાન શાના જ આપે નુરજહાંને પોતાના જમાઇ શહરીયારને ગાદી આપવાનું ધાર્યું ત્યારથી જ એની કીર્તિને ઝાંખપ લાગી અને શાહજહાનને પણ અવિશ્વાસ ઉત્પન્ન થયો પરિણામે ઘરડો જહાગીર કેદમાં પુરાયો રફતે રફતે તેના પુત્ર ઔરંગઝેબે શાહજહાનની પણ એ દશા કરી અને "સો ઉદર મારી બીલ્લીબાઇ પાટ બેઠા"

આટલી રમતો દિલ્હીમા રમાઇ પણ હજી તો દક્ષિણમા રમવાની હતી, ઔરંગઝેબે આખુ ઘડપણ દક્ષિણમા કહાડયુ પણ મરાઠા તાબે ન થયા તે ન જ થયા. શીવાજી દિલ્હીથી આવ્યા પછી પૂનાની ગાદીએ રાજા બન્યો છે, પણ એ લુંટારા, એ ઠગારા, એ કાયર મરેઠાઓ દક્ષિણના રાજા જ કેમ કહેવાય એવો ઔરંગઝેબે મનસુબો કરી મુકયો હતો.

પ્રિય વાચક આપણે ધીમે ધીમે જોઇશુ કે એજ મરાઠાઓ આખા હિંદુસ્તાનમાં ઘુમ્યા, ચોથ અને સરદેશ મુખી ઉઘરાની અને પૂનાના તો શું પણ એક વખત દીલ્હીની ગાદીના માલીક થવાની અણીપર આવ્યા હતા પણ નારાયણે તેમનામા ગર્વ મુકયો ને તે પણ પડયા

પૂનામા શિવાજી મહારાજ ધર્મ રાજ્ય કરી રહ્યા છે મોગલોની ચારે તરફથી બીક છે. પોતાનુ છે તેનાથી રાજ્યને વધારવાનો લોભ શિવાજીને બીલકુલ નથી રાજ્યમા સર્વત્ર સુખ અને શાન્તિ ફેલાએલા છે એવામા વીર રઘુનાથસિંહ તેની નોકરીમા આવીને રહેલો છે.

પ્રિય વાચક ચાલો હવે આ સંજોગોમાં લક્ષ્મિ અને ગરબુનુ શું થાય છે તે જોઇએ.

અપૂર્ણ.

---




(લેખક:- શ્રીમાન પં. રાધિકાપ્રસાદજી,-કાશી.)

---

સમ+ધ્યા=સંધ્યા-પરમેશ્વરનુ ધ્યાન અર્થાત્ ઉપાસનાને જ સંધ્યા કહે છે તે દિવસ અને રાત્રિની સન્ધિ વખતે કરેવાય છે, અને તેથી તેને સંધ્યા કહે છે, સન્ધ્યાની ઉપાસના એ બ્રહ્મની જ ઉપાસના છે શાસ્ત્રમા લખ્યુ છે કે—

या सन्ध्या सा तु गायत्री द्विधाभूत्वा प्रतिष्ठिता ।
सन्ध्या उपासिता येन तेन ब्रह्म उपासितम् ॥
स च सूर्य्यसमो विप्रस्तेजसा तपसा सदा ।
तत्पादपद्मरजसा सद्यः पूता वसुन्धरा॥
जीवन्मुक्तः स तेजस्वी सन्ध्यापूतो हि यो द्विजः॥

જે સન્ધ્યા તેજ ગાયત્રી છે તે અદ્વૈત મહાશક્તિ સાધકની સામે પ્રતિષ્ઠિત થાય છે. સંધ્યાની ઉપાસના કરવાથી બ્રહ્મનીજ ઉપાસના થાય છે જે સંધ્યાની ઉપાસનામાં સિદ્ધ થાય છે, તે તેજ અને તપશ્ચર્યાથી સૂર્યની માફક તેજસ્વી થાય છે તેની ચરણરજથી પૃથ્વી પણ પવિત્ર થાય છે તે સંધ્યાપૂત બ્રાહ્મણ જ જીવન્મુક્ત મહાપુરૂષ થાય છે. પરબ્રહ્મ નિર્ગુણ, નિરાકાર અને મન, બુદ્ધિ તથા ધ્યાન ધારણાથી અતીત છે દેહાભિમાની જીવ કદીપણ તેના તે સ્વરૂપની ઉપલબ્ધિ કરી નહિ શકે દેહાદિમા અહભાવ તથા મમત્વ બુદ્ધિ છોડી દઇ નિર્ગુણ સ્વરૂપમાં સ્થિત થવાથી તે, તે ભાવની ધારણા કરી શકે છે. જે લોક સગુણ અને સાકાર છે, તે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત આકાર બ્રહ્મની ઉપાસના કરી શકે છે સંધ્યામા બ્રહ્મશક્તિ, રૂદ્રશક્તિ અને વિષ્ણુ શક્તિની ઉપાસના થાય છે. જો કે પરમેશ્વર સર્વત્ર બિરાજમાન છે તોપણ માત્ર ઉપાસનાથીજ મનુષ્ય તેના સ્વરૂપને જાણી શકે છે. મહર્ષિ યાજ્ઞવલ્કયે કહ્યુ છે કે.—

गवां सर्पिः शरीरस्थं न करोत्यङ्गपोषणम् ।
निःसृतं कर्म्मसंयुक्तं पुनस्तासां तदैषधम् ॥
एवं स हि शरीरस्थः सर्पिवत् परमेश्वरः ।
विना चोपासनादेव न करोति हितं नृप ॥

ઘી દૂધની સાથે ગાયના સમસ્ત શરીરમાં વ્યાપી રહેવા છતા પણ તેથી કોઇનું શરીર પુષ્ટ થતુ નથી, દોહનાદિ ક્રિયાથી તેના શરીરમાથી તે દૂધને કાઢી ઘીના રુપમાં પરિણિત કરવાથી તે પૈષ્ટિક અથવા રોગનાશક બને છે તે પ્રમાણે પરમેશ્વર ઘીની માફક જીવોના શરીરમા રહેવા છતા પણ તેની ઉપાસના વિના મનુષ્યોનુ કલ્યાણ થઇ શકતુ નથી. સંધ્યા એ દ્વિજોનુ નિત્ય કર્મ છે કર્મ ત્રણ પ્રકારનુ છે નિત્ય, નિમિત્તિક અને કામ્ય નિત્ય કર્મ એટલે જેને કરવાથી પાપ, પુણ્ય થતુ નથી. જીવ પોતપોતાની અવસ્થામા સ્થિત રહે છે કોઇ નિમિત્તથી જેને કરવામા આવે છે, તેને નૈમિત્તિક કર્મ કહે છે, અને કોઇ કારણથી જેને કરવામા આવે છે, તેને કામ્ય કર્મ કહે છે ઉદ્‌ભિજજથી દેવતા પર્યંત જીવ જગતમાં એક એક સ્તર (સોપાન) છે, જીવ પોતપોતાના અધિકાર પ્રમાણે પ્રાપ્ત સ્તરમા સ્થિત રહી આગળના સ્તરમા પહોચવાને માટે કોશિશ કર્યા કરે છે જે કર્મદ્વારા જીવ પોતાના સ્તરમા સ્થિત રહે છે તેને નિત્ય કર્મ કહે છે. માટે નિત્ય કર્મથી વિશેષ કાંઈ પણ ફળ ન મળે તેમ હોવા છતા આગળ વધવાને માટે તેજ માત્ર એક સહાયક છે જીવ નિયમિત રૂપથી નિત્ય કર્મજ કરતો રહે, અને કાંઇ પણ પુણ્ય કર્મ ન કરે તો પ્રકૃતિના નિયમાનુસાર ક્રમોન્નતિધારામા આગળ વધતો વધતો અંતમા બ્રહ્મલોક સુધી જઈ શકે છે. જેથી મહર્ષિ યમને કહ્યુ છે કે,

सन्ध्यामुपासते ये तु सततं संशितव्रताः ।
विधूतपापास्ते यान्ति ब्रह्मलोकं सनातनम् ॥

નિયમ પૂર્વક જે સંધ્યાની ઉપાસના કરે છે તે પાપથી મુક્ત થઇ સનાતન બ્રહ્મલોકમા પહોચી જાય છે, અને જે સંધ્યાની ઉપાસના કરતા નથી તે પોતાની અવસ્થાથી નીચેની ઉદ્‌ભિજ્જાદિ યોનિમા જાય છે અગ્નિપુરાણમા લખ્યુ છે કે,

सन्ध्या येन न विज्ञाता सन्ध्या नैवाप्युपासिता ।
जीवन्नेव भवेच्छूद्रो मृतः श्वा चाभिजायते ॥

જે સંધ્યા જાણતા નથી, સંધ્યાની ઉપાસના કરતા નથી, તે જીવતા શુદ્રની માફક અને મૃત્યુ બાદ કુતરાદિ યોનિમાં જન્મ લે છે સંધ્યાહીન બ્રાહ્મણને ચાંડાલ બ્રાહ્મણ કહે છે

શાસ્ત્રમા લખ્યુ છે કે,

क्रियाहीनश्च मूर्खश्च सर्वकर्मविवर्जितः ।
निर्दयः सर्वभूतेषु विप्रश्चांडाल उच्यते ॥

જે બ્રાહ્મણ સંધ્યાદિ ક્રિયા વગરનો, મૂર્ખ, સ્વધર્મથી રહિત, સર્વ જીવો તરફ દયાહીન હોય છે તેને ચાંડાલ વિપ્ર કહે છે. શાસ્ત્રમા જે જે પ્રકારની સાધન શૈલિયો છે, તેમા

સંધ્યા જ સર્વોત્તમ છે. મંત્ર, હઠ, લયાદિ યોગ ક્રિયાઓ સાથે પણ તેનો સંબંધ છે. પોત પોતાના અધિકારાનુસાર ગુરૂદેવ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરી તેનું સાધન કરવું જોઇએ

સંધ્યા ઉપાસના પણ છે.

કર્મકાંડના સિદ્ધાન્તાનુસાર સંધ્યા નિત્ય કર્મ હોવા છતા પણ ઉપાસના કાંડના સિદ્ધાન્તાનુસાર તે ઉપાસના પણ છે જે પ્રમાણે બ્રહ્મ, ઈશ્વર અને વિરાટ્ પુરૂષરૂપી અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એ ત્રણે ભાવ પરમાત્માના જ છે, તે શૈલી પ્રમાણે શબ્દ બ્રહ્મરૂપી વેદ પણ અધ્યાત્મ શુદ્ધિ, અધિદૈવશુદ્ધિ અને અધિભૂત શુદ્ધિનો અર્થ જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ અને કર્મકાંડરૂપી કાંડત્રયમાં જુદો છે ઉપાસનાકાંડ, કર્મકાંડ અને જ્ઞાનકાંડ એ બંનેનો સહાયક છે જો કે ત્રણે કાંડોના સાધનમા ત્રણે કાંડોનો સંબંધ થોડો ઘણો રહે છે, પરંતુ ઉપાસનાકાંડ સર્વ સુહૃદ હોવાથી તેની ક્રિયા સિદ્ધાન્તની સાથે અન્ય બંને કાંડ સંબંધી ક્રિયાઓનો પ્રત્યક્ષ સંબંધ રહે છે સંધ્યોપાસના વાસ્તવિક રીતે વેદોક્ત બ્રહ્મોપાસના છે ગાયત્રી મંત્રનો ભાવાર્થ જ્ઞાનકાંડનો પ્રકાશક છે, અને સંધ્યોપાસનાની અન્ય ક્રિયાઓ કર્મકાંડની રહસ્ય પ્રતિપાદક છે કર્મકાંડના સંબંધથી સંધ્યોપાસના નિત્ય કર્મ છે, પરંતુ ઉપાસના કાંડના વિચારથી સંધ્યોપાસના સર્વ કૃત પ્રદાચિતાપકારિણી અને આત્મ ચૈતન્ય પ્રબોધિની બ્રહ્મોપાસના છે

ઉપાસના શબ્દનો અર્થ પાસે જવું એ છે ઉપાસના સંબંધી સાધનદ્વારા સાધક પોતાના અંતઃકરણની શુદ્ધિ અને ચિત્ત વૃત્તિ નિરોધ કરતા ભગવત્ સાંનિધ્ય પ્રાપ્ત કરે છે. જો કે પૂર્ણ સર્વવ્યાપક પરમાત્મા સર્વ સ્થાનોમા સ્થિત છે, પરંતુ જીવ પોતાના ચિત્તની મલિનતાના કારણને લઇ તેનો સાક્ષાત્કાર કરવામા સમર્થ થતો નથી, જેમ જ્યા સુધી કોઈ સ્ફટિક મણિની સામે કોઇ રંગીત ચીજ રાખવામા આવે ત્યા સુધી સ્ફટિકનું સ્વરૂપ ઢંકાઇ જશે અને સ્ફટિક તે રંગીત ચીજના રંગ જેવું માલુમ પડશે, પરંતુ તે રંગીત ચીજને ખસેડવાની સાથેજ સ્ફટિક પોતાના અસલ સ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે એ પ્રમાણે ઉપાસનાકાંડના સુકૌશલપૂર્ણ સાધનદ્વારા સાધક જ્યારે પોતાના અંતઃકરણમાંથી વૈષયિક પ્રતિબિમ્બ રૂપી મલિનતા દૂર કરે છે, ત્યારે તે ભગવત્ સાક્ષાત્કાર કરવામા સમર્થ થાય છે, એ પ્રમાણે જ્યાં સુધી અંતઃકરણરૂપી તળાવમા વૃત્તિરૂપી તરંગોના હિલોળા રહે છે, ત્યા સુધી પ્રકાશીત સૂર્યમંડળની માફક આત્મસ્વરૂપ પણ તરંગોમાં છૂપાયે રહે છે. પરંતુ યોગ ભિત્તિપર સ્થિત ઉપાસના કાંડના સુયોજન પૂર્ણ સાધનદ્વારા ચિત્તવૃત્તિ નિરોધ હોવાથી સાધકને આત્મસાક્ષાત્કાર થઇ જાય છે ઉપાસનાકાંડની ગંભિર વિજ્ઞાન યુક્ત ક્રિયાઓની સહાયતાથી સાધક જેટલી જેટલી પોતાના ચિત્તની મલીનતાને સાફ કરી અંતઃકરણની વૃત્તિઓનો નિરોધ કરવામાં સમર્થ થાય છે, તેટલો જ સાધક શ્રી ભગવાનની નજીક પહોંચી જાય છે શ્રી ગીતોપનિષદ્ અને યોગ દર્શનમા એજ કહ્યું છે કે, વિરાગ, વગેરે અને અભ્યાસ જ સાધનની મુખ્ય ભિત્તિ છે આ રીતે પ્રમાણે ઉપાસના કાંડાનુસાર ગાયત્રીની ઉપાસના કરવાથી સાધક બ્રહ્મની નજીક પહોંચી શકે છે.

પૌરાણિક દ્રષ્ટિદ્વારા.

પુરાણમાં કહ્યું છે કે,

त्रिंशत् कोट्यो महावीर्या मन्देहा नाम राक्षसाः ।
कृष्णातिदारुणा घोराः सूर्यमिच्छन्ति खादितुम् ॥

ततो देवगणाः सर्वे ऋषयश्च तपोधनाः ।
उपासतेऽत्र ये सन्ध्यां प्रक्षिपन्त्युदकांजलिम् ॥
दह्यंते तेन ते दैत्या वज्रीभूतेन वारिणा ।
एतस्मात् कारणात् विप्रः सन्ध्यां नित्यमुपासते ॥

એક વખત ત્રીસકરોડ રાક્ષસોની સાથે મહા બળવાન મન્દેહ નામનો રાક્ષસ સૂર્ય ભગવાનને વિનષ્ટ કરવાને માટે ઉપસ્થિત થયો હતો. તે વખતે દેવગણ અને ઋષિગણે મળી હાથમાં જળ લઇ સંધ્યાની ઉપાસના કરી વજ્રની માફક તે જળથી રાક્ષસોને મારી નાખ્યાં એટલા માટે બ્રાહ્મણ ગણ નિત્ય સંધ્યાની ઉપાસના કરે છે

### સંધ્યા કરવાથી રોગ થતો નથી.

સંધ્યા કરવાથી કેવળ આધ્યાત્મિક ઉન્નતિ જ થાય છે, એટલું જ નહિ પણ નિયમીત રીતે તેની ઉપાસના કરવાથી કોઇ જાતની બીમારી પણ થઇ શકતી નથી. વૈદકશાસ્ત્રથી એ સિદ્ધ થાય છે કે, વાત, પીત્ત અને કફ એ ત્રણ ધાતુઓથી પ્રત્યેક જીવનું શરીર બન્યુ છે. એ ત્રણે ધાતુઓની સમતાથી શરીર સ્વસ્થ રહે છે. અને વૈષમ્ય થવાથી જ શરીર અસ્વસ્થ થઇ જાય છે, અને હરેક જાતની બીમારીનુ ઘર બની જાય છે, સંધ્યા કરવાથી એ ધાતુઓની ગતિ ઠીક ઠીક થયા કરે છે, કદી બગડતી નથી. આજકાલના નવા વર્ણ ચિકિત્સા વિજ્ઞાન એ સિદ્ધ કરી આપે છે કે, લાલ, કાળો વગેરે સાત રંગો દ્વારા સર્વ રોગ દૂર થાય છે. 'ઋષિ' લોકોનો પણ એજ સિદ્ધાન્ત છે કે, પ્રાતઃકાળમા લાલ બ્રહ્માણી, મધ્યાને કાલી વૈષ્ણવી, અને સાયંકાળે સફેદ રુદ્રશક્તિની ચિન્તના કરવાથી વાયુ, પિત્ત અને કફની ગતિ ઠીક ઠીક રહ્યા કરે છે શરીર કદી અસ્વસ્થ થતુ નથી. મનુષ્યને નીરોગતા અને દીર્ઘ જીવનની પ્રાપ્તિ થાય છે, નીરોગિતા એ જ સંસારમાં સર્વથી મોટામા મોટુ સુખ છે

"ऋषयो दीर्घ सन्ध्यत्वात् दीर्घमायुरवाप्नुयुः ।"

ઋષિગણ નિયમિત રીતે સંધ્યા કરતા હતા જેથી વધારે દિવસ જીવતા હતા. માટે સંધ્યા કરવાથી સ્વસ્થતા, દીર્ઘાયુ અને આધ્યાત્મિક ઉન્નતિ એ ત્રણે પ્રાપ્ત થાય છે.

### સંધ્યાનો વખત.

સંધ્યા ચાર પ્રકારની છે. આર્યશાસ્ત્રમાં લખ્યુ છે કે —

चत्वारः किल सन्ध्यो भवन्त्यहोरात्रस्य ताः ।
यथा प्रातस्तथा सायं मध्याह्नो निशीथः क्रमात् ॥

અર્થાત—સમસ્ત દિવસ-રાત્રિની મધ્યમા પ્રાત, મધ્યાહ્ન, સાયં અને નિશીથ એ ચાર સન્ધિક્ષણ હોય છે તે પ્રમાણે સંધ્યા પણ ચાર પ્રકારની હોય છે પ્રાતઃકાળમાં બ્રાહ્મી, મધ્યાન્હમા વૈષ્ણવી, સાયંકાળે રૂદ્રાણી અને નિશીથમા એ ત્રિવિધ શક્તિઓની સમન્વય ભૂતા તુરીયા મહાશક્તિની અર્ચના હોય છે. નિશીથ સંધ્યા ઉચ્ચકોટિના સાધક યોગીગણ કરી શકે છે એટલા માટે મન્વાદિ સ્મૃતિશાસ્ત્રમા સાધારણ ત્રિવિધ સંધ્યાનુ જ વિધાન કર્યુ છે. આ ત્રિવિધ સંધ્યામા પણ પ્રાત અને સાયં સંધ્યા નિત્ય છે, તે અવશ્ય કરવી જોઇએ. મધ્યાન્હન સંધ્યા કામ્ય છે, તે કરવાથી

આદિ પ્રાચીન સમહકારોએ તે સંધ્યા મંત્રોની સાથે બીજા શાસ્ત્રોમાંથી લઇ કાયક ગૈદિક મત્ર જોડી દીધા છે. તે અશને ન કરવાથી કાંઇ નુકશાન થતું નથી કરવાથી " अधिकस्याधिकफल ન્યાયાનુસાર અધિક ફલ થાય છે એટલા માટે પદ્ધતિકારોના મતાનુસાર જ સંધ્યાની પદ્ધતિ તેમા લખવામાં આવી છે

## ક્રિયા ભાગ.

સંધ્યામાં દસ પ્રકારની ક્રિયાઓ છે. ૧ માર્જન, ૨. પ્રાણાયામ, ૩. આચમન, ૪ પુનર્માર્જન, ૫ અઘમર્ષણ, ૬ સૂર્યોપસ્થાન, ૭ ગાયત્રીનો જપ, ૮ આત્મરક્ષા, ૯ રૂદ્રોપસ્થાન, ૧૦ સૂર્યાર્ઘ્ય.

**૧. માર્જન**—શાસ્ત્રમા જે સાત પ્રકારના સ્નાનનુ વિધાન છે તે તેનુજ અન્યતમ તેને મત્ર સ્નાન કહે છે. અવગાહન સ્નાન કરવાથી તેને ન કરવાથી કાંઇ નુકશાન થતું નથી પરતુ ત્રણ વખત સ્નાન કરવુ એ દરેકથી બનતું નથી, જેથી આ મત્રને સંધ્યાની માફક સંધ્યા મત્રમા સંયોજિત કરી દીધો છે ઘણા માણસો સ્નાન કર્યા વગર પ્રાણાયામથી સંધ્યાનો આરભ કરે એવા હોય છે, પરતુ તેથી કાઇ લાભ થતો નથી સ્નાનથી દેહની શુદ્ધિ થાય છે દેહ પવિત્ર ન થાય ત્યા સુધી કોઇ દૈવ કાર્યનો અધિકાર નથી, એટને પ્રથમ સ્વચ્છ થઇ પ્રાણાયામ કરવું ઉચિત છે. જળ ઇશ્વરની વિભૂતિઓમાંથી છે, અને સ્થૂલ રસનો મુખ્ય આશ્રય છે વિભૂતિદ્વારા જ સર્વવ્યાપી નિસ્સગ સૃષ્ટિથી અતીત જગદીશ્વરના પ્રત્યક્ષ દર્શન થયા કરે છે શુદ્ધિ કાર્યમા જળની પ્રધાનતા રહેવાથી પ્રથમ જળમા જ તેની ભાવના કરતા થકા સાધક પવિત્રતાને પ્રાપ્ત કરે છે પૂજ્યપાદ મહર્ષિ યાજ્ઞવલ્ક્યજીની પણ આજ્ઞા છે કે, " आप स्वभावतो मेध्या "—જળ સ્વભાવથી જ પવિત્ર છે. માટે જ જળથી માર્જન કરવાની વ્યવસ્થા છે

**૨. પ્રાણાયામ**—આ મત્રાદિ યોગોનું પ્રધાન અંગ છે શાસ્ત્રોક્ત પ્રાણાયામ મત્ર યોગાનુસાર એક પ્રકારનુ, હઠયોગાનુસાર આઠ પ્રકારનું અને લય યોગાનુસાર એક પ્રકારનુ માનવામાં આવ્યું છે જેનું વિસ્તારથી વિવરણ મત્ર યોગ સંહિતા, હઠયોગ સહિતા, અને લય યોગ સહિતામા બતાવ્યુ છે પ્રાણાયામના ત્રણ પ્રકાર છે પૂરક, કુમ્ભક અને રેચક. બાહારના વાયુને ઉદરમા ભરવો તેને પૂરક, તે વાયુનો હૃદયમાં નિરોધ કરવો તેને કુમ્ભક અને તે વાયુને બહાર કાઢી નાખવો તેને રેચક કહે છે. હઠયોગાદિ શાસ્ત્રોક્ત પ્રાણાયામ ૨—૮—૪ અથવા ૧૬—૬૪—૩૨ એ પ્રમાણે સખ્યા રાખી કરવામા આવે છે. પરતુ આ પ્રાણાયામમા સખ્યાની જરૂર રહેતી નથી તેમાં કુભક, પૂરક અને રેચક એ ત્રણેની સખ્યા સરખી છે. તેનો ક્રમ એ છે કે, નાભિમા સૃષ્ટિ કર્તા બ્રહ્માજીનુ ધ્યાન કરતા થકા ડાબા હાથના અંગુઠા દ્વારા ડાબી નાસીકાને બંધ કરી વામનાસાપુટ દ્વારા ધીમે ધીમે મનમા જપ કરતા કરતા ઉદરમા વાયુ ભરે, તે પછી બન્ને નાસિકાને બંધ કરી મત્રનો મનમાં જપદ્વારા હૃદયમા વિષ્ણુનુ ધ્યાન કરતા કરતા વાયુનો નિરોધ કરે, ત્યાર બાદ કેવળ મત્ર જપ કરતા થકા મસ્તકમા રૂદ્રનુ ધ્યાન કરતા ડાબી નાસિકા દ્વારા ધીમે ધીમે વાયુને બહાર કાઢે. પ્રાણાયામ સાધન બહુજ ધીમે ધીમે કરવુ યોગ્ય છે. પ્રાણાયામ કરતી વખતે બ્રહ્માદિનું ધ્યાન કરવાનુ તાત્પર્ય એ છે કે, બ્રહ્મા સૃષ્ટિ કર્તા છે જેથી દેહની વચ્ચે વાયુના આવિર્ભાવરૂપ પૂરકમા બ્રહ્માનુ ધ્યાન, વિષ્ણુ સ્થિતિ કર્તા છે માટે વાયુના સ્થિતિરૂપ કુંભકમા વિષ્ણુનુ ધ્યાન, અને રૂદ્ર સહાર કર્તા છે, માટે સંહાર રૂપ

રેચકમાં રૂદ્રનું ધ્યાન કરવામાં આવે છે. એ પ્રમાણે પ્રાણાયામ કરવાથી સાધકના હૃદયમાં સ્થિત થયેલ પાપનો સમૂહ નાશ પામે છે, ચિત્તની ચપળતા દૂર થઇ જાય છે, અને મનુષ્ય દીર્ઘ જીવનનો લાભ લઈ શકે છે ભગવાન્ મનુએ કહ્યું છે કે,

**यथा पर्वत धातूनां दोषान् दहति पावकः ॥**
**एवमन्तर्गतं चेनः प्राणायामेन दह्यते ॥**

જેમ અગ્નિથી પાર્વત્ય ધાતુઓની મલિનતા નષ્ટ થઇ જાય છે, તેમ પ્રાણાયામથી સાધકના સમસ્ત પાપ અને રોગાદિ નષ્ટ થાય છે. સાધકોને માટે પ્રાણાયામ વિશેષ હિત કર છે, જેથી દરેકે ઘણે ભાગે પ્રાણાયામ કરવાની જરૂર છે.

૩. આચમન-આ મંત્રનો વિચાર કરવાથી એ તાત્પર્ય નીકળે છે કે પ્રથમ પોતાની ભૂલથી ભયભીત બની શ્રીભગવાનનું સ્મરણ કરવું, પછી પોતાના પૂર્વકૃત પાપોથી બચવાને માટે શ્રી ભગવાન પ્રત્યે પ્રાર્થના કરવી અને સંસ્કાર શુદ્ધિને અર્થે ભગવાનના અધિદૈવ તેજરૂપી સૂર્યદેવને સાક્ષાત્ સમજી પોતાના પાપોની નિવૃત્તિ કરી, પોતાના ચિત્તને સંસ્કૃત કરવું પડે છે. પ્રથમ મંત્રથી સાધારણ પવિત્રતા સંપાદન કરી આ મંત્ર તેમજ આગલા મંત્ર દ્વારા સાધક પૂર્ણ રીતે પવિત્ર થઇ જાય છે આ પ્રમાણે આચમન કરવાથી વાક્શક્તિ વધે છે, મંત્રોચ્ચારણમાં સામર્થ્ય આવે છે, અને ચિત્તની પ્રસન્નતા અને સાધનામાં વિશેષ ઉત્સાહ વધે છે

૪ પુનર્માર્જન—આ પૂર્વ માર્જનનુંજ અનુરૂપ છે, ઋષિ છંદ, દેવતાના સ્મરણથી દેહની સાથે જીવાત્મા અધિકતર પવિત્ર થાય છે. એટલા માટે પ્રથમ સાધારણ માર્જન કરી ઋષ્યાદિની સાથે વિશેષ માર્જન કરવામાં આવે છે

૫ અઘમર્ષણ—અઘ શબ્દનો અર્થ પાપ અને મર્ષણ શબ્દનો અર્થ નાશ છે. અર્થાત્ જેથી પાપ નાશ પામે છે, તેને અઘમર્ષણ કહે છે કેવળ નાસિકામાં જળ લગાવવાથીજ તેની ક્રિયા થતી નથી. બન્ને નાસીકાપુટોને ઉપરની બાજુ ઉઠાવી ડાબા હાથની હથેળીપર જળ લેઈ, દક્ષિણ નાસીકા બંધ કરતા થકા વામ નાસીકાથી તે જળનું ઘ્રાણ લીધા બાદ મસ્તકની ડાબી બાજુ તરફ ઝુકાવી નાસીકાના છીદ્રને નીચા કરે અને મંત્રોચ્ચારણની સાથે દેહસ્થ પાપ સમૂહ કૃષ્ણ વર્ણના પુરૂષ રૂપે તે જળની સાથે મળી ગયા છે એવી ચિંતા કરે તે પછી તે જળને પૃથ્વીપર બળપૂર્વક નાખી દે, આ ક્રિયાથી સંકલ્પરૂપ મનની શક્તિદ્વારા તડિત શક્તિ સહિત અધ્યાત્મ અધિભૂત મલ વાયુની સાથે જળમાં પ્રવેશ કરી જાય છે, કેમકે જળ તડિત શક્તિનો ગ્રાહક છે તે પછી જળને બળપૂર્વક ફેંકવાની ક્રિયા પણ કેવી રીતે વિજ્ઞાન સમ્મત છે, તે આજકાલના નવીન આવિષ્કૃત મેસમેરીઝમ વિદ્યાની હસ્તક્રિયાને જોવાવાળાજ સમજી શકશે. તે વખતે શરીરની આધિભૌતિક શક્તિ આ શુદ્ધિ કાર્યમાં સહાયતા કરે છે, વિજ્ઞાન શાસ્ત્રના જ્ઞાતા સનાતન ધર્મોક્ત એવા સાધનોપર જેટલો વિચાર કરે છે, તેટલા જ વૈજ્ઞાનિક રહસ્યને જોઇ પુલકિત થઇ જાય છે. આજકાલ શ્રદ્ધાની ન્યૂનતા થઇ ગઇ છે જેથી નવીન રીતથી સમજાવવું પડે છે. આ પ્રમાણે હરહંમેશ આ ક્રિયા કરવાથી મસ્તક શીતળ રહે છે, આજ્ઞા ચક્ર ઉદ્બોધિત થઈ જાય છે, અને પાપસમૂહ વિનષ્ટ થઇ જાય છે

૬. સૂર્યોપસ્થાન—આ સૂર્ય મંડળમાં સ્થિત ચૈતન્યમય બ્રહ્માના તેજસ તત્વની

ઉપાસના છે, ભગવાન્ સૂર્યદેવ બ્રહ્મની સર્વશ્રેષ્ટ આધિભૌતિક વિભૂતિ છે. તેમાં તેની પ્રાણસ્વરૂપા બ્રહ્મશક્તિ ગાયત્રી દેવીની ઉપાસના કરવામાં આવે છે, જેથી સંધ્યોપાસનામાં સૂર્યોપસ્થાન જ સર્વ શ્રેષ્ટ કાર્ય છે

૭. ગાયત્રી જપ—સંધ્યોપાસનામાં આજ સર્વ શ્રેષ્ટ અનુષ્ટાન છે, ગાયત્રી બ્રહ્મોપાસનાનું મૂળ મંત્ર છે, પરંતુ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરી શકતા નથી જેથી બ્રહ્મના સગુણ ભાવની ઉપાસના કરે છે. તત્ત્વ, રજ અને તમ એજ ત્રણ ગુણ છે એ ત્રણ ગુણથી વિશ્વબ્રહ્માંડ વિરચિત થયેલું છે. જેથી સત્વ ગુણમયી સ્થિતિ કારિણી વિષ્ણુશક્તિ વૈષ્ણવી, રજોગુણમયી સૃષ્ટિકારિણી બ્રહ્મશક્તિ બ્રહ્માણી અને તમોગુણમયી વિનાશકારિણી રૂદ્રશક્તિ રૂદ્રાણીની ઉપાસના કરે છે. સૂર્યના ઉદયકાળમાં ઉત્પત્તિ પ્રધાન બ્રહ્મશક્તિ, મધ્યાહ્ન કાળમાં વિષ્ણુશક્તિ અને અસ્તકાળમાં રૂદ્રશક્તિનો વીકાસ થાય છે. વ્યષ્ટિ ભાવમા પ્રત્યેક જીવના નાભિ, હૃદય અને લલાટ એ ત્રણ સ્થાન ત્રિવિધ શક્તિઓનું કેન્દ્ર છે, જેથી પ્રાતઃકાળમાં નાભિદેશમા બ્રહ્માણી, મધ્યાહ્ન કાળે હૃદયમા વૈષ્ણવી અને સાયકાળે લલાટમા રુદ્રાણીની ઉપાસના કરવામા આવે છે સૃષ્ટિ ત્રિગુણમય હોવાથી પ્રત્યેક જીવશરીરમા ઇડા, પિંગલા અને સુષુમ્ના રૂપી નાડીત્રય વિદ્યમાન છે ઇડા અને પિંગલાની સંધિમાં સુષુમ્નાનો ઉદય થાય છે અહો રાત્રની આ સંધિયોમા પણ સુષુમ્ના અધિક સ્થાયી હોય છે. સુષુમ્ના વહેતી વખત બ્રહ્મરન્ધ્રનો સાક્ષાત્ સંબંધ હોવાથી સાધકનુ મન અધિકતર સ્થિર થઇ શકે છે યોગિરાજોની એજ સમતિ છે કે, સુષુમ્ના વહેતી વખત સાધકને આત્મસાક્ષાત્કાર થયા કરે છે તેમા " **तत् सवितुर्वरेण्यं** " એ મંત્રનો જપ કરવામા આવે છે, આ મંત્રથી ઇશ્વરનુ ધ્યાન ધરવામાં આવે છે વસ્તુતઃ ગાયત્રીની ઉપાસના એ ઇશ્વરનીજ ઉપાસના છે. બ્રહ્માણી અને રૂદ્રાણીની મૂર્તિ અવલબન માત્ર છે. અર્થાત્ ઇશ્વરની એ શક્તિઓને હૃદયમા લઇ ઇશ્વરનીજ ઉપાસના કરવી જોઇએ.

૮ આત્મરક્ષા—આત્મન્ શબ્દનો અર્થ બુદ્ધિ છે, તેના જપ વખતે, ' **सोऽहमस्मि** "—હુંજ બ્રહ્મ છુ, એવી ચિંતવના કરવાથી ચેતનમય પરમ પુરુષની જે કલ્યાણમયી શક્તિનો આવિર્ભાવ થાય છે, તે શક્તિ બરાબરને માટે અવસ્થિત હો—એવી ઇચ્છા આ વિધિમા કરવામાં આવે છે આ લય યોગનુ ક્રિયા વિશેષ છે. આમા અગ્નિની ઉપાસના કરવામાં આવે છે. પરંતુ સાધારણ અગ્નિ ઉપાસ્ય નથી. યોગી યાજ્ઞવલ્કયે કહ્યુ છે કે,—

**रविमध्ये स्थित सोम सोममध्ये हुताशनः ।**
**तेजोमध्ये स्थितं सत्यं सत्य मध्ये स्थितोऽच्युतः ।**
**एकोहि सोम मध्यस्थोऽमृतं ज्योतिस्वरूपकं ।**
**हृदिस्थं सर्व भूतानां चेतो द्योतयते ह्य सौ**

સૂર્યની મધ્યમા ચદ્ર, ચદ્રની મધ્યમા અગ્નિનુ તેજ, તેજની મધ્યમાં સત્ય, અને સત્યની મધ્યમા અચ્યુત પરમાત્મા અવસ્થિત છે સોમની મધ્યમા જે અમૃતમય જ્યોતિસ્વરૂપ પરમાત્મા છે, તેજ સમસ્ત જીવોના હૃદયમાં રહી ચિત્તને પ્રકાશિત કરે છે. જેથી અગ્નિ શબ્દથી પરમાત્માનેજ સમજવા જોઇએ. ચિત્ત નિશ્ચલ થઇ ચેતનાત્માની સાથે એકત્વને પ્રાપ્ત કરે છે, એજ સાધકનો ' **सोऽहमस्मि** ' ભાવ છે, અને એજ આત્મરક્ષાનું તાત્પર્ય છે. તેમા ડાબા કાનના પાછલા ભાગનો સ્પર્શ કરવાની જે વિધિ છે, તેનુ

તાત્પર્ય એ છે કે તે સ્થાન જીવની શક્તિઓને આધારભુત છે એટલે આત્મરક્ષામાં તે શક્તિની સ્થાપિતની પણ પ્રાર્થના કરવામાં આવે છે

૯ રૂદ્રોપસ્થાન—રૂદ્ર પરબ્રહ્મનુ જ સ્વરૂપ છે. ગાયત્રી દ્વારા બ્રહ્મની ઉપાસના કરી આત્મ રક્ષાથી ચિત્શક્તિની દ્રઢતાસ્થાપન કરી ચરમ બ્રહ્મને પ્રણામ કરવાની આ વ્યવસ્થા છે.

૧૦ સૂર્યાર્ધ્યદાન—અર્ધ્યદાનથી સમાન પ્રદર્શન કરવામા આવે છે સાધકની સામે સૂર્ય અને બ્રહ્મ બન્ને અભિન્ન પ્રતીત થાય છે. માટે સૂર્યને અર્ધ્ય દેવાથી બ્રહ્મનેજ આપ વામાં આવે છે, મંત્રના અર્થથી એ સ્પષ્ટ થાય છે.

અનુવાદક :— વાડીલાલ કાકુભાઈ સંઘવી,




[ લખનાર:—K. C. Mehta ]

### ૧. પ્રાતઃકાળે ઉઠવું.

રાત્રે દશ વાગે સુતી વખતે એકાગ્ર ચિત્તથી ઇશ્વરનું નામ લઇને કહો કે મને ચાર વાગે જગાડી દે જે. આનો અભ્યાસ કરવાથી રોજ પ્રાતઃકાળે ચાર વાગે ઉઠી શકશો. સવારે ઉઠતાંની વાર પલંગ પરથી કુદી પડવુ હાનિકારક છે. આંખો ઉઘાડવા પર સુતાં સુતાં પરમાત્માનુ સ્મરણ કરવાથી આલોકને પરલોક તો સુધરશેજ અને સાથે વળી સ્વાસ્થ્ય સારૂં રહેશે. પ્રાતઃકાળે વહેલા ઉઠવાથી આખા વર્ષમાં લગભગ ૩૧૦ કલાક યાને ૩૦ કાર્ય દિવસ વધી જાય છે અને આ હિસાબથી આખા જીવનમા ૪–૫ કાર્ય વર્ષ અધિક મળી જાય છે શું આ લાભ ઓછો છે? 'વ્હેલા સુઇ જવાથી જ વ્હેલું ઉઠાશે' આ નિયમનું પાલન કરવાથી બીજા નિયમો પોતાની મેળે પળાશે. અને ખાસ ચિંતા વગર ધન, બુદ્ધિ અને બળની વૃદ્ધિ થવા લાગશે. આને અંગ્રેજો પણ માને છે—"Early to bed and early to rise, makes a man healthy, wealthy and wise"

### ૨ મુખ ધોવું.

ઉઠતાં જ મુખ ધોવુ અને મંજન કરવુ જોઇએ. આના માટે બ્રુશ-બ્રશના કરતાં દાતણ બહુ સ્વાસ્થ્યકારક છે, દાતણમાં પણ બાવળના કરતાં લીંબડાનુ દાતણ ઘણું જ ફાયદાકારક છે લીંબડાના કુણાનુ દાતણ કરવાથી મુખની દુર્ગંધી તથા ચીકાશ, દાંતમાંથી લોહીનુ પડવું અને દાંતમા ભરાઇ રહેલા અનાજના સડાથી ઉત્પન્ન થતા જંતુઓનો નાશ થાય છે અને વળી મુખ સ્વચ્છ થાય છે, દાતણની સાથે દંતમંજન (tooth-powder) નો વ્યવહાર કરવામાં આવે તો વધારે સારૂં થાય એમ ધારીને બે ત્રણ નુસ્ખા દંતમંજનના અત્રે લખવાનું યોગ્ય ધારીએ છીએ (ક) સોપારી બળેલી ૦॥ તોલો, આમળા ૦॥ તોલો, સુંઠ ૦॥ તોલો, કાળામરી ૦॥ તોલો, પીંપર ૦॥ તોલો, માજુફળ ૦॥ તોલો, ફટકડી ૦॥ તોલો

મોરથુથુ ાા તોલો, મીંધાલુણુ ાા તોલો, જુની સોપારી ાા તોલો અને પુર્વીદાણા યાને મોટી એલાયચીના દાણા ાા તોલો, આ બધાને ખુબ વાટીને કપડાવડે ચાળીને કામમા લાવો. (ખ) લીંબડાની છાલ ૧ તોલો, નાની એલાયચી ૧ તોલો, નાની પીંપળ ૧ તોલો અને મોટી હરડે ૧ તોલો આ બધાંને ઝીણું વાટીને કપડાવડે ચાળીને કોઇ અત્તરની સુગધી આપીને કામમા લાવો (ગ) બ્હેડાં ૩ તોલા, સીંધાલુણ ૧ તોલો, કાળાંમરી ૧ તોલો આ ત્રણેને ખાડીને કપડા વડે ચાળીને કામમા લાવો. (ઘ) વિલાતી દતમજન યુકલીપ્ટસ તેલના ૧૨ ટીપાં ( 12 drops of Eucalyptus oil ) ૨ાા તોલા કપુરમાં ( camphor) મળવો પછી તેમા ૧૭ તોલા શુદ્ધ ચાક નાખવો જ્યારે આનો ખારીક પાઉડર થઇ જાય ત્યારે કપડાં વડે ચાળીને શીશીમા ભરી રાખ્વું ( રમણીકલાલ )

નોટ-૪ થો પ્રયોગ મી. રમણીકલાલનો લખેલો છે જે હુન્નર વિજ્ઞાનમાથી અત્રે ઉદ્ધૃત કરવામા આવેલ છે તો તેમનો ઉપકાર માની લઉ છુ

### ૩. દિશાએ જવું.

સવારે જ ઝાડે ફરી આવવુ જોઇએ. કારણ કે આજ પ્રાકૃતિક નિયમ છે. બહુ વાર સુધી પથારીમાં પડી રહેવાથી પ્રાકૃતિક વેગ ઓછો થાય છે. જેના માટે કોઇ ઉત્તેજકની આવશ્યકતા હોય છે સર્વથી ઉત્તમ ઉતેજક શીતળ જળ છે, પરતુ કોઈને ચાની તો કોઇ ને ધુમ્રપાનની આવશ્યકતા હોય છે, પરતુ ચા અને ધુમ્રપાન બને ઝેરીલા પદાર્થો છે માટે આનો બીલકુલ ઉપયોગ ન કરવો જોઇએ આ પદાર્થો કરતા નીચે વર્ણવેલી ચીજોનો વ્યવહાર કરવો અધિક ઉત્તમ છે (ક) દુધની સાથે ૪ માસા એરડીઉ ( castor oil ) લો. (ખ) ચોખ્ખો એળીઓ ૨ ભાગ, સુંઠ ૧ ભાગ, સાબુ ૧ ભાગ, લવીંગ ૧ ભાગ તેની વાલ વાલની ગોળીઓ કરવી. રાત્રે સુતી વખતે એક યા બે ગોળી કબજીઆત મુજબ લેવી. આથી સહવારમાં ખુલાશીને ઝાડો થશે જ્યા સુધી બને ત્યા સુધી જાજરૂમા ઝાડે ફરવા ન જવું જોઇએ. ઝાડે ફરવા તો જગલમા જ જવુ ઉત્તમ છે. ઝાડે ફરી આવીને હાથને માટીથી ધોવા જોઇએ. હાથને ધોવા બાદ લોટાને માટીથી માજીને ખુબ સારી રીતે ચોખ્ખા જળથી ધોઇ કાઢવો જોઇએ બાદમાં ફરીથી સાબુથી હાથ ધોઇ કાઢવા

### ૪ સ્નાન કરવું.

દિશાએ જઇ આવવા બાદ તરત જ સ્નાન કરવુ જોઇએ. બારે મહીના ઠંડા જળથી નહાવાની ટેવ પાડવી જોઇએ. તાજા શીતળ જળથી નહાવાથી શરીરનો એટલો મેલ કપાય છે જેટલો કે ગરમ પાણી અને સાબુથી નહાવાથી નહાવા પહેલાં જો શરીરે કોપરાનુ તેલ મસળવામા આવે યાને આખા શરીરે કોપરેલની માલીસ કરવામાં આવે તો જળની શીતળતા નુકશાન નથી કરતી અને વળી પોતાના હાથે તેલની આખા શરીરે માલીસ કરવાથી એક પ્રકારની કસરત પણ થાય છે નહાની વખતે વધારાના તેલ (extra oil ) ને સાબુ વડે કાઢવુ જોઇએ. લેખ અધિક લાંબો થઇ જવાના ડરના લીધે ( toilet soaps ) નહાવાનો સાબુ બનાવવાની વિદ્યા અત્રે આપવામા નથી આવતી. અવકાશ પર અન્ય લેખમા આપવાનો વિચાર છે. નહાતી સમયે જો પગ ધોવાના પહેલાં માથુ ધોઇ લેવામાં આવ તો મસ્તક કદી કમજોર નહીં થાય.

ગરમીની ૠતુમા જો શરીરપર અળાઇઓ નીકળી હોય તો નહાવા જેટલા પાણીમાં એક લીંબુ નીચોવીને તે પાણીવડે સ્નાન કરવાથી અળાઇઓ મટશે.

લીંબુના રસ નીમીત જળથી સ્નાન કરવાથી શરીરનો મેલ કપાશે તેમજ વળી દાદર, ખીલ, ગુમડા, ફોલા ફોલ્લીના રગ બેગડી ડાઘ વિગેરે મટશે નહાવાનો ( Bath Soap ) અધિક ખાગ્વાળો ન હોવો જોઇએ નહીંતો ચામડીને નુકશાન પહોચવાનો સંભવ છે.

૫ પ્રાત કાલનો નાસ્તો.

આજકાલ ઘણા લોક સવારના નાસ્તામા ચા બીસ્કુટ વિગેરે અનેક હાનિકારક ચીજો ખાય છે, બીસ્કુટના સ્થાનમા ઘીમા તળેલી પુરી અને ચાના સ્થાનમા સ્વદેશી કોફી કામમા લાવી શકાય છે. (ખ) ચરવા મમરા પણુ બીસ્કીટની જગ્યાએ ઘીમાં તળીને કામમાં લાવી શકાય છે

ચાના સ્થાનમા તુલસીની ચા પીવો. આ બનાવવાનો સરળ ઉપાય તુળશીના પાદડા ૬ તોલા લઇને પુરોગેર પાણીમા ગરમ કરો, અધશેર જળ રહેવાપર ખાંડ—દુધ નાખીને જરાવાર ચુલે રહેવા દો.

બાદ ગળીને પીઓ. આ ચાની માફક હાનિકારક નથી આ પ્રકારની ચા પીવાથી તાવ, અજીર્ણ, આળસ, કફ-સર્દી, વીયવિકાર અને પિત્ત વિગેરે રોગોનો નાશ થાય છે. તેમજ વળી પાચનશક્તિ ઉત્તેજીત થઇને ભુખ લાગે છે માનસીક અને શારીરિક બળ વધીને નવી ઉમગો પેદા થાય છે બદામ વિગેરે સુકા મેવા પણુ ખાઇ શકાય છે. ગરમી અને વરસાદમા શરબતનો અધિક વ્યવહાર ન કરવો જોઇએ. શીતળ જળ ફાયદા કારક છે ખાવાની સાથે ઘણુ ખધુ બરફનું પાણી પીવાથી પાચન શક્તિ ઓછી થાય છે.

૬ ભોજન

આહાર સરળ, સ્વચ્છ અને પુષ્ટીકારક હોવો જોઇએ. અધિક મરચા અને ગરમ મસાલા તેમજ વળી અધિક તેલ, ખટાશ ન ખાવી જોઇએ આજકાલ ઘણા ખરા મનુષ્યો ૯-૧૦ વાગેજ ભોજન કરી લે છે માટે સવારે નાસ્તો બહુ ઓછો હોવો જોઇએ. બે ભોજનની વચમાં ઓછામાં ઓછો બે ચાર કલાકનો તફાવત હોવો જોઇએ, ભોજન કરતી વખતે મન શાંત અને નિશ્ચીંત હોવુ જોઇએ અને ભોજન સ્વચ્છંદતાથી ધીરે ધીરે ખુબ ચાવીને પ્રિયજનોની સાથે વાર્તાલાપ કરતાં કરતા કરવુ જોઇએ, બપોરે ઇચ્છા હોય તો નહીં જેવો નાસ્તો કરી શકાય છે. સાંજે રોટલીની જગ્યાએ પુરી, પુરણ પોળી, પુવા વિગેરે અને અન્ય સારવાળા પદાર્થો ખાઇ શકાય છે

૭ કસરત.

કસરત પણુ દિનચર્યાનો એક આવશ્યક વિષય છે. ક્રીકેટ, ફુટબોલ વિગેરે રમતો ( Games ) રમવાથી પુરતી કસરત થઇ શકે છે. ઈંગ્રેજ વિદ્વાનનું કહેવુ છે કે "Waking is the best excercise" અને ખરેખર સવારમાંજ એક એક કલાક ખુલ્લા હવામા ફરવા જવાથી શરીર દ્રઢ થાય છે અને શારીરિક ધાતુઓની શુદ્ધિ પણુ થાય છે. તેમજ વળી મસ્તકની ઉન્નતી થાય છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવુ જોઇએ કે વાયુ મુખવડે ન લેતા નસીકાદ્વારા લેવી જોઇએ

૮. સર્વ પ્રિય થવાનું સંક્ષિપ્ત સાધન.

(ક) પ્રાત કાલે વ્હેલા ઉઠીને શરીરને સ્વચ્છ કરીને પરમાત્માનું ધ્યાન અને પોતાના શુભ કર્મોમા સફળતા પ્રાપ્ત થવાની પ્રાર્થના કરવી ( ૪ થી ૫ સુધી )

(ખ) સ્વચ્છ વાયુમાં કસરત કરવી અને કંઈક હલકો નાસ્તો કરવો (૫ થી ૬॥ સુધી)

(ગ) પોતાના રોજના કાર્યોને આરંભ કરવું. યાને વિદ્યાર્થીઓના માટે પઠન પાઠન, ગૃહસ્થોના માટે પોતાના બાળક, બાળકીઓ યા ગરીબ બાળક-બાળકીઓને ભણાવવું યા પોતે વિદ્યાભ્યાસ કરવો અથવા બીજું અન્ય આવશ્યક કાર્ય કરવા (૬॥ થી ૮ સુધી)

(ઘ) પરોપકાર અથવા સમાજને ફાયદો થાય તેવું કામ કરવું યા વિચારવું (૮ થી ૯॥ સુધી)

(ચ) ઇશ્વરે જે કંઇ આપ્યું હોય તેનું ઘણા સ્વાદથી ભોજન કરવું (૯॥થી૧૦ સુધી)

(છ) નાહીને થોડીવાર આરામ કરવો આડા થવું યા સુઈ રહેવું (૧૦ થી ૧૦॥)

(જ) પછી પોતાનો દૈનીક કાર્ય સ્કુલ, કોર્ટ, ઓફીસ, દુકાન વિગેરેમાં લાગી જવું. (૧૦॥ થી ૪॥ સુધી)

(ઝ) સાંયકાળે નાહી ધોઇને ઇશ્વરનું ધ્યાન ધરીને બજારમાં આવશ્યક કામ માટે જવું. (૪॥ થી ૭ સુધી)

(ટ) ખુલ્લી હવામાં વાને બાગ બગીચામાં ફરવા જવું (૭ થી ૮ સુધી)

(ઠ) ભોજન કરવું (૮ થી ૮॥)

(ડ) આરામ કરવો (૮॥ થી ૯ સુધી)

(ઢ) રામાયણને અથવા અન્ય ભજનને પ્રેમથી વાંચવું, ગાવું, અથવા બાળકને નીતિ સદાચારની વાતો કહેવી આ આનંદમાં નિમગ્ન થઇને વિશ્રામ કરવો (૯ થી ૧૦ સુધી)

(ણ) વિશ્રામ કરવો (૧૦ થી ૪ સુધી) ન વધુ અને ન ઓછું.

---



# હૃદય અને જીવન.

(લખનાર Mr. K C. Mehta.)

(૧) જેવું જેવું હૃદય હોય છે, તેવુંજ તેનું જીવન, કારણ કે જે અંદર થાય છે તે નિરતર બહાર આવ્યા કરે છે કોઈ પણ વસ્તુ ચિરકાળ સુધી નથી રહેતી દાખલા તરીકે બીજથી વૃક્ષ, વૃક્ષથી ફુલ અને ફુલથી ફળ ઉત્પન્ન થાય છે, જેવી રીતે ફળનો રંગ-ઢંગ બીજપર આધાર રાખે છે, તેવીજ રીતે મનુષ્યના હૃદયની ગતી તેની હાર્દીક દશાપર ટકેલી છે હૃદયના વિચાર રૂપી ફુલમાં કાર્યરૂપી ફુલ ખીલે છે અને કાર્યરૂપી ફુલમાં ચરીત્ર અને ભાગ્યરૂપી ફળ લાગે છે.

(૨) જીવન અંદરને અંદર જ ખીલીને પ્રકાશી તપતું રહે છે તથા હૃદય જનીત વિચાર આખરે શબ્દ, કાર્ય અને સિદ્ધ મનોરથોના રૂપમાં દ્રષ્ટિએ પડે છે.

(૩) જેવી રીતે ઝરણું કોઇ છુપી કોતરમાંથી નીકળી પડે છે, તેવી જ રીતે મનુ-

આનુ જીવન હૃદયના ગુપ્ત સ્થાનોમાંથી પ્રકટ થાય છે તેના ગુણ સ્વભાવ અને કર્મ બ‑ ધાની ઉત્પત્તી ત્યાંથી જ છે ભવિષ્યમા તે જે કંઇ કરશે, તેનુ પણ જન્મ સ્થાન હૃદય જ થશે.

(૪) હર્ષ અને શોક, સુખ અને દુખ, આશા અને નિરાશા, પ્રેમ અને તિરસ્કાર, જ્ઞાન અને અજ્ઞાન બધાનુ નિવાસ સ્થાન હૃદય છે, આ બધી માનસીક અવસ્થાઓ છે. મનુષ્ય પોતાના હૃદયનો રક્ષક, મનનો પહેરેદાર તથા જીવન કોટનો એકલોજ સન્ત્રી છે, ચાહે તે પછી પોતાના કામમાં સાવધાન રહે અસાવધાન તે હૃદયની ધ્યાન પુર્વક રક્ષા કરી શકે છે, આજ જ્ઞાન અને આનંદનો માર્ગ છે. આનાથી વિપરીત જો તે પોતાના જીવનને ઉચીત રીતે કાયદા પુર્વક ન રાખે અને સમયને અસાવધાનીથી ગુમાવે તો તે અજ્ઞાન અને કષ્ટનો માર્ગ પામે છે

(૬) જીવનની ઉત્પત્તી પુર્ણ રીતે હૃદયથીજ થાય છે આ વાત જ્યાં મનુષ્યના હૃદયમા દાખલ થઇ કે માનો તેના માટે આનંદનો માર્ગ ઉઘડી ગયો, કારણ કે આનાથી તેઓ સમજી શકે છે કે મનને વશમાં રાખવુ અને તેને પોતાની ઇચ્છાનુસાર વાળવુ તે પોતાના જ અધિકારમાં છે. એટલા માટે તે તેજ વિચાર તથા કાર્યરૂપી પગ દંડીપર ચાલવુ પસંદ કરશે, જે બધા પ્રકારે ઉત્તમ છે. જીવન તેને માટે આનંદમય અને પવિત્ર થઇ જશે અને યથા સમયે સમસ્ત અનિષ્ટ, અવ્યવસ્થા અને કલેશને દુર કરી નાખશે, કારણ કે આ એક અસંભવિત છે કે તે પુરૂષ જે પોતાના હૃદયપટની સાવધાનીની સાથે રક્ષા કરી શકે છે તેને જ્ઞાન, શાંતી અને મુક્તિ પ્રાપ્ત ન થાય.

---

## દુશ્મનની કીંમત.

(અનુવાદક—ગીરજાશંકર ભોળાનાથ ભટ્ટ.)

" માણસ હમેશાં સંગતિથી ઓળખી શકાય. "—

" કિન્તુ તેના ચારીત્ર સબંધી વધુ ચોકસ વાતો તેના દુશ્મનોના ગુણ દોષથી સાબીત થઇ શકે. "

" માણસ પરદેશી વાતને કદાચ ખોટી પાડી શકે ખરો. પરંતુ બીજી વાત તેનાથી ખોટી પાડી શકાય તેમ નથી. મારી દુનીયામાં બીકણ અને બાયલાઓ હમેશાં સજ્જના અને જુદા પુરૂષો હંમેશાં સાચાના દુશ્મન હોય છે જ આખી આલમમાં મનુષ્યના ચારીત્ર્યની વધુ પુરી પરીક્ષા જ્યારે કોઇ દુષ્ટા તેને સતાવે ત્યારે જ થાય છે તેવીજ રીતે સ્ત્રીના સતીત્વની ખરી કસોટી જ્યારે લોભના પંજામાં તે સપડાય ત્યારે જ પુરેપુરી થઇ શકે છે "

" જ્યારે હું કોઇ માણસને મુર્ખ માણસથી ધીક્કારતો જોઉં ત્યારે મને એમજ ખાત્રી થાય કે તે પુરો સુજ્ઞ છે. જ્યારે કોઇ ખટરાજીયોગ તેની નીંદા કરતો હોય ત્યારે તે માણસ પ્રમાણીક છે એમ મને ભાસે હું મારી જાત માટે એક દુષ્ટ, બીજો સ્વાર્થી, ત્રીજો મુર્ખ અને બાકીના બે ઉપરના ત્રણે ગુણ સંપન્ન એવા દુશ્મનો મેળવવા ભાગ્યશાળી થયો છુ પરંતુ બંનેએ મારી આબરૂ વધારવાને કંઇ વધુ કર્યું નથી. કિન્તુ મારે એટલુ તો અચુક કહેવુ જોઇએ કે ઉતા એ એ મારી આબરૂ જેટલી વધારી છે તેટલી ભાગ્યેજ કોઇ આ દુનીઆ ઉપરનો મનુષ્ય અદ્યાપિ પર્યંત વધારવાને શક્તિમાન થયો હોય. "

' તેથી આપ તમારો વખત વેર લેવાને નકામો ગુમાવતા ના "

'ઉદાહરણ તરીકે એક માણસ પોતાની સ્ત્રી, તથા છોકરા સાથે પોતાના મીત્રની સાથે રહેતો હતો થોડા સમય પછી પહેલાં મીત્રે ખાનગી રીતે તે માણસની પત્ની સાથે આડો વહેવાર શરૂ કર્યો અને વખત જતા તેને લઇ નાશી ગયો. સ્ત્રી થોડા સમય પછી છોકરાને પણ નસાડી લઇ ગઇ તે માણસે આ બાબત ઉપર વીચાર કરી પોતે પોતાની જાત ઉપર સઘળો ઠપકો વ્હોરી લીધો. છેવટે લોકોમા ધીક્કારને પાત્ર થયો. પરતુ નાશી ગયેલાને કોઇપણ જાતનો ઠપકો આપ્યો નહી તેમ વેર પણ લેવાનો વિચાર સરખો કર્યો નહીં."

"પરતુ તેનુ પરીણામ કંઇક ઓર જ આવ્યુ ? તે માણસ પછીથી લોક લાગણીને જીતવાને અને લોકમા માન પામવાને શક્તિમાન થયો, નસાડીને લઇ ગયેલો છોકરો મોટો થયો અને ધીમે ધીમે તેને ઉછેરનાર માબાપને ધીક્કારવા લાગ્યો, કારણ તેનો પાલક પીતા દારૂડીઓ થઇ ગયો હતો અને ઘરમા માતા અને પીતા વચ્ચે હંમેશની તકરારો ચાલતી હોવાથી તેમનો સસાર વીષમય બની ગયો હતો આ રીતે તે માણસને કરેલા અપમાનનું વેર તેની મેળેજ લેવાઇ ચુક્યુ."

"માટે વેર લેવુ એ બેવકુફીભરેલું છે." "તમારા ઉપર વિષ્ટા પડી હોય તો તેને દૂર ખસેડતાં તમારા પોતાના જ હાથ બગડશે,"

-તમારા મિત્રો સભાળપૂર્વક પસદ કરજો, પરતુ દુશ્મનો પસંદ કરતાં હમેશા સાવચેત રહેજો, તમારા મિત્રો તમને અગત મદદ આપશે. પરતુ સારી રીતે પસંદ કરેલો દુશ્મન તમારાથી અળગો રહીને પણ તમારૂં નામ દુનિયામા અમર કરશે."

## રોગમાં વપરાતા અનુભવી ઉપાય.

(લખનાર:—આર્યવૈદ્ય મયારામ સુંદરજી.)

### અજીર્ણારી રસવટી.

પારો, ગધક, ટંકણખાર ને વચ્છનાગ, એ સર્વ શોધેલ એકેક ભાગ, હરડે, સુંઠ, પીપર, મરી ને વિજ્યા-ભાગ તે પ્રત્યેક બબેભાગ, સિધાલુણ ૧૦ ભાગ, એ સર્વમા પ્રથમ પારો ગધકની ખરલમા કજ્જાલી કરીને પછી બાકીના બારીક કરેલ ઓસડીયા તે સાથે મેળવી પછી આમલીના કાતરાનો ગર્ભ શેર પા તેટલા પાણીમાં પલાળી ચોળી ગાળીને તેનાથી ઉપરની દવા લઢવી, તે લઢના ગોળી વળવા જેવુ થાય એટલે તેની ચણા જેવડી ગોળીઓ વાળવી અને તે સુકવી બાટલીમા ભરી લેવી. તેમાથી નાની ઉમર પ્રમાણે ૦॥ થી ૧ અને મોટી ઉમરનાને દરદ મુજબ ૧ થી ૨ ગોળી સવાર સાજ ભોજન વખતે કે જ્યારે જરૂર જણાય ત્યારે આપવાથી મદાગ્નિ, અજીર્ણ, અપચો આફરો, પેટનો દુઃખાવો, મોળ, ઉલટી, અરૂચી, અજરો, સગ્રહણી, જીર્ણજ્વર, સરદી, સળેખમ તથા ઉરરસ, કફ અને દમ હાફને શાત કરી મટાડે છે અને ખાધેલા ભારે ખોરાકને પચાવી જઠરાને પ્રદિપ્ત કરે છે આ અજીર્ણારી રસવટી જાહેર વૈદોને ત્યા તથા ફારમસીઓમા તૈયાર મળે છે. અથવા શુદ્ધ શોધેલ ઓસડીયાં લઇ ઉપર પ્રમાણે બનાવવી.

## નૂતન શંખવટી—મંદાગ્નિ ઉપર.

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ ટંકણખાર, શુદ્ધ વછનાગ, એક એક ભાગ, શંખભસ્મ ૪ ભાગ, સીંધાલુણ ૪ ભાગ, સંચળ ૪ ભાગ, બિડલવણ ૪ ભાગ, ચીકટુ સુરખ ૪ભાગ એટલાં મેળવી પછી તેમાં પ્રથમ પારા ગંધકની કજ્જળી કરી પછી બીજાં બારીક કરેલાં ઓસડીયાં તે સાથે મેળવી તેને લીંબુ રસવડે કે આમલી દોઢ પાશેર ( રૂ ૧૫ ભાર ) જેટલા પાણીમાં પલાળી ચોળી ગાળીને તેનો પટ દઈ સુકવીને ગોળી વળવા જેવું થાય કે તેની ચણા ચણા જેવડી ગોળીઓ કરવી. તે હમેશ સવાર સાંજ નાની ઉમરનાને દરદ ને અવસ્થા મુજબ ૦ાા થી ૧ કે ૧ાા અને મોટી ઉંમરનાને ૧ થી ૨ કે ૩ સુધી આપવી. તેથી મંદાગ્નિ, અજીરણ, અપચો, આફરો, પેટનો દુખાવો, પવન ગોળો, મરડો, સંગ્રહણી શરદી સળેખમ, ઉધરસ, દમ, કફ, અરૂચી, મોળ, ઉબકા, ઉલટી, વિસૂચિકા (કોલેરા) વિગેરે મટાડે છે

### નવીન રાજવટી—અજીર્ણ ઉપર

પારો, ગંધક, ટંકણખાર, વછનાગ શંખભસ્મ, ગાજે, સિંધાલુણ સંચળ, વડાગરૂં મીઠું, સુંઠ, પીંપર, મરી, જાવત્રી, તજ ને લવીંગ સર્વે સમભાગે લઈ પ્રથમ પારાગંધકની કજ્જલી કરી પછી બીજાં બારીક કરેલ ઓસડીયા મેળવી લીંબુ રસવડે સહી ચણા ચણા જેવડી ગોળીઓ કરવી. ઉપયોગ શંખવટી પ્રમાણે.




( લખનાર—મગનલાલ શંકરભાઈ પટેલ. )

મહાન દયાળુ પ્રભુની પુર્ણ કૃપાથી ભાગ્ય યોગે આપણને ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય જન્મ મળેલો છે, તેજ આપણા ભાગ્યનો ઉદય બતાવે છે જેણે આપણાપર કરોડો પ્રકારના અનહદ ઉપકારો કર્યા છે તેનો બનાવીને બદલો દેવા માટે સવાર સાંજ બે ઘડી તેના પવિત્ર નામનું સ્મરણ કરી આપણી ફરજ બજાવવી જોઈએ. જો તે પ્રમાણે આપણે નહી કરીએ તો આપણી મોટામાં મોટી ભુલ કહેવાય. જુઓને શિબીએ પરમાત્માને પ્રસન્ન કરવા માટે પોતાના વહાલા પ્રાણનો પણ ત્યાગ કર્યો, તેમજ ભરતજીએ પોતાની માતાનો ત્યાગ પ્રભુ માટે કર્યો, વીદુરજી દાસી પુત્ર હતા ને તેના પુત્રી વીનામાન પોતે પ્રભુને પ્રસન્ન કરવા માટે માં છોડી દીધી, ગોપીઓએ મનુષ્ય જન્મને ઉત્તમ ગણી શ્રીકૃષ્ણની ભક્તિ રાખવા માટે પોતાના વહાલા પતીનો ત્યાગ કર્યો, તેમ તેન રાજાએ પોતાના પુત્રનો ત્યાગ કર્યો. પ્રહલાદજીએ પોતાના પીતાનો ત્યાગ પરમાત્માની પ્રસન્નતા માટે કર્યો હતો, તેજ પ્રમાણે બલી રાજાએ ભક્તી કરવા માટે ગુરૂનો ત્યાગ કર્યો

હતો. પણ પરમાત્માની ભક્તિ અનહદ દુ:ખ પડતા રહી પણ છોડી નહી તેના નામો આજ પણ શાસ્ત્રોમા ઘેર ઘેર ગવાઈ રહ્યા છે. ધન્ય છે એવા મહાન ભક્તોને!

મનુષ્ય જન્મની ઇચ્છા દેવતાઓ પણ કરે છે, કારણ કે ત્યાં ભોગ વીલાસતો મૃત્યુ લોક કરતાં વિશેષ છે, પણ આત્યંતીક મોક્ષ પામવા માટે એક સાધન નથી, તેનું સાધન તો આ કર્મ ક્ષેત્ર (ભરત ખંડ) માજ છે હું કોણ છું? ક્યાંથી આવ્યો છુ? ને પુન: મારે આ દુનીઆની ટુકી મુસાફરી કરી અવશાને ક્યાં જવાનું છે? તેનો હમેશા શોચ કરી પોતાનું કર્તવ્ય કરવુ જોઇએ! જે મહાન દયાળુ પીતાએ આપણા ઉપર અનહદ ઉપકારો કર્યા છે તેના ગુણો સવાર માંજ આપણે શાંત થઇ ન સંભરીએ તો આપણા જેવો આ જગતમાં કૃતઘ્ની બીજો કોણ? ભલે ગમે તેવા વીદ્વાન, ગુણી ને પ્રવીણ હોય અને જગતમાં મોટો ઐશ્વર્યવાન હોય પણ જો તેનામા પરમાત્માને રીઝવવાની શક્તી નથી તો તે ઇદ્રાવર્ણાના ફળ જેવા છે એમા કાંઈ સાર્થક થાય નહી.

પરમાત્માની ભક્તિ વીનાના બીજા ઘણા ગુણો મનુષ્યમા હોય તો તેના કરીને તે ખરી રીતે શોભતો નથી કારણ કે મીઠા વીનાનુ જેમ અનાજ લાગે તેવો તે દીસે છે તેના અતરમા કદી દૈવી ગુણો આવતા જ નથી તેમ ખરી રીતે આ લોકમા અને પરલોકમા પુર્વના પુણ્યના યોગે જો દેખાવમા બે દીવસ આપણને સુખી લાગે પણ તેને ખરી રીતે જોતાં સુખી સમજવો નહી તે આખર જતા મહા દુ:ખનો ભોક્તા થશે, એ નીસદેહ છે.

ન્હાના બચ્ચાઓને નીતિની કેળવણી પોતાના ઘરમાથી શરૂ કરવાની છે. ઘરમાં પોતાના માબાપોનુ કર્તવ્ય બચ્ચા હમેશા જુએ છે અને તેજ પ્રમાણે તે ચાલે છે એક આંધળો ને બહેરો ડોસો હમેશાં રાત્રીએ ફાનસ લઇ પ્રભુના કીર્તન સાભળવા જતો તેને એક માણસે પુછ્યુ કે કાકા તમે દેખતા તેમજ સાભળતા નથી ને હમેશા કથામાં શુ કામ જાઓ છો! તેના ઉતરમા તે ડોસાએ તેને કહ્યું કે ભાઇ માહરી સતતી મારૂં કર્તવ્ય દેખી તે પ્રમાણે હમેશા ચાલે તેના માટે હમેશા હુ ભાગવત કથામા જાઉ છુ, કે મારી પાસે માગ પુત્રો પણ તે રસ્તો અગીકાર કરે આથી મને બે પ્રકારનો લાભ છે એક તો એ કે મારૂં કર્તવ્ય થાય ને મહારી સતતી સુધરે જે પોતે સદરસ્તે ચાલી હમેશાં પ્રભુને ભજારે છે તેનુ કદી અપ્રીય થતું નથી, અને જગતમા હમેશાં સુખી રહે છે. પ્રભુ કોઇને દોલતવાળો બનાવતો નથી પણ જે મનુષ્ય નીતિને રસ્તે ચાલી પ્રભુને પીછાણી તેના સઘળા ઉચ ખીયમને અનુસરી પોતાનુ જીવન વ્યતીત કરે છે, તેજ આખર જતા દોલતવાન થાય છે, ને તેમાં સઘળા ઉચ સદગુણો નીવાસ કરીને રહે છે. જેઓ ઇશ્વરીય આજ્ઞાને સભાળે છે અને તે પ્રમાણે પોતાનુ જીવન ગાળે છે તેમને ધન્ય છે! મનુ ભગવાને કહ્યુ છે કે, જે મનુષ્ય પોતાના આત્મામા સર્વ પ્રાણીઓના પરમ આત્માને જોઇ શકે છે અને જે સર્વ તરફ સમભાવથી જુએ છે, તે મનુષ્યજ સર્વોત્કૃષ્ટ આનદ પ્રાપ્ત કરે છે. જે મનુષ્યનુ મન પરમાત્મામા લીન છે તેની સભાળ પરમાત્મા રાખે છે આધુનીક સમયમા ખોટા સુધારાને લઇને સનાતન ધર્મપર લોકોને ઓછી શ્રદ્ધા છે. પણ તેમણે ખાસ વિચારવુ જોઇએ કે જે પ્રમાણે ધર્મ તેજ પ્રમાણે જય છે, ધર્મ વીના આપણો વીજય કદી પણ થવાનો નથી. એ ધર્મ તે શુ અને કેવા રીતે પળાય તેનો અહોનીશ વિચાર કરવો જોઇએ મહાન પુરૂષો જે પ્રમાણે કહે તે પ્રમાણે આપણે વર્તન કરવુ જોઇએ આપણે વ્યવહારે સુખી હોઇએ તો આપણા દીલાસી ભાઇઓને સુધારવા માટે આપણા

ધનનો સદ્વ્યય કરવો. ગરીબ ને નીરાધાર માણુસોને ઉંચી કેળવણી આપવા સારી રકમ કાઢી એક ફંડ સ્થાપવુ જોઇએ તે સીવાય દવાખાના, ધર્મશાળા, ઇત્યાદિ જન હીતાર્થ સંસ્થાઓ ખોલી બીજાને મદદ કરતા થવુ જોઇએ પણ સુખી થઇ બીજાને સુખી કરવાનો માર્ગ અવસ્ય ઉઘાડો કરવો જોઇએ આ સઘળી સૃષ્ટી એક જ પ્રીતાનો પરીવાર છે, તેમાં કોઇને નાના, મોટા તેમજ હલકા ગણવાના નથી પરોપકાર એ મહાન પુરૂષની વીભુતી છે અને પરોપકારથીજ આપણા દેશનો ઉદય થશે નહી તો પોતાનુ પેટ તો કાગડા કુતરા જેવા હલકા પ્રાણીઓ પણ ભરે છે, ભરતખંડમા જનમ ધરી જે બીજાને ઉપયોગી થયો નથી જેને બીજાના સુખ માટે લેશ માત્ર પ્રયાસ કર્યો નથી, તે ખરેખર માતાને પેટે પાણારુ રૂપે જન્મેલો છે આપણા દેશમા ઇર્ષા ને અભીમાન ઘર કરી બેઠા છે અને તેના લીધે આ પશુને ખરો માર્ગ સુઝતો નથી હાલમા મહાત્મા ગાંધી જેવા પરોપકારી વીર મહાપુરૂષ પ્રગટ થવાથી આપણા દુઃખનો અંત આવશે ! તેઓ આપણને જે રસ્તો સુચવે છે તે રસ્તે ચાલવુ જોઇએ ને હમેશા ધર્મની ખાતર વીદેશી વસ્તુઓનો પરીત્યાગ કરવો જોઇએ હમેશા મહાત્મા પુરૂષોની કૃપાથી ભાગ્યનો ઉદય થાય છે અને આપણી સદ્‌બુદ્ધિ જાગે છે માટે નીરંતર કુસંગનો પરીત્યગ કરી મહાત્મા પુરૂષની સોબતમાજ રહેવુ જોઇએ. ઇર્ષા, અદેખાઇ, માન વીગેરેનો ત્યાગ કરવો જવાસાની પેઠે સજ્જન પુરૂષનો દ્રોહ કરવો નહી જેમ વરસાદથી આખી સૃષ્ટી રંજન થાય છે પણ જવાસો ઉલટો સુકાઇ જાય છે. આપણે હમેશાં ગુણ ગ્રાહક થવુ જોઇએ જે મુર્ખ છે અને જેનો પોતાના કલ્યાણનો ખપ નથી તે તો સ્વછંદી રીતે ભને ખુશી પડે તેવી રીતે વર્તે. તેના સામું આપણે જોવાનુ નથી. છતાં જેમ દુધ પાસે જ એટલે ગાય ભેંસના આંચળ ઉપર વાસ કરી રહે છે પણ તે રકતની ભુખી હોવાથી ઉત્તમમા ઉત્તમ ચીજ દુધનો ત્યાગ કરી લોહીનો આહાર કરે છે તેજ પ્રમાણે સત પુરૂષો સંસારમા અવતાર ધરી સજ્જનને મહાત્મા પુરૂષોનો ઉલટો દુર્ગુણ રહે છે આ કેટલું બધુ શોચનીય છે, તેનો મનુષ્ય જન્મ આખર એળે જાય છે, પણ ખરને જેમ સાકર ઝેર સમાન છે તે પ્રમાણે તેને કષ્ટનો સુબોધ લેશ માત્ર લાગતો નથી તે હંમેશા પોતાના મનમાં આવે તેમ વર્તે છે.

આ સૃષ્ટીમાં પરમાત્માએ અનેક તરેહના મનુષ્યો ઉત્પન્ન કર્યા છે, પણ તેમા હંમેશા સંગ પ્રમાણે રંગ ચડે છે, મહાત્માના પીંજરામા પાળેલો પોપટ રાધાકૃષ્ણ એ પવીત્ર નામનુ ઉચ્ચારણ કરે છે તેમ જંગલમા વસનારો પોપટ અર્થ વીનાનુ રાત્રી દીવસ બોલે છે એનુ કારણ આપણે બારીક દ્રષ્ટીએ તપાસીશુ તો સંગનોજ પ્રતાપ છે કવી શામળભટ કહે છે કે " રૂડે સંગ રૂડા થશે ભુંડે સંગે ભુંડા બને " એ સત્ય છે.

જગતની સર્વોત્કૃષ્ટ સ્થીતિ પ્રાપ્ત કરવાની જો તમારા મનમાં આકાંક્ષા હોય તો તે સ્થીતિને માટે યોગ્ય હોય તેવા વિચારોથી તમારા મનને ભરી દો ને તે વિચારોના ગર્જનમાં તમે રહો. પરોપકારનો જેને શુદ્ધ અંતઃકરણથી વિચાર કર્યો હોય તેને તુરતજ ફળ પ્રાપ્ત થાય છે, પણ તે પરોપકાર કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય કેવળ સ્વાર્થ વિનાનો હોવો જોઇએ તે વિષે એક અમેરીકન બાઇનુ ન્હાનુ દ્રષ્ટાંત આપું છું. એક અમેરીકન બાઇએ પોતાના દેશમાં સેવાસદન બાંધવા માટે વીચાર કર્યો પણ પોતા પાસે એક પાઇ સરખી પણ સીલકમા હતી નહીં પછી તેને એકાંતે બેસી પોતાના મનનો સંપુર્ણ રીતે કાબુ મેળવ્યો, થોડા જ વખતમા એક ધનાઢ્ય ગૃહસ્થે આવી તાબડતોબ તે

તે બાઇને ઉત્તેજન આપ્યું. ને તેની મદદથી હજારો નીરાધાર બાઇઓને તે બાઇએ સુખી કરી છે તાત્પર્ય એટલુ જ છે કે આપણે જે વીચાર કરીએ છીએ તે શુદ્ધને પ્રમાણીક હશે તો ખરેખર પરમાત્મા સહાય કર્યા વીના કદી રહેશે જ નહી, માટે પોતાના આત્માના રહેલા વિચારો પુર્ણ પ્રમાણે હમેશા કેળવવાની ખાસ જરૂર છે આપણે હમેશાં સારા કાર્યમાં મદદ કરતા રહેવુ જોઇએ આપણને પરમાત્માએ સુખી બનાવ્યા હોય તો ગરીબ માણસો પ્રત્યે પ્રેમની લાગણી રાખી તેને વીદ્યાદાન દેવા માટે ઠામ ઠામ રાત્રીશાળા તથા હુન્નરશાળા સ્થાપી આપણા દેશવાસી ભાઇઓનું ભલુ કરવા હમેશા લક્ષ રાખવુ. તેમા પરમાત્મા હમેશા રાજી રહે છે. અને આપણે પણ મરે ગીને સુખી જીદગી ગુજારીશુ નિરાધાર મનુષ્યને મદદ કરવી એ આપણુ ખાસ કર્તવ્ય છે તે હમેશા આપણે કદી પણ ચુકવુ જ નહી હમેશા "કરે તેવુ પામે ને વાવે તેવુ લણે." એ કહેવત સત્ય છે.

બીજાની સેવામા પોતાના જીવનનો ભોગ આપવામાં જ આપણને આપણા ખરા જીવનનો અનુભવ થાય છે શુભ યત્ન કે વર્તન આપણે બીજાને માટે કરીએ છીએ તેની સાથે તે આપણાં પણ થતાં આવે છે.

## પચાસ વરસનું ગુજરાત.

( સંપાદક —રામકૃષ્ણ બાલમુકુંદ ભટ્ટ )

વણીક જુએ કઇ વાટ, લાગ લાખેણો આવે,
બુઢ્ઢો બલો શેઠ, ફરી પરણે તો ફાવે;
પુજી પદર લાખ, સાખ સઘળામા ખાશી,
વયે વર્ષ શીત્તેર, નથી મામો કે માશી,
દીકરી આપીને દામડા, ખાનેથી ખાના થયે,
છો લોકો લવરી કરે, પણ એમાં મારૂં શુ જશે. ૧૭
શેઠ વર્ષ શીત્તેર, શેઠાણી સોળ સુહાવે,
કાકી મામી એમ, કહીને લોક બોલાવે;
લાજ ધરે નહિ લેશ, વેશ બાજેગ એનો,
કુવી ઘરની હાથ, પછી કહો પડદો કેનો !
નક્કી નામ માત્ર છે નેકનું, ચાકર સુકર આપડા,
આંતા કરે જેમ તેહને, તેમ વર્તે તેહ બાપડા. ૧૮
ગાયત્રીનો મત્ર, સતત જે મુખથી કરવો
સુને ચોળી તર્ત, તમાકુ તેમાં ભરવો,
કુભક રેચક દ્વાર, મનો મળ શુદ્ધ વાટે,
ચપટે ચપટા ભરી, પ્રથમથી મારા વટે,

અમી તીરથ જે હાથમાં, ચુનાથી રોળાઇ ગયુ;
પીચકારીના પાપમાં, મહીર સૌ ઓળાઇ ગયું ૧૯
વૈશ્ય દેવનો કુડ, કમારા ઘડતાં થાક્યા,
કારીગર કુભાર, ઘણા તે ઘડવા લાગ્યા,
કીમત મુકી ભુજ, ભુજ કઇ વિપ્રે જાણી,
ચતુર મનના સુત, ચરમને લીધી તાણી.
સાત પાચ થઇ એકઠા, ફુકે આહુતી આપતા,
ગાળના ભડકા કરી, પિતર નરકમાં નાખતા. ૨૦

## आंखोनी रक्षा.

અનુવાદક Mr. K C, Mehta.

( ૧ ) આંખો ખાસ કરીને, નાનપણમા, બહુ ધીમી અથવા તેજ રોશનીથી ખરાબ થઇ જાય છે માતા-પિતાનુ ધ્યાન ન હોવાથીજ છોકરાઓને નાની ઉમરમા ચશ્મા લેવા પડે છે. તેમના માથામા દર્દ થવા લાગે છે, અને માનસિક શક્તિ પણ ઓછી થઇ જાય છે. ઘડપણમા કદાચ ઝાખુ પણ દેખાય છે.

( ૨ ) ચમકતી રોશની ખુલ્લી આંખોથી ન જોવી જોઇએ.

( ૩ ) કાંપતા પ્રકાશથી ( Flickering light ) યથા સભવ યાને બની શકે તેટલી રક્ષા કરવી જોઇયે. પતંકોને વિના કારણે સકુચન-પ્રસારણ ન કરવી જોઇયે. આથી આંખોમાં દર્દ થવા લાગે છે.

( ૪ ) અંધારામાંથી એકાએક પ્રકાશમાં યા પ્રકાશમાંથી એકાએક અધારામા ન જવુ જોઇયે.

( ૫ ) વાંચતી યા શુભ કામ કરતી વખતે રોશની ઉપરથી યા એક તરફથી આ-વવી જોઇયે

( ૬ ) પ્રકાશને આંખોની સામે યથા સંભવ ન મુકવો જોઇયે.

( ૭ ) ઉજળો પ્રકાશ રગીન પ્રકાશોથી વધુ લાભદાયક છે.

( ૮ ) ઉંગ, લાલ અને લીલા રગથી પીળો પ્રકાશ અધિક આરામ આપવાવાળો હોયછે

( ૯ ) ગાઢો, ઉંડો અથવા લીલો રંગ આંખોને જલ્દીથી થકવી દે છે.

( ૧૦ ) ચમકતી વસ્તુને પીળા રગના કાચથી જોવામાં આવે, તો સારૂ સારૂ દેખાશે, અને આખોપર જોર પણ નહીં પડે

---

વસ્તડીથી રાઠોડ મેરૂ ડાયા લખે છે કે, આપનુ ધનવાન પુસ્તક વાંચી મહેરાજ સંતોષ થયો છે.

ગઢડાથી વૈદ્ય નાનભટ્ટ લખે છે કે, તમારૂં ભવિષ્યવેત્તા પુસ્તક ઘણુંજ ઉત્તમ છે. તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે,

આજના અંકનો વધારો! આજના અંકનો વધારો!!

તૈયાર છે! તૈયાર છે!!

દરેક કુટુંબમાં રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.




લેખક તથા પ્રસિદ્ધ કર્તા

ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

કિમ્મત રૂ ૩-૦-૦.

## ઘર ઉપયોગી રસોઈ કળા.

પ્રભુએ મુખ્ય વિષય શું કર્યો? તો કે ખોરાક, તેથી શરીરનુ પોષણુ થાય છે પ્રાણી માત્રનું જીવન ટકાવી રાખનાર છે એટલે તે વિષય ઘણોજ અગત્યનો છે ખાવા પીવામા હમેશા નિયમિત રહેવુ જોઇએ દેશ કાળ ને રૂતુના પ્રમાણમા ખોરાક લેવો જોઇએ ખોરાક ખાવા પીવાથી વાત, પીત ને કફ એ ત્રણે દોષો ઉત્પન્ન થાય છે જો એ ત્રણે દોષો. સમાન રહે તો શરીર આરોગ્ય રહે છે અને વધારે ઓછુ રહે છે, તો અનેક પ્રકારના રોગો પેદા થઇ શરીર બગાડે છે વધારે ઓછો રૂતુના ફેરફાર ને ખાવાપીવાની વ્યવસ્થા ઉપર રહેલો છે રૂતુના ફેરફારથી પ્રકૃત્તીમાં પણ ફેરફાર થાય છે અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવાની સ્વભાવિક ઇચ્છા થાય છે નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામાં આવે તો અરૂચી થાય છે, માટે જુદી જુદી જાતના બનાવેલા પદાર્થોનો ખાવામાં ઉપયોગ લેવો જોઇએ.

ખોરાકના પદાર્થમા કુદરતી રીતેજ અનેક તરેહના સ્વાદ ભરેલા રસો રહેલા છે પરંતુ તેમને સારી રીતથી જો પાકશાસ્ત્ર જાણતા હોય છે, તો ઘણુજ સ્વાદિષ્ટ બનાવી શકે છે

પ્રાચીન કાળમાં નળરાજા, ભીમસેન, રેણુકા, અરૂંધતિ, વિગેરે સ્ત્રી, પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણુતા હતા. પરંતુ હાલમાં આ શિક્ષણની બહુ ખામી જોવામાં આવે છે ઘરનાં માણુસોની ખાવાપીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે

જેમ પુરૂષોને વિદ્યા આવડવી આવશ્યક છે તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડવી જરૂરની છે જેમ પુષ્કળ વિદ્યાવાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનુ ભૂષણુ છે, તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે પુરૂષોએ ઘરમા આણેલા પદાર્થો સારી રીતે તૈયાર કરી જમાડવા એ સ્ત્રીઓનું કર્ત્તવ્ય છે સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકૃતિ નિરોગી રહે છે અને મન સતુષ્ટ થાય છે. સારી રસોઇ કરનાર સ્ત્રી કુટુંબમાં સર્વને વ્હાલી થઇ પડે છે માટે હમેશાં પોતાની પુત્રીઓને રસોઇ ક..ાં શીખવાડવી, તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કટાળો તેમજ મુઝવણુ રહેતી નથી માટે રસોઇનું કામ તો લક્ષ અને કાળજીથી કરવાથી ઘણીજ સ્વાદીષ્ટ બનશે રસોઇ સ્વાદીષ્ટ કરવા પહેલા સ્વચ્છતાની પહેલી જરૂર છે કયા કયા પદાર્થોમાં શું શુ ને કેટલુ કેટલુ નાંખવુ, તે લક્ષમા રાખવું રસોઇમા વખતો વખત આળસ કરવું તે બિલકુલ કામનું નથી. સારૂ ચઢેલુ અન્ન ખાવાથી પાચન ક્રિયા સારી થાય છે. તેમજ વાસી ટાઢુ અન્ન ખાવાથી શરીરમા અનેક જાતના રોગ પેદા થાય છે તે માટે સ્ત્રીઓએ ખાસ સભારી ઘણીજ સુઘડતા રાખી જે રૂચીકર હોય તે પદાર્થ કરવા રાધેલ અન્નમાં મીઠાશ આવવીજ જોઇએ એટલુજ નહીં પણ દેખાવમા પણ ખરાબ ન જોઇએ. આપણામા કહેવત છે કે આખને ગમે તે મોંને ભાવે! જે અન્ન જોતાજ સારૂ ન દેખાય તે ખાવાને મન પણ ન થાય. રસોઇ સારી દેખાવા સ્વચ્છ રાખવી જોઇએ તેમાં કચરો પડી ખરાબ ન થાય, તેના તરફ લક્ષ રાખવું જોઇએ રસોઇના પદાર્થો શી રીતે કરવા તે ટુકમાં બધી વિગત આ ચોપડીમા કરવામા આવી છે તો કોઇની શીખવાડવાની કે મદદની જરૂર રહેતી નથી

**રસોઇની વ્યવસ્થાઃ**—રસોઇના વાસણુ સારી રીતે માજી લૂછી માફ કરીને કટેવાળો કરી તૈયાર રાખવાં અને તેને વખતો વખત કલાઇ કરેલી હોવી જોઇએ. ચઢેલા પદાર્થોમા એલી કડછી ઘાલવી નહીં વેલણુ, આડણી, તવઇ, થાળી, વાડકી, કઢાઇ, તવેથા તથા ઝારા, ઝારીઓ વગેરે સ્વચ્છ હોવા જોઇએ ચોખા, દાળ, લોટ વીગેરે ચિજો સારી રિતે વીણી તેમજ ધોઇ, સ્વચ્છ કરી પછી તેને રસોઇના ઉપયોગમા લેવું શાક, ભાજી, પણુ વીણી સમારી ધોઇને સ્વચ્છ કરી પછીથી કરવુ મેલા હાથ કશામાં અડકાડવા નહી, રસોઇના જોઇતા પદાર્થો કશા ઉગાડા મુકવા નહી દહિં, દૂધ, ઘી અને તેલ વગેરે પદાર્થો ઘણાજ સાચવવા, પદાર્થ ચઢતી વખતે તાપ તરફ ઘણુંજ લક્ષ કરી ધ્યાન રાખવું જોઇએ નહીં તો કાચું, અગર દુણાઇ જાય, તો સ્વાદ બગડશે ચઢતી વખતે ઉતાવળ કે બહુ ધિમાશ રાખવી નહી ચઢેલો પદાર્થ જમનારને પિરસતા સુધી ઉનો રહેવો જોઇએ, તેમાં કચરો કે રાખ ન પડે તેમજ ધુમાડી ન જાય, તેમ ઢાકી મુકવુ જોઇએ

રસોઇ તૈયાર થયા પછી પાક સંસ્કાર કરવો જોઇએ.

## પાક સસ્કાર.

નિત્ય રસોઇ થયા પછી, ગૃહસ્થને ઘેર વૈશ્વદેવ થવોજ જોઇએ, કારણ કે પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં પાચ અહીંનમાના સ્થાન રહેલા છે

ખાંણીઓ, ઘ ટી અને નીશા, ચુલો અને સઘડી, પાણી ભરી રાખવાથી, પૂજે, વાસીદું, લીપવાના અથવા પ્રતિદીન અજાણતાં નાના જીવોની અહિંસા થવાનો સંભવ છે માટે તેના નિવારણને માટે ગૃહસ્થીને ઘેર અવસ્ય વૈશ્વદેવ પચ મહા યજ્ઞ થવા જોઇએ, ધર્મ શાસ્ત્રમા વૈશ્વદેવ કર્યા વીના જમવાથી નિચે પ્રમાણે દોષ બતલાવ્યા છે દ્વિજે વૈશ્વદેવ ક્યાં વિના ભોજન કરે છે, તે સર્વ નિષ્ફળ જાણવા અને તેવો અપવિય નરકો વિષે પડે છે, માણુસ માત્ર પોતાને માટે રાધીને જમે છે, તે કેવળ પાપનુ ભોજન કરે છે, માટે વૈશ્વદેવનો હોમ કરતાં અબ્બેશ રહેલું અન્ન શ્રી યજ્ઞનારાયણની પ્રસાદી રૂપ હોવાથી સત્પુરૂષોને જમવાને માટે વિશેષ યોગ્ય ગણેલુ છે માટે રસોઇ કરી રહ્યા પછી સધવાએ કે વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમા વૈશ્વદેવ કરનાર કોઇ પુરૂષ હોય તો તેની પાસે વૈશ્વદેવ કરાવવો, અને જો પુરૂષ વર્ગમા કોઇ વૈશ્વદેવ કરનાર ના હોય તો નીચે બતાવેલી રીતે પોતે વૈશ્વદેવ કરવો જે અગ્નિથી રસોઇ કરી હોય તે સળગતી અગ્નિને કુંડમાં અને બીજા તાંબાના પાત્રમાં લઇ તેમાં નિચેના પાંચ મંત્રો ભણી ઘીવાલા ભાતથી કે એકલા ઘીની પાંચવાર આહુતી આપવી

અગ્નયેનમ વાયવેનમ· સૂર્યાયનમ પ્રજાપતિયેનમ અગ્નયે સ્વિષ્ટકૃતેનમ·

એ પ્રમાણે અગ્નિમા હોમ કરી પોતાના ઘરમાં જે દેવોનું સ્થાન હોય તેમને નૈવેદ્ય ધરાવવું અને તે પછી તે રંધાયલા અન્નમાથી ગૌગ્રાસ (ગાયનો ભાગ), શ્વાનગ્રાસ (કુતરાનો ભાગ) તે પ્રમાણે કાઢી તે સમયે જો કોઇ બારણે અભ્યાગત આવેલો દ્રષ્ટીએ પડે તો તેને બોલાવીને પ્રેમથી જમાડવુ

આવનાર અભ્યાગતને જો રાંધેલુ અન્ન ન ખપતું હોય તો તેને કાચુ અન્ન આપી પ્રસન્ન કરવો।

અતિથી ઉપર કેવો ભાવ રાખવો તે વિષે શ્રી બૃહત્પારાશર સહિતામા કહ્યુ છે કે,

गृहिणो वैश्व देवान्ते, गृहद्वारा मुपागत ।
विष्णुं रुपोऽतिथी, सोऽयं मत्तार्यमिहागत ॥

ગૃહસ્થોએ વૈશ્વદેવની અ તે પોતાના ઘરને બારણે આવી ચઢેલા અતિથીને આ વિષ્ણુરૂપ અતિથી મારા ઉદ્ધાર માટેજ આવેલા છે એમ જાણી તેને આદર પૂર્વક સત્કાર કરીને જમાડવો.

ભોજન સમયે આવેલા અતિથિના સત્કાલનુ ફલ તથા તેની આશાભ'ગ કરવાથી થતી હાની વિષે શ્રી વિષ્ણું સ્તુતિમા કહ્યુ છે કે,

स्वाद्ययेनाग्नि होत्रेण, यज्ञेन तपसा तथा ।
न चा प्नोति गृही लोकान, यथात्वतिथि पूजनात् ॥
अतिथि यैस्य भग्नाशों, गृहात्प्रतिनिवर्तते ।
तस्मात सुकृतमादाय, दुष्कृतं तुं मयच्यति ॥

ગૃહસ્થાશ્રમીને જેવો અતિથિને સત્કાર કરવાથી સ્વર્ગાદીલોકોની પ્રાપ્તિ થાય છે તેવા વેદાભ્યાસ કરવાથી, અગ્નિહોત્ર રાખવાથી, યજ્ઞ કરવાથી અને તપ કરવાથી પણ થતી નથી જેને ઘેરથી આવેલા અતિથિ આશા ભગ થઇને પાછો જાય છે શ્રદ્ધા પૂર્વક અતિથિને આપવામાં આવતુ જળ સાગર સમાન અને મેરૂ તુલ્ય થાય છે માટે સુજ્ઞ સ્ત્રીઓએ તે સમયે આવી મળેલા અતિથિનુ સન્માન કરી, યથાશક્તિ રાંધેલુ અથવા કોરૂં અન્ન આપી પ્રસન્ન કરવો.

અતિથિને ભોજન કરવામા કાંઈ કરણુસર માડુ થાય તેમ હોય તો બાલક, વૃદ્ધ, રોગી અને ગર્ભણી સ્ત્રીઓ આદિ ને અતિથિના પહેલા જુદુ અન્ન કાઢી આપીને સ્પર્શા સ્પર્શ ન થાય એમ જમાડવા.

તે પછી પોતાના પૂજ્ય કુટુંબીઓને બાળકોને તેમજ વૃદ્ધ સર્વેને જમાડીને પોતે જમવા બેસવુ એજ વિવેકી સ્ત્રીઓનુ ખરૂ કર્તવ્ય છે

પતિવૃતા સ્ત્રીઓએ તો ગમે તેવુ વિઘ્ન આવે પણ પતિને જમાડ્યા બાદ પછી જમવું, એ સ્ત્રીઓનો ખરો ધર્મ છે

---

## ઘર ઉપયોગી પદાર્થની પરિક્ષા.

ગૃહ વ્યવહારમા ઘણી વસ્તુઓનો ખપ પડે છે તેમા પણ કેટલીક વસ્તુઓ વેચનારાઓ પોતાને વધારે નફો મેળવવા માટે તેમા ભેળસેળ કરે છે એવી ભેળસેળવાળી વસ્તુઓ જેવી કે દુધ, ઘી, તેલ, મધ, વિગેરે ખાવાથી શરીરને નુકશાન કરે છે, માટે તેવા પદાર્થોની પરીક્ષા કરતા સ્ત્રીઓએ અવશ્ય શિખવુજ જોઇએ તેથી થોડા પદાર્થોની પરિક્ષા કરવાની રીત આમા બતલાવી છે

**દુધની પરીક્ષા**—દુધમાં નાઈટ્રીક એસીડના એક બે ટીપાં નાંખતાજ જો પાણીનો ભેગ હશે તો દુધ ને પાણી છુટા પડી જશે.

**બીજી રીત**—દુધમાં આગળી બોળી એક ટીપુ જમિન ઉપર કે અંગુઠાના નખ ઉપર મુકવાથી જો દુધ ચોખ્ખુ હશે તો દુધનું ટીપું ગોળાકાર રહેશે, અને જો પાણીનો ભેગ હશે તો ટીપુ પમરી જશે.

**ખાંડની પરીક્ષા**—રાતી ખાડમાં રેતી ભેળવેલી આવે છે અને ધોળી ખાંડમા હાડકાની ભુકી ભેળવેલી આવે છે માટે એક કાચના ગ્લાસમાં પાણી ભરી તેમાં થોડી ખાડ નાંખીને ચમચાથી હલાવીને ઓગાળવી પછી તે ગ્લાસને થોડીવાર મૂકી રાખવી, જો ખાંડમાં રેતી કે હાડકાંનો ભૂકો અગર બીજી જાતની મેળવણી હશે તો ગ્લાસમાં તળે ઠરી જશે.

**માખણની પરીક્ષા**—કેટલીક વખતે સસ્તા માખણમા ઘણી અનેક જાતની વસ્તુ ભેળસેળ થાય છે માટે થોડા માખણને કાચની શીશીમા તાવીને તપાસવાથી ભેળવેલી ચીજ છૂટી પડશે, અને ઠંડુ થયા પછી તેમા ભેળવેલી ચીજ માલુમ પડશે.

**મધની પરીક્ષા**—મધમા ખાડ અથવા સાકરની ચાસણી ભેળવી વેચે છે, માટે ૨૦ ટીપાં મધના ને ૬૦ ટીપા પાણીનાં લઇને ચમચા વતી હલાવી નાખવુ, જો તે મધ ચોખુ હશે તો આ રીતથી તે દુધ જેવુ સફેદ થશે, જો તેમા ચાશણીનો ભેગ હશે તો તેમાથી કાજી જેવો ભાગ છૂટો પડી નીચે ઠરી જશે.

**હીંગની પરીક્ષા**—હીંગના ગાગડાને દિવાસળી વતી સળગાવવો જો તે કપૂરની પેઠે એકદમ સળગી ઉઠે તો જાણવું કે સારી છે ને જો ન સળગે તો ભેગ સમજવો।

**આટાની** (લોટની)—આટો સારો છે કે નહી તેમા બીજી વસ્તુનો ભેગ છે કે નહી તે જાણવા સારૂ થોડો આટો હાથમાં લઈ અડધી મીનીટ સુધી મસળીને ગોળી વાળવી. તેથી તે સારો હશે તો છૂટો પડશે નહી, જો તેમાં કાંઈ ભેગ હશે તો હાથમાંથી છૂટા પડતા વેળાઈ જશે

**ટરપીટન તેલની પરીક્ષા**—જો ટરપીટન તેલમાં બીજું હલકી જાતનું તેલ ભેળવેલું હોય તો તેને શોધવા એ તેલને સફેદ કાગળ ઉપર અગર કપડાં ઉપર નાંખી તેને દેવતા અગર ગરમીમાં પાસે જરા રાખી જોવુ જો તે ઉડી જાય તો ચોખું છે ને ડાઘો રહે તો તેમાં બીજા તેલનો ભેગ છે તેમ સમજવુ

---

## થોડી ખોરાકની સુચના.

શરીરની રચના અસ્થિ માસ, મજ્જા અને ચરબીથી થયેલી છે એ સર્વે ખોરાકના રૂપાંતરથી થાય છે જે ખોરાક ખાઈએ તે લોહી અને મજ્જા ઉત્પન્ન થઈ અસ્થિ પછી મજબૂત થાય એવા પ્રકારનો ખોરાક ખાવો જોઇએ

(૧) શરીરની વૃદ્ધિ થવાને જે સાધન જોઇએ તેનો ઉમેરો કરવો જોઇએ

(૨) શરીરમાંથી દરરોજ ક્ષય થાય છે તો તેનો ઉમેરો કરવો

૩) શરીરમાં ગરમી રહી સ્નાયુની શક્તિ વધીને જ્ઞાનતતુ મજબુત રહેવાને જે કંઈ જોઇએ તે પુર્ત્તતા કરવી

## કયા કયા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તેની વિગત—

**શરીરને પોષણ આપી માંસની વૃદ્ધિ કરનાર પદાર્થ:**—ઘઉં, બાજરી, જુવાર, મકાઈ વિગેરે અનાજ અને દહી, છાશ, વગેરે આ વર્ગમા આવે છે

**શરીરની ઉષ્ણતા ગરમી આપનાર પદાર્થ:**—મનુષ્યના શરીરમાં ચરબીનો ભાગ હોવાથી તેમાં ઉષ્ણતા રહે છે જે પદાર્થમાં ચરબી વધે છે, એ પદાર્થમાં ઘી, દુધ, માખણ, તેલ, સાકર, ખાંડ, ગોળ, કોપરૂ, બટાટા, રતાળુ, વિગેરે છે એવા પદાર્થ જે લોકો વધારે ખાય છે તે દેખાવમા ઘણાજ મજબુત હોય છે બાળક ને ગળ્યો પદાર્થ ખાય તો તેને નડે છે અને દાત બગડે છે, એમ કહે છે, પણ તે ભૂલ છે જેમની પ્રકૃતીને માફક આવે છે તેને બહુ ફાયદા કરતા છે બાળકને ગળ્યા પદાર્થ બહુજ ભાવે છે, તેથી શરીર પણ બેવડ થાય છે અને તે વયમાં તેવા પદાર્થપર પ્રિતિ હોય છે. માટે છોકરાને ગળ્યા પદાર્થ આપવા નહી મોટા માણસને ગળપણ ઉપર પ્રિતિ વધારે હોતી નથી પણ તેમને તેલ કે ઘીમા તળેલી ફરસી વસ્તુ વધારે ભાવે છે પણ આવા પદાર્થ વધારે ખાવાથી શરીરને નુકશાનકારક નીવડે છે, પણ બળ વધતું નથી ઘઉં, બાજરી, જુવાર વગેરે ખાનારાઓ મહેનત મજુરી કરી શકે છે પણ ચરબીવાળા વધારે પદાર્થ ખાનાર મહેનત મજુરી કરી શકતા નથી તેમજ નાની ઉમરમાં વાળ સફેદ થઈ જાય છે અને તેમા મેદ વધવાથી કેટલાક રોગ પણ થાય છે ઠંડા દેશમા વધારે ગરમી ઉત્પન્ન કરનારા પદાર્થોમાં ચરબીની પણ જરૂર છે પણ હદ ઉપરાત વધારે શરીરમાં ચરબી હોય તો નુકશાન કરનાર છે આ પદાર્થ હાડકા, માસને મજબૂત કરનાર અને રક્ત શુદ્ધિ કરવાને ઉપયોગમા આવે છે મીઠુ, મસાલા, શાકભાજી વિગેરે આવે છે આ પદાર્થથી લોહી મારૂ થાય છે આપણા લોકોએ ગોરસ ભોજનને ઉત્તમ માનેલુ છે, તેનુ કારણ આપણું અન્ન વનસ્પતિથી ઉત્પન્ન થયેલુ છે, તેમાં દુધ, ઘી, દહીં, માખણ એ પદાર્થ વિશેષ કરીને આવે છે ઘઉં, બાજરી, ચોખા વિગેરે અનાજ ખોરાક નથી પણ તેમાં ચરબી વધારવાનો એક ગુણ છે તુવેરની દાળમા ઘી મેળવી ખાવાથી પોષક ગુણ વધે છે શાકમા સીંગો પણ ઉત્તમ છે મશાલા પણ માફક સર ખાવા। વધારે ખાવાથી નુકસાન કરતા છે સ્વચ્છ ખોરાક શુદ્ધ સારો પ્રકૃતિને અનુકૂળ અને બરાબર રાધીને ખાધેલો ખોરાક પોષણ કરે છે પણ અશુદ્ધ, સડેલો, વાસી કે બગડેલો, કાચો, લુખો, અતિ ઠંડો, અતિ ગરમ, ભારે અતિ, વધારે અતિ, થોડો આ સર્વે રોગને ઉત્પન્ન કરે છે.

**ખાવું શી રીતે**—જે ખોરાક ખાવો તે બરાબર ચાવીને ખાવો નિમેલે વખતેજ ખાવો બીજી વખત ખાવા બેસીએ ત્યારે ખાધેલુ બરાબર પચી ગયેલું હોવું જોઇએ કામ કરતા પહેલા થોડુ ખાવાથી શરીરમા બળ આવે છે અને નિરોગી રહે છે. રાતમા મોડુ જમવુ નહી ખાધા પછી થોડો આરામ લેવો જમતાં જમતાં ઘણું પાણી પીવુ નહી પણ જરૂર પડે તો અડધુ જમ્યા પછી વચમાં થોડુ પાણી પીવુ, તેમજ ખોરાક ખાઇ રહ્યા પછી પણ ઘણુ પાણી પીવુ નહી ખોરાક ખાતા હોઇએ તેટલોજ અને પ્રકૃતિને માફકસર ખાવુ ઈત્યાદી ધ્યાનમા રાખીને ખાવુ

જરૂર વાંચો. ઢીલ કરશો તો પાછળથી પસ્તાશો.
અત્યંત દુર્લભ અતિ ઉપયોગી ગ્રંથ.

# અસલી પ્રવીણસાગર

**[ આ ગ્રન્થમાં ગુજરાતી ટીકા આપેલી હોઇ ગુજરાતી ભાષામાં બ્હાર પડેલા સઘળા પ્રવીણસાગરોના ગ્રન્થો કરતાં આ ગ્રન્થ ઘણો મ્હોટો, અતિશય ઉપયોગી, લાયબ્રેરીમાં રાખવા લાયક છે. :માત્ર જુજ નકલો સિલકે છે. ]**

આ સુવિખ્યાત ગ્રન્થ રાજકોટના મહા વિદ્વાન્ મહારાણા શ્રી મેહરામણસિંહજીએ રચેલો હોઈ તેમા તેમણે પોતાની અલૌકિક બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો] છે. બાળક, યુવક, તરૂણ, પ્રૌઢ, વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢા, તરૂણી, યુવતી, બાળિકા વગેરેમાંથી ગમે તે આ ગ્રંથના વાચનથી અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ છે **'પ્રવીણસાગર'નો અર્થજ 'ચતુર સાગર કિંવા બુદ્ધિસાગર' થાય છે,** તેથી આવા અમૂલ્ય ગ્રન્થમા સમાયલા જ્ઞાનનુ વર્ણન કરવુ એ સોના ઉપર ઢોળ ચઢાવવા જેવુ છે કામધેનુ અને કલ્પવૃક્ષના આશ્રયથી જેવી રીતે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ કરી શકાય છે તેવી જ રીતે હરેક મનુષ્યને આ ગ્રન્થમાંથી ઇચ્છિત વસ્તુ પાસ થઈ શકશે. આ ગ્રન્થના અધ્યયનથી યોગીજનો યોગવિદ્યાનો પરિચય પામશે, ભોગીજનો ભોગવિલાસ પામશે, પ્રણયીજનો પ્રણયનું સ્વરૂપ સમજી ખરાં પ્રણયી બનશે, કવિજનો સર્વ અલંકાર અને કાવ્ય-કળાને સમજશે, જ્ઞાની મહાજ્ઞાન પામશે, સામાન્ય મનુષ્ય બુદ્ધિનો અખુટ ખજાનો મેળવશે. આ સર્વ ઉપરાંત આ ઘણા ઉપયોગી ગ્રન્થમા નાયક નાયિકાનો ભેદ, નાડી પરીક્ષા, અશ્વ પરીક્ષા, શુકનાવલી, રણસગ્રામની પડિતાઇ, રાજનીતિ અને વિદ્યારાગ તથા તેની ઉત્પત્તિનુ સાદ્યંત વર્ણન, વિરહાલાપ, ઇશ્વરભક્તિ અને અષ્ટાંગયોગ વગેરેનુ વિસ્તૃત વર્ણન આ ગ્રન્થમા છે **કાગળો, છપામણી વગેરેની સખ્ત મોંઘવારીથી આ ગ્રન્થની નવી આવૃત્તિ થવી અશક્ય છે;** માટે તરતજ મગાવી લ્યો. ઘણી થોડી નકલ સિલકે રહી છે **આ ગ્રન્થમાં ૧૦૪ એકસોચાર મનોહર ચિત્રો પણ આપેલાં છે.** મજબૂત પુઠું છતા મૂલ્ય માત્ર રૂ ૧૨–૦–૦ વી પી તથા પોસ્ટેજ ખર્ચ જુદું

મળવાનું ઠેકાણું:—

## એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

બુકસેલર્સ અને પબ્લિશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નંબર ૨.

---

Printed by N Cursetjee at the Union Press, Dhobi Talao—BOMBAY

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.]   ઓક્ટોબર સને ૧૯૨૩   [ અંક ૮ મો.

## कर्त्तव्य

૧

પામ્યા કર્તવ્ય પાર, ધન્ય તે, પામ્યા કર્તવ્ય પાર   ટેક
લૌકિક કર્તવ્ય કાંઇ રહ્યું નહિ, રહે કર્મ–અનુસાર   ધ૦ ૧
સ્વર્ગેચ્છા શમવાથી કરે નહિ, કામ સકામ લગાર   ધ૦ ૨
ચિત્તશુદ્ધિ થવાથી પામ્યા, નિષ્કામ કર્મનો પાર   ધ૦ ૩
વિવેકાદિ ચારે સાધનની, દ્રઢતા થઇ અપાર   ધ૦ ૪
શ્રવણ મનનકેરા પરિપાકે, સંશય શમ્યા અસાર   ધ૦ ૫
નિદિધ્યાસન દ્રઢ થવાથી, રહી ન ભ્રાંતિ લગાર   ધ૦ ૬
બાહ્યદ્રષ્ટિએ દ્રશ્ય પ્રતીતિ, આ અનુભવ કરનાર   ધ૦ ૭
આંતરદ્રષ્ટિએ બ્રહ્મ એકરસ, દેખે વારંવાર   ધ૦ ૮

## वंदन

૨

વંદન વારંવાર, જ્ઞાનીને, વંદન વારંવાર   ટેક
પ્રાપ્તવ્ય જેણે પ્રાપ્ત કર્યું ને, જાણ્યું જ્ઞાતવ્ય સાર   જ્ઞા૦ ૧
બાહ્યાભ્યંતર સર્વ સ્થાનમાં, દેખ્યું બ્રહ્મ અપાર   જ્ઞા૦ ૨
ભય ખેદ સમૂલ ઊપાડી, મેળવ્યું સુખ અવિકાર   જ્ઞા૦ ૩
જડતા મનની દૂર કરીને, સ્થૂળતા કાઢી અસાર   જ્ઞા૦ ૪
દૂર કરી મનની ચંચલતા, હણ્યા સર્વ વિકાર   જ્ઞા૦ ૫
દ્રશ્યસંગનો દાહ શમાવ્યો, મેળવી શાંતિ અપાર   જ્ઞા૦ ૬
મલિન વાસના દગ્ધ કરી પણ, ધર્યો ન ગર્વ લગાર   જ્ઞા૦ ૭
સર્વે દ્રશ્ય દ્રષ્ટામાં દેખ્યું, જઇ મનવાણીની બા'ર   જ્ઞા૦ ૮

[ પૂ પાદ શ્રીમન્નથુરામ શર્મા. ]



# वेदांतनां मुलतत्त्वो.

( લેખક—બ્રહ્મનિષ્ઠ મહાત્મન્ શ્રી નથુરામ શર્મા. )
[ અનુસંધાન ગતાંકથી ]

ઉત્તમમુમુક્ષુએ પોતાના સ્થૂલ શરીરાદિમાં હુંપણાનું મિથ્યાજ્ઞાન ક્યારે ને કયા કારણથી ઉપજ્યું તેનો વિચાર કરવામાં પોતાના જીવનનો મૂલ્યવાન્ સમય વ્યર્થ વ્યતીત નહિ કરતાં તે અધ્યાસજ્ઞાન ગમે તે સમયમાં ને ગમે તે કારણથી ઉપજ્યું હોય, પણ તેની નિવૃત્તિ કર્યા વિના દુઃખની નિત્યનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ થવાનો સંભવ નથી એમ સમજી તે મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ કરનારાં પ્રમાણભૂત શાસ્ત્રો ને પોતાના શ્રીસદ્‌ગુરુએ કહેલાં સાધનોનું અનુષ્ઠાન તે મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થતાં સુધી અડગ શ્રદ્ધા ને અવિચલ ઉમંગથી નિરંતર કર્યા કરવું જોઇએ.

હવે ચેતન સ્વભાવવાળા અથવા પ્રકાશસ્વભાવવાળા આત્મામાં અજ્ઞાન કેવી રીતે રહી શકે છે તે તમારી શંકાનું સમાધાન કરાય છે તે તમે સાવધાન થઇને એકાગ્ર મનથી સાંભળો:—પ્રકાશ બે પ્રકારનો છે, એક સામાન્ય ને બીજો વિશેષ એમ સામાન્ય પ્રકાશ તેજસ્તત્વરૂપે વાયુના એકદેશમાં સર્વત્ર વ્યાપક છતાં પણ તે પ્રકાશ અંધકારને દૂર કરતો નથી, પણ ઉલટો તે અંધકારને આશ્રય આપે છે, અને સૂર્યાદિ અધિકરણમાં રહેલો વિશેષ પ્રકાશ અંધકારને દૂર કરે છે, તેમ વ્યવહારપક્ષે ચેતન પણ બે પ્રકારનું માનવામાં આવે છે, એક સામાન્ય ને બીજું વિશેષ તેમાં સર્વવ્યાપક સત્તા સ્વભાવવાળું સામાન્યચેતન પારમાર્થિક સત્તા વિનાના અજ્ઞાનને દૂર કરતું નથી, પણ પોતાના સદ્‌ભાવથી અજ્ઞાનના સદ્‌ભાવની સિદ્ધિ કરે છે, અને બ્રહ્મદર્શી પુરુષના અંતઃકરણની બ્રહ્મસાક્ષાત્કારવાળી મનોવૃત્તિના અગ્રભાગમાં રહેલું ને વ્યવહારપક્ષે વિશેષ ચેતનને નામે ઓળખાતું ચેતન અજ્ઞાનને દૂર કરે છે,—ત્યાં અજ્ઞાન રહી શકતું નથી. અંતઃકરણની સુષુપ્તિ અવસ્થામાં સામાન્ય ચેતન વિદ્યમાન છતાં પણ ત્યાં અજ્ઞાન રહી શકે છે એમ જાગ્યા પછી 'મેં કાંઇ જાણ્યું નહિ' એવા સ્મરણથી નક્કી કરાય છે, તેથી સિદ્ધ થાય છે કે સામાન્ય ચેતન અજ્ઞાનનું વિરોધી નથી. વળી 'હું અજ્ઞાની છું' આવો અજ્ઞાની મનુષ્યોને થતો અનુભવ પણ હુંમાં—આત્મામાં—સામાન્ય ચેતનમાં અજ્ઞાન રહી શકે છે, અર્થાત્ તે ચેતન અજ્ઞાનનું વિરોધી નથી એમ સિદ્ધ કરે છે. જ્યારે તમારા અંતઃકરણની વૃત્તિ અજ્ઞાનકૃત આવરણનો ભંગ કરી આત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થશે, ત્યારે તમને સ્વાનુભવથી જણાશે કે સ્વયંપ્રકાશ સામાન્યચેતનને આશરે અજ્ઞાન રહી શકે છે, ને જ્યારે ઉત્તમમુમુક્ષુને આત્માનું અપરોક્ષજ્ઞાન થાય છે ત્યારે તે અજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે.

તમે સ્થૂલાદિ ત્રણ શરીરના અથવા અન્નમયાદિ પાંચ કોશોના સાક્ષી છો, પ્રાણીઓના અંતઃકરણમાં રહી તે અંતઃકરણના ને અંતઃકરણની વૃત્તિઓના પણ સાક્ષી છો, વ્યાપક છતાં અસંગ છો, વૃત્તિરહિત શુદ્ધચેતનરૂપ છો, ત્રણ શરીરથી વિલક્ષણ સત્સ્વભાવ-

વાળા છો, મન તથા વાણીના અવિષયરૂપ ને તેનાથી પર રહેનારા છો, પરમાનંદરૂપ છો અવિકારી છો, ને ક્ષુધાતૃષાદિ સંસારના સર્વધર્મોથી અત્યંત રહિત છો, જીવરૂપ કે ચૈત્યરૂપ નથી."

શિષ્ય પૂછે છે–હે પરમાનંદરૂપ! હે પરમોદાર! હે સર્વજ્ઞ! હે મુમુક્ષુઓના પરમહિતેચ્છો! આપશ્રીની અગાધ ને અમોઘ કૃપાવડે મારા અંતઃકરણને સમજાયું કે મારા શુદ્ધ સચ્ચિદાનંદસ્વરૂપમાં સ્થૂલાદિ ત્રણ શરીરોનો તથા તે ત્રણ શરીરોના ધર્મોનો ત્રણે કાલમાં વાસ્તવિક સંબંધ નથી, હું તેમની સાથે માત્ર કલ્પિત સંબંધવાળો ને તેમનો અસંગ ને અવિકારી રહી પ્રકાશક છું શરીરની બાલ્યાદિ અવસ્થાઓ, અંતઃકરણની જાગ્રદાદિ અવસ્થાઓ, ક્ષુધાતૃષા ને સુખરૂપ એ સર્વ મારા શુદ્ધસ્વરૂપમાં ત્રણે કાલમાં નથી, શરીરાદિ જડસમૂહમાં તે ભલે હોય, ને વ્યાવહારિક જીવ વ્યવહારકાલે ભલે તે પોતાના વ્યાવહારિક ધર્મો માનતો હોય, તેથી મને કાંઇ પણ હાનિ તથા લાભ નથી, પરંતુ આ અપાર જેવું સ્પષ્ટ પ્રતીત થતું જગત્ જે રૂપે મનુષ્યોને પ્રતીત થાય છે, તે રૂપે તે સત્ય નથી, પણ તે વસ્તુતાએ તેના મુલકારણરૂપે એટલે બ્રહ્મરૂપે સત્ય છે, તે મારા અંતઃકરણને હજી જેવું સ્પષ્ટ સમજાવું જોઇએ તેવું સ્પષ્ટ સમજાતું નથી, તો આપશ્રી પોતાશ્રીના અમોઘ સામર્થ્યવાળા વચનોવડે મને તે વાત સ્પષ્ટ સમજાવવા કૃપા કરશો એમ હું દીનભાવે પ્રાર્થના કરુ છું."

શ્રીસદ્‌ગુરુ કહે છે–હે વિવેકિન્! અનાદિકાલની ભ્રાંતિવડે દેહાદિમાં આરૂઢ થઇ રહેલી હુંપણાની બુદ્ધિ તમે ત્યજી તે બહુ સારુ કર્યું. હવે તમે એકાંત સ્થળમાં સુયુક્તિઓથી અવશેષ રહેલા સંશયોની નિવૃત્તિ થતા સુધી પુનઃ તેનું મનન કરી પછી એકાંત સ્થળમાં આત્માકારવૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવી દેહાદિમાંથી આત્માની હુંપણાની ભ્રાંતિ નિઃશેષ નિવૃત્ત કરી તમારા શુદ્ધસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર કરશો. મુમુક્ષુએ જેમ દેહાદિમાંથી હુંપણાની બુદ્ધિ ત્યજી દેવી જોઇએ, તેમ પ્રતીત થતા આ જગતમાંથી સત્યપણાની બુદ્ધિ પણ ત્યજી દેવી જોઇએ વ્યવહારકાલે પ્રતીત થતા આ જગત્માંથી સત્યપણાની બુદ્ધિ દૂર કરવાના શાસ્ત્રોક્ત ત્રણ ઉપાયો છે તેમાંનો કોઇ એક ઉપાય જે તમારા અંતઃકરણને વિશેષ અનુકૂળ જણાય તે ઉપાયનો આ જગત્‌નાં મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય તમારા અંતઃકરણમાં ઉદય પામે ત્યાં સુધી તમારે નિરંતર પરમપ્રીતિથી અભ્યાસ કરવો જોઇએ. જેમ રંગરહિત આકાશ તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને નીલરંગનું ભાસે છે જેમ ખારી ભૂમિપર પડતાં સૂર્યનાં કિરણો તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને જલરૂપે [ મૃગજલરૂપે ] દેખાય છે. જેમ મંદ અંધકારમાં સમીપ સંમુખ પડેલી દોરડી તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને સર્પાદિરૂપે ને દૂર રહેલું ઠુંઠુ તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને પુરુષરૂપે પ્રતીત થાય છે, અને જેમ પ્રકાશવાળા દિવસે સંમુખ દૂર પડેલી છીપ તેના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જોનારને રૂપારૂપ પ્રતીત થાય છે તેમ નામરૂપાત્મક જગતના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ તેના વિશેષસ્વરૂપના અનાદિકાલના અજ્ઞાનરૂપ ભ્રાંતિથી ને અનાદિકાલની જગત્‌ની વાસનાથી અજ્ઞાની મનુષ્યોને જગતરૂપે પ્રતીત થાય છે. જેમ આકાશાદિમાં નીલરંગાદિ ત્રણે કાલમાં નથી માત્ર ભ્રાંતિથીજ જોનારને તે પ્રતીત થાય છે તેમ બ્રહ્મરૂપ ચિદાકાશમાં ત્રણે કાલમાં અજ્ઞાનીઓને સત્‌રૂપે જણાતું જગત્ નથી, માત્ર અનાદિકાલની ભ્રાંતિથીજ અજ્ઞાની મનુષ્યોને તે પ્રતીત થાય છે આવા વિચારની પરંપરા જ્યાં સુધી દૃશ્ય જગત્‌ના મિથ્યાપણાનો તમારા અંતઃકરણને દૃઢ અનુભવ થાય અને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો તમામ અંતઃકરણને સ્પષ્ટ સાક્ષાત્કાર થાય ત્યાં સુધી નિરંતર પરમાદરથી ચલાવ્યા કરવી.

[ આ આ જગત્માંથી સત્યપણાની બુદ્ધિ દૂર કરવાનો પહેલો ઉપાય છે, પ્રતીત થતા સર્વ નામરૂપવાળા ભૌતિક પદાર્થો પચીકૃત પાંચ ભૂતોના કા રૂપ હોવાથી પચીકૃત પાચ ભૂત રૂપ કારણથી તે ભૌતિક પદાર્થો ભિન્ન નથી. તે પચીકૃત પાંચ ભૂતો અપચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ હોવાથી કારણરૂપ અપંચીકૃત ભૂતોથી ભિન્ન નથી, તે અપંચીકૃત પાંચ ભૂતોમાં પૃથવી પોતાના કારણ જલથી ભિન્ન નથી, જલ પોતાના કારણ તેજથી ભિન્ન નથી, તેજ પોતાના કારણ વાયુથી ભિન્ન નથી, ને વાયુ પોતાના કારણ આકાશથી ભિન્ન નથી, એ આકાશ માયાનું કાર્ય હોવાથી માયારૂપ પોતાના કારણથી તે ભિન્ન નથી. માયા સચ્ચિદાનદરૂપ બ્રહ્મને આશ્રે રહેલી હોવાથી તે માયા બ્રહ્મથી ભિન્ન નથી, એવી રીતે હું, તું, આ ને તે એવા સર્વ વ્યાવહારિક ભેદો અને જોવામાં ને સાંભળવામાં આવતા સર્વ પ્રાણી પદાર્થો બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપ જ છે, આમ અંતરબહાર વ્યાપી રહેલા એક સૂક્ષ્મ બ્રહ્મની ભાવના જ્યા સુધી તમારા અંતકરણને માયામાં ને તેના કાર્યરૂપ સર્વ જગતમાં મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય થાય, અને સર્વાંતરતમ પરમસૂક્ષ્મ બ્રહ્મનો સુદૃઢ અનુભવ તમારા અંતઃકરણને થાય ત્યાં સુધી તમારે લેશ પણ સંશયવિપર્યયને તમારા અંતઃકરણમાં અવકાશ નહિ આપી, નિત્ય નિરંતર આદરપૂર્વક કર્યા કરવી. આ આ દૃશ્ય પ્રપચમાથી સત્યપણાની બુદ્ધિ દૂર કરવાનો બીજો ઉપાય છે. મનુષ્યાદિને પ્રતીત થતા સર્વ પ્રાણી પદાર્થોમા પાંચ અંશ પ્રતીત થાય છે. અસ્તિ, ભાતિ, પ્રિય, નામ ને રૂપ તેમાં નામ ને રૂપ પ્રત્યેક પ્રાણી પદાર્થમાં ભિન્ન ભિન્ન હોવાથી તે માયાના અંશરૂપ ગણાય છે, જ્યા પ્રતીત થતા કોઇ સજાતીય પ્રાણીપદાર્થોમા રૂપના સરખાપણાની પ્રતીતિ થાય ત્યા સૂક્ષ્મદૃષ્ટિવડે જોવાથી તેમના રૂપમાં તમને કાંઇક પણ વિલક્ષણતા જોવામાં આવશે, એટલે તેમનુ રૂપ એક નથી એમ તમને નક્કી થશે જ્યાં નામના એકપણાની તમને પ્રતિતી થાય ત્યાં પણ તે નામ તેનો આગળ પાછળનો સબધ ને તેનું વિશેષ સ્વરૂપ વિચારવાથી અથવા તે નામ તે વ્યક્તિનુ નથી, પણ તેની જાતિનુ છે એમ વિચારવાથી પ્રત્યેક પ્રાણિ પદાર્થનુ નામ ભિન્ન ભિન્ન છે, વા તે ભિન્ન ભિન્ન હોવુ જોઇએ, એમ તમને સ્પષ્ટ સમજાશે. એ નામરૂપ વ્યવહારમા તેની સિદ્ધિ માટે ઉપયોગી હોવાથી વ્યવહારપૂરતાં સત્ય મનાય છે પણ શાસ્ત્રીયદૃષ્ટિએ તે વાસ્તવિક સત્ય ગણાતાં નથી. એવી રીતે સર્વ પ્રાણિ પદાર્થોનાં નામરૂપ માયિક હોવાથી મિથ્યા છે, એવો નિર્ણય થાય છે, અને સર્વ પ્રાણી પદાર્થોમાં જે અસ્તિ, [ સત્– છે ] ભાતિ [ ચિત્–જણાય છે ] અને પ્રિય [ આનદરૂપ–પ્રથમ પ્રતીતિએ સુખરૂપ ] આ ત્રણ અશો રહેલા છે તે સર્વ પ્રાણિપદાર્થોમાં ભિન્ન ભિન્ન નથી, પણ તે સર્વમા એકરૂપ જ છે, ને તે બ્રહ્મના સ્વભાવો હોવાથી અનાદિ અનત છે સર્વ પ્રાણીપદાર્થોમા રહેલા તે ત્રણ અશો માયાના નથી, પણ બ્રહ્મના છે, તેથી તે સર્વ વસ્તુતાએ બ્રહ્મરૂપ જ છે એમ નક્કી થાય છે. ]

સદંશને લીધે સર્વવસ્તુઓનુ અસ્તિત્વ સિદ્ધ થાય છે, ચિદંશને લીધે તે અતઃકરણના ને જ્ઞાનેંદ્રિયોના વિષયરૂપ થાય છે, તથા તે ચિદંશના સદ્‌ભાવથી જ અંતઃકરણને જ્ઞાનેંદ્રિયો દૃશ્યને જાણવાના સામર્થ્યવાળા થાય છે, અને પ્રિયાંશને લીધે સર્વ પ્રાણિપદાર્થો તેમને જોનારને પહેલી દૃષ્ટિએ–તેના સામાન્યજ્ઞાનની વેળાએ–પ્રિયરૂપ–સુખરૂપ–પ્રતીત થાય છે કોઇ કોઇ પ્રાણિપદાર્થના દર્શનથી જોનારા મનુષ્યને દ્વેષ, ખેદ કે ભય ઉત્પન્ન થાય, છે, ત્યાં પહેલી દૃષ્ટિએ તો તેમા તેને સુખનુ ભાન થયું હતું, પણ પછી અંતઃકરણની

વૃત્તિ તે પ્રાણિપદાર્થ ભણી વધારે જતાં જોનારના અંતઃકરણમાં તેનું વિશેષ ભાન થઈ તેમાં પ્રતિકૂલતાનો પૂર્વાનુભવ સ્ફુરી આવી વા અન્યના કથનનું એવું સ્મરણ થઈ આવી તુરત બીજી દ્વેષાકાર, ખેદાકાર કે ભયાકાર વૃત્તિ ઉપજે છે, ને પ્રથમની સુખાકારવૃત્તિને આ વેગવાળી બીજી વૃત્તિ દબાવી દે છે તેથી અવિવેકી જોનારાને ભાન નથી રહેતું કે મને પ્રથમ તો સુખાકારીવૃત્તિ ઉપજી હતી, અને પછી વ્યવહારાનુભવના વા અન્યના કથનના સ્મરણના બલથી આ બીજી દ્વેષાકાર, ખેદાકાર કે ભયાકાર વૃત્તિ પ્રથમની વૃત્તિથી ભિન્ન ઉપજી છે એવી રીતે પ્રત્યેક પ્રાણીપદાર્થમાં રહેલા નામરૂપ એ નામના બે અંશો કલ્પિત હોવાથી તેના મિથ્યાપણાનો નિશ્ચય વારંવાર આદરપૂર્વક કર્યા કરવાથી, અને પ્રત્યક પ્રાણપદાર્થમાં રહેલા અસ્તિ, ભાતિ ને પ્રિય એ નામના ત્રણ અંશો વાસ્તવિક હોવાથી તેનાજ સત્યપણાનો વારંવાર આદરપૂર્વક નિશ્ચય કર્યા કરવાથી, એવા અભ્યાસીને બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ દૃશ્યનું મિથ્યાપણું સ્પષ્ટ અનુભવાય છે. આ આ દૃશ્ય જગતના મિથ્યાપણાને સ્પષ્ટ અનુભવવાનો અને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો ત્રીજો ઉપાય છે,

આ જગતના મિથ્યાપણાનો નિશ્ચય કરાવનારા ઉપર દર્શાવેલા ઉપાયો જાણ્યા છતાં પણ જ્યાં સુધી તે ઉપાયોમાં તેના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પૂરી શ્રદ્ધા મનુષ્યના અંતઃકરણમાં પ્રકટે નહિ, ત્યાં સુધી તે ઉપાયોનું સેવન કરવામાં તે મનુષ્યનું અંતઃકરણ એકાગ્ર ને વેગવાળું થાય નહિ, અને જ્યાં સુધી તેનું અંતઃકરણ તે ઉપાયના સેવનમાં એકાગ્ર ને વેગવાળું ન થાય ત્યાંસુધી તે ઉપાયને પૂર્ણ સિદ્ધ કરવા માટે સદાગ્રહવાળો યથાયોગ્ય પ્રયત્ન તેનાથી થઈ શકે નહિ. અને જ્યારે તેમ ન થાય ત્યારે તે મનુષ્યના અંતઃકરણમાં જગતના મિથ્યાપણાનો નિશ્ચય સુસ્થિર થઈ શકે નહિ.

સંસારના સત્યપણાની ભ્રાંતિ જીવના અંતઃકરણમાં અનાદિ કાલથી છે. તે ભ્રાંતિ જ્યારે તેના મિથ્યાપણાનો વિચાર લાંબા સમયસુધી અન્ય વિપરીત વિચારો ને વિપરીત પ્રવૃત્તિઓનો પરિત્યાગ રાખી, પરમાદરપૂર્વક કર્યા કરવામાં આવે ત્યારેજ નિઃશેષ નિવૃત્ત થાય છે. મુમુક્ષુના અંતઃકરણમાંથી એ ભ્રાંત જેમ જેમ ન્યુન થતી જાય છે તેમ તેમ તેના શરીરની અંતર ને બહાર વ્યાપી રહેલા એક, અખંડ, એકરસ ને અદ્વૈતતત્ત્વની પ્રતીતિ તેના અંતઃકરણમાં વધતી જાય છે. પરમકૃપાળુ પરમાત્માની, પરમોદાર સદ્ગુરુની ને સર્વ સંશયાનો ઉચ્છેદ કરનારા મોક્ષશાસ્ત્રોની બહુમાનપૂર્વક અને પરમપ્રીતિપૂર્વક સેવા કરવાથી (તેમણે ઉપદેશેલા સદ્વિચારનું ને સદાચારનું ઉમંગપૂર્વક સતત પરિપાલનથી) મુમુક્ષુના અંતઃકરણની યોગ્યતા ક્રમથી વધતી જાય છે, ને તેમનો પરમહિતકર સદુપદેશ તેના અંતઃકરણમાં સુસ્પષ્ટ આવિર્ભાવ પામતો જાય છે. જેમના અંતઃકરણો પરમાત્માની, પોતાના સદ્ગુરુથી ને મોક્ષશાસ્ત્રોથી વિમુખ હોય, તેવા માત્ર નામધારક મુમુક્ષુઓના અંતઃકરણોમાં તેમનો પરમહિતકર સદુપદેશ યથાર્થ સ્વરૂપમાં ક્યાંથી સ્ફુરે ? નજ સ્ફુરે. સંસારના પ્રાણિપદાર્થોમાં જેમના અંતઃકરણો ગાઢી આસક્તિવાળા હોય, સંસારના વિષયોમાજ જેમને સુખાનુભવ થતો હોય, અને સાંસારિક વિષયોની પ્રાપ્તિના સાધનોના સેવનમાંજ જેઓ પોતાનો સર્વ સમય વ્યતીત કરતા હોય એવા સ્થુલ ને ચંચલ ચિત્તવાળા મનુષ્યો પરમતત્ત્વનો અનુભવ કરનારાં સાધનોના સેવનમાં પ્રવૃત્તિ ન કરી શકે તે વિવેકી મનુષ્યને સ્પષ્ટ સમજી શકાય એમ છે. અંતઃકરણની યોગ્યતા ન હોય તો સારામાં સારી વસ્તુ પણ તેવા અંતઃકરણવાળાને સારી તથા પ્રાપ્ત કરવાયોગ્ય જણાતી નથી, પૂર્વના મહાપુણ્યોનો ઉદય થયો હોય ત્યારેજ શુભ વસ્તુનું માહાત્મ્ય મનુષ્યથી સમજાય છે, તેનું પ્રતિપાદન કરનારાં વચનોમાં તેને સકારણ શ્રદ્ધા પ્રકટે છે, ને તેના અંતઃકરણમાં તે મેળવવાની અભિરુચિ પ્રકટી તેનાથી તદનુકૂલ પ્રયત્ન થાય છે. અપૂર્ણ.



# हृदयनी पवित्रता.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સઘવી ]

સંસારના સર્વ ધર્મોનો સાર હૃદયની પવિત્રતા જ છે. આ અમૃતની પ્રાપ્તિને માટે જ જપ, તપ, વ્રત અને સયમાદિની યોજના કરવામા આવી છે આ નિયામતની ગરજથી જ મુસલમાન રોજા રાખે છે, અને તેને માટે ખ્રિસ્ત ધર્માવલમ્બી ધર્મ સ્થાનકમાં જઇ પોતાના ગુન્હાઓની ગાસડી છોડે છે બૌદ્ધોનો વૈરાગ્ય, જૈનિઓની અહિંસા તથા નાસ્તિકોનો નિરીશ્વરવાદ પણ હૃદયની પવિત્રતાને જ માટે છે. જે ધર્મમાં હૃદયની પવિત્રતા નથી તે ધર્મ નથી, તેમા ગમે તેવો મનોરમ્ય બાહ્ય સાધનોનો સમાવેશ કરવામા આવ્યો હોય, યમ નિયમાદિની ભારે ગોઠવણ હોય તોપણ તેનુ મૂલ્ય એક સુંદર પરતુ નિર્જીવ શરીરથી જરાપણ વધી શકતું નથી. પવિત્રતા જ ધર્મનો પ્રાણ છે, પવિત્રતા જ ધર્મનુ જીવન છે, તેજ તેનો આત્મા છે, પવિત્રતા વિનાનો એ ધર્મ નહિ, પરતુ એક મનોહર છળ છે.

પવિત્રતાનુ સ્વરૂપ પણ ભારે પવિત્ર છે તેનું સ્થાન તો હૃદય છે. તે મનુષ્ય શરીરના કેન્દ્રમા, શરીર સામ્રાજ્યની રાજધાનીમા, મનોમદિરની અદર અંત કરણના સુવર્ણ સિંહાસનપર સુશોભિત હોય છે જેના હૃદયમા પવિત્રતાનો પ્રવેશ થાય છે, તેનામાથી કુવાસના અને કુવિચાર તત્કાળ નાશ પામે છે, અને અત કરણ એક અલૌકિક આલોકથી ખીલી ઉઠે છે.

પવિત્રતાનો પ્રારભ પાપ-વાસનાઓના ત્યાગથી થઇ શકે છે, તથા તેનો અત પ્રભુની પ્રાપ્તિમાં છે જ્યાં સુધી જગત્ નાયકનો સાક્ષાત્કાર ન થાય ત્યા સુધી પવિત્રતાની પૂર્ણતા ન સમજવી જોઇએ પવિત્રતાનુ પરમ લક્ષ્ય પ્રભુપ્રાપ્તિ જ છે જે મનુષ્ય પવિત્રતાના પુણ્ય-સામ્રાજ્યમાં પ્રવેશ કરવા ચાહે છે, તેને પોતાના મોટા મોટા પાપોનો બોજો તો પ્રથમથી જ ફેકી દેવો પડે છે તે પછી ઇન્દ્રિય સયમની વારી આવે છે સયમેદ્રિય થયા વગર કોઇપણ મનુષ્ય પવિત્ર હૃદયનો થઇ શકતો નથી. જેણે ઇંદ્રિઓપર જય મેળવ્યો નથી તે વ્રત, ઉપવાસાદિ કરી પવિત્રતાને પ્રાપ્ત કરી શકતાં નથી. સર્વે ઇંદ્રિઓમાં સ્વાદ ઇંદ્રિને જીતવી એ ઘણું કઠણ છે પરતુ તે જેટલું કઠણ છે, તેટલું જરૂરનું પણ છે, કેમકે સ્વાદ ઇંદ્રિને વશ કર્યા વગર પૂર્ણ ઇંદ્રિય સયમ થઇ શકતો નથી, અને પોતાની માનસિક વૃત્તિઓ પર વિજય પણ મેળવી શકાતો નથી. જેથી રસેન્દ્રિને તો જરૂર વશ રાખવી જોઇએ. આ પ્રસંગે મહાત્મા ગાંધીજીના શબ્દોનું અવશ્ય સ્મરણ કરવું જોઇએ તેઓએ કહ્યું છે કે,

" મનુષ્ય ખાવાને માટે પેદા થયા નથી અને ખાવાને માટે જીવતા પણ નથી, પરંતુ તે પોતાના ઉત્પન્ન કરવાવાળાને ઓળખવાને માટે પેદા થયા છે, અને તે કામને માટે જ જીવતા છે. "

જે પદાર્થ સ્વાસ્થ્યને અનુકૂળ હોય તે શરીર રક્ષાને માટે જેટલો આવશ્યક છે, તેટલો જ ખાવો જોઇએ, અને ત્યારે જ રસનેન્દ્રિય વશ રાખી શકાશે એમ કરતાં છતા પણ જો સ્વાદિષ્ટ પદાર્થની તરફ ચિત્ત આકર્ષાય તો તેને ઇન્દ્રિય સયમ કહી શકાતો નથી ઇન્દ્રિય સયમ તો ત્યારે કહી શકાય કે જ્યારે ઇન્દ્રિયોના વિષયો તરફ પૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થાય. પછી ભલે નિર્લિપ્ત ભાવથી તેને ભોગવાય. આ પ્રમાણે રસનેન્દ્રિય સાથે સર્વ ઇન્દ્રિઓનો સયમ કરી લેવાય તો પવિત્રતાના લક્ષ્યથી બહુ દૂર ન રહેવાય. પાપ વાસનાઓ દૂર થવાથી પુણ્ય ભાવોનો હૃદયમા એની મેળે આવિર્ભાવ થઇ જાય છે. જેમ વાયુ વગરની કોઇ જગ્યા ખાલી રહેતી નથી, તેમ હૃદય પણ કદી ભાવ-શૂન્ય રહી શકતું નથી હૃદયમાથી પાપ-વાસનાઓ નીકળતાંજ પવિત્ર ભાવોની ગગા વહેવા લાગે છે, તથા હૃદય, ઉદારતા, શાન્તિ, ક્ષમા, સહાનુભૂતિ, સત્ય અને પ્રેમ પૂર્ણભાવથી ભરાઇ જાય છે અને જ્યા હૃદય પવિત્ર થયું ત્યાં પ્રભુએ તેમા પ્રવેશ કર્યો સમજવો, આત્મા પરમાત્માનો અશ જ છે, તે તો સ્વાભાવિક રીતે જ તે તરફ આકર્ષિત રહે છે, પરતુ પાપ વાસનાઓની વચ્ચે આવી જવાથી તેનો સયોગ થતો નથી. તેના દૂર થવાની સાથે જ પ્રભુ એની મેળે હૃદયમાં આવી બિરાજે છે. આ અવસ્થાનુ વિવેચન પરમહસ રામકૃષ્ણે એક સારા ઉદાહરણ સાથે કર્યું છે. તેઓ કહે છે કે —

" ઇશ્વર ચુમ્બક અને મનુષ્ય લોઢાના એક કકડા તુલ્ય છે તે લોઢાનો કકડો હમેશાં ચુમ્બકની તરફ આકર્ષિત રહ્યા કરે છે, પરતુ તેનાપર પાપરૂપી કાટ ચઢેલો છે, જેથી આકર્ષણ થઇ શકતું નથી, પાપરૂપી કાટને ખેંચીને દૂર ફેંકી દેવામાં આવે, ત્યારે તમારો નિર્મળ આત્મા એની મેળે જ પરમાત્માની તરફ ખેંચાઇ જશે. "

ફક્ત પાપને ચીરી નાખી દૂર ફેંકી દેવાની અને પવિત્ર હૃદય બનાવવાની આવશ્યકતા છે એટલું બને તો પ્રભુ મળી જાય, લોઢુ ચુમ્બક સાથે ચોટી જાય, અશ અશમાં મળી જાય; અને આત્માને પરમાત્મા મળી જાય.

પવિત્રાત્માને માટે આખો સસાર પવિત્ર થઇ જાય છે. તે ન હોય તો પોતે કોઇને છેતરે છે, અથવા બીજાથી પોતે છેતરાય છે. તેના શત્રુ મીત્ર થઇ જાય છે, અને સંસારમાં રાગ, દ્વેષ, ઘૃણા, પ્રતિહિસા વગેરે છે એમ તે જાણી શકતો નથી. તેનુ હૃદય તો હમેશા દિવ્ય ભાવોમાં લહેર માર્યા કરે છે. તે પવિત્રાત્મા છે, એટલે તેને જગત્ પણ પવિત્ર જણાય છે જેની આખમાં કમળો તેને આખો સંસાર પીળો જણાય, તેમ જેને પવિત્રતાનો રોગ થયો હોય તેને આખો સંસાર પવિત્ર જ જણાય છે. બાહ્ય જગત એ અન્તર્જગત્નું માત્ર પ્રતિબિમ્બ જ છે

જેનુ હૃદય જેવા ભાવોથી રંગાયુ હશે, તેને માટે સંસાર પણ તેવોજ થશે. ભગવાન નિશાનાથની કમનીયકાન્તિથી ખીલેલી રાત્રિ, એક ચોરને ભયંકર પિશાચીની માફક જણાય છે, એક કવિને તે એક શુક્લાભિસારિકા છે, પરતુ એક પ્રભુના પ્યારાને માટે તે એક સ્નેહમયી જગજ્જનની ભગ્ય પ્રતિમા તુલ્ય છે. આ પ્રમાણે જો મનુષ્ય રાત્રિ દિવસ સાચું જુઠું ખોલી પૈસા એકઠા કરવામા જ લાગ્યો રહે તો, પૈસો જ તેનો પ્રાણ થઇ જાય છે જે કોઇનું ધન દબાવી પાડે છે, તેને હરવખતે ઠગાઇ જવાનો ડર રહે છે, અને તેથી તેને માટે દુનિયામા કોઇ વિશ્વાસપાત્ર રહેતુ જ નથી. જે મનુષ્ય કોઇનો વિશ્વાસ કરતો નથી, તો તેનો વિશ્વાસ પણ કોઇ કરતુ નથી જેના હૃદયમા કોઇને માટે દયા નથી, તો તેને માટે કોઇને દયા રહેતી નથી, અને તેને સંસારમાં કોઇ પોતાનુ જણાતું નથી, પોતાનો અતરાત્માજ પોતાનો સંસાર છે. પોતાનુ હૃદય જગતના દર્પણ સ્વરૂપ છે. જગતના સર્વ ભાવ

પોતાના શરીરરૂપી જગતમાં મૌજૂદ છે જો આપણે ભાવ બદલીએ તો જગત્ પણ પોતાનો ભાવ બદલે એ પ્રત્યક્ષજ છે. જે લોકો પોતાનો ભાવ બદલે છે તેને માટે જગત્ પણ બદલાઈ જાય છે, એ ઈશ્વરની મહામાયા છે એ જ ખૂબી છે, અને તેમા જ આપણા સુખનું મૂળ છુપાએલું છે પવિત્રાત્માને અપવિત્ર ભાવોને માટે કોઈ પણ કારણ મળી આવતું નથી. તે કદી ક્રોધાયમાન થતો નથી, કેમકે અપરાધીની ભૂલપર તેને સહાનુભૂતિ અને પશ્ચાતાપર દયા ઉત્પન્ન થાય છે તે કોઇની સાથે દ્વેષ રાખતો નથી, કેમકે તેને પ્રભુના સર્વ પુત્રસમાન છે, તેને કોઇનામાં મોહ ઉત્પન્ન થતો નથી, કેમકે તે નિજાનંદમા મસ્ત છે, અને બાહ્ય જગત્ તેને ક્ષણીક પ્રતીત થાય છે તે સસારને ચ્હાય છે અને સંસાર તેને ચ્હાય છે. જડ ચેતન કોઇ પણ તેના આદેશને ટાળી શકતું નથી, સર્વ તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે જેને સંસાર કુટુબી સર્વ સારૂ છે તેના વૈભવનું શું પુછવું ? અવશ્ય તે એક અતુલ સમ્પત્તિનો સ્વામી છે, કેમકે તેનું હૃદય પવિત્ર છે અને પવિત્રતા જ પરમ સંપત્તિ છે

જે પવિત્રાત્મા છે, તેને પ્રથમ તો વિપરીત પરિસ્થિતિ આડે આવતી નથી, અને કદાચ દૈવવશાત કોઇ વિપત્તિમા આવી પડે તો તેને લાભ જ થાય છે. તે તેથી પોતાની પવિત્રતાની પરીક્ષા થાય છે એમ સમજે છે. દાખલા તરીકે સત્યનિષ્ટ હરિશ્ચન્દ્રે પોતાના અતુલ સાહસથી સસારને ચકિત કરી દીધુ છે એવા વખત પોતાની નિર્મળ કીર્તિને અમર કરવાને માટે જ મળે છે જો વિપરીત પરિસ્થિતિઓ સામે ન આવત તો રામ, યુધિષ્ઠિર, પ્રહ્લાદ અને પ્રતાપને આજ કોણ જાણત ? વિપત્તિઓ જ મનુષ્યની કીર્તિ તથા ચારિત્રને ચારગણું ચમકાવે છે પરતુ પવિત્રાત્મા કીર્તિના ભીખારી બનતા નથી. તેની નીન્દા તેને બમણો ઉપકાર કરે છે, તે તેને પોતાની સ્તુતિથી અધિક પ્રિય થાય છે તે દ્વારા તેનો સયમ વધારે દૃઢ થાય છે, અને તે પોતાની નિંદા અને સ્તુતિની જરા પણ પરવા ન કરતા પોતાના કર્તવ્ય પાલનમાં બમણો ઉત્સાહ બનાવે છે જો તેના પર કોઇ પ્રહાર કરે છે, તો તેને તે માથે ચઢાવે છે કેમકે તેના પ્રતિકારને માટે તેની પાસે ક્ષમા એ એક મોટું હથીયાર છે. ક્ષમાદ્વારા તે વિપક્ષીના પાષાણ હૃદયને પણ પાણી કરી દે છે. એ પ્રમાણે તેના હૃદયમા વિપત્તિથી ધૈર્ય, નિંદાથી ઉત્સાહ, ક્રોધથી ક્ષમા, કઠોરતાથી નમ્રતા અને દ્વેષથી દયા જાગ્રત થાય છે. જે હૃદયમા પવિત્રતાનુ બળ હોય છે તેની પાસથી દુષ્ટતા નાસી જાય છે અને ક્ષુદ્રતા માથુ ઝુકાવે છે. તેના સસર્ગથી અશુભ પણ શુભ થઇ જાય છે, અપવિત્ર પવિત્ર થઇ જાય છે અને દાનવ દેવતા થઇ જાય છે. એ પરમ બળનો મહિમા અતી મહાન છે તેની પ્રાપ્તિને માટે બધો પ્રયત્ન કરવો જોઇએ.

પવિત્રતાજ સર્વોચ્ચ સભ્યતા છે, આજકાલની સભ્યતા પવિત્રતા શૂન્ય છે તેમાં સ્વાર્થ, કલહ, તથા પ્રતિહિંસાનું અખંડ રાજ્ય છે જેથી માનવ સમાજ એટલું દુ:ખી છે. સ્વાર્થ તથા પ્રતિહિંસા આદિના ભાવ અશુભ છે અશુભથી શુભ ફળની પ્રાપ્તિ કદી થઇ શકતી નથી માટે જો યથાર્થ સુખ તથા શાન્તિની ઇચ્છા થાય તેણે હૃદયની પવિત્રતાનુ ઉપાર્જન કરવી જોઇએ. સંતોષ, સંયમ, શાન્તી અને ક્ષમા એ સર્વોચ્ચ સભ્યતાનાં અગ છે તેમા તો સર્વત્ર અખંડ સુખ તથા શાન્તિનુ સામ્રાજ્ય છે જે હૃદય આ સભ્યતામાં તરબોર થઈ ગયુ હોય છે તેને સસારમાં કોઇનો ભય લાગતો નથી, અને તે કોઇથી ડરતો નથી. જે દેશ આ સભ્યતામાં રગાઈ જાય છે તેની પણ એવીજ દશા થઇ જાય છે પ્રાચીન ભારત આવી સભ્યતામા રગાઇ ગયું હતું જેથી પ્રત્યેક દેશ તેને માતાની માફક સમતા ભરી દૃષ્ટિથી જોતું હતુ, અને તે તેનુ પુત્રવત્ પાલન કરતું હતું તે દીવસ એ ભારતનો પરમ સૌભાગ્યનો દીવસ હતો. પ્રભુ કરે, તે દીવસ તુરતજ પાછો આવે, અને ભારતમાં જ નહી, પરતુ સંસારમાં સર્વત્ર હૃદયની પવિત્રતાનો પ્રચાર થાય.

ॐ तत्सद् ब्रह्मणे नमः



# मूर्तिपूजा
## अथवा
# ईश्वर प्राप्तिनुं सुलभ साधन.

( લે. રા. લાલજી વિશ્વેશ્વર જાની. )

यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव तस्मै विश्वात्मने नमः ॥

વસંતતિલકા

જેનાથકી જગત આ સરજાયલું છે;
જેમાં વિલીન વળી જેહ અહો બને છે !
જેનાવડે નિયમથી સ્થિતિમાં રહ્યું છે,
તે દેવને અમ પ્રણામ નિરંતરે છે.

### જગતના મુખ્ય ધર્મોમાં મૂર્તિપૂજાની કલ્પનાનો આરંભ કેવી રીતે થયો, તે બાબત.

૧ જગતના મુખ્ય ધર્મોમાં મૂર્તિપૂજાની ઉત્પત્તિ વિષે વિચાર કરતા પ્રથમ આપણને સમસ્ત પૃથ્વી ઉપર દૃષ્ટિ નાંખવી પડશે, અને તે માટે ચિત્ર વિચિત્ર ભૂગોળ અને તે ઉપર વસતા વિવિધ ગુણના મનુષ્યોનો ઇતિહાસ જોવાની જરૂર છે; તથા આ અખિલ બ્રહ્માંડને ઉત્પન્ન કરી તેને નિયમમા રાખનાર જગતનિયંતા પરમેશ્વર સંબંધી જ્ઞાનની પણ આવશ્યકતા છે. તેથી ઉપરની બાબતો વિષે આપણે પ્રથમ વિચાર કરીએ. આધુનિક ભૂગોળના જ્ઞાન પ્રમાણે પૃથ્વીના પાચ ખંડ કે વિભાગ કરવામાં આવેલા છે, અને આ પાંચ ખંડમાં આજદિન સુધીમાં જાણવામાં આવેલા જળ તેમજ જમીનના ભાગોનો સમાવેશ થઇ જાય છે. એશિયા, યુરોપ, અમેરિકા, આફ્રિકા, અને આસ્ટ્રેલિયા, આવા પૃથ્વીના પાચ વિભાગ છે. આ પાંચ ભાગ પૈકી તુર્કસ્તાન સિવાયના યુરોપ, અમેરિકા અને આસ્ટ્રેલિયામાં મુખ્યત્વે કરીને ક્રિશ્ચિયન ધર્મ પ્રચલિત છે. આફ્રિકામા ત્યાંના મૂળ વતનીઓ જેઓ છેક જંગલી હાલતમાં છે, તેઓને માટે ખાસ ધર્મ જાણવામા આવ્યો નથી, પરન્તુ એટલું તો ખરૂં કે તેઓને પણ કંઇ કુદરતી પદાર્થમાં ધર્મની ભાવના હોય છે. જેઓ સુધરેલી સ્થિતિએ પહોંચ્યા છે, તેઓ મુખ્યત્વે કરીને મુસલમાની ધર્મ પાળે છે. તથા યુરોપમાંથી આવી ધંધા માટે જે જે પ્રજાઓ આફ્રિકામાં વસી છે તે પૈકી ઘણીખરી ક્રિશ્ચિયન ધર્મ માનનારી છે. હવે જે બાકી રહે છે, તે એશિઆ ખંડ છે, જેમાં વિવિધ ધર્મના લોકો જુદા જુદા ભાગમાં વસે છે. બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાનાદિમાં મુસલ-

માની ધર્મ ચાલુ છે. ચીન, જાપાન, મંગોલિયા, બ્રહ્મદેશ, સિંહલદ્વીપદિમાં વિશેષ કરીને બૌદ્ધ ધર્મ પ્રચલિત છે. ઈરાનમાં પારસી ધર્મ, એશિયાઈ તૂર્કિયામાં ખ્રિસ્તિ ધર્મ, અને હિંદુસ્તાનમાં મુખ્યત્વે કરીને સનાતન હિંદુ ધર્મ, જૈન ધર્મ, પારસી અને મુસલમાની ધર્મ છે.

## મૂર્તિપૂજાના જ્ઞાન પૂર્વે માણસોને થએલું ધર્મનું જ્ઞાન

( अ ) દુનિયાના ભિન્ન ભિન્ન ભાગમાં વિચિત્ર ગુણનાં અને વિચિત્ર સ્વભાવનાં અનેક મનુષ્યો વસે છે, પરંતુ તે બધા ઉપર ઈશ્વરી સત્તાનું સામ્રાજ્ય છે અને સુધરેલા તેમજ જંગલી લોકો પણ તે સત્તાને માન આપે છે, તથા તેનાથી ડરે છે અમુક કાર્ય કરવા યોગ્ય છે. અને અમુક કરવા યોગ્ય નથી, એવી જે લાગણીઓ માણસના અંતઃકરણમાં ઉદ્‌ભવ્યાં કરે છે. તે સબંધી વિચાર કરતાં માણસના કરતા અધિક શક્તિવાળી આ જગતની પાર કોઈ એક પ્રબળ સત્તા છે. એમ ખાત્રી થાય છે આ સત્તા તરફ માણસ પૂજ્યભાવ અને પ્રેમ વૃત્તિથી જુએ છે, અને તે અલૌકિક સત્તાના નિયમોનો ભંગ કરતા ડરે છે એ દૈવી સત્તા આ વિશ્વનો નિયંતા ઈશ્વર છે. એ ઈશ્વર સાથે પોતાને નિરંતર સબંધ છે. તથા તે સબંધને અવલંબીને અને પ્રભુની આજ્ઞાઓનો ખ્યાલ રાખીને માણસ જે આચારવિચાર કરે છે તે "ધર્મ" કહેવાય છે આવી રીતે અંતઃકરણની પ્રવૃત્તિઓ દ્વારા માણસને પ્રથમ ધર્માધર્મનું જ્ઞાન થયું. પછી ઋષિમુનિઓ, ડાહ્યાપુરૂષો અને વિદ્વાનજનોએ ધર્મ સબંધી પુખ્ત વિચાર કરી ધર્મની વ્યાખ્યાઓ ઘડી કાઢી, જે માંહેની થોડી નીચે લખી છે, ૧. **वेदे प्रणिहितो धर्म** ।. વેદમા કહ્યા પ્રમાણે આચરણ કરવું તેનું નામ ધર્મ. **यतोऽभ्युदय निःश्रेयससिद्धिः स धर्मः** । ( વૈશેષિક દર્શન ) જેનાથી ઉન્નતિ અને પરલોકની સિદ્ધિ થાય તેનું નામ ધર્મ. ૩. **यं त्वार्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मः यन्तु गर्हन्ते सोऽधर्मः** । ( આપસ્તંબ ધર્મ સૂત્ર ) જે કામને આર્ય સ્ત્રી પુરૂષો વખાણે તે ધર્મ, અને જેને નિંદે તે અધર્મ ૪. **आरंभाद् न्याय युक्तो यः स हि धर्मः** । ( વન પર્વ ) જે કાર્ય આરંભથી ન્યાય યુક્ત હોય તેજ ધર્મ ઇત્યાદિ આવી રીતે ધર્મ સંબંધી નિયમાનુસાર આચરણ કરતાં કરતાં માણસનો પ્રભુ સાથેનો સંબંધ ચાલુ રહે છે, અને જ્યારે તેનો સુક્ષ્મબંધ નિરંતર સતેજ રહે છે ત્યારે તેને સદાકાળ પ્રભુનું જ ધ્યાન થઇ રહે છે

## પ્રભુના ધ્યાન માટે ધ્યેયની જરૂર

( ब ) ઉપર કહ્યું તેમ માણસોને પોતાના અંતઃકરણની લાગણીઓ દ્વારા ધર્મનું જ્ઞાન પ્રથમ થયું પછી પાછળના કાળમા ડાહ્યા અને સુજ્ઞ પુરૂષોએ ધર્માચરણ કરવા માટે ધર્મ સંબંધી ઉપર લખ્યા તેવા નિયમો ઘડયા, આ નિયમોનું પાલન કરતાં માણસોનો પ્રભુ સાથે સબંધ જોડાયો. પરંતુ તેમને એકદમ પ્રભુનો ખ્યાલ નહોતો, પ્રથમ જે જે વસ્તુઓમાં કંઇ અદ્‌ભુત ગુણ કે વિલક્ષણ શક્તિ તેમના જોવામાં આવી તે તરફ તેઓ પૂજ્યબુદ્ધિ ધરાવવા લાગ્યા તથા તેવી કુદરતી પ્રતિભાશાળી વસ્તુઓની તેઓ પૂજા કરવા લાગ્યા. અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વાયુ, જળ, ઉષા, સંધ્યા, મોટાં વૃક્ષો, પહાડ, સાપ કે મોટી નદીઓમાં અથવા કોઈ વિચિત્ર કે મહાન જળચર, ભૂચર, કે ખેચરમાં ઈશ્વર કે ઈશ્વરીસત્તા તેઓ માનવા લાગ્યા, અને તેને પૂજવા પણ લાગ્યા. પાછી ઘણાં વર્ષોના વિચારને પરિણામે તેમને ખાત્રી થઇ કે: આ સૂર્ય, ચંદ્ર તથા

જળ, પર્વત વગેરે ઇશ્વર નથી. પણ તે બધાને ઉત્પન્ન કરનાર કોઇ સમર્થ સત્તા હોવી જોઇએ. અને તેજ આ સકળ વિશ્વનો ઇશ્વર કે પરમેશ્વર છે પછી તેઓને સમાધિક ધ્યાનના અભ્યાસથી ખરા ઇશ્વરનુ અને તેના ખરા સ્વરૂપનું ભાન થયું. હવે આ ઇશ્વરનું નિરંતર ધ્યાન થવા માટે ધ્યેય અથવા ધ્યાનની વસ્તુની તેમને જરૂર પડી. ધ્યેય અમુક વસ્તુ હોવી જોઇએ કે જેનાં વિવિધ અંગો, વસ્ત્રાલંકારો તથા ગુણ વગેરે સાધન સંપત્તિ દ્વારા એકંદર વસ્તુનુ માણસ ધ્યાન કરી શકે, આ પ્રમાણે પ્રભુ ધ્યાનના વિષયરૂપ ધ્યેયની અપેક્ષા થતાં ઋષિ મહર્ષિઓએ માટી, પાષાણ, ધાતુ કે કાષ્ઠની મૂર્તિ બનાવી, તેમા ઇશ્વરની ભાવના કરી તેની પૂજા કરવા માંડી, વળી પાછળના સમયમા જ્યારે જ્યારે સજ્જનોના રક્ષણ માટે, દુર્જનોના વિનાશ માટે અને ધર્મના સંસ્થાપન માટે ઇશ્વરે રામ કૃષ્ણાદિ અવતારો ધારણ કીધા, ત્યારે તે દિવ્ય અવતારોની યાદગીરી કાયમ રહેવા માટે તે તે અવતારોનીજ સ્વરૂપને પ્રાપ્ત થયા પછી શિષ્ટ પુરૂષોએ તેમના નામના મુર્તિઓ બનાવી તેની પૂજા કરવા માંડી વળી સૂર્ય, ચંદ્ર, જળ, અગ્નિ વગેરેને ઇશ્વરના અંશવાળા દેવો ગણી આર્યો તેમને પૂજવા લાગ્યા, અને હાલ તેમના નામની મુર્તિઓ બનાવીને પણ પૂજે છે. પારસી લોકો અગ્નિને દેવ તરીકે પૂજે છે. હિંદુઓ અગ્નિ, વાયુ, જળ, આકાશ ને પૃથ્વી એ પાંચ તત્ત્વોને તથા સૂર્ય, ચંદ્ર, ગ્રહ નક્ષત્રાદિને માને છે, અગ્નિને તેઓ મુખ્ય દેવ ગણે છે.

अग्नि र्वै देवानां प्रथमः।
विष्णुः परमः प्रथान्तरे सर्वान्या देवताः॥

ઉપાસના કરવા માટે અગ્નિ એ પ્રથમ દેવ છે. સૂર્ય, ચંદ્ર, વાયુ, તથા પ્રજાપતિ આદિ દેવો તે પછી અને છેવટે સર્વથા મોટા સર્વવ્યાપક વિષ્ણુભગવાન છે. જૈન, મુસલમાન અને ક્રિશ્ચિયનો કુદરતી તત્ત્વોને માને છે. પરંતુ વૈદિક ધર્મના અનુયાયી હિંદુઓ તો અગ્નિ, વાયુ, વરૂણાદિ કુદરતી તત્વોને પ્રત્યક્ષ દેવ તરીકે દિનરાત ભાવપૂર્વક પૂજે છે. તથા તેમને પોતાના શુભાશુભ કર્મોના સાક્ષીભૂત દેવ તરીકે માને છે આ પ્રમાણે સૃષ્ટિના આરંભકાળમાં માણસોને મૂર્તિપૂજાની કલ્પના થઇ તે વિષે કહેવામાં આવ્યું અને હવે મુર્તિપૂજાના આરંભ કાળનો તથા જુદા જુદા ધર્મ અને તેની શાળાઓનો વિચાર કર્યા પછી તે તે ધર્મોમા મૂર્તિપૂજાની કલ્પના અને પ્રારંભ કેવી રીતે થયો તે આગળ ઉપર કહેવામાં આવશે.

## મૂર્તિપૂજાના આરંભનો સમય અને તત્સંબંધી પ્રમાણો.

૧. મુર્તિપૂજા આધુનિક છે, એમ કોઇપણ સમપ્રમાણ કહી શકે તેમ નથી, પરંતુ ઘણા પ્રાચીન કાળથી સુધરેલી તમજ જંગલી પ્રજાઓ પણ મૂર્તિની પૂજાઓ કરે છે એવા હજારો પ્રમાણો મળી શકે તેમ છે. વૈદિક મત પ્રમાણે મૂર્તિપૂજા વેદ રચ્યા તે સમયથી જ ચાલુ છે. અને વેદમા ઘણે સ્થળે મૂર્તિપૂજાનુ તથા તેના મહીમાનુ વર્ણન છે. મૂર્તિપૂજાના આરંભ કાળ બાબત નીચે ચૌદ પ્રમાણ આપ્યાં છે.

(१) काऽसीत्प्रमा प्रतिमा किं निदानमाज्यम् किमासीत् परिधिः।
• कमासीत्छन्दः किमासीत्प्रउगं किमुकथ यद्देवादेवमयजन्त विश्वे

આ મંત્રમાં પ્રશ્ન અને ઉત્તરનો સમાવેશ છે,

પ્રશ્ન ૧ લો–**काऽसीत्प्रमा**=પરમાત્માના જ્ઞાનનુ યથાર્થ સાધન શું છે

ઉત્તર–**प्रतिमा**=પ્રભુની મુર્તિ

પ્રશ્ન બીજો–**किं निदानमाज्यम्**=ઘીના સમાન (સંસારમાં) સાર વસ્તુ શું છે ?

પ્રશ્ન ત્રીજો–**किमासीत परिधिः**=જગતની અન્તિમ સીમા કોણ છે ?

પ્રશ્ન ચોથો–**कआसीत छन्दः** સ્વતંત્ર કોણ છે અથવા સ્તુતિ કરવા યોગ્ય કોણ છે ?

પ્રશ્ન પાંચમો–**किमासीत्प्रउग** સર્વત્ર પ્રાપ્ત થનાર કોણ છે ?

પ્રશ્ન છઠ્ઠો–**किमुक्थं** સર્વથી શ્રેષ્ટ સ્તુતિ કરવા યોગ્ય કોણ છે ? બેથી ૭ સુધીના પ્રશ્નનો ઉત્તર

**यद्देवादेवमजयन्तविश्वे** જે દેવનુ વિશ્વમાં સમસ્ત દેવતાઓ પૂજન કરે છે તેજ દેવ અર્થાત્ જે પરમેશ્વરને બ્રહ્માદિ દેવતાઓ પૂજે છે, તેજ ઘીના સમાન સાર વસ્તુ છે, તેજ જગતની પરિધિ છે, તેજ સ્વતત્ર છે, તેજ સર્વત્ર પાત્ર થનાર છે, અને તેજ સર્વથી શ્રેટ સ્તુતિ કરવા યોગ્ય છે.

**अजयन्त** પૂજે છે આ શબ્દથી સ્પષ્ટ થાય છે કે ઇશ્વરની પ્રતિમાની પચામૃત સ્નાનથી તેમજ ધુપ, દીપ, નૈવેદ્ય, અબીલ, ગુલાલ, ચદનાદિથી પૂજા કરે છે. (૨) વળી યજુર્વેદ સંહિતાના ૩૨ મા અધ્યાયના પ્રથમ મત્રમાં કહ્યુ છે કે—

**तदेवाऽग्नि स्तदादित्य स्तदवायु तदु चंद्रमाः ।**
**तदेव शुक्रं तद् ब्रह्म तदापः स प्रजापतिः ॥**

અર્થાત્ તેજ ઇશ્વર અગ્નિ, સૂર્ય, વાયુ, ચદ્ર, વીર્ય. પ્રજાપતિ, જળ વગેરે સ્વરૂપ ધારણ કરીને રહેલા છે. એટલે કે સૂર્ય, ચદ્ર, અગ્નિ આદિની પૂજા કરવી તે ઇશ્વરની પૂજા સમાન છે, કારણ કે તેઓમા ઇશ્વરનુ અસ્તિત્વ બતાવ્યું છે.

(૩) યજુર્વેદના શતપથ બ્રાહ્મણમા યજ્ઞકુડ

(૪) વેદ ઉપનિષદાદિમા "**प्रतिक**" એવું જે નામ વપરાયું છે તે મૂર્તિપૂજાના જ અર્થમા છે.

(૫) પ્રાણુનીય આચાર્યની અષ્ટાધ્યાયી રચાઇ તે વખતે હાલના જેવી પાષાણુની મૂર્તિ પૂજાતી હોવી જોઇએ. કારણ કે મૂર્તિનુ વર્ણન હાલની મુર્તિઓ જેવુ છે આથી પાણિનીના સમય પહેલા મુર્તિપૂજા ન હતી એમ માનવાનું નથી કારણ કે તે પૂર્વે મુર્તિ આધુનિક સમયની મુર્તિથી ભિન્ન આકારમા, ભિન્ન રૂપમાં પૂજાતી હોય, એ ઉપરના વેદ આદિના આપેલાં મુર્તિપૂજાના પ્રમાણુથી સિદ્ધ થાય છે.

---

– મુસલમાની ધર્મના અધાધુંધી શરૂ થયા પછી વેદ તેના પૂર્ણ સ્વરૂપે કેવો છે, કેટલી સહિતા છે, તેમાં મંત્રોના ઋષિ અને દેવતા કોણ છે, તે બાબત ગણ્યાગાંઠ્યા વૈદિયા સિવાય કોઇને ખબર ન હતી અને હજુએ ઘણાને ખબર નથી તથાપી ભટ્ટ મોક્ષમુ'લરે ઘણા વર્ષના પરિશ્રમ અને ખતથી ઋગ્વેદ સહિતા તેના ભાષ્ય સહિત પ્રગટ કરીને દુનિયાના ઘણા પઢીતોને આભારી બનાવ્યા છે. **आर्यधर्मप्रकाश**. (ભટ્ટ મોક્ષમુલ્લરનો સ્વર્ગવાસ)

(૬) પારમાર્થિક જ્ઞાનના સાધનભૂત પુસ્તકોમા યોગના પુસ્તકો પણ જોવામાં આવે છે. તો યોગાદિ વિદ્યા અને તેને લગતા પુસ્તકોની પ્રવૃત્તિ સાથેજ મૂર્તિની અપેક્ષા સહજ ઉભી થાય છે. કારણ કે ધ્યાન જે યોગનું એક મુખ્ય અગ છે. તે તેના વિના સંભવે નહી અને યોગ અનુશાસનના કર્તા ઇ. સ. પૂર્વે પ્રથમ સૈકામાં થઇ ગયા, એમ મનાય છે. એટલે આજથી લગભગ ૨૦૦૦ વર્ષ પહેલાં તો મૂર્તિપૂજા હતી એવુ સહજ સિદ્ધ થાય છે. હવે તેથી આગલા વખતની વાત કરીએ.

(૭) " યુફ્રેટીસ અને ટૈગ્રિસ નામે બે મોટી નદીઓ એશીયા માઇનરના પર્વતોમાંથી નીકળી ઇરાની અખાતને મળે છે ઈ. સ. પૂર્વે સુમારે ૪૦૦૦ વર્ષ પર એ નદીઓની ખીણમાં એક જાતના લોક રહેતા હતા. તેમણે જમીનને પાણી પાવાને નહેરો ખોદી હતી તેથી જમીન અતી રસાળ બની, અને તેઓ ધનવાન તથા આબાદ થયા હતા. તેમણે મોટા શહેરો વસાવી ભવ્ય મહેલો અને દેવળો બાંધ્યાં હતાં. એ ઇમારતોનાં ખંડેરો હમણાં શોધી કાઢયા છે. તેમનું મુખ્ય શહેર બાબીલન હતુ એ શહેર હાલના લંડન જેવડુ હતુ એમ કહેવાય છે. લોકો બહુ વહેમી હતા અને અનેક દેવોને પૂજતા હતા. "

( નવી વાચનમાળા પુ. ૭ પા. ૨૬ )

ઉપરના ફકરા ઉપરથી સિદ્ધ થાય છે કે ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પહેલાં એટલે આજથી લગભગ ૬૦૦૦ વર્ષ પર યુફ્રેટીસ અને ટૈગ્રિસ નદીઓની ખીણોમા વસતા લોકો દેવળો બાધતા, અને તેમાં દેવોની મૂર્તિઓ સ્થાપન કરીને તેમને પૂજતા હતા. પછી આજથી આશરે ૬૦૦૦ વર્ષ પૂર્વે તે સુધરેલા લોકોનો એક ભાગ એશિયા માઇનરના વાયવ્ય ખુણામાં યુરોપ તરફ અને બીજો ભાગ તેના અગ્નિ ખુણા તરફ આર્યાવર્તમાં આવી વસ્યો. ત્યારથી ગ્રીસ અને યુરોપના બીજા દેશોમાં તેમજ હિંદમા તે લોકો સાથે મૂર્તિપૂજાનો ફેલાવો થયો. ગ્રીક લોકોમા પણ હિંદુઓની પેઠે બહુ દેવોની માન્યતા છે. મહાન્ કવી હોમરકૃત "ઇલિયડ" જેમણે વાચ્યુ હશે તેમને ગ્રીક લોકોની દેવોની માન્યતા વિષે માહિતી હશે. ઉપરની વાતથી તથા બીજા પ્રમાણોથી ખાત્રી થાય છે કે ઇ સ. પૂર્વે લગભગ ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષ પૂર્વે જુના સમયના સુધરેલા અથવા આર્ય લોકો મૂર્તિને પુજતા. અગ્નિ, વાયુ, જળ, સૂર્ય, ચદ્રાદિને દેવ ગણી પ્રાત મધ્યાન્હ તથા સાયંકાલે તેમની પ્રાર્થના કરતા.

(૮) જગતના સર્વ ધર્મના લોકોમા તીર્થક્ષેત્રોની માન્યતા અદ્યાપી ચાલુ છે. અને આ તીર્થો પૈકી કેટલાક જે ઘણા કાળથી સ્થાપિત થયેલા છે તેની સાથે મૂર્તિપૂજાના કાળની પણ કઇ હકીકત મળે છે. મક્કા, મદીના, અજમેર વગેરે મુસલમાનોના પ્રસિદ્ધ તીર્થના સ્થળો છે અને તેની શરૂઆત મહમદ પેગમ્બરના જન્મકાળથી અર્થાત્ આજથી લગભગ ૯૦૦ વર્ષ પૂર્વે થયેલી છે. આ સમયમા મક્કા, મદીના જે અરબસ્તાનમા આવેલાં છે, ત્યાના વતની આરબ લોકો મુર્તિપૂજક હતા. ત્યાર પછી મહમદ પેગંબર અને તેના શિષ્યોના ઉપદેશથી આરબોએ મુર્તિપુજાનો નિષેધ કર્યો અને મહમદને પેગમ્બર ( ખુદાનો સદેશો લાવનાર ) તરીકે માનવા લાગ્યા.

(૯) બૌદ્ધ લોકોમાં પણ ઘણા તીર્થો મનાય છે, તે ઉપરથી બૌદ્ધ ધર્મના વિસ્તારનું આપણને ભાન થાય છે. ગયા પાસે " બુદ્ધ ગયા " નામનું તીર્થ છે. જ્યાં ચીન અને

જાપાન જેટલા દૂર પ્રદેશથી પણ લોકો યાત્રા કરવાને આવે છે, અને આંહી મહાત્મા બુદ્ધ દેવની ભવ્ય મુર્તિનાં દર્શન કરી પોતાને કૃતાર્થ થયા સમજે છે. આ બુદ્ધગયાનુ સ્થળ ઘણા પ્રાચીન સમયથી તીર્થ તરીકે મશહુર છે.

(૧૦) ક્રિશ્ચિયન ધર્મ સ્થાપન કરનાર મુળ પુરૂષ જીસસ ક્રાઇસ્ટ પરધર્મીઓએ જેરૂસાલમ આગળ જે સ્થળે મારી નાખ્યા, તે સ્થળે એક નદી છે. તે સ્થળને એટલ જેરૂસલામને તથા તે નદીને ક્રિશ્ચિયનો તીર્થ તરીકે માને છે. અને ક્રિશ્ચિયન થનારા હરકોઇ મનુષ્યને તે જળ પાય છે, એવુ સાંભળવામાં આવ્યુ છે. પરધર્મી તુર્ક લોકોએ ખ્રિસ્તિ ધર્મના ઉપદેશ કરનારા જીસસ ક્રાઇસ્ટને ક્રોસના આકારમા ઉભા રાખી મારી નાખ્યા હતા તેથી ક્રિશ્ચિયનો પોતાના મહાપુરૂષ ધર્મપ્રવર્તકની યાદગીરી માટે ક્રોસનુ આવું + ચિન્હ પોતાના અંગ ઉપર વસ્ત્ર કે અલકારોમાં ધારણ કરે છે. અથવા તો ક્રોસના આકારવાળુ પદક પોતાના કંઠમાં પહેરે છે. તેમજ આજ ચિન્હ પોતાના ક્રિશ્ચિયન ધર્મના દેવળોમાં અને તેની ધ્વજોમાં ધારણ કરે છે ખ્રિસ્તિ ધર્મના પાદરી વગેરે મેરી-ક્રાઇસ્ટ તથા ઘણા સાધુઓની મુર્તિને પૂજે છે. ઉપર કહ્યુ તે ક્રોસ ચિન્હ પણ એક આકારદર્શક મુર્તિ છે, અને તેને ક્રિશ્ચિયનો ભજે છે, પૂજે છે, અને ધ્યાનમા લે છે. ક્રાઇસ્ટના મરણનો સમય પણ મુર્તિના આરંભ કાળની કેટલીક હકીકત પૂરી પાડે છે.

(૧૧) જૈન લોકોના તીર્થોની શરૂઆત આશરે એક હજાર વર્ષ પૂર્વે થયેલી હોય તેમ ગણવામાં આવે છે અને તેથી જૈન સપ્રદાયમા તેમના ૨૪ તીર્થંકરોની મુર્તિની પૂજા તેટલા કાળથીજ ચાલુ હોવી જોઇએ.

(૧૨) "મુબઇથી પુને જતાં ઘાટના ડુંગરોમા લુણાવલીનું સ્ટેશન આવે છે, ત્યાંથી છએક માઇલ દૂર વિહાર અને કાર્લી નામનાં ગામો છે. એ ગામોની પાસે પર્વતમાં કોતરેલા બૌદ્ધ સાધુઓના કેટલી ગુફાઓ છે તેમા એક બૌદ્ધ ધર્મનુ સુંદર દેવાલય છે. આ તરેહનાં દેવાલયને ચૈત્ય કહે છે પાછળના વખતમા બૌદ્ધ દેવાલયોમાં બુદ્ધદેવની અને બીજી મુર્તિઓ પધરાવવામા આવતી; પણ અસલ તો તેમા બુદ્ધ દેવની ચિતામાંથી રહેલો એમનો શરીરનો કોઇક ભાગ સાચવી રાખેલો તે પૂજવામાં આવતો × + × બૌદ્ધ ધર્મની શરૂઆત ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં થઇ તો પણ ઘણાં ખરાં ચૈત્યો પશ્ચિમ હિંદુસ્તાનમાં છે. એ સૂત્રોમાં કાર્લીનું ચૈત્ય મોટામા મોટુ છે × × × એનો અસલ ભાગ ઇ. સ. પહેલા સૈકામાં કોતરેલા જણાય છે"

( ગુજરાતી વાચનમાળા પુ. ૫ પા. ૨૦ )

ઉપરના અવતરણવાળા ભાગથી સાબીતી મળે છે કે આજથી લગભગ બે હજાર વર્ષ પૂર્વે હિંદમા બુદ્ધ ધર્મ ચાલતો હતો, અને બુદ્ધ લોકો બુદ્ધદેવની મુર્તિને પૂજતા હતા.

(૧૩) ગગાદિતીર્થ લગભગ પાચ છ હજાર વર્ષ પહેલાંથી છે, એમ માનવામા આવે છે. રાજતરગિણી નામના ગ્રન્થમા કૌરવ પાડવોનો ઇતિહાસ છે, તેમાં શ્રીકૃષ્ણના જન્મ સમયના ગ્રહો લખ્યા છે તે પ્રમાણે દ્વાપર યુગના અતમાં અને કલિયુગની શરૂઆતમા શ્રીકૃષ્ણનો જન્મ થયેલો માનવામાં આવે છે ગ ગાતીરે "પાડવ ચટ્ટી" નામે મદીર છે ત્યાં તામ્રપત્ર ઉપર લખેલા પાચ લેખ છે તેમને એક લેખ પાડવોના વડિલ બંધુ યુધિષ્ઠિરે લખી આપેલો છે, તેની મતલબ સાંભળતા પ્રમાણે નીચે પ્રમાણે છે. "તીર્થયાત્રા

નિમિત્તે હું અહીં આવ્યો હતો. મારા પછી જે રાજા થાય તે આ મંદિરનું રક્ષણ કરે" આ લેખ ઉપરથી સિદ્ધ થાય છે કે આજથી પાંચ હજાર વર્ષ પહેલાં મઆદિ તીર્થ સાથે ત્યાં આગળની શ્રીકૃષ્ણની મૂર્તિની સ્થાપના થયેલી હોવી જોઇએ. ભરતખંડની અંદરના કેટલાક પ્રાચીન ખંડેરોમાંથી તથા કેટલાક તીર્થક્ષેત્રોમાંથી અથવા તેના આજુબાજુનાં ભાગમાંથી ઘણા જુના કાળમાં બનાવેલી મુર્તિઓ ખંડિત વા અખંડિત રૂપમાં જડી આવે છે. તેથી પણ મુર્તિપૂજાનો ઘણો પ્રાચિન કાળ સિદ્ધ થાય છે.

(૧૪) દક્ષિણમાં તુંગભદ્રા નદીને સામે કાંઠે કિષ્કિંધા આગળ એક સ્ફાટિકની શિલા છે. ત્યાં એક મંદિર છે. જેમાં જનમેજય રાજાનો નીચે પ્રમાણે એક લેખ છે "હું અહીં આવ્યો હતો, આ મંદિર જે જુનું થઇ ગયું હતું તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો, બ્રાહ્મણોને ચૌદ ગામ આપવામાં આવ્યા છે. તે કોઇએ દરશ ન કરવા." વળી તુંગભદ્રા ઉપર "હમ્પતિવિરૂપાક્ષેત્ર" છે તેમાં બહુ જૂની કારીગીરી છે લોકો તેને જોઈ આશ્ચર્ય પામે છે. બંગદેશવાળા પ્રાચીન લેખ ઉદ્ધારક શ્રીયુત્ રાજેન્દ્રલાલમિત્ર આ મંદિર ૧૫૦૦૦ વર્ષ પહેલા બંધાયાનું જણાવે છે. "એન્ટીકેરેરિયન" પત્રમાં તે વિષે લેખ છે. આ નોંધ પ્રમાણે આજથી ૧૫૦૦૦ વર્ષ પહેલાં ભારત વર્ષમાં મંદિરો અને દેવાલયો અને મુર્તિઓની સ્થાપના થયેલી જાણવામાં આવે છે. (સ્વામી આત્મસ્વરૂપનું વ્યાખ્યાન)

### ૩. જગતના મુખ્ય ધર્મની શાખાઓ અથવા વિવિધ સંપ્રદાય.

૩ મુર્તિપૂજાનો વિકાસ શી રીતે થયો. આ સબંધે વિચાર કરવા માટે આપણને જગતના મુખ્ય ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયોનો ઇતિહાસ જાણવાની જરૂર છે. પ્રથમ આપણે યુરોપખંડમાં ચાલતા ખ્રિસ્તી ધર્મ સંપ્રદાયોની વાત કરીએ

## યૂરોપ અને અમેરિકામાં ધર્મની શાખાઓ.

"યૂરોપખંડમાં ૯૬ ટકા લોક ખ્રિસ્તી ધર્મ પાળે છે. લોર્ડ જીસસ ક્રાઇસ્ટે ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરી નવમી સદીમાં આ ધર્મના બે ફાંટા પડયા. એક રોમન કેથોલિક અને બીજો ગ્રીક ચર્ચ. તેજ વખતે ગ્રીક ચર્ચના લોકોએ રોમનકેથોલિક ધર્મનો મુખ્ય ગુરૂ પોપ છે તેની સત્તા કબુલ કરી નહિ. આટલા ફેર સિવાય બીજી ઘણી રીતે એ બ પંથ એક બીજાને મળતા આવે છે ઇ. સ. ની ૧૫ મી સદીમાં રોમન કેથોલિક ધર્મમાંથી કેટલાક રીતરિવાજ સામે વાંધો ઉઠાવ્યો તેથી તેઓ પ્રોટેસ્ટંટ (વાંધા ઉઠાવનાર) અને તેઓનો ધર્મ પ્રોટેસ્ટંટ ધર્મ કહેવાય છે. પ્રોટેસ્ટંટ ધર્મના લોકો પોપને પોતાનો ધર્મગુરૂ માનતા નથી તેમજ તેઓ મુર્તિને પણ માનતા નથી, લોકોના બે ભાગ રોમન કેથોલિક, એક ભાગ પ્રોટેસ્ટંટ ધર્મ, અને એક ભાગ ગ્રીક ચર્ચનો ધર્મ પાળે છે. રૂમાનિક લોકો રોમનકેથોલિક ધર્મ ટ્યુટોનિક લોકો પ્રોટેસ્ટંટ ધર્મ અને સ્લાવ જાતો ગ્રીક ધર્મના અનુયાયી છે. રોમનકેથોલિકના ધર્મના મુખ્ય ધર્મગુરૂ જેમને અંગ્રેજીમાં પોપ કહે છે, તેઓ રોમમાં રહે છે, પ્રોટેસ્ટંટ ધર્મવાળા. પોપને પોતાનો ધર્મગુરૂ તરીકે માનતા નથી"

[ અ ૨. દેશાઈકૃત ભુગોળવિદ્યા મુલતત્વો ભા. ૨ ]

[ ૨ ] અમેરિકામાં યૂરોપના કરતા ધર્મની કઇ ખાસ નવીન શાખાઓ નથી, ઉત્તર અમેરિકામાં ૯ કરોડ માણસની વસ્તી છે તેમાં ૭ કરોડ માણસ યુરોપમાંથી જઇ વસેલી

પ્રજાઓના વંશનો છે. અમેરિકામાં આવ્યા પછી તેઓમાં કંઇ ધર્મની નવી શાખાઓ પડી નથી. પરન્તુ યુરોપમા તેમનો પુર્વનો જે ધર્મ હતો તેજ તેઓ પાળે છે. બાકીની ત્રણુ કરોડની વસ્તી ત્યાં મુળ વતનીઓ ઈંડિયનો કે સીદીઓની છે.

[૨] યુરોપ, અમેરિકાના લોકો મુર્તિપૂજા સબંધે શું શું આચરણુ કરે છે તે આગળ કહેવાઇ ગયું છે ખ્રિસ્તી ધર્મનો દેશ દેશાન્તરમાં વિકાસ થાય તેટલા માટે રાજ્યના ખર્ચ બ્રિટિશ સસ્થાનો તેમજ બીજા પ્રદેશમાં પણુ પાદરીઓ રાખવામાં આવ્યા છે જેઓ લોકોને ખ્રિસ્તી ધર્મનો અને તેના મતનો " બાઇબલ " માંથી ઉપદેશ કરે છે. લોકોનો અજ્ઞાનતામાંથી ઉદ્ધાર કરીને ધર્મ માર્ગ બતાવનાર જીસસક્રાઇસ્ટ અને તેમની માતા મેરીને ભજવા તથા માન આપવા શિખામણુ આપે છે અને નીતિવાળી સરલ જીદગી ચલાવવા લોકોને બોધ કરે છે. ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓને તથા તે ધર્મ સ્વીકારનારાને પાદરી લોકોના મીશન તરફથી પૂર્ણ મદદ આપુવામાં આવે છે. ગરીબ લોકોનાં બાળકોને મફત કેળવણી આપવામાં આવે છે, તથા ઘણે સ્થળે દવાખાનાં ખોલવામાં આવ્યાં છે, જેનો લાભ શ્રીમંત તેમજ ગરીબ લોકોને મળે છે.

## યૂરોપમાં મુસલમાની ધર્મ.

[૪] ઉપર કહી તે શાખાઓ ઉપરાંત રોપમાં " મુસલમાની " અને " યાહુદી " એવા બીજા બે ધર્મ પ્રચલિત છે જેમનો મુસલમાની ધર્મ તુર્કસ્તાનમા પળાય છે, "મુસલમાની ધર્મ માનવારાની સખ્યા ૭૦ લાખ અને યાહુદી ધર્મ માનનારાની સખ્યા ૫૦ લાખ છે, તુર્કસ્તાનનો સુલતાન પૃથ્વી ઉપરના બધા મુસલમાનનો ધર્મગુરૂ છે.

[ અ. ર. દેશાઇકૃત ભૂ. ભા. ૨ જો ]

## આફ્રિકામાં ધર્મ સંબધી માન્યતા.

(૫) " આફ્રિકાના ઉત્તર ભાગના બધા લોકો મુસલમાની ધર્મ માને છે આબિસિનિઆના લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. મધ્ય ભાગના લાક, ઝાડ અને પ્રેતને પૂજે છે, અને તેને બલિદાન આપે છે. કેપકોલાની અને વલદાના સંસ્થાનોમાં રહેનારા સંસ્થાનિકો પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે "

( અ. ૨. દેશાઇકૃત ભૂ ભા. ૨ જો )

(૬) આસ્ટ્રેલિઆમા બ્રિટિશ સંસ્થાનિકો વસે છે. અને તે પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે, ત્યાંના અસલ વતનીઓનો ધર્મ કઇ જાણુવામાં આવ્યો નથી. ત્યાંના અસલ વતનીઓની સંખ્યા ૬૦ હજારથી વધારે નથી અને તે ખડની એકંદર વસ્તી ૩૭,૫૦,૦૦૦ ની છે.

## એશિયા ખંડમાં ધર્મ સંપ્રદાય અને તેની શાખાઓ.

(૭) " એશિયા ખંડમાં જોવામા આવતા ધર્મોમા મુખ્ય ધર્મ ત્રણુ છે બોદ્ધ, હિન્દ અને મુસલમાન ખ્રિસ્તી ધર્મનો દાબ ધીમે ધીમે આ ખંડમાં ફેલાવો થતો જાય છે. +++ ચીન, જાપાન, હિંદી ચીન અને સિલાનના લોકોનો મુખ્ય ધર્મ બાદ્ધ છે. જેની સખ્યા ૪૨,૫૦,૦૦,૦૦૦ છે. હિન્દુસ્તાનના ૩/૪ એટલે ૨૦,૮૦,૦૦,૦૦૦ લોકો હિંદુ ધમ માને છે. નૈઋત્ય તરફ મુખ્ય ધર્મ મુસલમાની છે અને તેમની સખ્યા ૧૨,૦૦,૦૦૦ છે "

( અ. ૨, દેશાઇકૃત ભૂ. ભા, ૨ )

અપૂર્ણ

# स्वास्थ्य रक्षानुं मुख्य साधन

( અનુવાદક. વાડીલાલ કાકુભાઇ સંઘવી. )

દાતણથી દાંત સાફ કરવા અને મુખને અંદર તથા બહારથી સ્વચ્છ રાખવું, એ સ્વાસ્થ્ય રક્ષાનુ મુખ્ય સાધન છે માણસ અગર તો પશુ દરેકની પાસે દાંતરૂપી અમુલ્ય અને જીવનોપયોગી વસ્તુ છે. દાત નિરાગી રહેવાથી માણુસ સારી રીતે ભોજન ચાવી શકે છે અને પાચન રસનું સારી રીતે ભોજનમા મિશ્રણ કરી શકે છે, જેથી ભોજન પરિપકવ થાય છે અને બલવૃદ્ધિ થાય છે. દાંતાનું મહત્વ યુવાન પુરૂષોની દૃષ્ટિમા ભલે કાંઇ પણ ન હોય, પરંતુ જે વૃદ્ધ માણસ છે અને જેને બને દશાનો અનુભવ થએલો છે, તે જાણે છે કે દાત એ અમૂલ્ય રત્ન છે. વૃદ્ધાવસ્થામા જ્યારે દાંત હાલવા લાગે છે, અથવા યુવાવસ્થામાંજ જ્યારે પ્રકૃતિક નિયમોનું સારી રીતે પાલન કરવામાં આવતું નથી, ત્યારે દાંતોમાં અનેક જાતની પીડાઓ થવા લાગે છે તે વખતે અસહ્ય દુઃખ અને પૈસાનો દુરૂપયોગ થાય છે. દાંતોના પડી જવાથી ભોજનમાં સ્વાદ જણાતો નથી, અને માટી જેવો ખોરાક જણાય છે. જે ચીજો ખાવાથી અપુર્વ આનંદ જણાતો હતો તે ચીજો દાંતોના પડી જવાથી ખાવી મુશ્કેલ થઇ પડે છે. જેથી દાંતાને સ્વચ્છ રાખવા, તેમાં કોઇ પણ જાતનો રોગ ઉત્પન્ન ન થવા દેવો અને રોગ ઉત્પન્ન થાય તો તુરત યોગ્ય ઉપચાર કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આ વાત જો બચ્ચાંઓને સમજાવવામાં આવે તો તે પોતાના જીવનમાં અનેક આપદાઓમાંથી બચી જાય. આ બાબતમા માતા, પિતા અને સંરક્ષકાએ હમેશાં કાળજી રાખવી જોઇએ દાતની રક્ષાના ઉપાયોમાથી અહિં પ્રથમ દંત ધાવનનું વિવેચન કરવામાં આવે છે.

દંતધાવન

ઉપર બતાવેલાં કારણોને લઇ પ્રત્યેક દેશ અને સમાજમાં દંતધાવન જુદી જુદી રીતે થાય છે. આજકાલ દાંતોને સાફ કરવાની અનેક રીત પ્રચલિત છે. કોઇ બાવળ આદિના તાજા નરમ દાતણથી દાંતોને સાફ કરે છે કોઇ લાકડાના કોલસાના ભુકાથી, કોઇ વિવિધ ઔષધીઓના ચુર્ણથી, કોઇ વિલાયતી પાઉડરથી અને કોઇ બ્રસ વગેરેથી દાંતોને સાફ કરે છે આ સર્વ રીત કરતાં પ્રથમની રીત સર્વથી ઉત્તમ, સુગમ અને અનેક રોગોનો નાશ કરવાવાળી છે, આ બાબતમાં સુશ્રુત આદિ મહર્ષિ કહી ગયા છે કેઃ—

तत्रादौ दन्तपवन द्वादशां गुलमायतम् ।
कनिष्टिका परिणाह मृज्वग्र थितमव्रणम् ॥
अयुग्मग्रांथी यद्यापि प्रत्यम शास्तभुमिजम् ।
अवेक्ष्यच र्तोपंच रसं वीर्यंच योजयेत् ॥
कषायं मधुरं तिक्तं कटुकं प्रात रुत्थिता. ।

પ્રાતઃકાળમાં ઉઠી મલમૂત્રનો ત્યાગ કર્યા બાદ, બાર આંગળ લાંબુ, સીધું, જેમાં કીડા ન હોય તેવું, એક સાથે જેમાં બે ગાંઠ ન હોય તેવુ; તાજી, સ્વચ્છ જગ્યામાં ઉત્પન્ન થયેલું; ઋતુ, દોષ, રસ અને વીર્યનો વિચાર કરી, કષાય, મધુર, તિક્ત અને કટુ રસવાળુ દાતણ કરવુ હમેશા તાજુ દાતણ કરવાથી મોઢામા કોઇ જાતની દુર્ગંધ રહેતી નથી અને અને ચિત્ત પ્રસન્ન રહે છે. દાતણુનો તુરો રસ સંકોચક હોય છે. એટલે થોડા દિવસ સુધી મોલસરા, ખેર અથવા બાવળનુ દાતણ કરવાથી દાતના પારા જો ઢીલા પડી ગયા હોય તો સકુચિત્ત થઇ જાય છે અને દાતનુ હાલવુ બધ થઇ જાય છે.

ઉપર્યુક્ત પ્રમાણવાળા દાતણને લઇ પ્રથમ વિશુદ્ધ જળથી કોગળા કરવા. બાદ તેને દાંતવતી ધીમે ધીમે ચાવવુ, કે જેથી દાતણનો કુચો થઇ જાય. કુચો પત્થરથી કૂટીને પણ બનાવાય છે, પરતુ દાતવતી ચાવીને કુચો બનાવવામા કાંઇ વિલક્ષણ જ રહસ્ય છે, અને તે એ છે કે, ચાવતી વખતે દાંતના ઉપરના ભાગમા જોર આવવાથી ત્યાંનો મળ સાફ થઇ જાય છે. જેથી કુચો ચાવીને બનાવવો જોઇએ કૂચાવતી ધીરે ધીરે એક એક દાત ઘસવો જોઇએ ઘણા માણસો જોરથી દાંતને ઘસે છે જેથી ઘણી વખત લોહી નીકળે છે એ ઘસવુ યોગ્ય નથી, કેમકે એ પ્રમાણે હમેશાં બને તો દાંત કમજોર થઇ જાય છે, અને તેથી દન્તનું હાલવુ, વૈદર્ભ આદિ અનેક રોગો પેદા થાય છે અને છેવટે દાત પડી જાય છે.

આચાર્ય વાગ્ભટે લખ્યુ છે કે,—

ઘૃષ્ટેષુ દન્તમાંસેષુ સંરંભો જાયતે મહાન્ ।
ચલા ભવન્તિ દન્તાશ્ચ સ વૈદર્ભોऽભિઘાતતઃ ॥

દાંતોનું માંસ ઘસાઇ જવાથી અત્યંત બળતરા થઇ પેઢાં પાકી જાય છે; જેથી પરૂ વહેવા લાગે છે, અને એવી સ્થિતિમા દાતણથી દાત ઘસવાને લઇ ઉત્પન્ન થતા દર્દને વૈદર્ભ નામનો રોગ કહે છે.

પૂર્વના મહાપુરુષોનુ કથન છે કે, "મણિમન્ત્રૌષધયોરચિન્ત્ય પ્રભાવાઃ" હીરા આદિ મણિ, ણમોકાર આદિ મન્ત્ર અને સહદેવા આદિ ઔષધિયોનો પ્રભાવ અચિન્ત્ય થાય છે ઘણા ખરા આદમીઓને એવી શકાઓ કોઇ વિષયમાં પૂર્ણ અનુભવ કર્યા વગર થવા લાગે છે કે, અમુક ઔષધિ, અમુક જડી બુટી તો ઘાસ છે, તેમા આ રોગને જલ્દીથી નાશ કરવાની શક્તિ ક્યાંથી હોય ? પરતુ તેમનુ એ કહેવુ ઠીક નથી, કેમકે આજકાલના જમાનામા પણ ઔષધિઓના પ્રભાવને પ્રત્યક્ષ બનાવવાવાળા અનેક મહાનુભાવ વિદ્યમાન છે દાતણના પણ પુરાતન વૈજ્ઞાનિકોએ કોએ કંઇ એવા ફાયદા બતાવ્યા છે કે, જેમા શકા થાય છે, પરતુ શકા કરવાવાળા મહાશય જો આ બાબતમાં થોડા વખત અનુસધાન કરે તો તેને અવશ્ય જણાય કે, આ વાત સર્વથા સત્ય છે.

આચાર્યોનુ એમ કહેવું છે કે, આકડાનુ દાતણ કરવાથી તાકાત વધે છે, વડનુ દાતણ કરવાથી મુખમાં સુગધ આવે છે, કદમ તથા ચિરચિરાનુ દાતણ કરવાથી સ્મરણ શક્તિ વધે છે, ચપાનુ દાતણ કરવાથી કોયલના જેવો સ્વર નીકળે છે, તોતડાપણું મટે છે, અને શ્રવણશક્તિ વધે છે, વિજયસારનુ દાતણ કરવાથી બુદ્ધિ તેજ થાય છે, અને ચમેલી તગર અને આમ્ડાનુ દાતણ કરવાથી ખરાબ સ્વપ્ના આવતા નથી.

મધુર રસવાળાં દાતણમાં મહુડાનુ દાતણ સર્વથી શ્રેષ્ઠ અને હીતકારી છે, તે વાયુ તથા તેથી ઉત્પન્ન થતા રોગનો નાશ કરે છે કટુ રસવાળા દાતણમાં કણજનુ

દાતણુ શ્રેષ્ટ અને ગુણકારી છે, તે કફ તથા તેથી ઉત્પન્ન થતા રોગનો નાશ કરે છે, તિક્ત રસવાળા અને કષાય રસવાળા દાતણમા ખેરનુ દાતણુ સર્વોત્તમ છે અને તે કફ, પિત્ત અને તેથી થતા વ્યાધીને દૂર કરે છે. સોપારી, તાડ વૃક્ષ, કેવડા; ખજુર, નારિયેળ વિગેરે વૃક્ષોનો રસ દાતોને ઘસતી વખતે તેના રેસા વચ્ચે ભરાઇ જાય છે, અને તેથી અનેક જાતની વ્યાધિ ઉત્પન્ન થાય છે માટે તેનુ દાતણુ કદી ન કરવુ જોઇએ

આચાર્યોની આજ્ઞા છે કે, દાતણુ સવારમા અને અને જમ્યા પછી પણુ કરવું જોઇએ. આચાર્ય વાગ્ભટે લખ્યુ છે કે, '**प्रातर्भुक्तवाच**' અર્થાત્ દાતણુ પ્રાત:કાળ અને જમ્યા પછી કરવું જોઇએ, જમ્યા પછી દાતણુ કરવાની જે આજ્ઞા છે, તેનુ કારણુ એજ કે, જે કોઇ ખાવાપીવામાં આવે છે, તેના અંશ અવશ્ય મુખમા અથવા દાંતમા રહી જાય છે, અને તે કાળાન્તરે રોગનુ કારણુ થઇ પડે છે દાતણુ કર્યા પછી પ્રત્યેક ચીજ ખાધા પીવા બાદ વિશુદ્ધ જળ દ્વારા મુખ શુદ્ધિ કરવી જોઇએ, ભારતવર્ષમા મુખને એંઠુ ન રાખવાની રીત લાંબા વખતથી પ્રચલિત છે થોડા વખતથી તો આ સુરીતિને ફેંકી નાખવાને માટે સુશિક્ષિત વર્ગ ભગી થ પ્રયત્ન કરી રહ્યો છે, કેમકે આ રીત ક્વાંક ક્વાંક બ્રહ્મચારી, સંયમી અને મુનિઓ આદિમાજ સંકુચિત થઇ રહી ગઇ છે, પરંતુ એ સમય જલ્દી આવવાનો છે કે, જ્યારે આજ રીત ઘણીજ સારી રીતે સમજાશે.

થોડા વખત પહેલા દાતોના સબંધમા વિચાર કરવાને માટે યુરોપીય વિદ્વાનોની એક સમિતિ મળી હતી. તેમણે પૂર્ણરીતે નિશ્ચય કરી કહ્યુ હતું કે, દાંતોની રક્ષાના સર્વોત્તમ ઊપાય પ્રતિદિન વૃક્ષોનુ તાજું દાતણુ કરવું અને મુખને દરેક ચીજ ખાવા પીવા પછી ધોઇ સાફ કરવું. અને એમ પણુ કહ્યું હતું કે, દાતણુ કરવાવાળા ભારતવાસીઓની દંતાવળી, પાઊડર આદિથી દાંત સાફ કરવાવાળા યુરોપિયનોની અપેક્ષા નીરોગ, સુંદર અને મજબૂત થાય છે. સંપુર્ણ શાસ્ત્રોની એજ આજ્ઞા છે કે, મનુષ્યે, અગ્નિહોત્રની માફક પ્રાત:કાળ અને સાયંકાળ એ બે વખત જ જમવું જોઇએ.

અનુકરણુશીલ ભારતીઓએ.

**सायं प्रातर्मनुष्याणामशनं श्रुतिवोधितम् ।**
**नान्तरा भोजनं कुर्यादग्निहोत्र समोविधि ॥**

આદિ પૂર્વજોના વાક્યોપર કાંઇ પણુ ધ્યાન આપ્યા વગર દેખાદેખી દિવસ રાત્રિમા ચારવાર, છવાર, અને આઠવાર જમવાનો આરંભ કરી દીધો છે, ભોજન સિવાય ચા, કાફી, ફળ, પાન, સોપારી, જળપાન, બીડી વગેરે તો અગણિત વાર કરે છે આવી જાતની અવ્યવસ્થિત ભક્ષણુપ્રણાલી મહાની પશુઓમા પણુ હોતી નથી, ત્યારે દુનિયાના સર્વ શ્રેષ્ટ પ્રાણી મનુષ્યમા તેનુ હોવુ કેટલુ હાસ્યાસ્પદ છે, આવી ભક્ષણુ પ્રણાલીમા દાતોની અથવા મુખની સફાઇપર કેટલુ ધ્યાન દેવામા આવે, એ પાઠક પોતેજ વિચારી લે.

અહિં આવી ટેવથી ઉત્પન્ન થતા થોડા રોગનુ દિગ્દર્શન કરાવવામા આવે છે

માછલી વગેરેનુ માંસ એ મનુષ્યોનો નૈસર્ગિક ખોરાક નથી એ વાતનો તો પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સર્વ વિદ્વાનોએ સ્વીકાર કર્યો છે માંસના ખાવાથી તેના સૂક્ષ્મ રેસા દાંતોની સાંધમા ભરાઇ જાય છે, અને સડી જઇ દાંતની બીમારી ઉત્પન્ન કરે છે. નીચુ ગોદું રાખી સુવુ, દાતણુ ન કરવુ, કોગળા ન કરવા વગેરે કારણોથી પણુ દાંતોમાં રોગ

ઉત્પન્ન થાય છે, જ્યારે દાંતોમાં ઉપરના કારણોને લઇ મળનો સંચય થાય છે, ત્યારે વાતાદિ દોષ પ્રકુપિત થઇ અનેક રોગ પેદા કરે છે

सधावनाम्म लोदन्ते कफो वा वात शोषितः
. पुति गंध. स्थिरो भुतः शर्करा ॥
अष्टांग हृदय उ० स्था०

દાતણ અથવા કોગળા ન કરવાથી દાંતોની અંદર જે મેલ અથવા કફ જામી જાય છે તેને અંદર વાયુ સુકાવો દે છે ને તેમા અત્યંત દુર્ગંધ આવવા લાગે છે અને મલ તે જગ્યાપર મજબૂત ચોટી જાય છે. તેને સર્કરા રોગ કહે છે. જો તે રોગની યોગ્ય ચિકિત્સા ન કરવામાં આવે તો કાળાન્તરે તે મેલથી દાંત ખાવાઇ જાય છે થોડા દિવસ પછી દાંતોમાંથી છોડા નીકળવા લાગે છે અને છેવટે દાંત નષ્ટ થઇ જાય છે. તેને કપાલિકા રોગ કહે છે. આ પ્રમાણે દાંતોની સાંધો અથવા જડોમા જ્યારે ભોજનના કણ ભરાઇ જાય છે અને તે કણના સડવાથી જ્યારે નાના નાના કીડા પેદા થાય છે ત્યારે દાંતના મસડામા સુજન ઉત્પન્ન થાય છે, અને લોહી તથા પાચ નીકળવા લાગે છે. જ્યારે કીડા ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે અત્યંત દર્દ થાય છે અને દાંત હલવા લાગે છે, જ્યારે કીડા દાંતનું હાડકુ ખાઇ લે છે ત્યારે દાંત ખોખરા થઇ જાય છે, ને છીદ્રમા અન્ન ભરાઇ જાય છે અને પછી વારેવારોયે કીડાનો ઉપદ્રવ રહ્યા કરે છે અને દાંત કાળા પડી જાય છે. તેને કૃમિદંતક વ્યાધિ કહે છે

લોહી વિના કારણ પણ ઘણી વખત દાંતોમાથી નીકળે છે. દાંતોના મસડા મુલાયમ, અને કાળા થઈ પડી જાય છે, તેને શીતાદ નામનો રોગ કહે છે,

દાંતોના મસડામાં બળતરા થાય છે, વખતે ચળ આવે છે, મસડાનો રંગ લાલ થઇ જાય છે, અને હંમેશા લોહી નીકળતું રહે છે જ્યારે કદી લોહી બંધ થઇ જાય છે ત્યારે મસડા ફુલી જાય છે, દાત હલવા લાગે છે, થોડુ થોડું દર્દ થાય છે. અને મોઢામાં વાસ આવવા લાગે છે, તે રોગને ઉપકુશ કહે છે

બે અથવા ત્રણ દાંતોની વચમા કઠણ સુજન થાય છે, અને જલ્દી પાકી જાય છે તથા અત્યંત દર્દ થાય છે. તેને દન્તપુપ્પુટ રોગ કહે છે.

એવા એવા અનેક રોગ ફક્ત હમેશા દાતણ નહિ કરવાથી અને મોઢુ સાફ નહિ રાખવાથી ઉત્પન્ન થાય છે.

## દાતણ કોણે ન કરવું જોઇએ?

ઘણા હમેશનાં કાર્ય એવા હોય છે કે, જે સ્વસ્થ પુરૂષોને જ ફાયદો પહોંચાડે છે, તેનો વ્યવહાર રોગી પુરૂષ પણ કરવા લાગે તો તેને ફાયદાને બદલે નુકસાન વેઠવુ પડે છે. એવી જ રીત દાતણની પણ છે. માટે અજીર્ણ રોગ, વમન, શ્વાસ, ખાંસી, તાવ, લકવો, હૃદય રોગ, નેત્ર રોગ, શિરો રોગ, કર્ણ રોગ, ઓષ્ટ રોગ, જિવ્હા રોગ, મુર્છા વગેરે રોગોમાં દાતણ નહિ કરવુ જોઇએ.

ઉપર લખ્યા પ્રમાણે દાંતોને દાંતણથી બરાબર સાફ કર્યા બાદ તે દાતણની ચીર કરી ઉભ ઉપરથી મેલ ઉતારી લેવો જોઇએ. દાતણના અભાવે કામ ચલાવવાને માટે કદાચ સોના, ચાંદી અને ત્રાંબા વગેરેની પટ્ટીથી દાતણની ચીર તરીકે ઉપયોગ કરવામ આવે છે, પરંતુ બને ત્યા સુધી દાતણની ચીરનો જ ઉપયોગ કરવો જરૂરનો છે. અને તે

પણ કોમળ, ગાંઠ રહિત અને ચીકાસદાર હોવું જોઇએ તેની ધીમે ધીમે જીભ ઉપરના મેલને ખેંચી કાઢવો જોઇએ, કેમકે જોરથી કાઢતા જીભને લાગી જાય. સારી રીતે ચીરનો ઉપયોગ કરવાથી મોઢાનો મેલ, દુર્ગંધ અને વિરસતા દૂર થઇ જાય છે. જીભ અને મોઢાના રોગ તેથી નષ્ટ થઇ જાય છે. અરુચી દૂર થઇ મોઢામા વિશદતા અને હલકાપણું પ્રગટ થાય છે. તે પછી પાણીયા કોગળા કરી મોઢું અંદરથી સાફ કરવું જોઇએ. જો પિત્ત તથા ખાસ વગેરે વ્યાધિ હોય તો ઠંડા પાણીથી અને જો કફ, અરૂચિ, મલ, દાંતોની જડતા, મોઢાનું ભારેપણુ હોય તો થોડુ ગરમ પાણી લઇ કોગળા કરવા જોઇએ.

જેણે વિષ ખાધુ હોય, મૂર્ચ્છિત હોય, નીસામા હોય, જેને શોષ તથા રક્તપિત્તની બીમારી હોય, આંખો દુ:ખતા આવી હોય, દુક્ષતા વધારે હોય, મલ ક્ષીણ હોય, એવા પુરૂષોએ ગરમ પાણીના કોગળા ન કરવા જોઇએ.

મોઢાને બહારથી પણ સારી રીતે સાફ રાખવુ જોઇએ તેથી રાત્રિમા સઇ જવાથી ઉત્પન્ન થએલ સુસ્તી દૂર થઇ મોઢાની કાન્તિ વધે છે. તેથી ચહેરો સાફ થાય છે, અને ડાઘ વગેરે જ થતું નથી.

ગાયના દૂધને થોડુ ગરમ કરી, તેથી કોગળા કરી શકાય છે, અને મોઢું પણ ધોવાય છે. એમ કરવાથી મોઢાની રૂક્ષતા વગેરે દૂર થાય છે, અને કફ, વાતની વ્યાધિ થતી નથી.

ગરમ પાણીમાં સીંધવ લુણ નાખી કોગળા કરવાથી ઇનફ્લુએન્ઝા, ખાંસી, શ્વાસ વગેરે રોગોમાં ઘણા જ લાભ થાય છે

વિજ્ઞાન.



# केवा मनुष्यो दुर्लभ छे ?

[લેખક — Mr. K. C. Mehta.]

(૧) પોતાનો સ્વાર્થને સાધવાવાળા તો અનેક છે પણ પરસ્વાર્થને સાધવાવાળા દુર્લભ છે.

(૨) પડેલાને પાટુ મારવાવાળા અનેક ને પણ તેને હાથ પકડીને મદદ કરવાવાળા દુર્લભ છે.

(૩) અનેક પ્રકારના પ્રપંચોમાં જીવન વીતાવનારા અનેક છે પણ સાદું અને સરળ જીવન વીતાવનારા દુર્લભ છે.

(૪) અન્યના છિદ્ર પ્રકાશ કરનારાવાળા અધિક છે પણ મતાડનારાવાળા દુર્લભ છે.

(૫) ભય અને ચિન્તાયુક્ત જીવન વીતાવવાવાળા અનેક છે, પણ નિર્ભય અને નિશ્ચીંત રહેવાવાળા દુર્લભ છે

(૬) જે મીઢીપર ચડ્યા છે તેને લાત મારવાવાળા અનેક છે, પણ તેનો ઉપકાર માનવાવાળા દુર્લભ છે.

(૭) અન્યને સુધારવા પ્રતી દૃષ્ટિ રાખવાવાળા અનેક છે, પણ આત્મા આદિને સાધવાવાળા દુર્લભ છે.

(૮) દુ:ખમા બુમ માગવાવાળા અનેક છે પણ શમન કરવાવાળા દુર્લભ છે.

(૯) વિપત્તીમાં ધીરજ ન ધરવાવાળા અનેક છે પણ ધીરજ ધરવાવાળા દુર્લભ છે.

(૧૦) અન્યાઅન્ય સુખ પ્રાપ્ત કરવાવાળા અનેક છે પણ ન્યાયથી દુ:ખ સહન કરવાવાળા દુર્લભ છે.

# વીંછીનું ઝેર ઉતારવાની વિવિધ રીતો

લેખક—કે. સી. મહેતા.

## દેશી દવાઓ.

(૧) કડવા તુરીઆના બીજ ઘસીને લગાડવાથી વીંછીના કરડવાની પીડા જલદીથી દુર થઇ જાય છે

(૨) ઉમરડાના પાદડા વાટીને ડંખપર ચોપડવાથી ઝેર ઉતરી જશે.

(૩) ધસરના મુળ ઘસીને ડંખપર ચોપડવામાં આવે તો ઝેર ઉતરી જાય.

(૪) આકડાના મુળ ઘસીને ચોપડવાથી ઝેર ઉતરી જાય છે.

(૫) સેકેલો આમલીનો કચુકો પત્થરપર ઘસીને લગાડવાથી તે ઝેર ચુસી લેશે.

(૬) કેરીનો ચીક ડંખપર ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે છે,

(૭) ધંકડના મુળ પાણીમાં ઘસીને ચોપડવામા આવે તો વીંછીનું ઝેર ઉતરી જશે.

(૮) આકડાના પાન, વછનાગ અને રાઇ વાટી ડંખપર ચોપડવાથી ઝેર ઉતરે છે.

(૯) ફટકડીને પીગળાવીને વીંછીના ડંખપર લગાડવામા આવે તો બળતરા મટી જશે.

(૧૦) ઉંચામાનુ મધ, એકતારનો ભુઝાવેનો ચુનો અને ઘી, એક એક તોલો લઇને કોઇ ચીકણા પાત્રમાં ત્રણેને મથો જ્યારે ગરમ થઇ જાય ત્યારે ડંખસ્થાનપર અર્ધો કલાક ધીરે ધીરે મસળો આનાથી વીંછીનુ ઝેર અવશ્ય દુર થઇ જશે.

(૧૧) શરીરના જે ભાગમાં વીંછી કરડે તેના વિપરીત કાનમા પાણીમા મીઠું ઘોળીને તે પાણી નાખે તો જરૂર ફાયદો થાય માને જમણા અંગમા વીંછી કરડે તો ડાબા કાનમા મીઠાનુ પાણી નાંખે અને ડાબા અંગમા કરડે તો જમણા કાનમા.

## વિલાયતી દવાઓ.

(૧૨) પરમેન્ગનેટ ઓફ પોટાસ—જો દવા વીંછીના ડંખપર ૧૫ યા ૨૦ મીનીટ મસળવામાં આવે તો વીંછીનું ઝેર જરૂર ઉતરી જશે

(૧૩) સ્મેલીંગસોલ્ટ ( Smelling Salt ) વીંછીના કરડવાપર આ દવા સુંઘવામાં આવે તો ઝેર બીલકુલ ઉતરી જાય છે, દવા બનાવવાની વિધી—એમોનીઆનો અર્ક ૨ ઓંસ, લીંબુનું તેલ ૭ ટીપા, લવન્ડરનું તેલ ૨ ટીપા બધુ મેળવીને કાચના બુચવાળી કાચની શીશીમા ભરીને રહેવા દો.

(૧૪) એમોનીઆનું સ્ટોન્ગ સોલ્યુશન ડંખપર ચોપડી દેવાથી તે બળતરા ઓછી કરી દે છે અને આની અસર લાંબી મુદ્દત સુધી રહે છે.

(૧૫) [ Thymol ] અજમાના સત્વને પાણીમાં ઘોળીને વીંછી કરડયો હોય ત્યાં લગાડવાથી ઝેર ઉતરી જાય છે,

(૧૬, એમોનીઆ કાર્બોનેટ નામનો ક્ષાર તોલા ૫ લઇ ખરલમા ઘુંટી ઝીણો પાઉડર બનાવવો પછી તેમાં લવન્ડરનુ યા સાઇટ્રોનીલાનુ તેલ ૩૦ ટીપ મેળવો અને તેમને ખરલમાં ઘુંટીને એકત્ર કરીને બાટલીમાં ભરીને બુચ મારીને રહેવા દો વીંછીના ડંખપર જો આ દવા પાણીમાં પલાળીને લગાડવામા આવે તો વીંછી ઉતરી જાય.

નોટ—[૧૪] અને [૧૬] આ દવાઓના પ્રયોગો રા. રા જેઠાલાલ દેવશંકર દવે લખેલા છે. જે અહીં ફરીથી લખવાનુ યોગ્ય ધારીનેજ લખવામાં આવ્યા છે. તો હું મારા તેમના ઉપકાર માનવાની રજા લઉં છું.

# બાળ રક્ષા

( લખનાર—Mr K. C Mehta. )

[ અનુસંધાન ગતાંકથી ]

બાળકના જીવનમાં દાંત આવવાનો સમય ખરેખર નાજુક હોય છે અને તેના માટે ઘણી સાવચેતી અને સભાળની આવશ્યકતા છે.

(૩) બાળક જેટલી વધુ લાળ ટપકાવશે તેટલી જ તેના દાન આવવામા અધિક સુગમતા રહેશે. તેના જાસીયા ( bibs ) વારવાર બદલવા જોઇએ. નહી તો ફેફડા સુઝી જવાનો યાને [ bronchitis ] થવાનો સભવ રહે છે.

(ખ) જો બાળક રાત્રીએ આરામની નિદ્રાએ ન ઉંઘતુ હોય અથવા ચીડચીડા સ્વભાવવાળુ માલુમ પડે તો તેનુ માથુ ઠડુ રાખીને તેના શરીરને ગરમ પાણીથી નવરાવવુ જોઇએ.

(ગ) બાળક પહેલાંની માફક નહી ખાય અને તે જરા જેટલુ ખાશે તે પણ ઉલટી વાટે બહાર કાઢી દેશે, આના માટે ચિતા ન કરવી જોઇએ. આ સમયે માતાએ પોતાના ખોરાક પર વધુ ધ્યાન રાખવુ જોઇએ.

(ઘ) જ્યારે સામેના બે દાત નીકળી આવે ત્યારે માતાએ દુધની સાથે સાબુ દાણા આપવા. જ્યારે બધા દાંત નીકળી આવે ત્યારે દુધ આપવું બધ કરી દેવુ જોઇએ. જો કોઇ રીતે માતાના સ્તનના દુધ ઓછુ આવે તો ઔષધિ દ્વારા તે વધારવાની કોશીશ કરવી જોઇએ. જો દુધ વધવાની આશા ન હોય તો ધાય રાખવી જોઇએ. ધાય રાખવાની શક્તિ ન હોવ તો બકરી યા ગાયનુ દુધ પાણીમા મેળવીને પાવુ. જેમ જેમ બાળકની ઉમર વધતી જાય તેમ તેમ પાણી પણ ઓછુ કરતા જાય પાણી મેળવવાનો હેતુ એટલો જ છે કે દુધ પાતલુ થઇને શીઘ્ર પચી જાય.

(ચ) બાળકને દાંત નીકળતા હોય ત્યારે માતાએ ગભરાઇ ન જવું જોઇએ. જો બાળકની સારી રીતે સભાળ લેવામા આવે તો, તેને સાફ ખોરાક નાના નાના ભાગોમાં આવે અને તેના આંતરડા સાફ રાખવામાં આવે તો સાધારણ બાળકને દાત આવવામા મોટી અડચણ નહી પડે.

બાળકને માદલીઉ, તાવીજ, કાળો દોરો, પૈસો વિગેરે બાંધવાથી કઇ ફાયદો નહી થાય અને આનાથી તેના દુખમાં તેને કઇ પણ મદદ નથી મળની

આપણે કાયદાથી બધાએલા છીએ કે આપણે આપણા બાળકને જો તે તદુરસ્ત હોય! તો છ મહીનાનું થાય તે પહેલાં માતા ગોદાવવી, રસી મુકાવવી જોઇએ લોકનો આના પર ગમે તેવો વિચાર હોય પણ વાસ્તવીક રીતે જોતાં તો આનાથી મનુષ્ય જાતીમાં ઘણો ફાયદો થાય છે રસી મુકાવવાથી શીતળા માતાનો રોગ બહુજ ઓછો યાને નહી જેવો થાય છે. બાળક ત્રણ મહીનાનુ થાય તે પહેલાં યાને તે ૭૫ દીવસનુ હોય ત્યારે રસી મુકાવવી! જોઇએ કારણ કે મોટી ઉમરે ગોદાવાથી તે ખજવા અને ખોતરવા લાગી જાય છે રસી મુકાવવા બાદ બાળકના પર ખાસ દેખરેખ રાખવાની જરૂર નથી. સિવાય કે તે ભાગને ધોવો અને સાફ રાખવો જોઇએ, જો બાળક સારી હાલતમા ન હોય તો તેને રસી ન મુકાવવી જોઇએ. આવી હાલતમાં ડાકટર તેની મુદત લાંબી કરવાનુ સરટીફીકેટ આપશે.

બાળકને કોઇ અકસ્માત થાય ત્યારે ડરી યા ગભરાઇ જવું ન જોઇએ. પાડોશીની અથવા સગા સબંધીની સલાહ લેવામાં સમય ન વીતાવવો જોઇએ પરાયું યા પારકું હાથ દેવા નહીં આવે. પારકી આશ સદાય નિરાશ આપણે આપણા પગ ઉપર ઉભું રહેવું જોઇએ.

(ક) બાળકને એકદમ નાની ચીજો સાથે ન રમવા દેવું જોઇએ જેવી કે કાગળના ટુકડા, બટન, બીજ ઇત્યાદિ, આવી કોઇ ચીજ ગળામાં અટકી જાય તો માતાએ ડાબા હાથે તેનું માથું પકડી રાખવું અને ખભાની પાસે પીઠ પર હલકા મુક્કા અથવા જલ્દી જલ્દી થપ થપાવવું, જો આ નિષ્ફળ જાય અને બાળક ઉલટી વાટે વસ્તુ બહાર કાઢી ન નાંખે તો ડાક્ટર ને બોલાવી મગાવવો યા બાળકને પાસેના દવાખાનામાં લઇ જવું.

(ખ) જો કોઇ વસ્તુ નાકમાં પેસી જાય તો નાકને પકડીને તેની પાસે છીંકાવવું જો બાળક નાની વયનું હોય તો તેને જરા છીકણી સુંઘાડો, જો તોપણ નાકમાં વસ્તુ રહી જાય તો ડાક્ટર બોલાવો વા બાળકને પાસેના દવાખાનામા લઇ જાઓ

(ગ) નાના જીવજંતુ કોઇ કોઈ વખતે કાનમાં પેસી જાય છે પીચકારીમાં ગરમ પાણી ભરીને કાનમાં લગાડો વસ્તુ બહાર નીકળી જશે જો કોઈ કઠણ વસ્તુ પેસી ગઇ હોય તો તેને સળી વડે બહાર કાઢવાની કોશીશ ન કરશો અને બાળકને સોની પાસે ન લઇ જતાં ડોક્ટર પાસે લઇ જશો.

(ઘ) જો શરીર પર કોઇ ઠેકાણે કાપો પડયો હોય અથવા કોઇ ભાગ શરીરનો બળી ગયો હોય તો તે જગ્યા પર ઝમબક (zambak) નામનો મલમ લગાડો આથી એકદમ રૂઝ આવી જશે.

[ચ] જ્યારે બાળકનાં કપડા પર આગ લાગે ત્યારે બુમ બરાડા ન મારતા તેના પર પાણી છાંટો અથવા તેને ખુલ્લી હવામા ખીંચી લઇ જાઓ બળેલી જગ્યા પર કામળ નાંખો અથવા કોઇ જાડી ચીજ નાખો કે જે જલ્દીથી સળગી ન ઉઠે અને આગને દબાવી દો યા ઘસી નાંખો આ કામ બહુ ફુર્તીથી કરો.

[છ] વીંછી, મધમાખી, ભમરો વિગેરેના ડંખપર ખીંચીને પટી બાંધ દો અને સાધારણ સોડા અથવા સ્મેલીંગ સોડા વડે ઘસો.

[જ] વાગવા પર યા છોલાઈ જવા પર બહુ ઠંડુ પાણી યા બરફ જો મળી શકે તો વાગેલી ય છોલાયલી જગ્યા પર લગાડો જો વધુ છોલાયું હોય તો પહેલા તેલ લગાડો અને બાદમાં ઠંડુ પાણી યા બરફ.

(૧૧) બીજાઓના અભિપ્રાયમા શુ સત્ય છે તેનો વિચાર ન કરવાવાળા અનેક છે, પણ તેને વિવેકદ્રષ્ટિથી દેખવાવાળા દુર્લભ છે.

(૧૨) બીજાઓને દુખી જોઇને સુખી થનારા અનેક છે, પણ બીજાઓને સુખી કરીને સ્વય દુખી થનારા દુર્લભ છે.

(૧૩) અનુકુળ સંયોગોમાં સદાચારી રહેનારા અનેક છે, પણ પ્રતીકુળ સંયોગોમાં રહેનારા દુર્લભ છે.

(૧૪) સુખમાં શોક અને દુઃખમાં હર્ષ માનનારા અનેક છે, પણ સુખદુઃખમાં સમાન રહેનારા દુર્લભ છે.

(૧૫) કાર્યને શરૂ કરનારા અનેક છે, પણ પુર્ણ કરવાવાળા દુર્લભ છે.

(૧૬) સ્વાર્થ વિના સંબધ કરવાવાળા અનેક છે, પણ નિ:સ્વાર્થ પ્રેમ કરવાવાળા દુર્લભ છે.




( અનુસંધાન ગતાંકથી )

( લેખક. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ. )

## પ્રકરણ ૧૧ .

રઘુનાથ રાનમાં આંટા મારતો નજરે પડે છે. ચોતરફ બધું શૂન્ય છે. ઘોર અંધારામાં ક્યાંક ક્યાંક આગીયાનો પ્રકાશ જણાય છે તમરાં ભય ભરેલાં અવાજ કરી રહ્યા છે. બબ્બે ચચ્ચાર ઘડીએ દૂરથી શીયાળના સ્વર સંભળાય છે. પોતાની મુસાફરીમા રાત પડી જવાથી એક વૃક્ષ હેઠે ઘોડાને બાંધીને મુકામ કર્યો છે. સરયુના પ્રથમ મેળાપ પછી તેનુ હૃદય વિહવળ બન્યુ છે. આખું જગત્ તેને સરયુમય ભાસવા લાગ્યું છે હવે તેણે બોલવાનું શરૂ કર્યું, પણ બોલવાની સત્તા રહી નથી, તેના હૃદયમા સ્હેજ ગાન નીકળ્યુ.....

ચંપકવરણી પ્રેમ-- પ્રતિમા, ક્યા મળશે મુજને જ હવે
લલિતલતા સમ હંસ ગતિ એ, કોમલ મંજુલ ભાષિણીરે . . .
વિજ સમ ચમકી ગોરી છુપાઇ, કૃષ્ણ ઘને કહો ક્યાં મળશે. .. ,
મૃદુલ હાસ્ય હસન્તી રમણી, ક્યાં ક્યારે નજરે પડશે-- --ચંપકવરણી.

અહા ! ઘવાયો છુ અનંગ, તારા પુષ્પાયુધે, એ રમ્ય મૂર્તિ ભૂલાવે છે મારા ભાનને ક્યાં જવુ ? શું કરવુ ? સંગ્રામે સુલભ છે સહન કરવા બાણુના પ્રકારો, પરંતુ ઓ પુષ્પાયુધ ! તારા કોમલ છતાં અસમર્થ છુ પ્રહાર સહન કરવા

બનાવ્યો તાનથી ઘેલો, ભુલાવો ભાનને મારા
મળો કે ના મળો તોયે, ભૂલું શુ ભાન ને પ્યારા ?
ચકોરી ચિત્તડું ચોરી; રહ્યા છો દૂર દેશોમાં !
નથી જાસુસ, નથી સંદેશ, નથી કંઈ કે'વી મુજ કથની,
નથી જપમાળને ભજવી, નથી એ માટ મુજ ભગવી.
હતો અજ્ઞાન જ્યારે હું, નથી સૌંદર્યને મોહ્યું,
હતો અજ્ઞાન જ્યારે હું, નથી તુજ રૂપને જોયું.
નથી હું આપતો મ્હારૂં; વચન કે લક્ષ તા'રામાં;
તથાપિ દૈવથી દોર્યો, વિચારૂ નિત્ય તા'રામાં
પડે પાષાણ પર પ્રહારો; સુરંગોથી તૂટે છે તે,
હજારો ફાટકા થાયે, ન ત્હોયે મેઘની હેલી.
તને દેખુ ન દેખું પણ, હજારો હર્ષ ઉભરાયે;
ઉનાળામાં અતિ તાપે, ન સિંધુવારિ સુકાયે.

ચિતાજી મહારાજનો સન્દેશ લઇને જનાર્દનને ત્યાં ગયો, ત્યાં પકડાયો, તેની ચતુર પુત્રીથી. સરયુબાળા, શું તા'રૂં મનોહર મુખડું ? શું તા'રી મધુરતા ? શું જમાડની હતી ઉત્તમ પકવાનો ભાવથી ?

અરે ! હુ શુ કરૂં ? હું મ્હારૂં ભાન કેમ ભૂલી ગયો છું ? હું તો મહારાજ શીવાજીનો સેવક બન્યો છુ હાલ દેશની સ્થિતિ ભયંકર છે ! દુષ્ટ મોગલોના ધાડાં દેશને ઉજ્જડ કરી રહ્યાં છે ! બ્હેન લક્ષ્મી, તું કયાં છે. રે દુષ્ટ ચંદ્રસિંહ, તું મ્હારી વ્હાલી બ્હેનને દુ:ખ આપતો હશે પિતાજી, પિતાજી તમારૂં મૃત્યુ ? ( પિતાના પ્રેતનું દેખાવું. )

રઘુનાથસીંહ—(આંખો ચોળીને) શું હું કલ્પનાના ભ્રમમાં પડયો છું ? આ શું પિતાજીનુંજ પ્રેત દેખાય છે ?

પ્રેત—બેટા રઘુનાથ

રઘુનાથ—(બ્હીને) હા, પિતાજીનું તો મૃત્યુ થયુ છે અને વળી આ કોણ બોલે છે એમના જેવું ?

પ્રેત—એ હુંજ છુ રઘુનાથ, બ્હીશ મા, બ્હીશ મા.

( રઘુનાથ સામેજ જોઇ રહે છે )

પ્રેત—બેટા રઘુનાથ મ્હારૂં ખુન થયું હતું એ સાચુ, પણ એ વાત હમણા જવા દે. હાલ તો તું તા'રૂં સંભાળ ત્હારી આસપાસ આપત્તિ રૂપી વાદળાં ઘેરાઇ રહ્યાં છે તેનો વિચાર કર. પ્યારા પુત્ર, મને તારી દયા આવે છે.

રઘુનાથ—(ચમકીને) શું તમે મારા પિતાજી જ છો ?

પ્રેત—હા, અત્યારે તો પ્રેતરૂપે ભમતો તારો પિતા છું.

રઘુનાથ—(દોડીને ભેટવા જાય છે) પ્રણામ છે, પ્રણામ છે, ઓ મ્હારા વ્હાલા પિતા.

પ્રેત—(દુર ખસીને) રઘુનાથ, અડતો ના મને દુર રહીને તારે જે પુછવું હોય તે પુછ

રઘુનાથ—પિતાજી, કહો ત્યારે તમારૂં ખુન કોણે કર્યું ? વૈરની જ્વાળાઓ પ્રગટીને મારા અંગને ભસ્મીભુત બનાવે છે, તેનો ઉપાય બતાવો.

પ્રેત—વીરપુત્ર, શાન્ત થા. લેવાય તો લેજે એ મારૂં વેર. જે ચંદ્રસિંહને તમારો વાલી નિમ્યો છે, તેજ મારા દેહનો ઘાતક હતો. લક્ષ્મીની માગણી એજ તેનું કારણ ત્યારપછીની વાત તું જાણે છે.

રઘુનાથ—અરે એજ દુષ્ટ, શું કહો છો, પિતાજી ? કાંતો હું નહી આ પૃથ્વી ઉપર કે કાંતો એ દુષ્ટ નહી બસ હવે તો એજ ઠરાવ.

પ્રેત—હા, તેમજ.

રઘુનાથ—ચંદ્રસિંહ, આ દુનિયામાં તું જન્મ્યો જ નથી એમ માનજે. આ તરસી તલવાર તારૂં લોહી પીશે અને તારા ટુકડે ટુકડા કરશે, યાદ રાખ, યાદ રાખ, કુકર્મી કીડા. તારૂં મોત તારે શિર ભમે છે.

ચક્રાળ ચાક ચડયો હવે, તુજ પુણ્ય સૌ પુરાં થયા,<br>
તૈયાર થા તૈયાર થા, તુજ પુણ્ય સૌ પુરાં થયા.<br>
વીંછી તણી ક્ષણ વેદના તે નહિ ફરે તે નહિ ફરે,<br>
મુજ કાળજાના જખમ, સૌ તે નહી ફરે. તે નહી ફરે.<br>
દુનીયા તણું સૌ ઝેર આ; ને નહી ફરે; તે નહી ફરે;

પિતા તણું મૃત્યુ કદાપિ, નહી ફરે, તે નહી ફરે.
દુષ્ટો તમારાં પાપ સૌ, તે નહી ફરે, તે નહી ફરે,
આ લોકથી પરલોકમાં, તે નહી ફરે, તે નહી ફરે.

એમ લવતો લવતો રઘુનાથ જાણે ગાંડો બની ગયો હોય તેવો દેખાયો.

પ્રેત—બેટા શાંત થા, શાંત થા, ક્ષમા આપવી તે વીરનું લક્ષણ છે. ગઈ ગુજરી ને સુધારી લે.

રઘુનાથ—ઠગારી કુદરતનો કોપ પિતાજી સહન થતો નથી. ચંદ્રરાવને ધુળ ભેગો કરીશ ત્યારે જ મને શાંતિ વળશે તેનાં હાડ જ્યારે રઝળાવીશ ત્યારે જ શાંત થઈશ. અત્યારે તો હું તપું છું, બળું છું એ વૈરાગ્નિથી.

પ્રેત—શાંત થા, શાંત થા ભાઈ. હરિની ગતિ ન્યારી છે. દોષિતને પ્રભુ શિક્ષા આપે છે જ શિક્ષાનું કાર્ય હરિને હાથ સોંપવું એ જ યોગ્ય છે.

રઘુનાથઃ—પિતાજી, આ લોકમાં તો તેમ નહી જ બને.

પ્રેત—ત્યારે સંભાળ રાખજે. અમારો પ્રેતોનો એ નિયમ છે કે મનુષ્યોને ચેતવવા. એ માટે જ હું તારી પાસે આવ્યો છું. લે હવે અજવાળું જણાય છે, હું જાઉં છું.

રઘુનાથ—શું અદશ્ય ? પિતાજી, પિતાજી. રઘુનાથ જમીન ઉપર ઢળી પડયો. આ ફાની જગતની બધી જંજાળો એ ક્ષણ વાર ભુલ્યો ને સ્વપ્નનો આનંદ લેવા લાગ્યો.

## પ્રકરણ ૧૨.

દરબાર ગઢની આસપાસ ઘોડાઓની દોડધામ થઈ રહી છે. ઠેકાણે ઠેકાણે હાથીઓના ઘંટનો નાદ સંભળાય છે, પાયદળની ટુકડીઓ હારબધ દરવાજા પાસે ઉભી છે. એટલામાં કંઈક અવાજ થયો. એક શ્વેત ઘોડા ઉપર કોઈ તેજસ્વી મૂર્તિ આગળ અને પાછળ સવારોની ટુકડીઓ આવતી જણાય છે સૈનિકોએ દમામથી માન આપ્યું તે તેજસ્વી મુર્તિ દરવાજા પાસે ઉતરી તેની સાથે અનેક સામતો અને પટાવતો ઉતર્યા.

દરબાર ભરાઇ ચુકેલો છે, માત્ર એક પુરૂષની રાહ જોવાની હતી તે આવ્યો; સૌ ઉભા થયા અને તેના બેઠા પછી પોતપોતાની જગ્યા લીધી એક ટાંકણી પડે તો તેનો અવાજ સંભળાય એટલી શાંતિ ચોમેર પ્રસરી રહી છે. એટલામાં એક ચોપદાર આવ્યો.

" મહારાજ, દેવડી ઉપર એક જાસુસ તમને મળવા ચાહે છે. "

" બોલાવો તેમને અંદર. "

જાસુસે અંદર આવીને મહારાજના હાથમાં એક પત્ર આપ્યો.

" જનાર્દન આ પત્ર વાંચો. "

જનાર્દને પત્રને ફોડયો. મહારાજને કાનમાં કંઇક કહ્યું અને બંને જરા વિચારમાં પડ્યા.

" શું વિચાર કરો છો ? વાંચો જે હોય તે. "

" જી " જનાર્દને ઉત્તર વાળ્યો, અને પત્ર વાંચવો શરૂ કર્યો.

" શ્રીમાન્ મહારાષ્ટ્ર નરેશ શિવાજી છત્રપતી,

### રામમાર્ગ અથવા રામ ઉપાસના.

(૬) શૈવ અને વૈષ્ણવ સપ્રદાય ઉપરાત શ્રીવિષ્ણુના સાતમા અવતારરૂપ શ્રીરામચદ્રની ઉપાસના કરનારાઓ "રામ માર્ગી" એ નામથી ઓળખાય છે. પ્રભુ શ્રીરામચદ્ર અને યોગમાયારૂપ સીતાની મૂર્તિની તેઓ પૂજા કરે છે હિન્દના નાના મોટાં ગામોમાં સ્થળે સ્થળે તે મૂર્તિઓ જોવામાં આવે છે. રામ અને સીતા સાથે શ્રીરામના આજ્ઞાંકિત બન્ધુ લક્ષ્મણુ અને ઉદાર ચરિતવાળા સેવક હનુમાનની મૂર્તિઓ પણ સાથે જોવામાં આવે છે આ ચતુર્મૂર્તિની પવિત્રતા અને ઉત્તમ વર્તનની યાદગીરીમાં બાલકો પણ આજે બોલે છે કે "રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનૂમાન કી"

શ્રી રામચદ્રની દિવ્ય મૂર્તિની સ્તુતિ કરતાં એક લેખક લખે છે કે "કલ્યાણુની પરમ સીમા રૂપ, વર્ષાકાલીન મેઘ સમાન ઘનસ્યામ, જેને પ્રણામ કરવાથી સસારરૂપી અટવીમાં ભટકવાનો શ્રમ મટી જાય છે, એવા દશેદિશામા જેનો મહિમા પ્રસિદ્ધ છે, દેવતાઓ જેની સ્તુતિ કરે છે, અને અયોધ્યા જેનુ નિવાસસ્થાન છે એવી અનિર્વાચ્ય રામનામની દેવમૂર્તિ સર્વે જનોનુ કલ્યાણ કરો."

(આર્યધર્મ પ્રકાશ, વિશ્વાવલોકન, વિશ્વાવસુ)

ઘણા બાવા સાધુ સંતો તથા મહાત્માઓ શ્રીરામના ઉપાસક છે. તથા ઘણા ક્ષત્રિયો અને વૈશ્યો પણ શ્રીરામની ઉપાસના કરે છે.

### સ્વામીનારાયણ સંપ્રદાય અને સહજાનંદ સ્વામી

(૭) શૈવ, વૈષ્ણવ, અને "રામ માર્ગ" ઉપરાત ગુજરાત કાઠિયાવાડમાં સ્વામીનારાયણ સપ્રદાય લગભગ એક સૈકાથી ચાલુ થયો છે. આ ધર્મનો સ્થાપન કરનાર મુળ પુરૂષ સહજાનદ સ્વામી છે. કાઠી, મોચી, ભીલ, કોળી, હજામ તથા બીજી હલકી કોમો કોઇ પણ ધર્મ સ્વીકારનારી નહિ હોવાથી હમેશાં અનાચારમાં અને કજીઆટટામાં ડુબતી જતી હતી, તે જોઇને આવી અધમ જાતોનો ઉદ્ધાર કરવા માટે સ્વામી સહજાનંદ નામના મહાત્માએ તેમને "સ્વામીનારાયણ" એવા ઇશ્વરવાચ્ય નામનો જપ કરવા તથા સ્વામીનારાયણની મુર્તિ કરી તેને પૂજવા ઉપદેશ કર્યો, બ્રહ્મચર્ય પાળી નીતિથી જીદગી ગાળવાને, ડુગળી, લસણુ, જેવા બુદ્ધિની જડતા વધારનારા પદાર્થ નહિ ખાવાને, નિત્ય પ્રાત:સ્નાન કરીને સ્વામીનારાયણની પૂજા તથા માળા કરવાને તથા સાંજ સવાર દેવમંદિરમા દર્શન કરવા જવાને ઉપદેશ કર્યો. આ સપ્રદાયના નીતિ નિયમો સારા હોવાથી થોડા વર્ષથી બ્રાહ્મણ, વાણીઆ પણ તેમાં ભળતા જાય છે ગઢડા, જુનાગઢ, વડતાલ અને અમદાવાદમાં તેમજ બીજે સ્થળે તેમની ગાદીઓ છે અને તેઓ રાધાકૃષ્ણ તથા સ્વામીનારાયણની મુર્તિઓને પૂજે છે થોડાં વર્ષોથી તેનો ઠીક વિકાસ થતો જાય છે.

### શક્તિ અથવા દેવી સંપ્રદાય.

(૮) હિંદુસ્તાનના કેટલાંક સ્થળોમા લોકો શક્તિ કે દેવીની પૂજા કરે છે. અને તેઓ વિશેષ કરીને મહાકાલી કે ચડીની મુર્તિને માને છે. આ મતમા વહેમ વધારે જોવામાં આવે છે. કારણ કે કેટલાક દેવીને મદિરા, માસ વગેરેના નૈવેદ્ય ધરાવી ખાય છે. અથવા પાડા, ઘેટા, બકરાં કે મરઘાંનો ભોગ ધરાવે છે. આ વાત નિંદવા યોગ્ય છે જે ધર્મ કે સપ્રદાયથી પ્રાણીઓને સુખ થવાને બદલે દુઃખ અને કલેશ ઉભો થાય તે ધર્મ કહી શકાય

નહિ. પરન્તુ ધર્મના નામનાં ધતિંગ કહેવાય, તો પણ હાલ કેટલાક ઉપદેશકોના પ્રયાસથી, જીવતાં પ્રાણીઓનો ભોગ ધરાવવાનુ બંધ થતું જાય છે. બંગાળામાં કલકત્તાની અંદર જ્યાં મહાકાલીનું મંદિર છે ત્યાં તે સંપ્રદાયનું વધારે પ્રાબલ્ય છે. હિંદુસ્તાનનાં બીજાં કોઇ કોઇ ગામોમાં મહાકાલીની કે ભવાનીની મુર્તિઓ છે, પરન્તુ તેનો વિશેષ ફેલાવો થયો નથી.

### નાનક સંપ્રદાય.

(૯) પંજાબમાં પંદરમા સૈકામાં કબીર નામે એક મહાન પુરૂષ પેદા થયો. મુસલમાન અને આર્ય પ્રજા વચ્ચે ઐક્ય થાય એવો એક નવો પંથ પંજાબ અને તેની આજુબાજુ ફેલાવ્યો. ત્યાર પછી એજ સૈકાના પાછલા ભાગમાં કબીરનો શિષ્ય નાનક થયો. તેના નામ ઉપરથી આ સંપ્રદાય નાનકપંથ નામે ઓળખાય છે. આ ધર્મના શિષ્યોમાં પંડિતો સન્યાસીઓ, મુલ્લાંઓ, દરવેશો, તથા હિંદુઓ અને મુસલમાનોની સારી સંખ્યા હતી, અને તેઓ પોતાને શીખ કહેવડાવતા. તે લોકોએ પોતાના ગુરૂઓના વચનામૃતનો સંગ્રહ કરી તેને ગ્રન્થનું નામ આપી તેની દેવસ્થાનમાં પ્રતિષ્ઠા કરી. બીજી મૂર્તિને તેઓ પુજતા જણાતા નથી.

### ભિન્ન ભિન્ન મત પ્રવર્તક સમાજ.

(૧૦) આ સંપ્રદાયો ઉપરાંત હિન્દમાં આર્યસમાજ બ્રહ્મોસમાજ, પ્રાર્થના સમાજ વગેરે કેટલાક સમાજ ચાલે છે. તે પૈકી આર્યસમાજ આજકાલ આખી દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યો છે. આ ત્રણે સમાજ મૂર્તિને પૂજતા નથી એ શિવાય તેમના બીજા નિયમો ઘણે અંશે ચાહવા લાયક અને હિતકર્તા છે. આર્યસમાજ પ્રવર્તક મુળ પુરૂષ સ્વામી દયાનંદ સરસ્વતીએ મુર્તિપૂજા વેદવિરૂદ્ધ છે એવો પોતાના શિષ્યોને ઉપદેશ કર્યો. તથા કેટલાક જંગલી રીવાજો અને વહેમોનું ખંડન કરી સામાજીક સુધારણા કરવા પ્રયત્ન કર્યો છે. ઘણા સુધરેલા હિન્દુઓ તેમજ બીજી હલકી કોમના કેટલાક લોકો આ સમાજમાં ભળેલા છે, હિન્દના વિવિધ ભાગમાં મુર્તિપૂજા પૂર્ણ કળામાં હાલ પ્રચલિત છે માત્ર આર્યસમાજ મુર્તિપૂજાનું ખંડન કરે છે, તે છતાં તેનો વિકાસ એટલે સુધી થયો છે કે, તેથી તેની શિથિલતા નહિ થતાં તેનો ઉત્તરો ઉત્કર્ષ થતો જાય છે.

### મુર્તિપૂજા વિષે અનુકુળ અને પ્રતિકુળ અભિપ્રાય.

૫ મુર્તિપૂજાના અનુકુળ અભિપ્રાય વિષે આગળ લબાણુથી કહેવામાં આવશે. માત્ર પ્રતિકૂળ અભિપ્રાય જે આર્યસમાજ તરફથી ઉઠાવવામાં આવે છે તેની હાલ વાત કરીએ. આર્યસમાજીષ્ટ લોકો કહે છે કે ધાતુ, માટી, કે પાષાણમાં પ્રભુપણું સભવે નહિ. આ કહેવુ તેમનું ઠીક છે, પણ પથ્થર, માટી, કે ધાતુની મુર્તિ બનાવી તેમાં ઇશ્વરની ભાવના કરી તે મુર્તિ પૂજ્યાથી આપણને ખરા પ્રભુનું નિરંતર ભાન થાય છે, અને તે મુર્તિની સેવા, પાઠ, પૂજા, નિમિત્તે માણસ સદોદિત સ્નાન ધ્યાનમાં તત્પર રહે છે, અને તેથી તેનુ ઐહિક અને પારલૌકિક શ્રેય થાય છે વળી મુર્તિપૂજાનું ખંડન કરનારા કહે છે કે "નિરાકાર વસ્તુનું સાકારપણું સભવતું નથી" પણ ઇશ્વર સર્વ શક્તિમાન છે તો તે અધર્મના ઉચ્છેદ અને ધર્મના સંસ્થાપન માટે તથા પોતાના ભક્તોના ઉદ્ધારને માટે અવતાર લઇ શકે છે. તેમજ સાકાર પણ બની શકે છે. આ બાબત વિસ્તારપૂર્વક આગળ કહેવામાં આવશે. તોપણ નિચેનો અવતરણવાળો ભાગ આ વિષય ઉપર સારૂં અજવાળું પાડે છે.

" જે પ્રમાણે નિરાકાર આત્માનું આધાર શરીર છે. જે પ્રમાણે નિરાકાર વજનનું આધાર તોલા છે. જેમ નિરાકાર દિશાઓનું જ્ઞાન સાકાર સૂર્ય મંડલ દ્વારા થાય છે. જેમ નિરાકાર કાલનું જ્ઞાન સાકાર ઘટિકાયંત્ર (ઘડીઆળ) દ્વારા થાય છે, જેમ નિરાકાર વર્ણોનું જ્ઞાન સાકાર ક, ખ, આદિ વર્ણોદ્વારા થાય છે. તેમજ નિરાકાર સર્વવ્યાપક પરમાત્માનું જ્ઞાન સાકાર મૂર્તિદ્વારા જ પ્રાપ્ત થઇ શકે છે, એટલા માટે વેદમાં કહેવામા આવ્યુ છે કે,

पुरुषपवेदं॑ सर्वं यद्भुतं यच्चभाव्यम्

उतामृतत्वस्येशानो यदन्नेनाऽऽतिरोहति ।

આ સમસ્ત સ્થાવર જંગમ રૂપ સાકાર જગત્ જે જોવામાં આવે છે તે સર્વ પરમાત્માનું સ્વરૂપ છે. એટલા માટે અમો તે પરમાત્માનું ધ્યાન, પૂજન જગતના સમસ્ત પદાર્થોમાં તેનું જ સ્વરૂપ માનીને કરીએ છીએ "

### દેવમૂર્તિની પૂજા કરવાનો ખરો ઉદ્દેશ.

૬. સંસારના તાપથી બળતાં પ્રાણીઓને ઇશ્વર શરણુ અને તેજ પ્રભુનું સ્મરણુ કીર્તન, ધ્યાન, પૂજા, માળા આરાધન એ પરમ શાંતિદાયક છે, આ વાત દરેક પાપી તેમજ અપાપીના અનુભવની છે. અપાપી તો એજ પ્રભુના શરણુમાં નિત્ય આશ્રય લઇ રહે છે. પરંતુ પાપી પણુ જ્યારે સંકટમાં ફસાય છે. અને પાપથી પસ્તાય છે, ત્યારે અક ળાઇને એજ દયાળુ પિતાને સંબોધી કહે છે કેઃ—" હે ભગવન્ હવે આમાંથી ઉગારનાર માત્ર તું જ છે " Conscience bites the guilty અર્થાત્ ગુનેહગારને અંતઃકરણુની તીવ્ર લાગણી ડંખે છેઃ—કોલી ખાય છે. ઇગ્લાંડનો ઇતિહાસ વાંચનારાને ખબર છે કે થોમસ એ-બૈકેટનું ખૂન કરાવનારે અંતઃકરણુના પશ્ચાતાપથી કેવું પ્રાયશ્ચિત કર્યું હતું. રાજા હોવા છતાં ઉઘાડે પગે ચાલી દંડવત્ પ્રણામ કરતાં કરતાં તથા રાજદૂતોના હાથમાં આપેલાં ગાંઠીવાળાં દોરડાના ફટકા સ્વેચ્છાથી ખાતો ખાતો કમર સુધી તે ગયો, અને ખુદાની બંદગી કરી પોતાના પાપની માફી માગી. આવું જ એક બીજું દૃષ્ટાંત્ રામાયણુમાંથી મળી આવે છે સંસ્કૃત ભાષાના આદિ કવિ વાલ્મીકિ પોતાની પ્રથમ વયમાં ભીલના સહવાસમાં ઉછરવાથી ÷ ભીલના જેવી કનિષ્ટ વૃત્તિથી રહેતા હતા. ચોરી, લુટફાટ, ખુનખુવારી એવા અધમ ધંધાથી પોતાનું અને કુટુમ્બનું ભરણુ પોષણુ કરતા હતા પરન્તુ જ્યારે મુનીશ્વર નારદજીના સમાગમથી તેને માલમ પડયું કે આ અઘોર પાપનો મારે પરમેશ્વરને જવાબ દેવો પડશે, ત્યારે તે અત્યંત અકળાઇ ગયા અને પોતાના પાપ માટે ભયંકર યાતના સહન કરવા તૈયાર થયા. અને ખાનપાનનો ત્યાગ કરી ઘણાં વર્ષ સુધી નિર્જન અરણ્યમાં જઇને શ્રી રામચંદ્ર પ્રભુનું નામ સ્મરણુ એકાગ્રવૃત્તિથી કર્યું. અને ઘણા કાળ લગી તેણે " રામનામનું " ધ્યાન થવાથી સમસ્ત ભૂમંડળ અને તેના પરમાણુઓમાં પણુ તેને "રામ" ભાસવા માંડયા. આ વિષે વાલ્મીકિ ઋષિએ પોતા મનને સબોધી જે કહ્યું છે તે કવિતાના રૂપમાં નીચે જણાવ્યું છે.

÷ વચો—रामत्वन्नाम महिमा वर्ण्यते केन वा कथं ।
यत्प्रभावादहं राम ब्रह्मर्षित्वमवाप्तवान् ॥ १ ॥
अहं पुरा किरातेषु किरातैः सह वर्धितः ।
जन्ममात्र द्विजत्वं मे शूद्राचाररतः सदा ॥ २ ॥

( " સુંદર શામળીયા નામ જપીશ નિત્ય તારૂં " એ રાગ. )

ભજ મન રામ સદા, સાચી ધુન લગાડી,
ભજ મન રામ સદા, જેમાં શાંતિ સમાણી. ભજ૦

રામ, રામને રામ વિનાની, નવ જાવા દઉ પળ હું નકામી,
જીંદગી લઉ હું સુધારી, ભજ મન રામ સદા. સાચી૦
રામ નામની ધૂન લગાડી, ચૌદ ભુવન દઉ પૂર્ણ જગાડી,
જેમાં મુક્તિ સમાણી, ભજ મન રામ સદા સાચી૦
અખિલ વિશ્વમાં રામ ભર્યો છે, જહા જોઉ ત્યા રામ રહ્યો છે,
વસિયો મુજ ચિત્તમાંહી, ભજ મન રામ સદા. સાચી૦
શુદ્ધ વિભૂતિ રામ નામની, હોંસ ધરી મેં અંગ લગાડી
જેની કાન્તિ મળાતી, ભજ મન રામ સદા. સાચી૦

આ પ્રમાણે જ્યારે તેણે છેવટે ઇશ્વરનું શરણુ લીધુ ત્યારે પુન: તેને શાંતિ પ્રાપ્ત થઈ.

**સર્વ શાસ્ત્રનો સાર**

[ક્ષ] આ દૃષ્ટાંતો ઉપરથી સિદ્ધ થાય છે કે પાપની નિવૃત્તિ માટે અને સદાચરણમાં પ્રીતિ માટે ઇશ્વર સ્મરણ, કીર્તન, પૂજા, પાઠ, માળા, જપ, ઇત્યાદિ અત્યંત ઉપયોગી સાધનો છે. વળી દુનિયાની હજારો વિટંબણાઓમાં, અનેક ઉપાધિમાં, કોટયાવધિ સંકટોમાં એજ પ્રભુ આપણો ઉદ્ધારક છે. માટે મહાકાળ સુખ તેમજ દુઃખમાં, ખાતા, પીતા, બેસતાં, સુતાં, ધંધો કરતાં તેનો આશ્રય રાખવો તથા દિવસમાં જેટલો વખત બને તેટલો વખત તેનું ધ્યાન, કીર્તન, પૂજા, પાઠ ઇત્યાદિ કરવું, એ દરેક મનુષ્ય માટે ખાસ આવશ્યક છે. વળી આવો ઉપદેશ વેદ વેદાંગ અને ધર્મશાસ્ત્રો પણ પ્રાધાન્યપદે આપે છે શ્રીમદ્ ભગવદ્ગીતાના સમર્થ લેખક વ્યાસજી કહે છે કેઃ—

आलोक्य सर्व शास्त्राणि विचार्यैवं पुन पुनः ।
इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायण: सदा ॥

" સર્વ શાસ્ત્રોનું અવલોકન કર્યું અને ફરી ફરી તેમાં કહેલી બાબતો ઉપર વિચાર કર્યો ત્યારે છેવટે તેમાંથી સાર એ નીકળ્યો કે નારાયણનુ હમેશાં ધ્યાન કરવુ." (અપુર્ણ)

---




[ લેખકઃ—શ્રીયુત નારાયણપ્રસાદ પાઠક. ]

જ્ઞાન શું છે ? ઘણાં માણસો પાસેથી સાંભળવામા આવે છે કે, જ્ઞાન પ્રાપ્ત થવું એ ઘણું કઠણ છે. અમુક અમુક જ્ઞાની છે, પરતુ જ્ઞાનનો પ્રકાશ તો તેનામાં કાંઈ પણ જોવામાં આવતો નથી એમ ઘણાં ખરાં બોલે છે, પરંતુ એવી એક બાબતની મનમાં નકામી કલ્પના કરી લેવી એ બુદ્ધિમાનનું કામ નથી, પણ પ્રથમ ગ્રંથો, પુસ્તકો, સન્તો અને મહાત્માઓ દ્વારા વાંચી, સાંભળી જાતે વિચાર કરવો ઠીક છે, અને ત્યારેજ ચિત્તનું સમાધાન થાય છે. અનેક પુસ્તકોમાં વિસ્તારથી ઋષિ મુનિ પડિત લોકોએ આ જ્ઞાનના વિષયમાં લખ્યું છે, જે વાંચવા અને વિચારવાને ઘણો વખત જોઈએ. તે જાણવાને બે બાબતની જરૂર છે, એક તો જે કાંઈ જ્ઞાનની બાબતમા લખ્યું છે તે પર પૂર્ણ દઢ વિશ્વાસ રાખવો અને બીજુ હમેશાં તે બાબતનો અત.કરણમા વિચાર કરતા રહેવું. જ્ઞાન થયા બાદ ફરી જન્મ મરણનો પ્રસગ આવતો નથી એ સર્વનો સિદ્ધાન્ત છે.

જન્મ મરણ બન્નેમાં જેવું દુ:ખ થાય છે, તેનો અનુભવ દરેક મનુષ્યને ઘણે ભાગે થનો રહે છે. કદાચ આપણે ભુલી ગયા હોઈએ તો અન્યને જન્મ અને મૃત્યુ વખતે કેવું ભારે દુઃખ સહન કરવુ પડે છે, તે હરહમેશ જોવામા આવે છે. ગર્ભાવાસના દુ:ખનું સ્મરણ કરો. નીચે માથુ અને ઉપર પગ, ચારે તરફથી બંધ, જ્યા અગ્નિ, મળ, મૂત્ર વગેરે રહે છે, એવા સ્થાનમાં બેભાન પડયા રહેવાનું, અને ફરી મુત્ર દ્વારથી બહાર નીકળવું પડે છે, અને વખતે બચ્ચાને બહાર કાઢવાને માટે ડોકટર અગર નર્સને બોલાવવાની જરૂર પડે છે, અને ઉપાય કરતાં જ્યારે બચ્ચુ બહાર નીકળતું નથી ત્યારે અદરથી ખેંચી કઢાવવું પડે છે. આગ મહાન્ કષ્ટથી કદાચ સ્ત્રી અને બચ્ચુ બન્ને મરણને શરણ થાય છે. ગર્ભમાં જે દુઃખ થાય છે, તેનું ઋષિ મુનિઓએ ઘણુંજ વિસ્તારથી વિવેચન કર્યું છે, જે વાંચતા હૃદય કંપે છે, રોમાચ ખડાં થઈ જાય છે, અને પ્રભુને એ જ પ્રાર્થના કરવામાં આવે છે, કે હે પરમાત્મા ! આ મહાન્ દુઃખથી બચાવો !

હવે શરીરના વિયોગ વખતના દુ:ખ તરફ નજર કરતાં જણાય છે કે, પ્રાણ અત્યંત કષ્ટથી નીકળે છે તે વખતે ઉર્ધ્વશ્વાસ જોરથી ચાલે છે, કોઈને આઠ દિવસ તો કોઈને પદર દિવસ સુધી ચાલે છે. જ્યારે ખાંસી અગર દમની બીમારી ચાલે છે ત્યારે અદર ઘણું દુઃખ થાય છે, અને જ્યારે ઉર્ધ્વશ્વાસ ચાલે છે ત્યારે તો હજાર ગણી વ્યાધિ થાય છે. કોઈઅગ જ્યારે અગ્નિથી બળી જાય છે, ત્યારે કેવી પીડા થાય છે, એ પ્રમાણે જ્યારે કોઈ અગ્નિથી બળીને મરી જાય છે, તે વખતે કેવુ ભારે કષ્ટ થતું હશે, તેનો વિચાર કરવો જોઈએ. સસારના અનેક દુ:ખોનું સારી રીતે વિચાર કરી સમજવું જોઈએ કે, જન્મ—મરણથી અધિક દુ:ખ બીજુ કોઈ નથી, અને એ મહાન્ દુ:ખથી છુટવાનો ઉપાય માત્ર જ્ઞાન જ છે, જે પ્રાપ્ત થવાથી ફરી જીવને જન્મ—મરણનો પ્રસંગ આવતો

નથી તો પછી વિચાર કરવો જોઇએ કે, આવી જ્ઞાન પ્રાપ્તિની બાબત છોડી દઇ જ્યાં ત્યાં વિષય રૂપી વસ્તુઓ માટે ભટકતો રહે, એના જેવો મૂર્ખ, મતિમંદ બીજો કોણ હોય? આ પ્રમાણે અનેક જાતના દુઃખોથી ઉત્પન્ન થતાં અને મરતાં ચોરાશી લાખ યોનિમાં પોત પોતાના પુણ્ય પાપના ફળ મુજબ ભ્રમણ કરતાં જ્ઞાન થયા વગર તેનો કદી છુટકારો થતો નથી. આ જ્ઞાન રૂપી ઔષધી ફક્ત મનુષ્ય શરીરથીજ મળે છે. હવે વિચારવુ જોઇએ કે મનુષ્ય શરીર કેવુ ભારે પુણ્ય કરવાથી મળ્યુ? જો મનુષ્ય ભવમાં જ્ઞાનરૂપી ઔષધી ન મેળવી તો અનેક ભવ દુઃખ સાગરમાં વ્યતિત કરવા પડશે વખત વિત્યા બાદ જેમ વૃક્ષને ફળ આવતાં નથી તેમ મનુષ્ય ભવ ગુમાવ્યા બાદ કાંઇ હાથ આવતું નથી, અને એ પણ માલુમ નથી પડતું કે, આ શરીરનો વિયોગ કયે વખતે થશે, માટે ગમે તે અવસ્થામાં જ્ઞાન રૂપી ઔષધી જરૂર ખાવી, જેથી વારવાર જન્મ મરણ ન થાય અને અમર થઇ જવાય.

જ્યારે મનુષ્યને દુઃખથી મુક્ત થવાની દવા ફક્ત જ્ઞાન જ છે, એમ સમજાશે, ત્યારે જ તેને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થશે, અને જ્ઞાન કેવી રીતે કયાંથી અને કોની પાસેથી મળે એ વિચાર થશે. અને જ્યારે એવો વિચાર થશે ત્યારે તે નિશંક જ્ઞાન મેળવવાની તપાસ કરશે. તેવી ઇચ્છાવાળાને પ્રથમ બીજાની મદદની આવશ્યકતા જણાશે, વળી જ્ઞાન વિચારના પુસ્તકો વાચવા તથા તેના અભિપ્રાયને જાણવા સત્સંગ કરવાની જરૂર જણાશે. પછી તેને તેવું કાંઇ કરવું નહિ પડે ફક્ત પોતાના જ શરીરમાં જે ચૈતન્યાત્મા છે તેને જ તે જોયા કરશે. જેને જન્મ મરણ નથી તથા જેને સુખ દુઃખ સહન કરવુ પડતું નથી તે ચૈતન્યાત્મા છે. તે હમેશા એક, રસમય, આનંદમય અને સ્વયં પ્રકાશ રૂપ છે અને તેની માયાની સત્તા અર્થાત્ શકિતથી શરીરમા જે ઇન્દ્રિઓ છે, તે પોતપોતાનુ કામ જૂદી જુદી રીતે કરે છે, જ્યાં સુધી અજ્ઞાનરૂપી પડદો તેના પર પડયો છે, ત્યા સુધી જીવાત્મા તેનાથી જૂદો રહે છે નહિતો જીવાત્મા અને ચૈતન્યાત્મા એકજ છે. જ્યારે અજ્ઞાન રૂપી પડદો અથવા ભ્રમ જતો રહેશે ત્યારે સુખ દુઃખ કાંઇ પણ નહિં જણાય, કેમકે ચૈતન્યાત્માને સુખ દુઃખ છે જ નહિ જીવને તેથી જુદો સમજી સુખ દુઃખ માનવુ અને ઇન્દ્રિઓના સુખ દુઃખને માનવુ એ ભૂલ છે. એ તો સ્પષ્ટ સમજાય છે કે, એ સર્વ ઇન્દ્રિઓ શરીરની જ સાથે છે, શરીરના નષ્ટ થવાની સાથે જ સર્વ અનુક્રમે નષ્ટ થઇ જાય છે. સર્વ ઇન્દ્રિઓનો લય થવો અર્થાત્ મળી જવુ. મન ઇન્દ્રિયમાં હોય છે, આથી સ્પષ્ટ સમજાય છે કે, જ્યારે કોઇને સ્વપ્ન આવે છે, ત્યારે ફકત મનજ કામ કરે છે, બાકી ઇન્દ્રિઓનો ગલાયદો વ્યવહાર બંધ રહે છે અને મનનો લય જીવમાં થાય છે અહંકારમાં જે અવિદ્યાનું આવરણ પડયુ છે તેને જીવ કહે છે જેમ કોઇ મૂર્છાવશ થયો, ફરી જ્યારે શુદ્ધમાં આવે ત્યારે કહે કે, અમુક ઠેકાણે પડયો એ ખબર છે, પછી શું બન્યું તે જાણવામાં નથી. આથી ચોકસ જણાય છે કે, તેનું મન જીવમાં લય થઇ ગયું. ઘોર નિદ્રામાં જ્યારે કોઇ પડયા હોય છે, ત્યારે પણ મનનો લય જીવમાં થયો હોય છે, તથા મૃત્યુ વખતે જ્યારે નાડી વગેરેનું ચાલવુ બંધ થઇ જાય છે, ત્યારે પણ મનનો લય જીવમાં થયો જાણવુ જોઇએ અને ફરી જીવનો લય માયામાં અર્થાત્ વાસના જીવની અવિદ્યામા લય થાય છે અને તેથીજ જન્મ મરણના સરકાર બની રહે છે. આથી દઢ નિશ્ચય થાય છે કે, જીવ અને આત્મામાં કાંઇ પણ ભેદ નથી, કેમકે સર્વ વસ્તુનો નાશ જોવામાં અને

સાંભળવામાં આવે છે, પરંતુ ફક્ત એક પરમબ્રહ્મ પરમાત્મા જ હંમેશ એક રસ બની રહે છે, અને તેજ પરમાત્માનુ પ્રતિબિમ્બાંશ અંતઃકરણમાં પડયુ છે, જેમાં સર્વ ચૈતન્યતા શરીરમા પ્રાપ્ત થાય છે, અને પ્રતબીમ્બથી જાુદુ નથી. તો જે બ્રહ્મ હંમેશાં એક બની રહ્યા તે જ સત્ય છે અને જેનો નાશ છે તે સર્વ અસત્ય છે ત્યારે જે કાંઇ જોવામાં અને સાંભળવામા આવે છે, તે સર્વ નશ્વર છે અર્થાત્ નષ્ટ થવાવાળા છે, એક બ્રહ્મનો જ કોઇ કાળમા નાશ થતો નથી અને તે એવા છે કે, સર્વ જગ્યાએ એકરૂપ, સ્વપ્રકાશ અને આનંદરૂપ છે, અને ચેતન વગેરે સર્વ પદાર્થના દ્રષ્ટા છે. તે દશ્ય વસ્તુથી ભિન્ન છે, જેટલી વસ્તુઓ છે. સર્વ તે બ્રહ્મથી પ્રકાશીત અને ચેતન થઇ રહી છે, અને જેને 'હું' એમ લોકો કહે છે તે 'હું' પણ તે જ છે, શરીરનો નાશ થવાથી પણ તેનો નાશ કદી થતો નથી. જેણે પોતાને એવુ માની દઢ વિશ્વાસ કરી લીધો છે, અને અનુભવ પ્રાપ્ત કર્યો છે તે જ મુક્ત છે. ફરી તેને જન્મ મરણ થતું નથી.

હવે અહિં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને જાુદા જાુદા રૂપમાં જોવાય છે, જેથી સંકલ્પ વિકલ્પ અંતઃકરણમાં થાય છે તેને મન જાણવુ. જે સર્વ વાતનો વિચાર કરી નિશ્ચય કરે છે તે બુદ્ધિ છે. ચિત્તનો ધર્મ ચિંતન કરવુ તે છે, જે સર્વ વસ્તુઓમા મમતા રાખે છે, તેને અહંકાર કહે છે એ ચારે વસ્તુઓ અંતઃકરણમા જ વાસ કરે છે, અને કોઇ એવું પણ માને છે કે, સર્વ એકજ વસ્તુ છે. તે સંકલ્પ-વિકલ્પ કરે છે ત્યારે તેને મન કહે છે. જ્યારે ચિંતન કરે છે ત્યારે તેને ચિત્ત કહે છે. જ્યારે વિચાર કરી નિશ્ચય કરેછે ત્યારે તેને બુદ્ધિ કહે છે અને જ્યારે અહંભાવ કરે છે ત્યારે તેને અહંકાર કહે છે.

હવે જીવ કોને કહે છે તે કે, અંતઃકરણમા જે બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે અને જેનો પ્રકાશ અહંકાર પર પડે છે જેથી તેને ચૈતન્યતા પ્રાપ્ત થાય છે, તેજ ચૈતન્યતા માયા છે. તે બે રીતે છે. એક વિદ્યા, બીજી અવિદ્યા. જે અવિદ્યાની ચૈતન્યતા અહંકારમાં થઇ તે જ જીવ છે. અનેક જન્મ-જન્માંતરથી જીવની વાસના અવિદ્યામા લય થતી આવી છે જેથી તેનુ આવરણ થતું આવ્યું છે. તે આવરણ તેના પરથી દૂર થાય તો ફરી વિદ્યાની ચૈતન્યતા જણાય, અને ત્યારે જ બ્રહ્મનુ સ્વરૂપ યથાર્થ જોવામાં આવે એ પ્રમાણે બ્રહ્મને જાણવુ તેને જ્ઞાન કહે છે આ શરીર તથા ઇન્દ્રિઓ વગેરે 'હું' નથી, પરંતુ 'હું' તો ફક્ત સત્ ચિત્ આનંદ સ્વરૂપ બ્રહ્મ જ છે, અને જ્યારે આણીને એવો દઢ નિશ્ચય થાય ત્યારે તે મુક્ત થઇ જાય, તેમા કોઇ જાતનો સંદેહ નથી, અને એવા મનુષ્યને ફરી જન્મ લેવો ન પડે એ સિદ્ધાન્ત છે

અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી

---

# प्रोत्साहक मंत्रो

( લેખક—ચ્યવનરાય શુક્લ. )

ગઇ કાલે સિડન જવામર્દીથી ઉભરાતુ હતુ. મહાન નમ્ર, પ્રેક્ષણીય પુરાણ ભવ્ય મંદિરને લીધે એની બોલબાલા હતી. વિશાળ રાજમહેલ તથા ગગન ચુમ્બી મીનારા પર ઉગતા સૂર્યનારાયણના કિરણ પડવાથી જે ઝગઝગાટ થતો તે અવર્ણનીય હતો ખરે ! સિડનની સાર્વભૌમ સત્તાને કેટલાય રાજકર્ત્તા મસ્તક નમાવતા.

ગઇ કાલે મદાન્ધ ઈજીપ્ત વિશ્વ પર સામ્રાજ્ય ભોગવતુ હતુ. પોતાની સાહ્યબી અમર રાખવાને એણે ઘણા ફાંફા માર્યા હતા, અને અગણિત નિર્દોષ બન્ધુઓના જીવન વિષ ભેળવી અસહ્ય બનાવી દીધા હતાં

ગઇકાલે ગ્રીસનો મહીમા ગવાતો હતો, રોમ સગર્વ જાહોજલાલીમાં મ્હાલતું હતું. અને બિઝેન્ટીયમના યશોગાનથી બોસ્ફરસનો કિનારો ગાજતો હતો.

પણ આજે કયા ગયુ એ સિડન ? ટોલેમીના સમયના ધણીસવાસી ચામડાથી અંગ ઢાકતા તથા છલોપાલો ખાઇ ઉદર પોષણ કરતા. આજ ગ્રીસ માત્ર ટીબાટેકરાવાળો પ્રદેશ થઇ ગયો છે, રોમ તો જાણે કબ્રસ્થાન અને બિઝેન્ટીયમની દશા તો કઇ વીપરીત જ;

" સમજ, સમય બળવાન છે, નહિ મનુષ્ય તે જાણ. " કાળનો મહિમા મોટો છે. માનુષી અટકળોની નિરર્થકતા એ આબેહુબ દર્શાવી આપે છે.

ક્રમે ક્રમે આપણે ઉંચે ચડીએ છીએ, પછી લથડીઆં ખાઇએ છીએ, અને આખરે પડીએ છીએ. આપણે સંસ્કૃતિના ઢોળ પર ચડવા પ્રયાસ કરીએ છીએ અને ટોચે પહોંચ્યા પછી ઘડીભર વિસામો પણ ખાઇએ છીએ. પણ પછી ? પછી તો આપણે પોતે ઇતિહાસનું એક પ્રકરણ બની જઇએ છીએ.

અને આમ થવાનુ કારણ ? આપણા કર્યા કારવ્યા પર પાણી ફરવાનું કારણ ? કારણ ? એજ કે આપણા પ્રવાસ જે દિશામાં થવા જોઇએ તે દિશામા થતા નથી. અને એથી જ આપણે પ્રાપ્ત કરેલી સાહ્યબી વધારે વાર ટકતી નથી. જો કે આપણે ભાગ્યદેવીની સામે વાધો ઉડાવીએ છીએ ખરા પણ છેવટે તો આપણે પોતે માત્ર એક દંતકથા જ બની જઇએ છીએ.

આપણે ચિરજીવી નથી—કહો કે આપણામા ચિરજીવી થવાની લાયકી જ નથી. આપણા સર્વ પ્રયાસ સ્વાર્થી છે અને એથી જ કઇ સારાં પરિણામ આવતાં નથી. જે પરિણામ આવે છે તે ગોટાળાભર્યાં આવે છે તેનુ કારણ પણ આ જ

જ્યાં સુધી મનુષ્યની મહત્વાકાંક્ષાઓ માત્ર તેના પોતાના જ હિતના હેતુવાળા રહેશે ત્યાં સુધી ભલેને તે કદાચ મોટું સામ્રાજ્ય સંપાદન કરી શકે હોય તે સામ્રાજ્યનુ અસ્તિત્વ માત્ર આંગળીના વેઢા પર ગણાય એટલા વર્ષનુ જ હોવાનું.

જ્યાં સુધી તું એમ કહ્યા કરીશ કે આ કામ તો કોઈ બીજો કરશે, હું કરનાર નથી; જ્યાં સુધી ગેરવ્યવસ્થા માટે તું છેટો રહીને નાહક બખાળ્યા જ કરીશ પણ નાગરિક હક્ક સાચવવા પોતે કશું નહિ કરે; જ્યા સુધી તું એમ માન્યામનાવ્યા કરીશ કે હું તે શું કરી શકનાર છુ. મારાથી તે શુ થનાર છે, કરનાર ઘણાએ છે ત્યાં સુધી ગણીગાંઠી બીજી વ્યકિતઓની પાછળ તારે ઘસડાવુ જ પડશે અને તે જ્યાં નાખે ત્યા તારે નખાવુ જ પડશે.

આથી ઉલ્ટુ જ્યારે કોઇ એક સેનાના દરેક સૈનિકના મનમા એવી જ આત્મશ્રદ્ધા હોય છે કે માત્ર મારા એકલાના બાયલાપણાથી પણ બધી બાજી બગડી જશે ત્યારે તે સેના અજેય બને છે, જ્યારે દરેક કડીઓ ચણતી વખત એવુ માની લઇ ચણવા માંડે છે કે બેદરકારીથી મુકાઇ ગયેલી માત્ર એકાદ ઈંટ પણ આખી ઇમારતને નુકશાન કરશે ત્યારે તેની કારીગરી ચિરંજીવી અને પ્રશસાપાત્ર નીવડે છે જ્યારે ભુખેતરસે ટળવળતા નિરાધારને જોઇ એક સ્રીના મનમા એવો જ ખ્યાલ બેસી જાય કે માત્ર મારી એકલીની સહાયથી પણ દુ:ખીનુ દુઃખ નીવારી શકાય એમ છે, ત્યારે જ તેનુ જીવન સફળ બને છે. ખરે ! જ્યારે આવુ થશે ત્યારે જ આપણી શ્રેષ્ટતા ટકાઉ નીવડશે.

પરવાળા કેવી રીતે થાય છે તે વિદ્યાર્થીઓના વાચવામા આવેલું જ છે, હવે જો પરવાળા બનાવનાર જંતુને કોઇ નજરોનજર જુએ તો તેનાથી એકદમ માની પણ ન શકાય કે આનાથી આવુ પરિણામ આણી શકાતું હશે. હજુ પણ આ પરવાળાના બેટ તરતા ફરે છે અને કોઇક વખત સમુદ્રમા ફરતી સ્ટીમરનો કચ્ચરઘાણ વાળી નાખે છે. કેટલુ અજાયબ પણ કેવુ સત્ય ! અવિરત અને એકધારી પ્રયાસનો કેવો અને કેટલે મહિમા !×

---




( લેખક. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ. )

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૧૩ મું.

કંચનલાલ શેઠ લીલાપુરના એક ધનાઢ્ય ગૃહસ્થ હતા તેમણે પૈસો સારો પેદા કર્યો હતો. પણ તે એટલા બધા વ્યાજખાઉ થઇ ગયા હતા કે ગરીબનું લોહી ચુસવામાં જરા પણ બાકી ન રાખતા. પૈસા સિવાય બીજી

---

+ આ લખાણનો કેટલોક ભાગ વડોદરેથી પ્રગટ થતાં "કેળવણી" માસીક પત્રમાં ચાર વર્ષ પર આવી ગયેલ છે, અધુરો રહેલો ભાગ "ભાગ્યોદય" માં ક્રમે ક્રમે પૂરે કરવામાં આવશે. —લેખક

કોઈ પણ ચીજ ઉપર તેમની દૃષ્ટિ ભાગ્યેજ ઠરતી. તેમ છતાં તે વયોવૃદ્ધ હતા અને ધીરધારમાં એટલાં બધાં નાણા રોકયાં હતાં કે તે કેમ કરીને કઢાવવાં તેની ફીકર તેમનાં ધર્મપત્ની આથાવહુને થતી. કોઇ જાણે કયા જન્મના પાપે તેમના બેઉ છોકરા વિધવાઓ મુકીને ગુજરી ગયા હતા. તે પૈકી એક વિધવાને એક પુત્રી હતી તે પાસેના ગામમાં એક વણિક પુત્ર સાથે પરણાવી હતી.

જ્યારથી આપણા દેશમાં સમાજનાં બંધન શિથિલ થયાં છે ત્યારથી ગામડું હો કે શહેર હો, તમામ ઠેકાણે સ્ત્રીઓની સ્થિતિ દયાજનક થઇ પડી છે. સ્ત્રીઓ બહાર જઈ ન શકે, બરમા કે યુરોપની માફક સ્ત્રીઓને બાહ્ય જગત્માં વિચરવાનો લ્હાવો જતો રહ્યો છે.

એક વખત નાની વહુ સસરાજીને દુકાને મદદ કરવા ગયાં અને મીરખાંની દૃષ્ટિએ પડયા ત્યારથી તે નાપાકે તેનો કેડો લીધો. કંચનલાલ શેઠની પૂંઠ ફરે કે મીરખા દુકાને હાજર થાય. બિચારી નાની વહુ પવિત્રતા માટે ઘણુંએ ફાંફાં મારે છતાં તે તેના ફંદામાંથી શી રીતે છટકે?

આપણે જ્યારથી ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠાડી છે ત્યારથી આપણી નીતિમાં બગાડ પેઠો છે. ચોરે અને ચણુતરે ગામડાંઓમાં લોકોની ઠઠ જામે અને ગામની બ્હેન દીકરીઓ કે વહુઓની મશ્કરી થાય એ શું ઓછું શરમાવા જેવું છે? આપણે ધર્મના પંઝામાં સપડાયલા હતા ત્યાં સુધી આપણાથી અનીતિનું પગલું ભરી ન શકાતું. અત્યારે આપણને કોણ રોકનાર છે? બ્રાહ્મણોને સમાજ સાથે શું લેવા દેવા? અને લાડુ મળે તો પછી ધર્મનીયે શું પરવા?

કંચનલાલનો સ્વભાવ જરા મશ્કરો હતો જ. મરઘો અને કુતી બે વઢે તો શેઠને ગમ્મત પડે. ફરી ફરીને ભુતનો વાસ આંબલીએ. જરા ન ગમ્યું તો "ચાલો મરઘા ભાઇને ઘેર" કહીને જતા.

કંચનલાલઃ-પટેલ, ઓ પટેલ!

પટેલઃ-કેમ છે અલ્યા બકાલ! કંઇ ફાટયો બાટયો છું કે શું?

કંચનલાલઃ-અલ્યા, તારી કુતી મારે ત્યાથી જણસો લાવી છે.

પટેલઃ-હેં, હેં, ખરી વાત? ઓ તારીની કુતી. મરરે, મર.

કંચનલાલઃ-અલ્યા તું મરે કે તે?

પટેલઃ—તું ને તે. અક્કરમી. જણસો શું કરવા આપી?

કંચનલાલ—શું ત્યારે તે નહિ મળે?

પટેલઃ—ના. મળશે હવે વિષ્નુ પાસે.

કંચનલાલ—તો તો ઝાંઝરાંજ પહેરાવું તો. લઇ જાઉં કોટવાળ પાસે. રૂપીઆ ખાઇ ગયો અને જણસો પણ ખાવી છે! જોઉં હવે તે તને કેવી પચે છે.

પટેલઃ—હા, હા, થાય તે કરી લે. નહિ પચે તોય જણુસો પચાવીશ.

એટલામાં કુલી આવે છે. મરઘો લાકડી લઇને મારવા જાય છે તેથી લોકો વગર પૈસાનો તમાસો જોવા ભેગા થાય છે. એટલામાં પોલીસ આવીને તમને પકડે છે.

કકડીખાંઃ—અબે કયા હૈ, બકાલ ?

કંચનલાલઃ—સાહેબ, આ મરઘો મારા પૈસા અને જણુસો ખાઇ ગયોછે.

કકડીખાં તેના પેટ સામું તથા મ્હોં સામું જુએ છે. પછી જરા અનિશ્ચિત હોય તેવો દેખાય છે.

“ અબે પૈસા કિસ તરેહ સેં ખા જાય ? પકડો સાલે કુ ઉનકુ ભી. ઓ ભી બડા બદમાસ હૈ.”

કંચનલાલ ( તેની સામું જોઇને )—પણ સાહેબ, મેં શો ગુનો કર્યો છે ? હું તો ફરીયાદી છું.

મરઘોઃ-સાહેબ, એને પણ પકડો. એ વાણીયો અમને બહુ છેતરી જાય છે. અમે ખેડુત અને ગરીબ માણુસ અભણુ હોવાથી કંઈ ન જાણીયે, તેથી વાણીયા અમને હિસાબમાં ગોથાં ખવરા છે.

“ સબ કુ લે જાના હૈ ”

કંચનલાલઃ-મને કચેરીયે ના લઇશ રે હો,

તને અબા માના હમ ( ૩ )
હાં રે હું તો પૈસાના તાનમાં ઘેલો
હાં રે હું તો સોના મનમાં છેલો-મને૦
છોડો છોડોને ભાઈ સાબ પાય લાગું
હાંરે તમે કહો તે હું લાવી આપુ-મને૦

જાય છે ]

## પ્રકરણ ૧૪ સું.

રૂદ્રમંડળનો કિલ્લો સૂર્યના છેલ્લા તેજમાં અપૂર્વ આનંદ આપી રહ્યો છે. આકાશ અને પૃથ્વી બેની સીમા દૂર દૂર સુધી જણાય છે. કુમારી સરયુબાળા આ કિલ્લાની એક બાજુએ આવેલા બુરજ ઉપર ઉભી ઉભી ચોપાસ દૃષ્ટિ નાંખી રહી છે. તેટલામાં તે નીચેનું ગીત ગણુગણુવા લાગીઃ

પેલો પશ્ચિમે જણાય સૂર્ય ડુબતો ધીમે
બધાં પક્ષીયો છુપાય તરૂ કુંજમાં ખરે.

( સાખી )

દિનકર હાય ડૂબી ગયો, ક્ષિતિજ તણા પટમાંય,
કમળ બીડાયું કૂમળું, ભ્રમર ભરાયો હાય.

( સાખી )

તારા એક પછી ઉગ્યા, ઉડુગણુ મન હરખાય,
વીર જતાં વિશ્વે બધું. ઘાઢ તિમિર છવાય.
ઉડયાં વાગળાં ને ઘૂડ ચીસ પાડતાં પણે
દુરીજનો કરે દુષ્ટ કામ વીરના જતે. પેલો૦

ગીત અટકયું એક ક્ષણવાર સરયુબાળા ઉભી રહી. તેના સુંદર મુખ ઉપર તેજ પ્રગટયું તેના સુકોમળ ધવલ હાથ ઉપર સૂર્યનો રકત પ્રકાશ પડી રહ્યો હતો. તેના વસ્ત્રોની પોટલી અને ઝીણી આંઝી કોર પવનથી આમતેમ ઉડી રહ્યાં હતાં. શું તેનું સૌન્દર્ય ! ગીતના પડઘા તેના હૃદયમાં પડી રહ્યા હતા. તે શબ્દ રૂપે બહાર આવવા લાગ્યા

" ખરેખર પ્રભુ, તારી કળા અપાર છે નિર્બળ અને સબળ મનુષ્યો તેં ઉત્પન્ન કરેલાં છે. મને તો નિરંકુશ નિર્બળ મનુષ્યો ઉપર પણ દયાઆવે છે.

" મહાન્ પુરુષનો અસ્ત થવાથી નિર્બળ મનુષ્યો ક્ષણિક આનંદમાં આવી જાય છે. તેઓ હરખાય છે ને દૂધના ઉભરાની માફક ઉભરાય છે. ભલેને એ રાજી થાય. વાદળું સૂર્યને કેટલીવાર ઢાંકી શકે છે ? તેમજ કાયર મનુષ્યો વીરની સામે કેટલી વાર ટકી શકે છે ?

" શિવાજી મહારાજને દુશ્મને આ કિલ્લામાં ઘેર્યા છે તેથી શું થઈ જવાનું છે ? મને અહીં નજર કેદ રાખી છે તેથી શું ? રઘુનાથ, રઘુનાથ. તમે મારી વારે નહિ આવો ? અરે પેલું કોણ "—

સરયુબાળા બોલવા જાય છે એટલામાં એ કદાવર માણસ આવી પહોંચે છે. તે સરયુને લક્ષ્મી જ માને છે. લક્ષ્મીને જ મેળવું એ તેનો દૃઢ નિશ્ચય હોવાથી તે તેને શોધવા બાતમી મેળવતો અહીં સુધી આવ્યો છે.

સરયુ ઉભી છે તે જોવાની પરવા ન કરતા તે લવવા લાગ્યો:-"ગજપતે ન માન્યું તેની શી દશા થઈ ? લક્ષ્મી તું પણ જો રઘુનાથ તું પણ જો. જનાર્દન તું પણ જો શિવાજીનું રાજ્ય ઉંધું વાળીશ. જયસિંહ મારો મિત્ર છે. બાળ સ્નેહી છે, સાથે ઉછર્યા છીએ. હવે જ રંગ આવવાનો છે."

સરયુ વિચારમાં પડી. તેના મનમાં બોલી " આ કોણ ? ", કોટ નીચે સુદ્ધના હોકાર આવવા લાગ્યા. રણસિંગડાં ફૂંકાયાં. " હર હર મહાદેવ "અને " દીન દીન " ના અવાજો સંભળાયા. જોતજોતામાં પેલા માણસની દૃષ્ટિ સરયુ ઉપર પડી બે ચાર માણસોને તેણે સાનથી બોલાવ્યા અને સરયુને ઉપાડીને " ચાલ, મારી લક્ષ્મી " કહીને તે ચાલતો થયો. સરયુના મ્હોંએ ડુચો મારી દીધો.

એટલામાં દૂરથી કંઈક ખડખડાટ સંભળાયો, "ઉભા રહો ચોર હું આવું છું." કહી રઘુનાથ તેઓની પૂંઠળ પડયો. કિલ્લા બહાર યુદ્ધ પૂરૂં થયું છે. શિવાજી મહારાજની જીત થયાનું સંભળાય છે. રાત્રિ વધવા લાગી છે. પેલા માણુસો જેમ જેમ આગળ વધતા જાય છે તેમ તેમ રઘુનાથે તેમનો નજીકજ કેડો લેવા માંડયો છે તેમ છતા તે સાવધ રહ્યો છે કે રખેને તેઓ તેના ઉપર છાપો મારે. રઘુનાથે એક ભાલો જોરથી ફેંકયો તેથી છેવટે તરવારના એક ઝટકાથી તેણે એકને જમીન ઉપર પાડયો એટલે ચોથો વિજળીની ઝડપે નાશી ગયો. હવે રઘુનાથ છુટો થવાથી પેલા સરયુને લઈ જનાર પાછળ પડયો.

નાશી ગયેલો ચોથો માણુસ ચંદ્રસિંહ હતો તે શિવાજી પાસે ગયો અને રઘુનાથનું કાસળ કહાડવા પ્રયત્ન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

રઘુનાથે સરયુનો બચાવ કર્યો છે તે બન્ને જણુ કિલ્લાથી દૂર આવેલા એક ન્હાના સરોવરને કિનારે બેઠેલાં છે. ચંદ્રના આછા તેજથી આસપાસ ધવલતા પ્રસરી રહી છે. પ્રેમીઓના મેળાપ વખતે માત્ર શબ્દોજ પ્રેમને ચીતરવાને અશક્ત બને છે. મૌન સર્વત્ર પ્રસરી રહ્યું છે. માત્ર સરયુબાળાનું હૃદય સ્ફુરવા લાગ્યું.

વાહ પ્રાણપ્યારા લાગો છો બહુ વ્હાલા વ્હાલા—
આ શા શીર ધર્યાં ટોપ તમે કાળા કાળા,
ચંદ્ર સમુ વદન કાન્ત
સુધા પીયે પ્રેમી કાન્ત
ચાલો પ્રેમી પ્યારા
કરોને વાત છાના છાના. વાહ૦

ચંદ્રના ધવલતામાં ધીમે ધીમે આનંદ પ્રસરવા લાગ્યો, અંતઃકરણ એક બીજાને મળ્યાં. આશાઓ પ્રગટી, પરંતુ આશાઓને નડનારાં વિઘ્ન કંઈ થોડાં હોય છે?

રઘુનાથ—સરયુ, આ સ્થળે આપણુને પ્રભુએ સુખરૂપ ફરીથી મેળવ્યાં, હવે તો પ્રભુ આપણુને છુટાં ન પાડે તો સારૂ

સરયુબાળાઃ—મને તો એમજ વિચારો આવે છે, પણુ લક્ષ્મી બ્હેનનુંશું?

રઘુનાથઃ—પ્રભુ તેને બચાવે. સાંભળ્યું .છે કે તે મારી શોધમાં આ તરફ આવી છે.

સરયુબાળાઃ—હું તેમની વ્હારે ગયેલી. તેમને એક ગામમાં મુકીને અત્રે આવી હતી.

રઘુનાથઃ—હેં કયા ગામમાં ?

સરયુબાળાઃ-શિવાજી પરામાં

રઘુનાથઃ—ચાલો આપણે ત્યાં જઇશું.

ઉપર પ્રમાણે વાર્તાવિનોદ થઇ રહ્યાં છે, એટલામાં ઝાડીમાંથી બે માણસો આવ્યા, અને "ખબરદાર ઉભો રહે રઘુનાથ, તુ રાજ્યનો દ્રોહી છે. સિપાઇ, પકડો એને" એ પ્રમાણે અવાજ થતાં રઘુનાથને પકડવામાં આવ્યો

"કોણ મહારાજ, એ તો સ્હેજ ફરવા આવ્યો છું" રઘુનાથે આસ પાસ જોઇને જવાબ આપ્યો.

"અને આ સરયુ બ્હેન તું કયાંથી ?"

સરયુએ જવાબ ન આપ્યો

શિવાજીએ તિરસ્કાર ભરેલી દૃષ્ટિએ રઘુનાથ તરફ જોયું. પણ જ્યાં સુધી ગુન્હો સાબીત ન થાય ત્યાં સુધી શિક્ષા ન ફરમાવાય એવો તેમનો સખત નિયમ હતો સાથે આવેલા ચંદ્રસિંહમાં ઇર્ષાનો અગ્નિ વ્યાપેલો હતો તેથી તે "ચંદ્રસિંહ" નામ છતાં તેનામાં ચંદ્રની મધુરતા ન હતી

"સિપાઇએ બન્નેને આપણા ગઢમા લઇ જાવ" કહી. શિવાજીએ ત્યાંથી ચાલવા માંડયું. સરોવર જેવું શાંત હતું તેવું શાંત રહ્યું. કોઇ કોઇ ઠેકાણે પાણીમાં માછલાં ઉછળતાં અને તે ચાંદનીની ધવલતામાં ચમકારો કરતાં, સરોવરમા કયાં કયાંક આછાં કમળના છોડનાં પાંદડામાં સફેદ ફુલ દૃષ્ટિગોચર થતા, આકાશ સ્વચ્છ હતું, આજુબાજુનો કિનારો શ્યામ જણાતો હતો, પવનની કઇંક કંઇક લહેરોથી દુર જતા ઘોડાઓની પડઘીઓ મ ભળાતી, દુર્ગના દરવાજા ખુલ્યા અને વસાયા.

રઘુનાથ અને સરયુબાળા કેદી અવસ્થામા લઇ જવામાં આવ્યા.

---




१

( અનુવાદક —કે, સી. મહેતા )

તે દિવસે લડાઇના સમાચાર સારા નહતા. રાજા સાહેબ ઉદાસ થઇને બાગની તરફ ફરવા ગયા.

ત્યા જોયુ કે પ્રાચીરની પાસે, ઝાડની છાયામાં, એક બાળક અને બાળકી રમી રહ્યાં હતાં. રાજાએ તેમને પુછ્યુ શું રમો છો ?

" આજ તો અમે રમીએ છીએ રામ અને સીતાનો વનવાસ. "

રાજા સાહેબ ત્યાજ બેસી ગયા.

બાળકે કહ્યું—આ અમારૂં દડક વન છે. અહીંજ અમે ઝુપડુ બનાવીએ છીએ.

તે ઘણા બધાં ડાખળી-પાંદડા અને ઘાસ-નઝુખતા ઉડાવી લાગ્યો. ખુબ કામ કરતુ છે. અને તે બાળકી રમવાની તપેલીમાં, દેવના વગરજ, શાક-પાંદડુ રાધી રહી છે રામ ભોજન કરશે, તેટલા માટેજ સીતા રાંધી રહી છે તેણીને જરાપણ અવકાશ નથી.

રાજાએ કહ્યું—બીજુ તો સર્વ કંઇ છે, પરંતુ રાક્ષસ કયા છે ? બાળકને કબુલ કરવું પડ્યું કે તેના દડકવનમા થોડીક ખામી છે. રાજાએ કહ્યુ—વારૂ, કઇ પરવા નહીં, રાક્ષસ અમેજ બની જઇશુ.

બાળકે સારી પેઠે જોઇ-તપાસીને કહ્યુ-પરતુ એક સરત છે. તમારે હાર માનવી પડશે.

રાજાએ કહ્યું—હું ઘણુંજ સારી રીતે હારવુ જાણુ છુ વિશ્વાસ ન હોય તો પરિક્ષા કરી જુઓ. તે દિવસે રાક્ષસ-વધ એવી સુંદર પ્રકારે થવા લાગ્યો કે બાળકે કોઇ પણ પ્રકારે રાજાને રજા આપવાનું સ્વીકાર ન કર્યું. તે દિવસે એકજ સમયે, એકલા રાજાને દશબાર રાક્ષસોની મૌતે મરવુ પડ્યુ મરતા મરતા બિચારાના નાકમા દમ ભરાઇ ગયો ત્રેતાયુગમાં, પંચવટીમા પક્ષી જેવી રીતે બોલતા હતા તે દિવસે ત્યા તેવી જ રીતે બોલવા લાગ્યાં. ત્રેતાયુગમા લીલા પાંદડાના પરદામા પ્રભાત-આલોકે જે પ્રકારે કોમળ કાકમાં સુર બાધી લીધો હતો આજ પણ તેજ સુરમા બાધી લીધો. રાજાના મનની ઉદાસી વેગળી થઇ ગઇ તેમણે મત્રીને બોલાવીને કહ્યું-આ બાળક અને બાળકીને ઓળખો છો ?

મંત્રી—હા, જી બાળકી મારી છે તેણીનું નામ રૂચિરા છે. બાળકનુ નામ કૌશીક છે. તેનો બાપ એક ગરીબ બ્રાહ્મણ છે, જે પુજા કરીને પોતાનો નિર્વાહ કરે છે

રાજાએ કહ્યું—મારી ઇચ્છા છે કે જ્યારે યોગ્ય સમય આવે ત્યારે બાળકની સાથે રૂચિરાનુ લગ્ન થાય

---

* બગ સાહિત્ય સમ્રાટ બાબુ રવિન્દ્ર ટાગોરની એક ગલ્પનો અનુવાદ

(૨)

મંત્રી-કંઇ પણ ઉત્તર ન આપી શક્યો. માથું ઝુકાવીને રહી ગયો.

દેશમાં સર્વથી વિદ્વાન પંડીતને ત્યાં રાજાએ કૌશીકને ભણવા મોકલ્યો. ઉંચા વંશ યાને ખાનદાનના બાળકોનેજ પંડીતજી ભણાવતા હતા. રૂચિરા પણ અહીંજ ભણતી હતી

પાઠશાળામાં જે દિવસે કૌશીક ભણવા ગયો તે દિવસે મહેતાજીને ખુશી-આનંદ થયો બીજાઓને પણ શરમ આવી. પરંતુ કોઇ શું કરી શકે તેમ હતો. રાજાની ઇચ્છાજ એ હતી સર્વથી અધિક સંકટ રૂચિરાને હતું. કારણ કે છોકરાઓ પરસ્પર તેણીના વિષે એક બીજાના કાનમાં વાતો કહેવા લાગ્યા. લાજના લીધે તેણીનુ મોઢું સુકાઈ જતું હતુ. ક્રોધના લીધ આંખોમાંથી આંસુ વરસાવતી હતી.

કાશીક રૂચિરાના આગળ ચાપડી મુકતો તો તેણી તેને દુર કરી દેતી હતી. જો કોઇ ભણવાની વાત પુછતો તો જવાબજ નહતી આપતી.

રૂચિરાના મહેતાજી તેણીને બહુ પ્યાર કરતા હતા. તેમની પ્રતિજ્ઞા હતી કે કૌશીકને રૂચિરા બધા વિષયોમાં પાછળ કરી દેશે. રૂચિરાનું પણ આજ પણ હતું

એમ માલુમ પડવા લાગ્યું કે આ કામ બહુ સરલ રીતે થઇ જશે. કારણ કે કૌશીક ભણતો તો હતો પણ સારી રીતે ભણવામા ચિત્ત નહતો પરોવતો. તરવા, જંગલમાં ફરવા, ગાવા વગાડવામા તેની વિશેષ રૂચી હતી

મહેતાજી તેને ધમકાવીને કહેતા-ભણવા-ગણવામા તમારૂં મન કેમ નથી લાગતું ?

તે જવાબ આપતો-ફક્ત ભણવા લખવામાંજ હું મારા મનને નથી લગાડતો, કારણ કે બીજી વાતો પણ શીખવાની છે. થોડું થોડું બધુ શીખીશ

" બીજી બધી વાતો મુકી દો. "

" તો પછી ભણવા-ગણવાને પણ દુરથી નમસ્કાર કરવા પડશે "

(૩)

આ પ્રકારે થોડોક સમય વીતી ગયો.

રાજાએ મહેતાજીને બોલાવીને પુછ્યું-તમારા વિદ્યાર્થીઓમાં સર્વથી શ્રેષ્ટ કોણ છે ?

મહેતાજી—રૂચિરા.

રાજા—અને કૌશીક ?

મહેતાજી—માલુમ નથી પડતુ કે તેણે કંઇ અભ્યાસ કર્યો હોય !

રાજા—હું રૂચિરાની સાથે કૌશીકનો વિવાહ કરવા ઇચ્છુ છુ

મહેતાજીએ સ્હેજ હસીને કહ્યું—આતો ગોધુલિની સાથે ઉષાનો વિવાહ કર્યો કહેવાય.

રાજાએ મંત્રીને બોલાવીને કહ્યુ-તમારી પુત્રીની સાથે હવે કૌશીકનો વિવાહ કરવામા વાર કરવા ઉચીત નથી.

મંત્રી—મહારાજ મારી પુત્રી આ લગ્નને પસંદ નથી કરતી

રાજા—સ્ત્રીયોના મનની ઇચ્છા શુ તેમના મુખથી સમજી શકાય છે ?

મંત્રી—તેમની આંખોનું પાણી પણ તે આ વાતની શાક્ષી પુરે છે

રાજા—તો શુ કૌશીકને પોતાના માટે અયોગ્ય સમજે છે ?

મંત્રી—હા, જી આજ વાત છે

રાજા—વારૂ, તો અમારી સામે બન્નેની વિદ્યામા પરિક્ષા લેવામાં આવે. જો કૌશીક વિજયી નિવડશે તો આ વિવાહ અવશ્ય થશેજ.

બીજા દિવસે મંત્રીએ રાજાને આવીને સુચના આપી-મારી પુત્રીને આ શરત મંજુર છે.

(૪)

સભામાં બધા લોક હાજર થયા. રાજા સાહેબ સિંહાસન પર બિરાજ્યા અને કૌશીક તેમની સિંહાસનની પાસેજ બેસી ગયો. મહેતાજી, પોતે રૂચિરાને લઇને હાજર થયા કૌશીક આસન છોડીને મહેતાજીને પ્રણામ અને રૂચિરાને અભિવંદન કર્યું. રૂચિરાએ આખો ઉચી કરીને કૌશીક તરફ જોયુ પણ નહિ.

પાઠશાળામાં કોઇ દિવસે, પરિપાટીની રક્ષા કરવાના માટે પણ, કૌશીક રૂચિરાની સાથે તર્કશાસ્ત્રાર્થ નહતો કર્યો, બીજા વિદ્યાર્થીઓએ પણ, અવજ્ઞાના લીધે તેણે તર્ક કરવામાં અવસર નહતો આપ્યો. તેથી જ આજે જ્યારે તેની યુક્તિના મુખમા તિક્ષ્ણ ઉપહાસ–તીરની ધારની ચમકની માફક–ચમકવા લાગ્યો જ્યારે ગુરૂજી વિસ્મય પણ થયા અને કંઇક ચિડાયા, પણ રૂચિરાના કપાળ પરથી પરસેવાના ટીપા ભૂમિ પર ટપકવા લાગ્યા. તેણી અક્કલને ઠેકાણે ન રાખી શકી. કૌશીક તેણીને પરાભવના એક ખુણામા ધકેલી આવ્યો. ક્રોધના માર્યા મહેતાજીના મુખમાથી કોઇ વાત નીકળવા ન પામી. અને રૂચિરા ! તેણીની આખોમાંથી આસુઓની ધારા વહેવા લાગી

રાજાએ મંત્રીને કહ્યું, લો, હવે લગ્નનું મુહુર્તનક્કી કરો.

આસન પરથી ઉઠીને કૌશીક હાથ જોડીને કહ્યું, મહારાજ ક્ષમા કરશો. હું આ લગ્ન કરીશ નહી.

રાજાએ વિસ્મય થઇને પુછ્યુ–વિજયમાળા નહિ પ્હેરો શું ?

કૌશીક–વિજય મારી જ રહેવાદો માળા કોઇ બીજાને પ્હેરાવશો. મહેતાજી–મહારાજ એક વર્ષની મુદત આપશો, આબાદ અંતીમ પરીક્ષા લેવામા આવે ?

૫

હવે કૌશીકે પાઠશાળાને તો દૂરથી જ નમસ્કાર કર્યા તે કોઇ દિવસે જંગલની છાયામા નજરે પડતો તો કોઇ દિવસે પહાડના શિખર પર.

અહી મહેતાજીએ રૂચિરાને શિક્ષા આપવામા કોઇ વાત બાકી ન રાખી પરતુ તેણીનું મન ક્યાં છે ?

અધ્યાપક ખીજવાઇને કહ્યુ–જો હવે પણ સાવધાન નહી રહે તો ફરીથી તમારે લજાવુ પડશે.

બીજી વાર શરમાવા માટે જાણે તેણી તપસ્યા કરવા લાગી. ક્ષપણોએ જે પ્રકારે અનશન દ્વારા તપશ્ચર્યા કરી હતી તે જ પ્રકારે રૂચિરાએ અનધ્યાયના વડે કરી. તેણીની ષડ્ દર્શનની ચોપડી બાંધેલી જ રહી. કવિતાની ચોપડી પણ કોઇ દિવસે જ મહેતાજીના ધમકાવવા પર ઉઘાડવામા આવતી હતી.

મહેતાજીએ ચિડાઇને કહ્યુ હું સોગદ પૂર્વક કહું છુ કે હવે કોઇ બાળકી યા સ્ત્રીને નહી ભણાવુ. વેદાંતના પારદર્શી પડીત હોવા છતાં પણ સ્ત્રી—જાતીના મનનો ભેદ ન પામી શક્યો.

એક વાર મંત્રીએ આવીને રાજાને કહ્યું -ભવદત્તના ઘેરથી સગાઇનું કહેણ આવ્યુ છે, કુળ-ધન-માન સર્વ વાતોમાં તે ઘર ઉચુ છે. મહારાજની સમ્મતી જાઇએ છીએ.

રાજા—પુત્રી શુ કહે છે ?

મત્રી—સ્ત્રીઓના મનની વાત યાને સ્ત્રીઓની ઇચ્છા શું તેમની વાતોથી જાણી શકાય છે ?

રાજા—તેણીના આંસુ આજ શી વાતની સાક્ષી પુરે છે ?

મત્રી—ચુપ થઇ ગયો

૬

રાજા પોતાના બાગમાં આવીને બેઠો. મત્રીને કહ્યું પોતાની પુત્રીને મારી પાસે મોકલી આપો.

રૂચિરાએ આવીને રાજાએ પ્રણામ કર્યા.

રાજાએ કહ્યું પુત્રી રામના વનવાસની રમત યાદ છે ?

રૂચિરાએ સ્મીત હાસ્ય કરીને નીચ નજર કરી લીધી,

રાજાએ કહ્યું આજે રામ વનવાસની તે જ રમત જોવાની મારી લાલસા છે.

રૂચિરાએ માથા પરના કપડાને જરા આગળ કર્યું--કઇ કહ્યું નહિ.

રાજા—વન પણ છે, રામ પણ છે, પરતુ પુત્રી સાંભળ્યું છે કે આવાર સીતાની ખોટ છે. તમે ઇચ્છો તો આ ખોટ પણ ન રહે

રૂચિરાએ જવાબ ન આપ્યો, પણ રાજાની પાસે જઇને તેમના ચરણોને ઝુકીને નમસ્કાર કર્યા

રાજા—હવેની વાર, પુત્રી, હુ રાક્ષસ નહી બનુ. આ વખતે તમારા મહેતાજીને રાક્ષસ બનવું પડશે.




[ લેખક—મી. જહાંગીર અરજોરજી. વાછા ]

માણુસોને દર્દો થાય છે, અને તેમાના કેટલાકને ઉત્પન્ન કરનારા બી અથવા સુગ હોવા જોઇએ. એ બાબત હાલમા ઘણી અગત્યની થઇ પડી છે. કારણ કે તેની સાથે માણુસની તન્દુરસ્તિ અને આબાદાનીનો ઘણો સબધ છે સુધરેલા દેશોમા વિદ્વાન માણુસોનુ ધ્યાન એ ઉપર ખેચાયુ છે કે, માણુસની તન્દુરસ્તી એવી નાની કરચો ઉપર કેટલો સબધ રાખે છે એ તો માણુસની તન્દુરસ્તીની બાબત છે અને વિદ્વાનોમા હાલ જે થોડીએક બાબતો ભારે અગત્યની છે, તેમાંથી એક બાબત હાલ ઘી આ ગણાય છે, આપણાં લોકોએ એવી બાબત ઉપર કેટલું ધ્યાન આપ્યુ છે, અથવા તે બાબત કેટલી દરકાર કરી છે, તેની

કશી નીશાનીઓ આપણને માલમ પડી નથી. જો કોઇ વિદ્યાર્થી તેની પાછળ કાંઇ ધ્યાન આપી, એવી બાબતની નવી શોધોનો અભ્યાસ કરતો હશે તો, તે પોતાની સાથે લઇ જાય છે. બીજાઓને તે બતાવતો નથી, તેનો સબબ એ છે કે, તેને બહાર જણાવવા માટે સાંભળનાર લોકો અને કદર બુઝનાર લોકો હજુ ઝાઝા મળતા નથી.

તમોમાના કેટલાક સ્કુલો કે કોલેજોમાં "ટેસ્ટટયુબો" જોઇ હશે તે અથવા પાતળા ઉંચા ને સાકડા ગ્લાસો લ્યો એકમાં જરા માંસનો કટકો કે જે ફક્ત વતરણાના દાણા જેટલો હોય, બીજામાં દુધ ત્રીજામાં ધુળ પછી તે દેવાલ ઉપરની હોય કે જમીન ઉપરની હોય ચોથામાં આટો અથવા રાંધેલા ચોખા અને પાંચમામાં ઘાસ અથવા પેંડાને બારીક કરી તેની બારીક કરચ નાખવી. એ પછી એ નળીઓમાં પાણી નાખી થોડા દિવસ સુધી રહેવા દેશો તો તેમાંથી તરેહવાર ચીજો માલમ પડી આવશે થોડાક દિવસ રહી તેમાં જોતાં તેમાથી નાના, સીધા, પાતળા દોરાના કટકાઓ બાહેર નીકળતા માલમ પડશે. કદાપિ પેલાં સાધારણ (ખુલ્લી) આંખે તે આપણને દેખાશે નહી, પણ જો ફક્ત એક સાધારણ જાતની "માઇક્રસકોપ" [ સુક્ષ્મદર્શક યંત્ર ] જેથી નાની ચીજો મોટી દેખાય છે તેથી તે પાણીમાં જોવાથી એ માલમ પડી આવશે. જો એ પાણીને ઘણા દિવસ સુધી રહેવા દીધું હોય તો તે બેશક આપણી ખુલી આંખે દેખાયા વિના રહે નહી હવે એમાંના કેટલાક પાતળા દોરા જેવા અને કેટલાક દોરા સાથે દાણાવાળા દેખાય છે. કેટલાક સ્વચ્છ પડી રહેલા અને કેટલાક હાલતા આપણને માલમ પડશે કેટલાકના દોરા સ્કુના જેવા હોય છે. તેઓ સ્કુની મદદથી ચાલતા હોય તેમ દેખાય છે. જેમ એક સ્ટીમરનો સ્કુ ફરવાથી પોતાનો મારગ કાપે છે તેમ એ જીવ જંતુઓ સ્કુના ફરવાથી પોતાનો મારગ આગળ કાપે છે અને ગતિ મેળવે છે. જે જીવ જંતુઓ દોરા જેવાં છે. "બાકટેરિઆ" અને જેઓ દાણાદાર છે તેઓને "માઇક્રોકસાય" કરીને કહેવામાં આવે છે. થોડું થયું આપણી મ્યુનિસિપાલ કારપોરેશનની સભામા ગ્રાંટ મેડીકલ કોલેજના એક પ્રોફેસરે પહેલવહેલો "માઇક્રોકસાઇ" શબ્દ વાપર્યો હતો તે પેલા ઘણાખરા સભાસદોએ તો એ શબ્દ ત્યાં પહેલવહેલો સાંભળ્યો હતો, અને ઓરડામાંથી બાહેર નીકળે તેની પેલાં કેટલાક તો વિસરી ગયા હતા, આપણા દખમા આગળ પાણીના તળાવ ઉપર છાપરૂ બાંધવા બાબતની તકરારમાં "માઇક્રોકસાઇ" થી માણસની જીદગીને કેટલી નુકશાની થશે તે દેખાડવા માટે એ શબ્દ પહેલો ત્યા વાપરવામાં આવ્યો હતો.

હવે ઉપલા ગ્લાસના પાણીમાં એ જીવજંતુ કયાથી પેદા થયા ? શું તે તેની અંદર પેદા થયાં, કે, બાહેરથી આવ્યાં ? એ વિશે આગળ વિદ્વાન દાકતરો વચ્ચે તકરાર ચાલી હતી. એમાં બાહેરની અસર કંઇ નથી. એવું ડાક્તર બાસ્ટીઅનનું મત હતું તેણે જણાવ્યું કે, ગમે તો એમાંના બધા જીવજંતુઓને મારી નાખો અને બાહેરથી અંદર નવા જીવ આવતાં અટકાવો તોપણ તેમા પેદા થયા વગર રહેશે નહી. એની સામેના હરીફો વધારે મજબુત હતા. એમાં વખણાએલો પુરૂષ "પાસ્ટીઉર" હતો જેનો ફ્રાન્સ દેશ ઘણો ઉપકારી છે એટલું જ નહી પણ આખી દુનીઆં ઉપર તેની મહેનત અને શોધથી ઉપકાર થયો છે. સખસને વર્તમાનો ગુરૂ તરીકે ગણવામાં આવે છે ડાકટરોની જે મોટી સભા પહેલા વરસ લંડનમાં ભરવામા આવી હતી, ત્યાં એની શોધોથી વૈદકના હુન્નરને કેટલી મદદ થઇ

રાજા—પુત્રી શું કહે છે ?

મંત્રી—સ્ત્રીઓના મનની વાત યાને સ્ત્રીઓની ઇચ્છા શું તેમની વાતોથી જાણી શકાય છે ?

રાજા—તેણીના આંસુ આજ શી વાતની સાક્ષી પુરે છે ?

મંત્રી—ચુપ થઇ ગયો.

૬

રાજા પોતાના બાગમાં આવીને બેઠો. મંત્રીને કહ્યું પોતાની પુત્રીને મારી પાસે મોકલી આપો.

રૂચિરાએ આવીને રાજાએ પ્રણામ કર્યા.

રાજાએ કહ્યું પુત્રી રામના વનવાસની રમત યાદ છે ?

રૂચિરાએ સ્મીત હાસ્ય કરીને નીચ નજર કરી લીધી,

રાજાએ કહ્યું આજે રામ વનવાસની તે જ રમત જોવાની મારી લાલસા છે

રૂચિરાએ માથા પરના કપડાને જરા આગળ કર્યું-કંઇ કહ્યું નહિ.

રાજા—વન પણ છે, રામ પણ છે, પરંતુ પુત્રી સાભળ્યું છે કે આવાર સીતાની ખોટ છે. તમે ઇચ્છો તો આ ખોટ પણ ન રહે

રૂચિરાએ જવાબ ન આપ્યો, પણ રાજાની પાસે જઇને તેમના ચરણોને અડીને નમસ્કાર કર્યા.

રાજા—હવેની વાર, પુત્રી, હુ રાક્ષસ નહી બનુ આ વખતે તમારા મહેતાજીને રાક્ષસ બનવું પડશે.

---




[ લેખક—મી જહાંગીર બરજોરજી વાછા ]

---

માણસોને દર્દો થાય છે, અને તેમાના કેટલાકને ઉત્પન્ન કરનાર જી અથવા મુળ હોવા જોઇએ એ બાબત હાલમા ઘણી અગત્યની થઇ પડી છે. કારણ કે તેની સાથે માણસની તન્દુરસ્તિ અને આબાદાનીનો ઘણો સબંધ છે સુધરેલા દેશોમા વિદ્વાન માણસોનુ ધ્યાન એ ઉપર ખેંચાયુ છે કે, માણસની તન્દુરસ્તી એવી નાની કરચો ઉપર કેટલો સબંધ રાખે છે એ તો માણસની તન્દુરસ્તીની બાબત છે અને વિદ્વાનોમા હાથ જે થોડીએક બાબતો ભારે અગત્યની છે, તેમાંથી એક બાબત હાલની આ સવાલ છે, આપણાં લોકોએ એની બાબત ઉપર કેટુ ધ્યાન આપ્યુ છે, અથવા તે બાબત કેટલી દરકાર કરી છે, તેની

કશી નીશાનીઓ આપણને માલમ પડી નથી. જો કોઇ વિદ્યાર્થી તેની 'પાછળ કાંઇ ધ્યાન આપી, એવી બાબતની નવી શોધોનો અભ્યાસ કરતો હશે તો, તે પોતાની સાથે લઇ જાય છે. બીજાઓને તે બતાવતો નથી, તેનો સબબ એ છે કે, તેને બહાર જણાવવા માટે સાંભળનાર લોકો અને કદર બુઝનાર લોકો હજુ ઝાઝા મળતા નથી.

તમોમાના કેટલાક સ્કુલો કે કોલેજોમા " ટેસ્ટટયુબો " જોઇ હશે તે અથવા પાતળા ઉચા ને સાંકડા ગ્લાસો, લ્યો એકમા જગ મામનો કટકો કે જે ફકત વતરણાના દાણા જેટલો હોય, બીજામાં દુધ ત્રીજામા ધુળ પછી તે દેવાલ ઉપરની હોય કે જમીન ઉપરની હોય ચોથામાં આટો અથવા રધિલા ચોખા અને પાંચમામાં ઘાસ અથવા પેંડાને બારીક કરી તેની બારીક કરચ નાખવી એ પછી એ નળીઓમાં પાણી નાખી થોડા દિવસ સુધી રહેવા દેશો તો તેમાંથી તરેહવાર ચીજો માલમ પડી આવશે થોડાક દિવસ રહી તેમા જોતાં તેમાંથી નાના સીધા, પાતળા દોરાના કટકાઓ બાહેર નીકળતા માલમ પડશે. કદાપિ પેલાં સાધારણ ( ખુલ્લી ) આંખે તે આપણને દેખાશે નહી, પણ જો ફકત એક સાધારણ જાતની " માઇક્રોસ્કોપ " [ સૂક્ષ્મદર્શક યંત્ર ] જેથી નાની ચીજો મોટી દેખાય છે તેથી તે પાણીમાં જોવાથી એ માલમ પડી આવશે. જો એ પાણીને ઘણા દિવસ સુધી રહેવા દીધું હોય તો તે બેશક આપણી ખુલી આંખે દેખાયા વિના રહે નહી હવે એમાંના કેટલાક પાતળા દોરા જેવા અને કેટલાક દોરા સાથે દાણાવાળા દેખાય છે કેટલાક સ્વચ્છ પડી રહેલા અને કેટલાક હાલતા આપણને માલમ પડશે કેટલાકના દોરા સ્ક્રુના જેવા હોય છે. તેઓ સ્ક્રુની મદદથી ચાલતા હોય તેમ દેખાય છે. જેમ એક સ્ટીમરનો સ્ક્રુ ફરવાથી પોતાનો મારગ કાપે છે તેમ એ જીવ જંતુઓ સ્ક્રુના ફરવાથી પોતાનો મારગ આગળ કાપે છે અને ગતિ મેળવે છે જે જીવ જંતુઓ દોરા જેવાં છે. "બાકટેરિઆ" અને જેઓ દાણાદાર છે તેઓને "માઇક્રોકસાય" કરીને કહેવામાં આવે છે. થોડું થયું આપણી મ્યુનિસિપાલ કોરપોરેશનની સભામા ગ્રાંટ મેડીકલ કોલેજના એક પ્રોફેસરે પહેલવહેલો " માઇક્રોકસાઇ " શબ્દ વાપર્યો હતો તે પેલા ઘણાખરા સભાસદોએ તો એ શબ્દ ત્યાં પહેલવહેલો સાંભળ્યો હતો. અને ઓરડામાંથી બાહેર નીકળે તેની પેલા કેટલાક તો વિસરી ગયા હતા, આપણા દખમા આગળ પાણીના તળાવ ઉપર છાપરૂ બાંધવા બાબતની તકરારમાં " માઇક્રોકસાઇ " થી માણસની જીંદગીને કેટલી નુકશાની થશે તે દેખાડવા માટે એ શબ્દ પહેલો ત્યા વાપરવામાં આવ્યો હતો.

હવે ઉપલા ગ્લાસના પાણીમાં એ જીવજંતુ કયાંથી પેદા થયા ? શુ તે તેની અંદર પેદા થયાં, કે, બાહેરથી આવ્યાં ? એ વિશે આગળ વિદ્વાન દાકતરો વચે તકરાર ચાલી હતી. એમાં બાહેરની અસર કંઇ નથી એવું ડાક્તર બાસ્ટીઅનનું મત હતું. તેણે જણાવ્યુ કે, ગમે તો એમાંના બધા જીવજંતુઓને મારી નાખો અને બાહેરથી અંદર નવા જીવ આવતાં અટકાવો તોપણ તેમા પેદા થયા વગર રહેશે નહી. એની સામેના હરીફો વધારે મજબુત હતા. એમાં વખણાએલો પુરૂષ " પાસ્ટીઉર " હતો જેનો ફ્રાન્સ દેશ ઘણો ઉપકારી છે એટલું જ નહી પણ આખી દુનીઆં ઉપર તેની મહેનત અને શોધથી ઉપકાર થયો છે સર્જનને વર્ગનો ગુરૂ તરીકે ગણવામાં આવે છે ડાકટરોની જે મોટી સભા પહેલાં વરસ લંડનમાં ભરવામા આવી હતી, ત્યાં એની શોધોથી વૈદકના હુન્નરને કેટલી મદદ થઇ

હતી તથા વૈદોને રાહ કેવી મળી હતી, તેની કદર બુજવામાં આવી હતી એ ખોરદુમાં " હક્ષલી " અને " તીન્ડલ " વિગેરે બીજા વિદ્વાન ફિલ્સુફો પણ હતા એઓની તકરારનું હાલમાં એવુ છેવટ આવ્યુ છે કે જીવ જે પડે છે, તે બાહેરની અસરથી પડે છે. એક ચીજ કે જે વનસ્પતિ કે જાનવરની હોય, અને તેને મારી નાખી એને બીજી જીવતી ચીજની અસરથી દુર રાખી તો તે મુએલી ચીજમાં પાછો જીવ પડનો નથી. બાહેરની જીવતી ચીજથી જ તદન મુંએલા જીવમાં પાછો જીવ પડે છે. બાહેરના જીવને જ્યારે પોતાને ગમતી જગા મળે છે ત્યારે તેમા તે પોતાનુ એક રહેઠાણ કરે છે, અને વસ્તિ વધારે છે. જીવતી ચીજનાં ઇંડા અથવા બીજ વગર જીવ પડનો નથી. અમથી હવા જીવ પેદા કરતી નથી અને અમથુ તડકુ પણ તેમ કરતું નથી, તે માટે અખતરા થએલા છે. " આમમેમતામ " અથવા પમીમના પથરાને ગરમ લાલ કરીને જો ઉપલા ગ્લાસોમાં દાખલ કરશો તો પછી તેમાં જીવ પડનાર નથી. અથવા એક પાણીમાના સર્વ જીવ મારી નાખી તેની ઉપર ચારણી મુકીએ તેમ તેની ઉપર રૂ દાબવાથી તે રૂ જીવને અંદર દાખલ થવા દેતું નથી, અને ચોખી હવાનેજ અંદર જવા દે છે હવામાં જીવ પુષ્કળ છે, જો, તે દેખાતા નથી જ્યાં જ્યા આપણે વસીએ છીએ, જે ઓરડામાં હાલમા આપણે ઉભેલા છીએ, તે ગમે તેવો સાફ રાખો, તો પણ તેમા જીવ હોવા વગરની હવા ( વાતાવરણ ) હોય નહી. તમને તે જોવા હોય તો સવારના જ્યારે સુરજ ઉગે છે, ત્યારે તેનાં કીરણો આ ઓરડામાં આડાં દાખલ થાય છે તે વખતે ઓરડો ગમે તેવો સાફ હોય તો પણ સુરજના કિરણોમાં ( ચાંદરડાંમાં ) આપણને ધુળની કરચો દેખાય છે, ઓરડામાં જીણા જનાવરો જોવા તીન્ડલે વિજળીની રોશની વાપરી હતી ઓરડો બાહેરની રોસનીથી બંધ કરીને વિજળીની રોશની ફાનસમાંથી એક કીરણના આકારે કાહાડી તો, હવામાં ધુળની લીટી જીવથી ભરેલી માલમ પડી, અને જ્યારે એ લીટીને દીવાથી બાળી, ત્યારે વનસ્પતિ તથા જનાવરી ચીજો બળે, તેમ તે લીટી બળીને ગેમ થઇ હતી એવા જીવો પુષ્કળ પથરાએલા છે આપણા ખોરાકથી અને આપણા દમને રસ્તે આપણા પેટમાં, આપણા ફેફસાંમાં તથા આપણા લોહીમાં જાએ છે

હવે હવા સાફ અને તન્દુરસ્તિ ભરેલી ક્યારે કહેવાય ? જેની અંદર એવા બીજને ઇંડા થોડાં હોય ત્યારે દરીયે કીનારે, ખુલ્લુ મેદાન જેમાં વસ્તિ થોડી હોય, ત્યાં એવા જીવ થોડા રહે છે તપાસ ઉપરથી માલુમ પડયું છે કે, એવા જીવો પાહાડો ઉપર ઘણા થોડા અને આલ્પસના પરવત ઉપર તો કેટલેએક ઠેકાણે મુદ્દલ એવા જીવો તીન્ડલને માલમ પડયા નથી હવામાના જીવ દમમા આવ્યાથી, તેઓ આપણા ફેફસામા દાખલ થાય છે. તેઓ એઓ ઉપર અસર કરતા આપણા લોહીમાં ભેળાઇ જઇ, આપણા ઉપર રોગો પેદા કરે છે, એ જીવો એટલા તો બારીક છે કે, તે ખુલ્લી આખે દીસતા નથી, એટલુંજ નહી, પણ કાચથી બી દેખાતા નથી, પરતુ તેની અસર આપણને પછવાડેથી માલમ પડે છે.

જ્યા તમે કોહેલી (સડેલી) બાસમારતી (ગધાતી) ચીજો પડેલી જોશો; તે એવા જીવોનુ વતન છે, અને ત્યાં તે એવા જીવોનુ વતન છે, અને ત્યાં તે ઘણા જલદીથી વધે છે. સાફ હવાવાળી જગા ઉપર તેઓ વધતા નથી હવામા તેઓ લટકેલા હોય છે, વનસ્પતી તથા પ્રાણી ઉપર તેઓ વાસો કરે છે. પાણી ઉપર પણ છે, તેમજ જમીન ઉપર પણ છે.


અપૂર્ણ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું.] ડીસેંબર સને ૧૯૨૩ [ અંક ૧૦ મો.

## कर्तव्य दर्शन.

### ઠુમરી.

કંઈક કાળ પ્રતિદિન એકાંતે, ત્યજી વ્યવહાર, વીતાવોરે,
બાહ્ય ઉપાધિ હોય નહિ ત્યાં, સ્વસ્થ બનીને જાઓ રે; કંઈક૦
ઘરમાં કે કોઈ બાહ્ય પ્રદેશે, એક સ્થાને નિત્યેરે,
જઈને કંઈક સમય ગાળ્યાથી; લાભ થાય બહુ ચિત્તેરે. કંઈક૦
બાહ્ય વસ્તુ ત્યાં રાખો ન એવી જે જગવે મલિન સંસ્કારોરે,
સ્વચ્છ નિરૂપદ્રવદેશે જઈ, સંગતિ માત્ર વિસારોરે, કંઈક૦
યથેચ્છ આસનથી ત્યાં સ્થિત થઈ, शांति શબ્દ ઉચ્ચારોરે,
શાંતિનું વાતાવરણ જમાવી, અધિક સ્વાસ્થ્યને ધારોરે; કંઈક૦
શરીર પણ નથી આવ્યું તમારૂં, એ સ્થાનકમાં એવું રે,
મન પણ ત્યાથી દૂર રહ્યું છે, જાણી એવું લેવું રે; કંઈક૦
હું એવી એક વસ્તુ માત્ર ત્યા, અન્ય ન કોઈ ઉપાધિરે,
હું ત્યાં બેલે, હું ત્યાં બોલે, હું ત્યાં કરે સમાધિરે, કંઈક૦
આવો ભાવ અખંડ જમાવી, રાખવા પ્રયત્ન સેવોરે,
અન્ય કોઈ સંકલ્પ ઉઠે ત્યાં, સહજે શમાવી દેવોરે, કંઈક૦
જાણો ત્યા હુંનું મુક્તપણે કેવલ સામ્રાજ્ય પ્રવર્તેરે,
સ્વભાવથી પછી હું એવું પણ, જાગ્રત ભાન નિવર્તેરે, કંઈક૦
ઘટિકા અર્ધઘટિકા આવી રીતે મસ્ત પડી રહોરે,
પરિપૂર્ણ સ્વાતન્ત્ર્ય અને સ્વચ્છંદ સ્થિતિ અનુભવી લોરે. કંઈક૦
કંઈક કાળ અભ્યાસ જામતાં, આનન્દોર્મિ ઉઠશેરે,
અને પછી એ ભાવ દઢાતાં, દુખો ત્રિવિધ ત્રુટશેરે, કંઈક૦

બી. ઉ.

# वेदांतना मुलतत्त्वो.

( લેખક—બ્રહ્મનિષ્ઠ મહાત્મન્ શ્રીનથુરામ શર્મા )

[ અનુસંધાન ગતાંકથી ]

ગાંધર્વવેદમાં સ્વર, તાલ ને મૂર્ચ્છનાસહિત ગીત તથા વાદ્યાદિનું નિરૂપણ કરેલું છે. દેવોનું આરાધન અને ગવૈયાના અંતઃકરણમાં જો પરમાત્મામા પ્રબલ પ્રેમ હોય તો નિર્વિકલ્પસમાધિની પ્રાપ્તિ એ ગાંધર્વવેદનું પ્રયોજન હોવાથી તેનો પણ અંતઃકરણની એકાગ્રતાદ્વારા અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવામાં ઉપયોગ છે.

નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર ને સૂપકારશાસ્ત્ર આદિ ધનપ્રાપ્તિના ઉપાયોનો બોધ કરનારાં શાસ્ત્રોનો અથર્વવેદમા સમાવેશ થાય છે. ધનની પ્રાપ્તિવડે વ્યવહારમાં ઉપયોગી પદાર્થો સુખપૂર્વક પ્રાપ્ત કરી શકાય ને તેથી ચિત્ત સ્વસ્થ રહેવાથી પુણ્યશાલી મનુષ્ય સત્સમાગમાદિ કરી પરમાર્થમાં આગળ વધી શકે અથવા ધનપ્રાપ્તિના સર્વ દૃષ્ટ ઉપાયો કર્યા છતા પણ પૂર્વજન્મોના પુણ્યવિના મનુષ્યને દ્રવ્યપ્રાપ્તિ થઇ શકતી નથી એવા વિચારના ઉદયથી તે મનુષ્યનું અંતઃકરણ વૈરાગ્યવાળું થઇ બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ સાધનોમાં પ્રવૃત્ત થઇ શકે, તેથી અથર્વવેદનું મુખ્ય તાત્પર્ય પણ અધિકારી મનુષ્યોને બ્રહ્મસ્વરૂપનો બોધ કરાવવામાં છે.

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ ને પિંગલ આ છ શાસ્ત્રો ચાર વેદોના અંગરૂપ હોવાથી વેદાગ કહેવાય છે વૈદિકમન્ત્રોમાં આવતા અક્ષરોના ઉચ્ચારના સ્થાનનું જ્ઞાન તથા ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત એ સ્વરોનું જ્ઞાન શિક્ષાથી થાય છે વેદમાં કહેલાં કર્મોના અનુષ્ઠાનની રીતિ કલ્પમાં વર્ણવેલી હોય છે. વ્યાકરણવડે વેદના મન્ત્રોના અર્થનું જ્ઞાન થવામાં સાહાય્ય તથા શબ્દોની શુદ્ધતાનું ને અશુદ્ધતાનું જ્ઞાન થાય છે. નિરૂકતથી વૈદિક મંત્રોનાં અપ્રસિદ્ધ પદોના અર્થોનું જ્ઞાન થાય છે જ્યોતિષવડે વૈદિકકર્મમાં જે ઉપયોગી કાલ હોય તેનું જ્ઞાન થાય છે. પિંગલવડે વેદના ગાયત્રી આદિ છંદોના સ્વરૂપનું જ્ઞાન થાય છે. એ છ વેદાંગોનું તાત્પર્ય વેદમાં કહેલાં સર્વ કર્મોની સમજ આપવી તથા એ કર્મો કેવી રીતે કરવાથી નિર્દોષ ને ઇચ્છિત ફલ આપનારાં થાય એ સમજાવવું તે છે વૈદિકકર્મોનું મુખ્યફલ પૂર્વે કહેલું

છે. આ વેદાંગો વૈદિકકર્મોના અંગભૂત હોવાથી વૈદિકકર્મોના મુખ્ય પ્રયોજનની પેઠે આનું મુખ્ય પ્રયોજન પણ ચિત્તશુદ્ધિદ્વારા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ છે.

શ્રીમનુ, શ્રીયાજ્ઞવલ્ક્ય, શ્રીપરાશર, શ્રીવિષ્ણુ, શ્રીયમ, શ્રીઅંગિરા, શ્રીવસિષ્ઠ, શ્રીદક્ષ, શ્રીસંવર્ત, શ્રીશાતાતપ, શ્રીગૌતમ, શ્રીશંખ, શ્રીલિખિત, શ્રીહારીત, શ્રીઆપસ્તંબ, શ્રીશુક, શ્રીબૃહસ્પતિ, શ્રીવ્યાસ, શ્રીકાત્યાયન, શ્રીદેવલને શ્રીનારદાદિક સર્વજ્ઞ ઋષિઓએ જે વેદભાગનો તેમના સમયમાં ઉચ્છેદ થઈ ગયો હતો તેનું એકાગ્રચિત્તવડે સ્મરણ કરીને સ્મૃતિરૂપ ધર્મશાસ્ત્રો રચ્યા છે. તેમાં સદાચારનું, સદ્વ્યવહારનું ન થયેલા પાપોની નિવૃત્તિ કરવામાટેનાં પ્રાયશ્ચિતોનુ તથા વર્ણાશ્રમોના કાયિક, વાચિક ને માનસિક ધર્મોનું વર્ણન કર્યું છે. એ સર્વ ધર્મશાસ્ત્રોનું મનુષ્યના અંતઃકરણની શુદ્ધિદ્વારા તેને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવવી એ મુખ્ય પ્રયોજન છે.

બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, નારદીય પુરાણ, માર્કંડેયપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, લિંગપુરાણ, વરાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કૂર્મપુરાણ, મત્સ્યપુરાણ, ગરુડ પુરાણ ને બ્રહ્માંડપુરાણ આ અઢાર પુરાણોમાં અને કાલીપુરાણ, દેવીભાગવતપુરાણ, ગણેશપુરાણ, સૂર્યપુરાણને આદિપુરાણ આદિ અઢાર કે તેથી વધારે ઉપપુરાણોમાં સૃષ્ટિની ઉત્પત્તિ ને રાજાઓના વંશ આદિ બીજાં અવાંતર વર્ણનોની સાથે વર્ણાશ્રમના ધર્મોનું, સગુણબ્રહ્મની નાનાવિધ ઉપાસનાઓનુ, નિર્ગુણબ્રહ્મના સ્વરૂપનું અને નિર્ગુણબ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનુ વર્ણન કરેલું છે. એ પુરાણોનું તથા ઉપપુરાણોનું પરમ પ્રયોજન પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા અને અંતઃકરણની એકાગ્રતાદ્વારા તથા બ્રહ્મસ્વરૂપના જ્ઞાનદ્વારા મનુષ્યને અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ કરાવી તેનો અખંડૈકરસબ્રહ્મમા સ્થિતિ કરાવવી એ છે. સર્વે પુરાણોમા અને સર્વે ઉપપુરાણોમા કારણબ્રહ્મનું ભિન્ન ભિન્ન નામોથી પ્રધાનપણું દર્શાવ્યું છે, અને કાર્યબ્રહ્મનું ભિન્ન ભિન્ન નામોથી ગૌણપણું દર્શાવ્યું છે. શિવપુરાણમાં, લિંગપુરાણમાં ને સ્કંદપુરાણાદિમા શ્રીશિવના નામવડે અને તેના પર્યાયોવડે કારણબ્રહ્મનુ—સગુણબ્રહ્મનું—અન્ય અવાંતર પ્રસંગસહિત નિરૂપણ કર્યું છે, અને શ્રીવિષ્ણુ, શ્રીશક્તિ, શ્રીગણેશ ને શ્રીસૂર્ય એ નામોવડે તથા તેના પર્યાયોવડે તે પુરાણોમા કાર્યબ્રહ્મનું—સમષ્ટિસૂક્ષ્મ ઉપાધિવાળા બ્રહ્મનુ—ઉતરતાપણાવડે નિરૂપણ કર્યું છે. એવીજ રીતે ભાગવતપુરાણમા, વિષ્ણુપુરાણમાં ને બ્રહ્મવૈવર્ત આદિ પુરાણોમાં શ્રીવિષ્ણુ એવા નામવડે અને તેના પર્યાયોવડે કારણબ્રહ્મનુ શ્રેષ્ઠપણું અને શ્રીશિવાદિ નામવડે કાર્યબ્રહ્મનું કનિષ્ઠપણું નિરૂપણ કર્યું છે. એવી રીતે અન્ય પુરાણોમા ને અન્ય ઉપપુરાણોમાં પણ શ્રીશક્તિ, શ્રીગણેશ ને શ્રીસૂર્ય એ નામોવડે તથા તેમના

પર્યાયોવડે કારણબ્રહ્મના શ્રેષ્ઠપણાનું અને અન્ય નામોવડે તથા તેમના પર્યાયોવડે કાર્યબ્રહ્મના કનિષ્ઠપણાનું વર્ણન કરેલું છે એમ જાણવું. સર્વ પુરાણોનું અને સર્વ ઉપપુરાણોનું તાત્પર્ય ઉત્તમ ઉપાસકોને કારણબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે, અને મધ્યમ તથા કનિષ્ઠ ઉપાસકોને કાર્યબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે એમ સમજાવવામાં છે. આમ હોવાથી શ્રીશિવના ઉપાસકોએ કારણબ્રહ્મરૂપે વર્ણવેલા શ્રીવિષ્ણુનું માહાત્મ્ય સાભળીને તથા કાર્યબ્રહ્મરૂપે વર્ણવેલા શ્રીશિવના ગૌણપણાનું વર્ણન સાંભળીને ખેદને કે દ્વેષને વશ થવું ઉચિત નથી, તેમજ શ્રીવિષ્ણુના ઉપાસકોએ કારણબ્રહ્મરૂપે વર્ણવેલા શ્રીવિષ્ણુના ગૌણપણાનું વર્ણન સાંભળીને ખેદને કે દ્વેષને વશ થવું ઉચિત નથી. શ્રીશક્તિનાં, શ્રીગણેશનાં ને શ્રીસૂર્યના નામો માટે અને તેમના માહાત્મ્યના તથા ગૌણપણાના નિરૂપણમાટે પણ તેમના ઉપાસકોએ ઉપર જણાવેલી રીતે વિવેક કરવો કે જેથી તેમનાં અંતઃકરણો ખેદને વશ થઈને કે દ્વેષને વશ થઈને તપે નહિ.

( અપૂર્ણ )




( લેખક—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ. બી. એ. )

## ૧. સાહિત્ય એટલે શું ?

અનેક પુસ્તકો વાંચવામા આવે છે. આ બધાં પુસ્તકોમા એક સરખા વિચાર અને એક સરખી યોજના ભાગ્યેજ જોવામા આવે છે. કેટલાક પુસ્તકોમાં માત્ર નિયમો અને આંકડા જોવામાં આવે છે. જેમકે રેલ્વેગાઇડ, સીવીલ અને ક્રીમીનલ કાયદાનાં પુસ્તકો, ઇત્યાદિ, એ સાહિત્ય ન કહેવાય સાહિત્યના પુસ્તકોમાં તો મનુષ્યના સર્વ સામાન્ય વિચાર અને લાગણીઓ ઉભરાય છે તેથી પોતાના જીવનમા માણસે શુ જોયું છે, શુ અનુભવ્યું છે, શુ વિચાર્યું છે, અને તેથી શી શી લાગણીઓ થઇ છે એનો અંતકરણ પૂર્વક લેખ, એને સાહિત્ય કહેવાય. સામાના વિચાર ચોરવા, ખોટી લાગણીઓથી દોરવાઇ જવુ. અને પોતાની નજરે જોયા કે વિચાર્યા વગર જે કઇ લખવુ એ સાહિત્ય નથી. અફસોસ, આપણા ગુર્જર સાહિત્યનો આ જમાનો માત્ર તરજુમા અને સામાના વિચારને માત્ર ભેગા કરવાનો છે પોતાના અનુભવની વાતો જન સમક્ષ મુકનારા સ્વતંત્ર લેખકો કોઇક જ હોય છે. અને તેથી સાહિત્ય હજી અપૂર્ણ દશામા છે

## ૨. સાહિત્ય શાથી લખાય છે ?

મનુષ્ય માત્રમા પોતાના વિચાર વ્યવસ્થિત રીતે મુકીને જોવાનો કેટલાકને ભાવ થાય છે કેટલાકને પોતાને કઇક કહેવાની ઇચ્છા થાય છે. કેટલાકને લોકના કાર્ય અને વિચારમા

રસ લેવાનુ મન થાય છે. કેટલાક કેવળ સત્યને જ ચાહે છે, અને તે સત્યનો પ્રભાવ બીજા પાસે રજુ કરગને માગે છે આ બધા કારણથી સાહિત્યનો ઉદ્ભવ થાય છે. મનુષ્યજાત એ એક એવા પ્રકારનુ પ્રાણી છે કે જે એક બીજા સિવાય એકલું રહી શકતું નથી, તે પોતાના વિચાર અને લાગણીઓથી સુખદુઃખ અનુભવે છે એટલું જ નહી પણ બીજાઓના વિચાર અને લાગણીઓમાં ભાગ લે છે અને તેમના સુખદુઃખને અનુભવે છે, આપણા વિચાર લાગણીઓ, નિરીક્ષા, અનુભવ અને આદર્શોથી આપણે બીજાને જાણીતા કરીએ છીએ. બીજા પોતાના અનુભવ વળી બીજાને બતાવે છે આ બધા સાહિત્યના ઉદ્ભવનાં કારણોછે.

### ૩. સાહિત્યના વિષયો કયા હોઈ શકે ?

જાતી અનુભવ, મનુષ્ય જીવન, મૈત્રી, કુદરત અને કલા એ બધાયનો સમાવેશ સાહિત્યના વિષયોમા થઇ શકે છે જાતી અનુભવ સિવાય જે કઇ લખવુ એ કેવળ અજ્ઞાનતા છે દરેક તત્વને અનુભવની ભઠ્ઠીમાં તાવીને સ્વચ્છ કરવુ જોઇએ. કેટલાક નવ યુવાન્ ઉછરતા લેખકો માત્ર પુસ્તકો ઉપરથી પોતાના સિદ્ધાંતો ઘડે છે અને એ બધાય સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા માગે છે, પણ ખરૂં જીવન અને કેવળ આદર્શ, એ બે હમેશાં એક એક સાથે મળી શકતા નથી. અને તેમને સંપૂર્ણ રીતે એકત્ર કરવાનો મિથ્યા પ્રયત્ન થવો ન જોઇએ કેટલાક નોવેલોમા જે પ્રેમ ચિતરવામાં આવ્યો હોય છે. તે પ્રેમ માત્ર વાચવાથી જ આનંદ આપનારો હોય છે. જીવનનાં ખરાં પાત્રોમા એવા પ્રકારનો પ્રેમ અગર એવા ભાવ ભાગ્યે જ જોવામાં આવે છે, જ્યાં જઇએ ત્યા મનુષ્ય-જીવનના કેટલાક તત્વો સર્વ સામાન્ય હોય છે. યુરોપ અમેરીકાદિ દેશોમા માણસની જરૂરીઆતની ચીજો, જેમકે પહેરવાનાં કપડાં, ખાવાની ચીજો, રહેવાનાં ઘર વગેરે તમામ ચીજોનો હેતુ એક જ હોય છે. મનુષ્ય માત્રમા તેના વિચાર અને લાગણીઓ ભરેલી છે. તેથી મનુષ્ય જીવન એ કંઇ નવીન બાબત નથી. ફેરફાર માત્ર રચના અને ભાષામા છે. દરેક ધર્મનું રહસ્ય એ છે કે પ્રજાનું પ્રેમથી રક્ષણ કરવું. દરેક જીવનનુ પગથીઉં એ છે કે જ્ઞાન અને અનુભવ મેળવવા. દરેક લગ્નનો હેતુ એ છે કે પરસ્પર સ્હાય થવુ અને પ્રેમથી એક બીજાની ખોટ પુરી પાડવી. દરેક મૈત્રીનો અર્થ પણ એક છે. મનુષ્ય જીવનમા બીજુ નવિન તત્વ શુ છે ? જ્યાંસુધી રહસ્ય ન સમજાય ત્યાં સુધી વધારે અને વધારે અભ્યાસની જરૂર છે. અને રહસ્ય સમજવુ એ સાહિત્યનો ખરો હેતુ છે. કુદરતનો વિચિત્ર દેખાવ, ઇતિહાસ, પરમેશ્વરનું અસ્તિત્વ, ઝાડ, પાન, ઝરણ, આકાશ, સુરજ, ચંદ્ર અને તારા, પવન પાણી અને પક્ષીઓએ તમામ કંઇક અવનત્ ભાવ ઉત્પન્ન કરે છે, અને તેમને લાગણીપૂર્વક દર્શાવાય છે. પ્રેમ એ જગતમાત્રનું બંધારણ છે, સત્ય તેનું રક્ષણ છે, અને જ્ઞાન તથા અનુભવ એ તેનું સંચાલન છે જુદા જુદા પ્રકારની કળાઓ જેમકે, ચિત્રકળા, લેખનકળા, ગુથણકળા, ગાયનકળા ઇત્યાદિનો પણ સાહિત્યમા સમાવેશ થાય છે. આ બધા વિષયો જેમ બને તેમ ઉચ્ચ હોવા જોઇએ.

### ૪ સંગીતાત્મક કાવ્ય

માત્ર રાગરાગણીઓથી ઉભરાતું કાવ્ય એજ સગીતકાવ્ય કહેવાય એમ નથી. કાવ્યમાં ઉભરાતા ભાવ એ પણ એક પ્રકારનુ સગીત છે. એ સંગીત સદાને માટે હૃદયમાં ગણુ ગણે છે શિવાજીની સ્વરાજ પ્રતિજ્ઞા, અમર એક શૂરવીર રજપુતાણીનું આત્માર્પણ ઉત્તમ કાવ્યના શબ્દો કાઢે છે. જીવનના બારીક પ્રસંગોમા નીકળતા શબ્દો એ ખરૂં કાવ્ય છે.

અને રાગરાગણી કે અલંકાર એનો માત્ર તેનો શણગાર છે અર્થ, અલંકાર, અને રસ એ પણ દ્વિતીય સ્થાને છે. સગીત કાવ્ય, પરજીઆ આત્મનિરીક્ષણનાં વચન, કવા અને સાહિત્યની સમાલોચના એ બધાં એ આત્માના અવાજનું સાહિત્ય છે રાસડા, ઈતિહાસ, જીવન વૃત્તાંત, મહાકાવ્ય, ગદ્ય કે પદ્યાત્મક કથા, નવલકથા, નાટક ઇત્યાદિ મનુષ્ય જીવનનાં બાહ્ય તત્વોને વર્ણવે છે એ ખરેખરાં સગીતકાવ્ય નથી.

### ૫ વિજ્ઞાન અને સાહિત્યનો સંબંધ.

મુસાફરીના વર્ણનના પુસ્તકો, નિબંધો, વર્ણનાત્મક કાવ્યો ઇત્યાદિ સાહિત્યનાં નાના નાનાં અંગ છે. જ્યાં વર્ણન બધ થાય અને લાગણીથી કંઇક કહેવાય ત્યાં વિજ્ઞાન સાહિત્ય બને છે. વિજ્ઞાનમાં જ્યાં જ્યાં આપણી લાગણીઓ ખેચાય છે, ત્યાં ત્યાં સાહિત્ય પેદા થાય છે. જ્ઞાનશકિત અને હૃદયના ઉભરા, કલ્પનાનું તત્વ, સૌન્દર્ય, હુકમ, ભાવ, અને અસર એ બધાં સાધનો સાહિત્યમાં જોઇએ. સાહિત્ય એ તો જીવનની સમાલોચના.

### ૬ કલા એટલે શું ?

કલા એ મનુષ્ય જીવનની અમુક પ્રકૃતિનું સ્વરૂપ છે. સત્ય એ દરેક વીરત્વનું મહત્વ છે. કલા અને સત્ય એ બેનો સબધ ગાઢ છે. પ્રકૃતિ Nature એ ઇશ્વરકૃત છે, અને કલા Art એ મનુષ્યકૃત છે. જેમ જેમ કલા ઉચ્ચ પ્રકારની થતી જાય છે તેમ તેમ તેનું સ્વરૂપ પ્રકૃતિને મળતું બને છે. તેથી કલા એજ પ્રકૃતિ અને પ્રકૃતિ એજ ઇશ્વર. એથીજ ઉંચા પ્રકારની કલા અપૂર્વ આનંદ આપી શકે છે. કલા સાહિત્યનું એક મુખ્ય અંગ છે.

### ૭ સાહિત્યનો અભ્યાસી.

સારા ઉંચા વાંચનની ટેવ પાડવી અને તેને કેળવવી એ સાહિત્યના અભ્યાસીને જરૂરનું છે. સાહિત્યના દરેક પુસ્તકમાં તે પુસ્તક પછવાડે મનુષ્ય ઉભો રહે છે. દરેક વિભાગમાં અને દરેક વાકયમાં લખક કેવા પ્રકારના વિચારનો છે એ જણાય છે.

### ૮ સાહિત્યનો અભ્યાસ કેવી રીતે કરવો ?

પુસ્તક વાંચવાની સાથે સાથે તેના લેખકનો પણ અભ્યાસ થવો જોઇએ. તે લેખકે જેટલાં પુસ્તક બહાર પાડયાં હોય તેટલા પુસ્તકોમાં અનુક્રમે તેની બુદ્ધિમાં કદરો સુધારો વધારો થતો ગયો તે જોઇ શકાય. આપણે નરસિંહ, મીરાબાઇ કે પ્રેમાનંદ કે દયારામનો અભ્યાસ કરીએ તો તે કવિઓને કઇ કઇ દિશાઓએથી પ્રોત્સાહન મળ્યું તે પણ સાથે સાથે જાણવું જોઇએ ભક્તિ, ગરીબાઇ કે તિરસ્કારની તેમના ઉપર કેટલી અસરો થઇ તે તેમનાં વચન અને વર્તનથી જાણી શકાય.

### ૯ જીવન વૃતાંતો.

ગોખલેજીનું આખું જીવનચરિત્ર વાંચીએ અને તેમાં જો " મીઠાનો કર " અને " ફરજીઆત મફત કેળવણી '' ની બાબતો ન આવે તો તે જીવન શા કામનું ? લો. મા. તીલકના જીવનમાં " સ્વરાજ એ અમારો જન્મસિદ્ધ હક્ક છે " એ સૂત્રના પડઘા પણ હોવા જોઇએ દરેક જીવનવૃતાંતમાં લેખકના જીવન સાથે તેણે રચેલાં પુસ્તકો ઉપરની ટીકા પણ વાંચવી જોઇએ સાથે સાથે લેખક તરફ સારી લાગણી ધરાવવી જોઇએ.

### ૧૦ લેખકની રીતિ. ( Style )

રીત એ લેખકનો ડગલો નહી પણ ચા ડી છે દરેક લેખકની રીતથી ભાષા પર કઇને કઇ તાજી અસરો થાય છે. લેખક કઇ પ્રકૃત્તિનો છે, અગર કેટલી મનઃશક્તિવાળો

છે. એનામાં સંયમ અને આત્મબળ કેટલાં છે. એણે કેવી અને કેટલી કેળવણી લીધેલી છે. તેનો સ્વભાવ કેવો છે, તેના ગુરૂ તથા સાથીઓ કેવા હશે, એણે કેવાં કેવાં પુસ્તકો વાંચ્યાં હશે, તે કેવા કેવા માણસોના સંબંધમાં આવ્યો હશે, તેના અનુક્રમે કેવા કેવા વિચાર ઘડાયા, એ દુનિઆં તથા કુદરત તરફ કેવી દ્રષ્ટિથી જુએ છે, અને વખતે વખતે તેની પ્રકૃતિમાં અને અભિપ્રાયમાં કેવા કેવા સુધારા થયા એ બધું રીતિથી જણાય.

૧૧ પ્રજાનું સાહિત્ય.

દરેક જમાનામાં પ્રજાએ પોતાની ચઢતી માટે શાં શા પગલાં ભર્યાં છે એનો હેવાલ એટલે પ્રજાનું સાહિત્ય. દરેક પ્રજા પાસે પોતાનું સાહિત્ય હોય છે જ, અને તે હોવું જ જોઇએ. એક વખત શૂરા રજપુતોના સ્વાત્માર્પણનો જમાનો હતો. મીરાં અને નરસિંહનો જમાનો ભક્તિનો હતો. વખત બદલાયો તેમ દ્દષ્ટિકોણ પણ બદલાયું દરેક કવિએ પોતાના જમાનાને વર્ણવ્યો, પ્રેમાનંદે નાગરોને વર્ણવ્યા, બ્રાહ્મણોને વર્ણવ્યા. એવી જ એક મોટો કવિ એ સમયનો ઉત્પાદક અથવા સમયનું બચ્ચું હોય છે રજપુતો, પઠાણો, મોગલો અને મરાઠાઓના વખતમાં મનુષ્યના સાધન અને લાગણીઓ કેવી હતી તે જણાય. ધર્મ, શૂરાતન અને આત્માર્પણના અનેક દાખલા મળે છે.

૧૨ કાવ્યમાં કુદરત.

કાવ્યમાં કુદરતનું અવલોકન કવિ કેવી રીતે કરે છે એ અવશ્ય જોવુ જોઇએ, અને કવિના વૈજ્ઞાનિક જ્ઞાન ઉપર તેનો આધાર રહે છે. જેમ જેમ વિજ્ઞાનમાં વધારો થાય છે તેમ તેમ કવિઓ ભ્રમમાં પડી જાય છે. કેટલાક કવિઓ પોતાનાં કાવ્યોમાં પોતાના આત્મજ્ઞાનનાં સિદ્ધાંતો દાખલ કરવા યત્ન કરે છે. કવિતા એ કેટલાક વખત વિજ્ઞાનના વધારા તરીકે મનાય છે.

૧૩ કવિ અને કવિતા.

જગતના રીતરિવાજ, કુદરતનું સૌંદર્ય, અને ચમત્કારને કવિ કવિતામાં વર્ણવે છે. જીવનના દરેક ભાગમાં કાવ્ય પ્રવેશ કરે છે કવિતાના બે ભાગ થઇ શકે, કેટલીક કવિતાઓ પોતાના આત્માનો અવાજ સંભળાવે છે, અને બીજી કેટલીક અન્યના વિચાર અને લાગણીઓનું વર્ણન કરે છે. જે જે કવિતાઓ નાટકોમાં મુકવામાં આવે છે તે તે બીજાને ખુશી કરવા માટે છે. તેથી તેમાં આત્માના અવાજને થોડું જ સ્થાન મળે છે.

૧૪ કથા અને મહાકાવ્ય.

મહાકાવ્યોમાં કેવળ મહાન આદર્શો જ જોવામાં આવે છે હનુમાન સમુદ્ર તરે છે. હનુમાન પર્વત ઉચકે છે, ભીમ હાથીઓ ફેંકે છે. આ બધા ચમત્કાર એક ઉચ્ચ સ્વામી ભક્તિના દાખલા રૂપે મનાય પરંતુ કથા એ ખરેખરી બનેલી બાબત છે.

૧૫ સાહિત્ય એ શ્રેષ્ટ કલા છે

વણકર જેમ તાણાવાણાને સુંદર રીતે ગોઠવે છે, માળી જેમ પુષ્પોને હારમાં ગુંથે છે, તેમ કવિ શબ્દોને પસંદ કરીને કાવ્યમાં ગોઠવે છે એના એજ શબ્દોને બધા સુંદર રીતે ગોઠવી શકતા નથી. કવિની કલાના નિયમો જુદા છે, એની ચતુરાઇ પણ જુદી છે

૧૬ શોકાંત અને આનંદાંત નાટકો.

Tragedy and comedy.

ભરત મુનિએ નાટકના આ બે વિભાગને સ્વિકાર્યા નથી. પણ જીવન સાથે આ બને પ્રસંગો ચોટેલા છે એટલે જીવનને કુદરતી રીતેજ અજરતાં એ બનેય અંત હોવા

જોઇએ. વળી વધારામાં શોકાંત નાટક મનુષ્યના મન ઉપર એક ભારે અસર કરી શકે છે. આજનાં ગુજરાતી નાટકોમાં તો આ બન્ને પ્રકારને શરૂ કરી દેવામાં આવ્યા છે.

૧૭ ગુજરાતી નાટકો

શ્રાવ્ય નાટકો સબંધમાં તો કંઇ કહેવાનું જ નથી, દૃષ્ય નાટકોનો પ્રતિહાસ બહુ જુનો નથી. માણવાળા વ્યાસો કથા કરતા, સપ્તાહો બેસતી, વહીવંચાઓ આખ્યાનો ગ'તા. આમાંથી વધારે અસર કરવાને ભવાઇઓ થવા માંડી, અને તેમાથી તરગાળાની એક ન્યાત બંધાઇ. ભવાઇમાંથી કેટલુંક બીભત્સ કાઢી નાંખીને સુંવરેલી ઢબ પ્રમાણે નાટકો ભજવવા લાગ્યાં. ગુજરાતી નાટકોનો પ્રતિહાસ ૫૦ વરસથી જુનો નથી તે પહેલાં કેટલીક કંપનીઓ સંસ્કૃત નાટકો ભજવતી ખરી.

૧૮ નાટકની વસ્તુઓ

નાટકની વસ્તુઓ જેવી તેવી ન ચાલે. જો નાટકની વસ્તુ મહાન હશે તોજ તેનાં પાત્રો મહાન્ લાગશે. એમાંય વળી કલાકાર ( Actor ) ની કલા જુદી છે. એના હાવભાવ, એનું વક્તૃત્વ, એનું સંગીત, અને એની ચતુરાઇ પ્રેક્ષક ઉપર ભારે અસર કરે છે. નાટ્યકારની રીતિ તપાસવી હોય તો તેના ઉપર બીજા લેખકો અને પ્રસંગોની અસરો શોધી કાઢવી જોઇએ.

૧૯ કલા અને જીવન.

કોઇ પણ કલાકાર હોય તો તેની કલા અને જીવન બન્નેય સાથે સાથે તપાસવાથી તેની ઉત્તમતા વધારે સમજાય. ઉત્તમ કલાકાર પોતાની કલાને ઢાંકવા માગે છે. હવે, દરેક ટીકાકારની એ ફરજ છે કે તેની કલા શોધી કાઢવી

૨૦ કાવ્યનું સ્વરૂપ.

અમુક વસ્તુમાં કાવ્ય છે એટલે તેમાં લાગણી અને કલ્પનાનો સમાવેશ થાય છે એક લેખક કહે છે કે કવિ એટલે જોનાર દરેક માણસે પોતાની ઉત્પત્તિથી માંડીને પોતે પોતાની લાગણીઓને લાલિત્યવાળી ભાષામા દર્શાવી છે.

૨૧ ગદ્ય અને પદ્ય

ગદ્ય કોઇ કોઇવાર લાગણી બતાવે છે જ્યારે પદ્યમા હમેશા લાગણી હોય છે માત્રા અગર અક્ષરબદ્ધ પરિણામ આપણી લાગણીઓને ઉશ્કેરનારા છે ગદ્ય અમુક બાબતને વિસ્તારથી વર્ણવે છે જ્યારે પદ્ય માત્ર સુચન કરે છે.

૨૨ વિજ્ઞાન અને કાવ્ય

વિજ્ઞાનમાં જ્યાં જ્યાં લાબી અને શુષ્ક યાદિઓ આપવી બંધ થાય છે, ત્યાં ત્યાં કાવ્ય પ્રવેશ કરે છે ત્યાં વિજ્ઞાન વિજ્ઞાન મટીને કાવ્ય બને છે, અને સંપૂર્ણ લાગણીઓને વહેવરાવે છે ફુલને કાપીને તેનુ વર્ણન કરવુ એ કવિનુ કામ નથી કવિને મન તો વસ્તુ આખી જ જોઇએ એ તો ફુલને દૂરથીજ જોઇને તેનું સાદર્ય જુવે છે.

( અપૂર્ણ )




(લેખક –હીરાલાલ છોટાલાલ બક્ષી, બી. એ.)

આત્મવિદ્યાની એટલી તો વિવિધ દિશાઓ છે કે કઇ દિશાપર બોલવું એનો નિર્ણય કરવો એજ કઠીણ છે. આત્મવિદ્યા સર્વ વસ્તુઓને સુંદર અને સબળ રીતે વ્યવસ્થીત કરે છે એ તમારામાના સૌને વિદિત છે. એવી એક વસ્તુ નથી જ્યાં એનો પ્રવેશ હોઇ શકે નહિ તેમજ જે સઘળાઓએ આત્મ-વિદ્યાદ્વારા જીવન જ્યોત પ્રાપ્ત કરી છે તેઓ જીવન પ્રત્યેનું પોતાનું વલણ કોઇ અજાયબપણે બદલી શકયા છે એ પણ નિસંદેહ છે તેમનું માનસીક વલણ પણ તેવુંજ બદલાય છે કારણ કે મનુષ્ય જ્યારે વસ્તુઓ પ્રત્યે આત્મ-વિદ્યાની દૃષ્ટિવડે નીહાળતો થાય છે ત્યારે તેનું અધિકબળ અને અધિક ઉજાસ લક્ષ્ય થયા વિના રહેતો નથી. જ્યારે ચોપાસ કલહ અને ધમપછાડ થઇ રહી છે ત્યારે આત્મવિદ્યા પોતાની પ્રશાંત અસરો રેડી રહી છે. વળી ભુતકાળના બનાવો બરાબર સમજાવી તે આપણને ભવિષ્યની ઝાંખી કરાવી શકે છે કારણ કે ઇતિહાસ પુનરાવર્તનશીલ છે એમ કહીએ તો તે કદાચ અતિશયોક્તિ ભ-રેલું હશે પણ તદ્દન ખોટું તો નથીજ. ઇતિહાસમાં કોઇ ચોકસ પરીણામો આપણી નજરે પડે છે એવા પરીણામો ઘણીવાર નજરે પડયા પછી જો કદાચ તેમાનું એકાદ આપણી દૃષ્ટિએ પડે તો બીજાં પરીણામો પણ વ્યક્ત થશે એમ આપણે માની લઇએ છીએ. આ સુત્ર હાલના જમાનાને ખાસ કરીને લાગુ પડે છે. તમે ઘણી વેળા વાચ્યું હશે કે ઇતિહાસમા એવા પણ વખત હોય છે કે જ્યારે વસ્તુઓ યા બનાવો બહુજ રફતે રફતે આગળ વધે છે તેમ એવું પણ વાંચ્યું હશે કે કેટલીકવેળા અકસ્માતો વધતા જાય છે અને જેને અંગે સર્વ વસ્તુઓ બહુજ ઝડપથી આગળ વધતી જાય છે તથા જુના ઘાટ ભાગી જઇ નવા વિદ્યમાન થાય છે. આપણે અત્યારે આવી સ્થિતિમા છીએ એમ આપણને સમજાય છે પણ ગત સાત વર્ષમા જગત જેટલા વેગથી વધ્યું છે તેટલા વેગથી તે કદી પણ વધી શકયું નહોત.

૧૯૧૪ ના અને ૧૯૨૧ ના જગત તરફ દૃષ્ટિ કરો તો તેમાં મહાન ફેરફારો થઇ ગયા છે એમ તમને જણાશે તખતના તખ્ત ઉંધાં વળ્યાં છે એટલું જ નહિ પણ રાજ્યની સીમાઓ પણ બદલાઇ ગઇ છે તેથીજ આપણે

વધારે મુઝાતા જઇએ છીએ અને સમજી શકતા નથી કે હવે વળી આપણે કઇ સ્થિતિમાં મુકાઇશું. આ બધાની અસર મનપર થાય છે અને તેમાની એક ઇચ્છવા જોગ અસર પણ છે.

કદાચ તે અસર લડાઇને અંગે નિપજતા કંટાળાને લઇને થઇ હશે પણ જીવનની ન્હાની ન્હાની બીનાઓમાં મનુષ્યો પોતાનો કેટલોય વખત અને પોતાનું કેટલુંય ધન ગુમાવે છે તે જોઇ મ્હને આશ્ચર્ય થાય છે. વર્તમાન પત્રોમાં ક્રીકેટ અને પોલોના સમાચાર માટે પાનાનાં પાનાં ચીતરવામાં આવે છે તથા એવીજ જાતના ઉપરચોટીઆ જીવનપર વખત અને વિચાર વ્યતીત કરવામાં આવે છે અલબત આ બધુ અમુક હદ સુધી ઇચ્છવાજોગ છે પણ જે વખતે ગંભીર જીવન સિદ્ધાંતોનો નિર્ણય કરવામા દેશનું પુરતું ધ્યાન હોવું જોઇએ તેવે વખતે આવા પ્રશ્નોમાં પોતાની સર્વોત્તમ શકિત ખરચી નાખવી એ પ્રજાને કઇ રીતે હિતકર છે ?

એક પછી એક નવી સંસ્કૃતિ વિદ્યમાન થઇ છે અને વખતો વખત નવી વિચારણાએ જગતમાં દર્શન દીધા છે તો પછી અત્યારેય શું એવુંજ થશે ? શું આપણી સંસ્કૃતિ પણ વિનાશ પામી કોઇ નવીજ સંસ્કૃતિને જન્મ આપશે એમ આપણને એક સ્વાભાવિક પ્રશ્ન થાય. આ પ્રશ્નમાં વિચારની નવ ઉત્પાદક શકિતનો ખ્યાલ આપણને બહુજ ઉપયોગી નીવડશે. આપણા ચેતનના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે તેમાંના પ્રથમને આત્મા કહેવામા આવે છે તથા જીવન માત્ર એકજ હોવાથી આત્માનું લક્ષણ એકતા છે તેવીજ રીતે તેના બીજા ભાગને બુદ્ધી ( ntention ) યા અંતરજ્ઞાન કહેવામાં આવે છે. આ લક્ષણ થોડાક આગળ વધેલા જીવાત્માઓ સિવાયનામાં ખાસ નજરે પડતું નથી પણ તે નવી પ્રજા અથવા તો જેને નવી ઉપજાતિ કહેવામા આવે છે તેમાં જણાશે. અંતર જ્ઞાન બુદ્ધિ કરતાં વિશેષ ઉન્નત શકિત છે. હું તેને આત્મ પ્રાપ્તિ ( Self realization ) કહું છું. જ્ઞાની અને નિત્ય રૂપ અને ચેતન વચ્ચે વિવેક કરવાની શકિત એજ અંતરજ્ઞાનની શકિત છે. બાહ્યરૂપને ઓળંગી દરેકમાં જીવન ( ચેતન ) જોતા શિખવું એજ અતરજ્ઞાનનું બળ છે અને આપણા ચેતનના ત્રીજા ભાગને આપણે મનસ કહીએ છીએ. તેનામાં નવ ઉત્પાદક શકિત રહેલી છે તેથી આપણે આપણા વિચારો જેટલી સ્પષ્ટતાથી વિચારી શકીએ તેટલી નવ ઉત્પાદક શક્તિ આપણા વિચારમાં ઉતરે છે અને તે રીતે સમાજને કે આખા વાતાવરણને અસર કરે છે તેથીજ જેણે પોતાના વિચારો કેળવ્યા છે, જેણે પોતાના વિચારો સ્થિર કર્યા છે, જેણે પોતાના વિચારોને ચારિત્ર બધારણના કાર્યમા લગાડયા છે તે એકલોજ વિચારોની અસરો બીજાઓપર મોકલતો નથી પણ તેના વિચારો વાતાવરણમા

પ્રસરી બીજા એવાજ પ્રકારનાં મનુષ્યોમાં એવીજ જાતના વિચારો ઉભા કરે છે અને એ રીતે તે આખી સમાજમાં પ્રસરી રહે છે અને સમાજ જેટલા પ્રમાણમા તે વિચારો ઝીલવાને ઉત્સુક હોય એટલા પ્રમાણમાં તે સમાજના વિચારોમાં પરિવર્તન કરી શકે છે.

આટલો ખ્યાલ બરાબર સમજ્યા પછીજ નવિ સંસ્કૃતિના જીવો તૈયાર કરવામાં કેવી જાતના વિચારો વિશેષ સહાયક થઇ પડશે તે તમે સમજી શકશો. પ્રથમમાં પ્રથમ તો જુદાઇ કરાવનારા વિચારોને બરતરફ કરી એકતા સાધી શકે એવા વિચારો કરો. સ્પર્ધાને સ્થાને સહકાર—સંપના વિચારો ફેલાવો અને નવી પ્રજાનું મુખ્ય લક્ષણ બંધુભાવ હોવાથી લોકોમા એકતા કરે એવા વિચારોનું બળ ફેલાવો. જો આપણે આ નવયુગની નજદીક જવું હોય તો આત્મા અને મનસમા જેટલો તફાવત છે તેટલો તફાવત આપણા અને બીજાઓના જીવનમાં જણાવો જોઇએ આપણું સઘળું માનસીક બળ આપણી સમજમાં લોકોનું ઐક્ય વધારે, તેઓ નિસ્વાર્થપણે પરસ્પરના ભલામાટે સહાય કરતા થાય તથા હાકની માફક પોતાનુ ભલું ન ઇચ્છતા સમસ્ત જનમંડળને સુખી કરવા મહેનત કરે એવા વિચારો પ્રસરાવવામાંજ વાપરવું જોઇએ.

તમારામાંના જેઓ પોતાની વિચારશક્તિને પોતાના ચારિત્ર બંધારણમાં વાપરે છે તેઓ વિચારશક્તિનું બળ પોતાની મેળેજ જોઈ શકે છે એ તમને એક મ્હોટો લાભ છે એમાં તેઓ બીજાઓના કહ્યાપર અવલંબતા નથી. પોતામાનો થોડોક ઉત્સાહ અને થોડીક ખંત હોય તો તેઓ જરૂર પોતાના ચારિત્રને સુધારી શકે છે, માટે આજેજ તમે તમારા જીવનનું સરવાયુ કાઢો અને બીજાઓ વિષે વિચાર બાંધવા એ જો કે ખોટુ અને નિર્દય કાર્ય છે છતાં તમારા વિષે વિચારો બાંધવા એ બહુ જ પ્રશંસનિય પગલુ છે. તમારા પડોશીની નિંદા કરવા કરતા તમારીજ નિંદા કરો, કારણ કે તમારા પડોશીની નિંદા કરી તમે તેને સુધારી શકવાના નથી, ત્યારે તમારી નિંદા કરી તમે તમારી જાતને સુધારી શકો છો. માટે તમારા ચારિત્રની તુલના કરો પણ તેમાં જે ખામીઓ જણાય તે પર હવે કદી વિચાર કરતા નહિ કારણકે વિચાર એ ઉત્પાદક શક્તિ છે. અને તમારી ખામીઓનો વિચાર કર્યાથી તમે તેને પુષ્ટ કરો છો. ઘણા લોકો આ બીના સમજી શકતા નથી તેઓ પોતાના ચારિત્રના ઇચ્છવા જોગ લક્ષણો માટે હંમેશા દુઃખી થયા કરે છે અને પસ્તાયા કરે છે, પણ હંમેશ માટે આવુ કરવા કરતાં એકજ વખત તમે તમારી જાતને કહી દો કે ' હા, આ મ્હારામા સારૂં લક્ષણ નથી એના પર હમેશાં વિચારો કર્યા કરવાથી તમે તેને તમારા જીવનમાથી દૂર કરવાને બદલે વધારે ને વધારે પુષ્ટ કરતા જાવ છો, પણ તમારે જો ખરેખર તમારા

ચારિત્રને ઉમદા બનાવવું હોય તો તમારા દુર્ગુણની સામેના સદ્દગુણનો વિચાર કરો, નહિ કે દુર્ગુણનો જો તમે નાહિમત હો તો હિંમતનો વિચાર કરો, જો તમારામાં ચોકસાઇ ઓછી હોય તો ચોકસાઇનોજ વિચાર કરો, જો તમે ઉતાવળીઆ હો તો ધીરજનાજ વિચાર કરો. વળી સદ્દગુણ હદ બહાર જાય ત્યારે તેને દુર્ગુણ કહેવામાં આવે છે, તેમ તે પુરતા પ્રમાણમાં ન હોય તોપણ તે દુર્ગુણ કહેવામાં આવે છે એમ ધ્યાનમા રાખી સદ્દગુણ પરજ ત મારૂં લક્ષ ચોટાડો માણસમા હદ ઉપરાત હિંમત હોય તો તેને અવિચારી પણું કહેવાય છે તેમજ જો પ્રમાણસર ન હોય તો તેને બાયલાપણું કહેવામા આવે છે અને એ પ્રમાણે બન્ને રીતે તે દુર્ગુણ છે. માટે મધ્યમ માર્ગ ગ્રહણ કરી તેનીપર વિચાર કરો અને તે વિચારમા મંડી રહો. એક બે દિવસ વિચાર કરી થાકી જાવ અને તમારા પ્રયત્નને પડતો મુકો તો તેમાંથી કશાં ફળ પાકી શકતા નથી. માટે તમારે જે સદ્દગુણ તમારા જીવનમા આણવો હોય તેનો નિત્ય સ્હવારમાં વિચાર કરો બે ત્રણ મીનીટ પણ જો તમે તે પર નિયમીત વિચાર કરી શકો તો બસ છે. પ્રથમ તમે એટલુંજ કરી શકો અને જો તમારે ફતેહ મેળવવી હોય તો જરૂર તમારે એટલું કરવુંજ જોઇએ.

જો તમે આટલું કરી શકશો તા તમે તમારા જ્ઞાનમા એક ડગ આગળ લીધુ ગણાશે. મનુષ્ય વિચારથી ઘડાય છે. આ વિચાર તેવું વર્તન જેવા મહાન સુત્રનું સત્ય તમે તમારી જાતેજ સમજી શકશો અને સિદ્ધ કરી શકશો. મનસના આ મહાન સિદ્ધાતને તમે તમારા જીવનમાં સિદ્ધ કરી શકો તો તમને હિંમત પ્રાપ્ત થશે અને તે હિંમતવડે તમે તમારૂં ધારેલું નિશાન પ્રાપ્ત કરી શકશો.

તમે જાણો છો કે ઘણા લોકો ગમે તેમ વહ્યા જાય છે પણ આમ વહ્યા જવાથી માણસ વિકાસ કરી શકતો નથી. તમારે શું થવું છે તે તમારે તમારા મન સાથે નક્કી કરી દેવું જોઇએ તમારે કેવુ ચારિત્ર પ્રાપ્ત કરવું છે તે તમારે મુકરર કરવું જોઇએ અને પછી ઉપર જણાવ્યા પ્રમાણે તે પ્રાપ્ત કરવા તમારે મંડી જવુ જોઇએ.

હવે ધારો કે તમે આ પ્રમાણે કરો છો પછી તમને જણાશે કે બીજાઓનાં જીવનમા પણ તમે આવું પરિવર્તન લાવી શકો છો, પણ તેમ કરવુ એ આપણું કાર્ય નથી.

બીજાઓના વિચારોને આપણા વિચારો સાથે એક સરખા કરવા એ તેમના હક્કપર ત્રાપ માર્યા જેવું છે. ખરેખર એ એક માનસીક ગુન્હો છે. માટે આપણે તો માનસીક વાતાવરણમા એક સારો વિચાર પ્રસરાવી શકીએ

અને જો તેની ઈચ્છા હોય તો તેને ગ્રહણ કરી લેશે. એ સિવાય બીજું કશું પણ આપણે કરી શકીએ નહિ

બીજાના વિચાર કે વર્તનની સ્વતંત્રતા છીનવી લેવાનો તમને હક્ક નથી કારણ કે એ તો તે મનુષ્યના આત્મા કરતાં જાણે તમે તે મનુષ્યને વધારે સમજતા હો એવો દાવો કર્યા જેવું છે. આ સત્ય તમે કેટલા પ્રમાણમાં સમજી શકયા છો તે હું ન કહી શકું. તમે ગમે એટલી દલીલો રજુ કરો. તમે ગમે એટલી બુદ્ધિવડે તે પ્રશ્નપર પ્રકાશ રેડો, છતાં મનુષ્યમાં રહેલો આત્મા તે સત્યને સમજવા જેટલી સ્થિતિએ જો આવ્યો નહિ હોય તો તે કદી પણ તે વસ્તુને સમજી શકશે નહિ. અને તેથી આત્મવિદ્યાના અભ્યાસકોએ બીજાઓ સમક્ષ માત્ર વિચારોજ મુકવાના હોય છે, પછી તે વિચારોને દિલ ચાહે તો પસંદ યા નાપસંદ કરે તેની સર્વ સ્વતંત્રતા તેના શીરપર મુકવી જોઇએ. બુદ્ધ ભગવાનનું એક મહાન સુત્ર હતું અને તે એજ કે અમુક વિચાર અમુક પુસ્તકમાં લખેલો છે. અમુક વિચાર પરાપૂર્વથી ઉતરી આવેલો છે. યા અમુક વિચાર અમુક ડાહ્યા પુરૂષમા છે. તમારામા કયા કયા બલવાન ગુણો છે તે જાણી લેવા જોઇએ અને તે બલવાન શકિતઓનો જ સેવામાં તમારે ઉપયોગ કરવો જોઇએ. એ પ્રમાણે કરવાની તમારી બેવડી ફરજ છે, એક તો તમારે તમારી જાતને સુધારવાની તમારી જાતને વધારે ઉપયોગી બનાવવાની અને તમારી નિર્બળતાઓને નાબુદ કરવાની પણ આ સાથે બીજી એક ફરજ પણ તમારે બજાવવાની છે અને તે એજ કે તમે તમારા જમાનામાં કઈ રીતે બીજાઓને સહાય કે મદદ કરી શકો એમ છો, તમારે જગતને શુ આપવાનું છે તે તમારે જાણી લેવુ જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઈએ કારણ કે એ પ્રમાણે વર્તન કરવું એજ ખરૂં આધ્યાત્મિક જીવન છે અને આત્માનો વિકાસ પણ ત્યારેજ થાય છે, આત્મા આપવાથી ખીલે છે, માટેજ તે વિચારને માન્ય કરવો જોઇએ નહિ, જ્યારે તમે પોતે કોઈ વસ્તુ યા વિચારને સત્ય છે એમ સમજી શકો ત્યારેજ તેને માન્ય કરજો આ બહુજ સમજુ સલાહ છે કારણ કે સત્યને સમજવાના પ્રયત્નથી જ બુદ્ધી ખીલે છે.

હુ ધારૂં છું કે વિચારની શક્તિ મનુષ્યને જેટલી જરૂરની અને ઉપયોગી નીવડે છે તેટલી બીજી કોઇ શક્તિ ભાગ્યેજ હશે. હુ એટલું પણ કહીશ કે જ્યારે તમે બીજાની સેવાઓ કરવા નીકળી પડો છો અગર કોઇ મહાન કાર્ય આરંભો છો ત્યારે તમારે તમારામા રહેલી સૌથી વિશેષ બલવાન શકિતને વાપરવી જોઇએ. હું તમને કહુ છું કે તમારે તમારી નિર્બળતાઓને સ્થાને સદગુણો દાખલ કરવા જોઈએ પણ જે ઘડીએ તમે સેવાના માર્ગપર આવો છો તે પળે તમારે લેવાનું નથી, અને તેથીજ તમે જેમ

ક્રમ-વિકાસના સિદ્ધાન્તાનુસાર અહંકારની માત્રા ક્રમશઃ એટલી વધી જાય છે કે, તે પોતાના સ્થૂલ સૂક્ષ્મ શરીરપર આધિપત્ય કરતો થકો તેને પોતાની ઇચ્છાનુસાર પરિચાલીત કરી શકે છે. જે વિષયભોગની ઇચ્છા જરાયુજ યોનિ સુધી પ્રકૃતિદ્વારા નિયન્ત્રિત હતી, તે વિષયભોગની ઇચ્છા પ્રકૃતિના નિયન્ત્રણથી મનુષ્ય યોનિમા મુકત થઈ જાય છે, અર્થાત્ ચતુર્વિધ ભૂત સંગની યોનિમાં પ્રકૃતિના ઉર્ધ્વ ગતિશીલ પ્રવાહને અનુકૂળ વિષયભોગની ઇચ્છા થતી હતી, પરંતુ મનુષ્ય યોનિમાં પ્રકૃતિના ઉર્ધ્વગતિશીલ પ્રવાહની વિરૂદ્ધ વિષય ભોગની ઇચ્છા ઉત્પન્ન થઈ તે આજકાલ કાર્યમાં પણ પ્રત્યક્ષ પરિણુત થાય છે કારણ એજ કે, મનુષ્ય યોનિમાં પ્રકૃતિ સહજાત સહજ કર્મોના સ્થાનમા ક્રમશઃ જૈવકર્મ મનુષ્ય કરવા ધારે છે. મનુષ્યની અવસ્થા જૈવકર્મ સબંધનો થઇ જવી અનિવાર્ય છે, એટલા માટે શાસ્ત્રોમાં વર્ણાશ્રમધર્મ મર્યાદા બાધી તે જવકર્મ સંબધીની અવસ્થાને નીયન્ત્રીત કરી દીધી છે. જો તેમ કરવામા ન આવ્યું હોત તો મનુષ્ય અધોગતીને પ્રાપ્ત થયો થકો પશુથી પણ અત્યંત હિન થઇ જાત. ચતુર્વિધ ભૂતસઘની યોનિના જીવ જડ રાજ્યના જીવ થાય તોપણ પ્રકૃતિપ્રવાહાનુકૂલ ચાલવાવાળા હોવાથી તેને ભગવદ્ રાજ્યના જીવ કહી શકે છે, પરંતુ મનુષ્ય પોતાની ઇન્દ્રિઓપર આધિપત્ય કરી અનિયમિત ભોગ ભોકતા થઇ પ્રકૃતિ વિરૂદ્ધ કર્મ કરવાવાળો થઈ પતિત થાય છે, એટલે તેના માણસો પશુથી પણ અત્યંત પતિત અને શિશ્નોદર પરાયણ નારકી જીવ છે. વર્ણાશ્રમ મર્યાદા મનુષ્યના તે અનિયમિત ભોગ પ્રવાહરૂપ જૈવ કર્મોને પ્રકૃતિને અનુકૂલ અને નિયમિત કરવામાં અત્યંત સહાયક હોય છે અને મનુષ્યને પશુથી પણ અધિક પતિત થતા રોકતી નથી, પરંતુ તેની ક્રમોન્નતી કરવી થકી તેને મુકિત ભૂમિમાં પહોંચાડે છે

આ લેખમાં મનુષ્યની જે પાંચ અવસ્થાઓનું વર્ણન કરવામાં આવશે તેમાં ચાર અવસ્થા વર્ણાશ્રમધર્મ સાથે સબંધ રાખવાવાળી અને પાચમી અવસ્થા ઉપયુકત નારકી જીવો સાથે અર્થાત્ અધાર્મિક મનુષ્ય સાથે સંબધ રાખવાવાળી છે.

મનુષ્યોની આ પ્રમાણે પાંચ અવસ્થા હોવાનું કારણ મનુષ્યોદ્વારા કૃત જૈવ કર્મોની વિચિત્રતા છે નીચે જે એ અવસ્થાનું વર્ણન કરવામાં આવે છે, તે વાચવાથીજ તેની વિચિત્રતાનો અનુભવ દરેકને થઇ શકશે.

### અવસ્થાઓ.

૧ જ્ઞાન પ્રાપ્તિ માટે વિષયભોગનો ત્યાગ તેને નિષ્કામભાવ અથવા નિવૃત્તિભાવ કહી શકાય છે જ્ઞાની ભક્ત, નિષ્કામ કર્મયોગી અને મુમુક્ષુ તેના અધિકારી છે. સર્વ ધર્માગોના સાત્વિક ભેદેનો સબંધ આ અવસ્થા સાથે છે. જેમકે સાત્વિક દાન, સાત્વિક તપ અને સાત્વિક યજ્ઞ વિગેરે.

૨. વિષયભોગ પ્રાપ્તિના લક્ષ્યથી વિષયભોગનો ત્યાગ તેને સકામભાવ પણ કહે છે અને ઉચ્ચ કોટિના પ્રવૃત્તિભાવ પણ કહી શકે છે. તામસિક રાજસિક જ્ઞાની, તામસિક રાજસિક તપસ્વી, સ્વર્ગ કામનાને માટે યજ્ઞ કરવાવાળા, તે તામસિક હોય કે રાજસિક, આર્ત્ત જિજ્ઞાસુ, અર્થાર્થી ભકત અને સકામ કર્મયોગી કોઇ પણ હોય તાત્પર્ય એ છે કે, તામસિક અને રાજસિક ભાવાપન્ન સકળ પ્રકારના ધર્માંગોનુ સાધન કરવાવાળા તેના અધિકારી છે.

૩. વિષયભોગ ત્યાગના લક્ષ્યથી વિષયભોગ. તેને નીચેની કોટીના પ્રવૃત્તિ ભાવ પણ કહી શકે છે, અને નિવૃત્તિ લક્ષ્યભૂત પ્રવૃત્તિભાવ પણ કહી શકે છે તેના અધિકારી તાન્ત્રિક વીરાચારી છે.

૪. સહજભાવથી વિષયભોગ તેને સહજભાવ કહી શકે છે, તેના અધિકારી ઉચ્ચ કોટિના જીવન્મુકત છે.

૫. વિષયભોગના લક્ષ્યથી વિષયભોગ. તેને અવૈધભાવ પણ કહે છે. તેના અધિકારી એવા અધાર્મિક મનુષ્ય છે, જે વિષયભોગની યાવન્માત્ર ક્રિયાઓમાં ધર્મનો કાંઇ પણ સંબંધ માનતા નથી.

ગૃહસ્થાશ્રમનો ત્યાગભાવ પ્રધાન ધર્મ, દ્વિતીય શ્રેણીનો છે, અને વૈધ ભોગભાવ પ્રધાન ધર્મ તૃતીય શ્રેણીનો છે કેમકે તે નિવૃત્તિભાવ પ્રાપ્તિને માટે કરવામાં આવે છે.

પ્રથમ અવસ્થા સાત્વિક, બીજી રાજસિક અને ત્રીજી તામસિક છે, તથા ચોથી અવસ્થાને ત્રિગુણાતીત કહી શકે છે, અને પાંચમી અવસ્થા ધર્મ સાથે સંબંધ રાખવાવાળી નહિ હોવાથી પરિત્યાજ્ય છે.

॥ કથાઽપિ ખલુ પાપાનામલમ્ શ્રેયસે યતઃ ॥

આ સિદ્ધાન્તાનુસાર આ અવસ્થાનું માત્ર દિગ્દર્શન કર્યું છે.

ચોથી અવસ્થા અંતિમ પરિણામની છે. પહેલી, બીજી અને ત્રીજી અવસ્થાવાળાની ચોથી અવસ્થા ગન્તવ્ય સ્થળ છે. તેનો સંબંધ સહજ કર્મોની સાથે છે. તે સ્વરૂપોપલબ્ધિનું કારણ છે, અને તેજ વેદાંતશાસ્ત્રની અંતિમ લક્ષ્ય સ્વરૂપા છે. જીવન્મુકતોનું ચરિત્ર વિચિત્ર અને દુર્જ્ઞેય હોવાથી આ અવસ્થાનું વર્ણન કરવું એ અલ્પબુદ્ધિવાળાને માટે દુઃસાધ્ય છે.

મનુષ્ય પ્રકૃતિવિરૂદ્ધ કર્મ કરી પ્રકૃતિમાં અધોગતિશીલ એક નૂતન પ્રવાહની સૃષ્ટિ કરે છે. જો મનુષ્ય સહજ કર્મોને ન છોડે તો કદી પતિત ન થાય અને ક્રમશઃ ઉન્નત થઇ રહે, પરંતુ સ્વલ્પ ઇશ્વરીય ક્ષમતા પ્રાપ્ત મનુષ્ય એવું કરી શકતા નથી. વર્ણાશ્રમ ધર્મ મનુષ્યના એ અધોગતિશીલ પ્રવાહને રોકવામાં પરમ સહાયક બની મનુષ્યને ઉર્ધ્વગતિશીલ પ્રવાહ તરફ

લઈ જાય છે. મનુષ્ય જીવ ચતુર્વિધરૂપ ભૂત સંઘની યોનિમાંથી જ સહજ કર્મ કરતો આવ્યો છે, એટલે એક વખતે જ તેનો ત્યાગ થઇ શકતો નથી, માટે જેવો જેવો તે અધોગતિશીલ પ્રવાહ ઉત્પન્ન કરતા જાય છે, તેવી તેવી તેની અવસ્થા વિચિત્ર અને જટિલ થતી જાય છે. તે વિચિત્રતા અને જટિલતાને દૂર કરી તેને કેવી રીતે તેની પ્રકૃતિ અને પ્રવૃત્તિને અનુસાર અપેક્ષાકૃત સરળ માર્ગપર લાવી સ્વાર્થપ્રાપ્તિનો લોભ બતાવી અગ્રેસર કરવો એ એક વર્ણાશ્રમ ધર્મનું જ કામ છે, અને તેથીજ મનુષ્યની ત્રણ અવસ્થાઓ માનવામાં આવી છે.

જો કે જીવન્મુકત થવા વખતે મનુષ્યના સકળ કર્મ કોઇ રીતે સહજ ભાવને ધારણ કરી લે છે, પરંતુ તે પહેલાં કોઇમાં ઐશ કર્મોની પ્રધાનતા અને કોઇમા જીવ કર્મોની પ્રધાનતા રહેવાથી તે અવસ્થા અત્યંત જટિલ, અત્યંત વિચિત્ર અને અત્યંત બિભત્સ પણ થઇ શકે છે દુશ્ચિકિત્સ્ય રોગની માફક તેને ઠીક કરવામાં માત્ર ભવરોગ વૈદ્ય, વર્ણાશ્રમ ધર્મતત્ત્વજ્ઞ અને સાધન સાગર પારંગત શ્રીગુરૂદેવજ સમર્થ છે.

જીવધર્મ બે પ્રકારના છે. એકનો સંબંધ પાંચમી અવસ્થાથી છે, જે બે તત્વપ્રદ અને નરકપ્રદ હોય છે, અને એકનો સંબંધ પહેલી, બીજી અને ત્રીજી અવસ્થાથી છે, જે પિતૃલોક, ભુવર્લોક, અને આલોક આદિ સપ્ત ઉર્ધ્વ લોકોની પ્રાપ્તિનો હેતુ બને છે વર્ણાશ્રમ ધર્મ સાથે આ બન્ને જીવ કર્મોનો નજીકનો સંબંધ છે જીવ કર્મ કરવાવાળા ઇર્ષા, દ્વેષપરાયણ બની ઉગ્ર કર્મ કરે અને તેમાં શાસ્ત્રોનો પણ આશ્રય લે તો તે સપ્ત અધોલોકોમા પણ જઇ શકે છે.

ઐશકર્મ પણ બે પ્રકારના છે. એક ઉર્ધ્વ લોકોના અધિકારી દેવતા, ઋષિઓ અને પિતરોના પદને દેવાવાળું છે અને બીજું અધો લોકોના અસુર સંબંધીય પદોને દેવાવાળું છે.

ભાવ બે છે. દેવભાવ અને અસુરભાવ. પહેલી બીજી અને ત્રીજી અવસ્થા સાથે દેવભાવનો સંબંધ છે અને પાંચમી અવસ્થા સાથે અસુરભાવનો સંબંધ છે.

દેવભાવમાં જેમ ઉત્કટ ઐશકર્મ કરવાવાળા દેવતા ઋષિ અને પિતરોના પદને પ્રાપ્ત થઇ શકે છે, તેમ અસુરભાવમાં ઉત્કટ ઐશકર્મ કરવાવાળા સપ્ત અધો લોકોના અધિપતિરૂપે અસુર દાનવાદિપદોને પ્રાપ્ત કરી શકે છે.

### પહેલી અવસ્થા.

આ અવસ્થા બ્રાહ્મણ અને સન્યાસીઓમા ઘણે ભાગે મળશે, કેમકે તે સર્વોન્નત અવસ્થા છે. આ અવસ્થાનું પરિણામજ ચોથી અવસ્થા છે, મનુષ્ય વર્ણાશ્રમ ધર્મનું પાલન કરતા કરતા શૂદ્રથી વૈશ્ય, વૈશ્યથી ક્ષત્રિય અને ક્ષત્રિયથી બ્રાહ્મણ બની આ અવસ્થાના અધિકારી થાય છે અને બ્રાહ્મણત્વમાં પણ બ્રહ્મ-

ચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી બની આ અવસ્થાના પૂર્ણ અધિકારી થાય છે. મનુષ્ય જે કારણથી અધઃપતિત થાય છે, તે સિવાય અન્ય સર્વ કારણ તેમાં વિદ્યમાન રહેવાથી સમય આવે તે ફળ આપી શકે છે એક જ્ઞાની કર્મ-વશ બની પતિત થાય, પરંતુ તેનુ જ્ઞાન તેની પતિતાવસ્થામા પણ વિદ્યમાન રહેશે અને તે જ્ઞાન વખત આવે કાર્યકારી પણ થઈ શકે છે, જેમ કે જડભરતને મૃગયોનિમાં પણ જ્ઞાન વિદ્યમાન હતું.

## બીજી અવસ્થા.

મનુષ્યયોનિને પ્રાપ્ત કરી જીવ જો વધારે ગડબડ ન કરે અર્થાત જૈવ કર્મોની જે નિકૃષ્ટ અવસ્થા છે ત્યાં સુધી ન પહોંચે તો સાધારણ રીતે તેમા આ બીજી અવસ્થા ઉત્પન્ન થાય છે. આ અવસ્થામાં જીવ વર્ણાશ્રમ ધર્મનું પાલન કરી ઉન્નત થઇ શકે છે. પ્રથમ ધર્મના અંગોના તામસિક વિભાગનો આશ્રય લઇ રાજસિક વિભાગમા પહોંચી ધીમે ધીમે સાત્ત્વિક વિભાગમા પહોંચી જાય છે. એજ પ્રથમ અવસ્થા છે વર્ણાશ્રમધર્મમા પણ નીચેથી ઉપર જવાનો ક્રમ એ પ્રમાણે જ છે. બ્રાહ્મણ સત્ત્વપ્રધાન છે, આશ્રમધર્મના સાધન પ્રધાન હોવાને માટે અધિકારાનુસાર આશ્રમોની વ્યવસ્થા કરવામાં આવી છે. શૂદ્રને માટે ગૃહસ્થાશ્રમ, વૈશ્યને માટે બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમ, ક્ષત્રિયને માટે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ અને બ્રાહ્મણને માટે ચારે આશ્રમો છે. વર્ણધર્મ જન્મ પ્રધાન અને આશ્રમધર્મ સંસ્કાર પ્રધાન છે, પરંતુ જન્મ થતાની સાથે જ ઉપર કહી વ્યવસ્થાને અનુસાર તેમાં આશ્રમનો અધિકાર ઉત્પન્ન થઈ જાય છે.

## ત્રીજી અવસ્થા.

સાધારણ રીતે મનુષ્ય પ્રથમની માફક બીજી અવસ્થામાં પહોચી ત્યાંથી પ્રથમ અવસ્થામા થઇ ચોથી અવસ્થામા પહોચી મુક્ત થઇ જાય છે, પરંતુ અસાધારણ ક્રમાનુસાર તે ત્રીજી અવસ્થામા પણ પહોચી શકે છે. અવસ્થાઓની ઉત્કૃષ્ટતા અને નિકૃષ્ટતાના વિચારથી અવસ્થાઓના નંબર રાખવામાં આવ્યા છે. સાધનના ફલરૂપે પ્રથમાવસ્થા સર્વોત્કૃષ્ટ અવસ્થા છે પ્રથમાવસ્થાની પ્રાપ્તિને માટે દ્વિતીયાવસ્થાનું સાધન આવશ્યક હોવાથી સાધનના ફલરૂપે પ્રથમાવસ્થાથી દ્વિતીયાવસ્થાને નિકૃષ્ટ કહી શકે છે તૃતીયાવસ્થાના અસાધારણ અધિકારી સાથે સબંધ હોવાથી અને તેમા જટિલતા, કઠિનતા અને અત્યન્ત ભીષણતા હોવાથી તે અવસ્થાને સાધનના ફલરૂપે દ્વિતીયાવસ્થાની અપેક્ષા નિકૃષ્ટ કહી શકે છે, કેમકે તેમાં પતનની સંભાવના અધિક રહે છે, પરંતુ તેનો સંબધ પ્રથમાવસ્થા અને દ્વિતીયાવસ્થા સાથે નથી તેનો પ્રત્યક્ષ સં-

* જૈવકર્મો એટલે જીવનાં કર્મો ઐશકર્મો એટલે ભોગ કર્મો.

બંધ ચોથી અવસ્થા સાથે છે. જો તે ત્રીજી અવસ્થાનું સાધન વિધિપૂર્વક કરવામાં આવે તો જીવન્મુક્તિ સુધી મનુષ્ય પહોંચી શકે છે.

### ત્રીજી અવસ્થાની વ્યાખ્યા.

તમ:પ્રધાનભાવ અસુરભાવ અને સત્વપ્રધાનભાવ એ દેવભાવ છે. શાસ્ત્રાનુમોદિત તમ: પ્રધાન જીવકર્મોની અધોલોકોની પ્રાપ્તિ અને શાસ્ત્રાનુમોદિત તમ:પ્રધાન ઐશકર્મોથી અસુર લોકોનું અધિષ્ટાતૃપદ પ્રાપ્ત થાય છે, એ પ્રમાણે શાસ્ત્રાનુમોદિત સત્વપ્રધાન જીવકર્મોથી ઉર્ધ્વ લોકોની પ્રાપ્તિ અને શાસ્ત્રાનુ મોદિત સત્વપ્રધાન ઐશકર્મોથી દેવતા ઋષિ અને પિતરાદિ ઉર્ધ્વ લોકોના અધિષ્ટાતૃપદોની પ્રાપ્તિ થાય છે. એટલે શાસ્ત્રાનુ મોદિત જીવ અને ઐશકર્મોથી પ્રેતત્વ અને નરકની પ્રાપ્તિ થાય છે.

જ્યારે મનુષ્ય શાસ્ત્રાનુમોદિત જીવ અને ઐશકર્મ કરવા લાગે છે ત્યારે તેની પ્રકૃતિ પ્રવૃત્તિ અને તેનો અધિકાર વિચિત્રતાને ધારણ કરે છે, તે વખતે તેને માટે બીજી અવસ્થાનું સાધન તેની પ્રકૃતિ પ્રવૃત્તિ અને તેના અધિકારને અનુકૂળ થતા નથી. અને તેથી તેને ત્રીજી અવસ્થા માનવી પડી; પરંતુ એ માનવું શાસ્ત્રાનુમોદિત છે. જીવોના કલ્યાણને માટે જીવોના અધિકારાનુસાર શાસ્ત્રનો આવિર્ભાવ થયા કરે છે અને પરિવર્તનશીલ સંસારના પરિવર્તન નિયમાધીન થઈ મનુષ્યોમાં અધિકાર પણ બદલતા રહે છે. તમ: પ્રધાન કલિયુગમા મનુષ્યોના અધિકાર અત્યંત ઉતરતી કોટિના થઇ જાય છે અને અપ્રાકૃતિક અસાધારણ પાપકર્મ કરવાથી તેના અધિકાર અત્યત જટિલ, અત્યંત ક્ષીવણ, અત્યંત વિચિત્ર અને અત્યંત મિશ્રભાવાપન્ન થઇ જાય છે બલ્કે આ મિશ્રતામા પણ ખરાબ અશજ વધારે હોય છે. જેમ દુ:સાધ્ય રોગીને અસાધારણ યોગ્યતા પ્રાપ્ત વૈદ્ય વિષ પ્રયોગાદિ દ્વારા રોગ મુક્ત કરે છે તેમ તે અધિકારીને શ્રીગુરૂદેવ તાન્ત્રિક વીરાચારાદિની ક્રિયા બતાવી ભાવ રોગને દૂર કરવાની ચેષ્ટા કરે છે આ વીરાચારની ક્રિયામાં આ ક્રિયાનું પ્રાધાન્ય હોવાથી વર્ણાશ્રમધર્મનું પાલન યથાસાધ્ય અવશ્ય કરવામા આવે છે. વર્ણાશ્રમ ધર્મનો મર્યાદા આ ક્રિયામાં લક્ષ્ય સ્થાનીય છે. આ કર્મ પ્રધાન ઉપાસનાની ક્રિયામાં ભાવની પ્રધાનતા રહેવાથી કર્મકાંડ પ્રતિપાદિત વર્ણાશ્રમ ધર્મની મર્યાદા રહેવી યુક્તિયુકત છે.

આ સનાતનધર્મનું અસાધારણ મહત્વ છે કે તેમાં ઉતરતી કોટિના અધિકારીને અધિકાર પ્રધાનની શૈલી વિદ્યમાન છે. અધિકાર અને અધિકારીભેદ વિચારપૂર્વક સાધનશૈલીનુ વિધાન, સનાતન ધર્મમાં સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચારથી છે, જેથી આ સનાતનધર્મ સર્વ ધર્મ સંપ્રદાયોનો આદિ ગુરૂ અને પિતૃસ્થાનીય છે, એમાં સંદેહ નથી.

# मुकुट.

લેખક બંગસાહિત્ય સમ્રાટ બાબુ રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક—કે સી. મહેતા

## પ્રકરણ પહેલુ.

ત્રિપુરાના મહારાજ અમરમાણિક્યના નાના કુંવરનું નામ રાજધર હતું. તેમને સેનાપતિ ઇશાખો કોઇ કોઇ વખતે નામ લઇને બોલાવતા હતા. રાજધરને આથી ખોટું લાગતું હતું. એક દહાડો સેનાપતિને તેઓએ ચોખ્ખું કહી દીધું-"જુઓ સેનાપતિ, તમે મને નામ લઇને ન બોલાવ્યા કરો."

પઠાણ ઇશાખાં તીરોની તપાસ કરી રહ્યા હતા, રાજધરની વાત સાભળીને તેઓ કશું બોલ્યા નહીં તેઓએ માથું ઉચુ કરીને અને ભ્રકુટી ચઢાવીને એક વખત તેમની તરફ જોયું, તે બાદ તેઓ ફરીથી માથું ઝુકાવીને તીરની અણીયોને ધ્યાનપુર્વક જોવા લાગ્યા.

રાજધરે કહ્યુ—"જો હવે તમે મને મારૂં નામ લઇને બોલાવશો તો હું મહારાજને જઇને કહી દઇશ."

વૃદ્ધ ઇશાખાંએ માથું ઉંચું કરીને રાજધરની તરફ જોયું અને કઠક સ્વરે કહ્યું "હોં."

રાજધરે પોતાની તલ્વારના સ્થાનને જોરથી પત્થર પર ઠોકીને કહ્યું "હોં." ઇશાખાં પોતાના શિષ્ય રાજધરની ગુસ્તાખીને બરદાસ્ત ન કરીને હસી ઉઠયા. ઇશાખાંને આવી રીતે બેપરવાઇથી હસતા જોઇને રાજધરનું મુખ અને આંખો ક્રોધથી લાલ થઇ ગઇ. ઇશાખા મુખ બતાવીને હસ્તા હસ્તા હાથ જોડીને બોલ્યા-"મહારાજાધિરાજ શ્રીમાન રાજધરસિંહ સાહેબ બહાદુરને શું કહીને બોલાવવા જોઇયે? હજુર, ગરીબ પરવર, જહાંપનાહ ખુદાવન્દ, શહેનશાહ-" જે હુકમ થશે, હુ તેજ નામથી બોલાવીશ." રાજધરે પોતાના સ્વભાવીક સ્વરથી બમણા સખ્ત થઇને કહ્યુ-"સાંભળો સેનાપતિ, હું તમારો શિષ્ય છું. તોપણ આખરે તો રાજકુમાર જ છું. આ વાતનો તમારે જરૂર ખ્યાલ રાખવો જોઇયે."

ઇશાખાંએ ક્રોધીત સ્વરે કહ્યું-"બસ, ચુપ રહો, હવે વધારે ન બોલો, હુ તમારી સાથે આવી વાહિયાત વાતોપર ચર્ચા કરવા ઇચ્છતો નથી. મારે બીજું કામ કરવું છે." આમ કહીને તેઓ ફરીથી તીરની અણીયોને ધ્યાનથી જોવા લાગ્યા.

તેજ વખતે ત્રિપુરાના બીજા રાજકુમાર ઇન્દ્રમાણિક્ય પોતાના વિશાલ

શરીરને લઇને ત્યાં આવી પહોચ્યા. તેઓએ માથું ધુણાવીને હસતા હસતા પુછયું "કહો, ખાંસાહેબ, શું થઇ રહ્યું છે ?"

ઇશાખાએ ઇન્દ્રકુમારનો સ્વર ઓળખીને તીરને હાથમાંથી નીચે મુકયું અને પ્રેમથી તેમની તરફ હસ્તે હસ્તે જોઇને કહ્યું-"શું કહું, મોટી ગમતની વાત છે, તમારા આ નાના ભાઇ ચક્રવર્તી મહારાજ ને હું-"ગરીબ પરવર, જહાપના કહીને નથી બોલાવતો એથી તેમનુ મોટું અપમાન થાય છે અને એજ,કારણથી તેઓ મારાપર આજ ઘણા ગુસ્સે થયા છે." એમ કહીને તેઓએ પાછું વીર ઉઠાવી લીધુ. ઇન્દ્રકુમાર-"શું ખરેખર?" આમ કહીને ખુબ જોરથી હસી ઉઠયા. રાજધરે ક્રોધીત થઇને કહ્યું-"ભાઈ, આટલા કેમ હસો છો. ચુપ રહો." ઇન્દ્રકુમારે કહ્યુ "રાજધર તમને શું કહીને બોલાવવા જોઇયે? "જહાંપનાહ"! પાછા હસ્યા.

રાજધર—"ભાઇ, ચુપ નહી રહો"

ઇન્દ્રકુમારે ફરીથી હસીને કહ્યુ "ગરીબ પરવર."

રાજધર હવે પોતાના ક્રોધને સભાળી ને શકયા. ઇન્દ્રકુમારનું હાસ્ય તેમને અસહ્ય થઇ પડયું. તેઓએ અધીર થઇને કહ્યું-"ભાઇ તમારામા જરા પણ સમજ નથી."

ઇન્દ્રકુમાર રાજધરની પીઠ પંપાળીને બોલ્યા, "ભાઇ શાંત થાઓ, વધારે ક્રોધ ન કરો, તમે તમારી બુદ્ધિને તમારી પાસેજ રહેવા દો. હું તમારી બુદ્ધિને તમારી પાસેથી છીનવી લેવા નથા ઇચ્છતો"

ઇશાખાં પોતાનું કામ કરતાં કરતા રાજધરની તરફ જરા વાંકી દ્રષ્ટિથી જોઇને અને હસીને બોલ્યા-"હજુરની અક્કલ આજકાલ બહુ વધી ગઇ છે."

ઇન્દ્રકુમાર—"તેમની બુદ્ધિનો સોમો અંશ પણ આપણી પાસે નથી"

રાજધર આ બન્નેની વ્યંગ ભરેલી વાતોથી ગુસ્સે થઇને ત્યાંથી તરતજ ઉઠી ગયા. તેઓ ક્રોધના આવેગમાં એટલા જોરથી ચાલ્યા કે મ્યાનની અંદર તલવાર પણ ખળભળી ઉઠી.

---

## પ્રકરણ બીજું

રાજકુમાર રાજધરની વય ૧૯ વર્ષની છે. રંગ શામળો, કદ ટુંકુ અને શરીર મજબુત છે. આંખો નાની નાની છે, પણ દ્રષ્ટિ તેજ છે. દાંત કંઇક મોટા છે કર્ણસ્વર નાનપણથી જ સખ્ત છે તે સમયે બીજા રાજકુમારો જેવા મોટા મોટા વાળ રાખતા હતા તેવા તેમના ન હતા, તેમના વાળ ટુંકા ટુંકા અને કંઇક જાડા હતા, બધાનો વિશ્વાસ હતો કે રાજધરની બુદ્ધી ઘણી તીવ્ર

છે અને રાજધરને પણ પોતાને તેવો જ વિશ્વાસ હતો તેઓ પોતાની આ બુદ્ધિના આગળ પોતાના બન્ને ભાઈયોને મનમાં કંઈ સમજતા નહતા. રાજધરના કડક સ્વભાવથી બહારવાળાઓ તો ડરતાજ હતા, અંદર મહેલના પણ બધા લોક તેમનાથી કંપતા હતા. તેઓ આવશ્યકતા ન રહેવાથી પણ પોતાની તલવાર જ્યાં ત્યાં પટકીને આખા મહેલમાં પોતાનું કર્તૃત્વ દેખાડતા ફરતા હતા. દરબારના નોકર તેમને રાજા કહીને, મહારાજા કહીને, હાથ જોડીને, સલામ કરીને અને પ્રણામ કરીને બોલાવતા, મતલબ એ કે કોઈ પણ પ્રકારે લોકોનાથી છુટકારો પ્રાપ્ત કરી શકતા નહતા. તેમની બધાના પર સખત નજર રહ્યા કરતી હતી. તેઓએ ધીરે ધીરે રાજકીય બધા પદાર્થો હાથમાં કરી લીધા છે તેઓ બધી ચીજોને પોતાના કબ્જામા રાખવા ઈચ્છે છે. તેઓએ એક વખત યુવરાજ ચન્દ્રમાણિક્યનો ઘોડો ઘણી ચતુરાઈથી પોતાના કબ્જામા કરી લીધો. આ જોઇ તે યુવરાજ હસ્યા પણ કંઇ બોલી શકયા નહી, આ પ્રકારેજ તેઓએ ઈન્દ્રકુમારનું એક ચાંદીના પત્રાથી મઢેલું ધનુષ્ય કબજે કરી લીધું. પરન્તુ ઇન્દ્રકુમારે તરત જ કહી દીધું-" જુઓ, જે ચીજ તમે લઈ લીધી તે તમારી પાસેથી હવે હું પાછી લઈ લેવા નથી ઈચ્છતો. પણ હવેથી મારી કોઇપણ ચીજને હાથ લગાડશો તો એવો કરી દઇશ કે ફરીથી તે હાથથી કંઇ ઉઠાવી નહી શકો." પરંતુ રાજધર વડીલ ભાઈયોની વાત પર થોડુંજ ધ્યાન દેતા હતા. કેટલાક લોક તેમના આચરણ જોઈને પુંઠ પાછળ કહ્યા કરતા હતા કે જો કે નાના રાજકુમારનો જન્મ રાજાના ઘરમાં થયો છે તો પણ તેમનો રાજકુમારના જેવો વ્યવહાર જોવામાં આવતો નથી.

મહારાજ અમરમાણિક્ય રાજધરને સ્હેજ વધુ પ્યારથી ચહાતા હતા રાજધરને આ વાતનો ગર્વ હતો. આ તેઓએ પિતા પાસે જઈને ઇશાખાં પર ફરીયાદ માંડી.

રાજાએ ઈશાખાંને બોલાવીને કહ્યું—" સેનાપતિ, રાજકુમાર હવે પુખ્ત વયના થયા છે: તે લોકોનું હવે યથોચીત સન્માન કરવુ જોઇએ."

વૃદ્ધ ઈશાખાંએ કહ્યું—" મહારાજ, બાલ્યાવસ્થામાં જ્યારે આપ મારી પાસે યુદ્ધ શીખવાને આવેલા હતા, ત્યારે હું આપનું જેવું સન્માન કરતો હતો, તે કરતાં હું રાજકુમારોનું ઓછું સન્માન કરતો નથી."

રાજધર—" મારૂં કહેવું એટલુંજ છે કે, આપ મને મારૂં નામ લઇને ન બોલાવ્યા કરો"

ઇશાખાંએ ઝટ મુખ ફેરવીને કહ્યુ—" ચુપ રહો, હું હમણા મહારાજની સાથે વાત કરી રહ્યો છું." પછી મહારાજ તરફ જોઇને કહ્યુ—" માફ કરશો, આપના આ નાના રાજકુમાર રાજ્ય પરિવારની લાયકાત નથી ધરાવતા એમના

હાથમાં તલવાર શોભા નથી પામતી, એઓ ગુમાસ્તાની માફક કલમ ચલાવવામાં બહાદુર થશે. બીજુ કોઇ કામ એમનાથી નહી થાય."

તેજ સમયે યુવરાજ ચન્દ્રમાણિકય અને ઇન્દ્રકુમાર ત્યાં આવ્યા.

ઇસાખોંએ તે લોકોની તરફ જોઇને કહ્યુ-" જુઓ, મહારાજ, એઓ પણ રાજકુમાર જ છે.

રાજાએ રાજધરની તરફ જોઇને કહ્યું—" રાજધર, ખાં સાહેબ, શું કહી રહ્યા છે ? તમે બાણ ચલાવવામા તેમને સંતુષ્ટ નથી કરી શકતા ? "

રાજધર—" મહારાજ, આપ અમારા લોકની બાણ ચલાવવાની પરીક્ષા લો જો હુ પહેલો ન આવું તો મને રાજધાનીની બહાર કહાડી મુકશો તો હુ સ્વયંરાજધાની છોડીને કંઇ ચાલી જઇશ. "

રાજા—" વારૂં બાણ અડગાડીવામાં પરીક્ષા થશે .તમારા લોકમાંથી જે પહેલો આવશે તેને હું મારી હીરા જડીત તલ્વાર ઇનામ આપીશ."

## પ્રકરણ ત્રીજું.

ઇન્દ્રકુમાર બાણ ચલાવવામાં ઘણા નિપુણ હતા, એક સમયે તેમના નોકરે અગાસી પરથી મોહર નીચે નાખી દીધી તે જમીન પર પડવા પણ ન્હોતી પામી કે કુમારે વચમાંજ તીર મારીને તે મોહરને સો હાથ દુર નાંખી દીધી, રાજધર દર્પને લીધે મહારાજ આગળ ગર્વ તો કરી આવ્યા, પરંતુ હવે તેમના દીલમા ભારે ગભરાટ થવા લાગ્યો; યુવરાજને માટે તેમને કોઇ મોટી ચિંતા ન હતી; કારણ કે તેઓ ધનુષ્ય વિદ્યામા એટલા બધા કુશળ ન હતા, પરતુ ઇન્દ્રકુમારની સાથે બરાબરી કરવી જરા કઠણ હતું; રાજધરે વિચારતાં વિચારતાં એક ચતુરાઇની વાત પોતાના મનમાં ઠરાવી, તેઓએ મનમાં ને મનમા હસીને કહ્યુ-" હુ તીર ચલાવવામાં તો ભાઇની બરાબરી નથી કરી શકતો પણ મારી બુદ્ધિ તીર કરતાં પણ તે જ.છે તેની દ્વારા હું બધા લક્ષ્યોને વિંધી શકું છું, કાલે પરીક્ષા થશે.

યુવરાજ, ઇશાખાં અને ઇન્દ્રકુમાર પરીક્ષાની જગ્યા મુકરર કરવા ગયા છે.

રાજધરે ત્યાં જઇને કહ્યુ-" ભાઇ આજે પૂર્ણિમા છે રાત્રીમાં જ્યારે વાઘ ગોમતી નદીના કીનારે જલ પીવાને આવશે ત્યારે વાઘનો શિકાર કરવા નહી ચાલો ? "

ઇન્દ્રકુમારે વિસ્મીત થઇને કહ્યું-" ઘણીજ આશ્ચર્યની વાત છે કે: આજે રાજધરને શિકાર રમવાની સુઝી છે. રાજધરના મુખથી આની વાતતો કદી સાંભળવામાં નથી આવી. "

 ( અપૂર્ણ. )

# ભાગ્યોદય.

પુસ્તક ૧૧ મું ] જાનેવારી સને ૧૯૨૪ [ અંક ૧૧ મો.

## अंतर्यामीना साक्षात्कार करवा बोध वचन

( અતર રે, અહા હા, એ લય )

લેવા અનુપમ અનુભવ લ્હાવ, તારો અંતર્યામી જગાવ,
ક્ષણુ ક્ષણુ તે પ્રતિ ધરી ભાવ,
તેના અભિમુખ થઇ રહે સાવ રે, લેવા૦
બુદ્ધિ ને તર્ક ને યુક્તિ જગાવવા, વ્યર્થ તું કર ન પ્રયાસ,
એ બધુ જગાવાથી નહિ થાશે, તુજ ઉર શુદ્ધ ઉજાસ રે; લેવા૦
તારાથી બહિર બેઠેલા દેવ જગવવામાં કાળ ન ગાળ,
અંતર્યામી છે દેવ સચેતન, તેને જગવ તત્કાળ રે; લેવા૦
તારા અંતર્યામીમાંહિ રહ્યાં જે, સુખ સામર્થ્ય ને જ્ઞાન,
લોક ચતુર્દશના ઈશના પણુ, છે નહિ તેના સમાન રે; લેવા૦
અલ્પતા ટાળવા પૂર્ણતા ભાળવા, કર ન ઉપદ્રવ અન્ય,
અન્યથી મોહ બુદ્ધિ ત્યજી થા તું, અંતર્યામીથી અનન્ય રે. લેવા૦
' આ સુખ દેશે ' કે ' આ મને ફળશે, ' મિથ્યા એ લાલસા છોડ,
ભાવાતિશયતાવડે તુજ સર્વાંશ, અંતર્યામીમાં જોડ રે; લેવા૦
વિશ્વની મહા શક્તિઓ તું જગવે, છો કરી યત્ન સમર્થ,
પણુ અંતર્યામી જાગ્યા વિણુ, તુજ અર્થ તે સઉ વ્યર્થ રે, લેવા૦
તારો અંતર્યામી જે ક્ષણુ જાગ્યો, જાગશે તે ક્ષણુ સર્વ,
તારી મહત્તાને ન્યાળતા ત્યજશે, દેવાદિકો પણુ ગર્વ રે; લેવા૦

શ્રી૦ ઉ૦

ભાગ્યોદયની ૧૨ મા વર્ષની ભેટ—આવતા માસમા બહાર પડશે પુસ્તક ઉપયોગી અને રસમય છે તેની હકીકત ફેબ્રુઆરીના અંકમા આપવામાં આવશે.

ઇત્યાદિ શાસ્ત્ર વચન પ્રમાણ છે. આ સિદ્ધાન્તમાં જીવ, ઇશ્વર અને પ્રકૃતિમાં હમેશા ભેદ રહે છે બ્રહ્મ અથવા ઇશ્વર એક છે, પરંતુ જીવ અનેક છે ઇશ્વર અને જીવોની બાબતમા જે અભેદ વાક્ય છે તેનું તાત્પર્ય એ નથી કે ઇશ્વર અને જીવ એક જ છે. તેનો આશય બન્નેમા સાદશ્ય દેખવાનો છે જેમ કોઇ કહે કે, આ બ્રહ્મચારી તો અગ્નિ છે અથવા આ મનુષ્ય સિંહ છે તો તેનો એ અર્થ ન થયો કે, બ્રહ્મચારી અગ્નિ થઇ ગયો અને મનુષ્ય સિંહ થઇ ગયો. પરંતુ તેનો આશય એ કે, બ્રહ્મચારી અગ્નિ તુલ્ય પવિત્ર ગુણવાળો છે અથવા તે મનુષ્ય વીરતામા સિંહ સમાન છે. એ પ્રમાણે જીવેશ્વરમા અભેદ બતાવવાવાળા વાક્યોનો અર્થ ઇશ્વર સાદશ્ય છે.

આ સિદ્ધાન્તમા જડપ્રકૃતિના સહવાસથી જીવોને ઇશ્વરથી વિમુખ થઇ કર્મપ્રવાહમા પડયા રહેવુ એ જ બંધન છે આ બંધનથી મુક્તિ ત્યારે થાય કે જ્યારે જીવ પ્રકૃતિ મંડળથી અલગ કોઇ એવા સ્થાનમા જઇ પહોચે કે જ્યા પ્રકૃતિનો પ્રભાવ તેના પર ન પડે. એવુ સ્થાન વિષ્ણુલોક છે વિષ્ણુ લોકમાં ગયા પછી પ્રકૃતિના બંધનથી મુક્ત થઇ જાય છે.

મુકિતનો માર્ગ આ પ્રમાણે છે. પ્રથમ વેદાવહિત કર્મકાંડ અને વર્ણાશ્રમ ધર્મનુ પ્રતિપાલન કરવાથી ઇશ્વરમા ભક્તિ ઉત્પન્ન થાય છે પછી શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે, અને ત્યારે જ મુકિત મળે છે વિષ્ણુ લોકમા પહોચવાનો માર્ગ અર્ચિરાદિ માર્ગ છે જીવોના કર્મ અને ઇચ્છા મુજબ મુકિતના ચાર પ્રકાર જ છે.

૧ સાલોક્ય, ૨ સામીપ્ય, ૩ સારૂપ્ય અને ૪ સાયુજ્ય. કોઇ વિષ્ણુલોકમા અમુક સ્થાનમાં રહેવાનું ઠીક સમજે છે, તેને સાલોક્ય કહે છે. ઇશ્વરની સમીપ રહેનારને સામીપ્ય કહે છે એ પ્રમાણે જીવોના સ્વભાવાનુસાર એ ચારે જાતની મુકિત મળે છે એ મુકિત જીવોને આ શરીરમા અને આ જગત્માં મળતી નથી એમ અદ્વૈતી લોક કહે છે. પરંતુ આ જગતથી દૂર શરીર છોડયા પછી ઇશ્વરના લોકમા જવાથી મળે છે.

જીવના ત્રણ પ્રકાર છે. ૧ અસુર, ૨ દેવ અને ૩ મનુષ્ય. અસુર જીવ તે છે કે જે ઇશ્વરથી વિમુખ રહે છે. એવા જીવ મુકિતના અધિકારી નથી. એવા જીવોની બાબતમા શ્રીકૃષ્ણે ગીતામા કહ્યું છે કે, "ક્ષિપામ્યજસ્રમશુભાનાસુરીષ્વેવ યોનિષુ" અર્થાત્ એવા જીવોને હું વારંવાર આસુરી યોનિમા નાખું છું. દેવ અને મનુષ્ય એ બે જાતના જીવજ મુકિતના અધિકારી છે. તેમાં ગુણ સ્વભાવાનુસાર આનંદનુ તારતમ્ય છે. કોઇને ઓછો અને કોઇને વધારે આનંદ મળે છે. એ પ્રમાણે જીવ મુકિતનો આનંદ ભોગવતા થકા પ્રકૃતિમંડળથી અલગ રહી બંધનથી મુક્ત થઇ જાય છે.

અદ્વૈતવાદમાં ફક્ત દુઃખની નિવૃત્તિ માત્ર ઉદ્દેશ્ય હતો, પરંતુ ફક્ત દુઃખની નિવૃત્તિથી જ કામ ચાલી શકતું નથી. તેની સાથે સુખની પ્રાપ્ત પણ થવી જોઇએ કેઇના માથા પર એટલો બોજો હોય કે જેને લઇ તે દુખી હોય તો ફક્ત તે બોજો ઉતારી દેવાથી જ તે સુખી થઇ શકતો નથી, કંઈક કંઈક સંતોષ અને શાન્તિ મળશે પરંતુ વિચાર કરવાથી જણાશે કે માથા પર બોજો ન રહેવાની અવસ્થામાં જેવું સુખ તેને હતું તેવું જ બોજો ઉતારવાથી પણ થયું. કાંઇ વિશેષ સુખ ન મળ્યું. માથેથી બોજો ઉતારવાથી ફક્ત દુઃખની નિવૃત્તિ થાય છે. પરંતુ આ દ્વૈતસિદ્ધાંતમાં પણ ફક્ત દુઃખની નિવૃત્તિથી જ સંતોષ થતો નથી તેની સાથે મુક્તિ સુખની પણ આવશ્યકતા જણાય છે. એ જ દ્વૈત સિદ્ધાન્તનો સાર છે.

વેદાન્તમાં શુદ્ધાદ્વૈત અને ભેદાભેદ ( દ્વૈતાદ્વૈત ) એ બે સિદ્ધાન્ત છે. તેમાં પણ બ્રહ્મને પરિણામ-ઉપાદાન કારણ માન્યું છે. શુદ્ધાદ્વૈત વાદી કહે છે કે, બ્રહ્મ જ માટી, પથ્થર, મનુષ્ય, પશુ અને દેવ વગેરેના રૂપમાં પરિણત થઇ ગયેલ છે જેમ સાપની બે અવસ્થાઓ છે—એક તો એ કે તે કુંડળુ કરી બેસી જાય છે અને બીજી એ કે, તે દંડની માફક ફેલાઈ જાય છે. બન્ને અવસ્થામાં તે સર્પ જ છે. તેમજ બ્રહ્મ કદી જગત્ બની જાય છે અને કદી શુદ્ધ બ્રહ્મ થઇ જાય છે.

ભેદાભેદવાળા કહે છે કે, શાસ્ત્ર વચન સર્વ સરખા છે. તેથી ભેદ અને અભેદ બન્ને ઠીક છે. પરંતુ ભેદવાદી વાક્ય પ્રધાન છે કેમકે સંસારમાં ભેદ જ દૃષ્ટિગોચર થાય છે.

समन्वय.

---

# पूर्व निर्णय.

( લે. શ્રીમણિલાલ નથુભાઇ દોસી. બી.એ )

કોઇપણ બાબતમા શંકાની શરૂઆત ન થાય તેની કાળજી રાખો. શંકાથી સર્વ વસ્તુઓ જુદા સ્વરૂપમા ભાસશે મિત્રો વચ્ચે જ્યા શંકા પડી ત્યાં તે નાની શંકા વધીને મોટી ગેરસમજનું રૂપ લેતા મેં જોયેલી છે તે સમયે દરેક નિર્દોષ શબ્દ અવળા રૂપમા ભાસે છે અને તે બોલનારને તે શંકાનું ભાન પણ ન હોય, તે સમયે તેનો શબ્દ કોઇ નિર્દય અથવા અયોગ્ય આશયનું પરિણામ હોય, એમ ગણવામા આવે છે. ધર્મો અથવા પુસ્તકો સંબધી અભિપ્રાયનો ભેદ હોય ત્યારે પણ આવુ જ બને છે પોતાના પક્ષની તરફેણમાં અને સામા પક્ષની વિરૂદ્ધ જે કાંઇ કહેવામા આવે, તે પર લાંબો વખત વિચાર કરવાથી એક નજીવા મતભેદને ઘણું પોષણ મળે છે, અને તેના પરિણામે તે અભિપ્રાય તદ્દન ભુલભરેલો બની જાય છે. જે અત્યારે ધોળા શરીરના છે તે એક વખતે ઘઉંવર્ણા રંગના હતા, અને ઘઉં વર્ણવાળા ધોળા રંગના હતા, અન એકની ટેવો બીજાની ટેવો હતી અથવા થશે.તે છતાં આ રંગને લીધે મોટો મતભેદ ઉત્પન્ન થવા પામ્યો છે, ભ્રાતૃભાવનો અર્થ એજ થાય છે કે આવા પ્રથમથી બાંધેલા ખોટા ખ્યાલો દૂર કરવા જોઇએ અને પુનર્જન્મના સિદ્ધાંતના જ્ઞાનવડે આપણે આપણી મર્યાદાઓ અને અનુદારતા દૂર કરવી જોઇએ.

ઉચ્ચ જીવનના અભ્યાસ તરીકે આપણે પ્રથમથી બાંધેલા ખોટા ખ્યાલો ( પૂર્વનિર્ણયો )ને પાછળ મૂકવા જોઇએ. આ ખ્યાલો આપણા સ્વભાવમાં દૃઢ થયેલા છે, જેવા કે જાતના, વર્ણના, ધર્મના વગેરે, માટે તે દૂર કરવાનું કામ કઠણ છે, પણ તે સર્વને નિર્મૂળ કરવા જોઇએ, કારણકે તેને લીધે લોકો ખરી વાત જાણી શકતા નથી, અને સત્ય નિર્ણય બાંધી શકતા નથી તેઓ રંગીન કાચ જેવા છે, વધારે સારૂં કહીએ તો તે ખોટા ખ્યાલો સસ્તા અને હલકા કાચ જેવા છે. તે દ્વારા જ કાંઈ જોવામા આવે તે જુદાજ રૂપમાં ભાસે છે, અને કોઇ વાર તો હોય તેના કરતા તદ્દન અવળુંજ દેખાય છે.

આપણે વિચાર કરી કે વિવેક કરી શકીએ તે પૂર્વે આપણે બરાબર જોવું જોઇએ.

જેમના પ્રત્યે આપણી અરુચિ થવા પામી હોય તેમને ખોટા આશયવાળા માનવાનું કામ, અને તેમના કામો માટે ખોટો ખુલાસો શોધવાનું કામ ઘણું સહેલું છે. આવું મનનુ વલણ આપણા વિકાસમા મોટી અડચણરૂપ થાય છે

આપણે આપણા હુંપણાને દૂર કરવુ જોઇએ, ત્યારેજ આપણે બીજા મનુષ્યને તેના ખરા સ્વરૂપમા ઓળખી શકીશું કોઇ સંબધી પ્રથમથી બાંધેલો ખોટો ખ્યાલ એ આપણા માનસિક શરીરપર આવેલા મસા જેવો છે અને મનુષ્ય જ્યારે શરીરના તે અમુક ભાગદ્વારા જોવા પ્રયત્ન કરે છે ત્યારે તે સ્પષ્ટ જોઇ શકતો નથી તે ભાગ માનસિક શરીરમા લોઢી ગઠાઇ ગયા જેવો છે તે ભાગની પ્રકૃતિ સજીવ કે હાલતી હોતી નથી; પણ તે મલીન અને કેહી ગયેલી સ્થિતિમાં હોય છે. આ ભુલ સુધારવાનો એજ માર્ગ છે કે વિશેષ જ્ઞાન મેળવવું, માનસિક શરીરની પ્રકૃતિને ગતિવાળી બનાવવી એટલે એક પછી એક પૂર્વનિર્ણયો ચાલ્યા જશે

'ગુપ્તનાદ' નામના પુસ્તકમાં આર્યસંગે કહ્યું છે કે આપણને સત્ય વસ્તુનાં દર્શન થવા દેતું નથી, તેનો અર્થ એજ કે આપણે પૂર્વ નિર્ણયોથી અંધાઇ જઇએ છીએ અને તેથી આપણે દરેક પદાર્થને તે છે તેવા રૂપમાં દેખી શકતા નથી

આપણે તે પદાર્થની આપણે રચેલી મુર્તિનેજ જોઇએ છીએ; અને આપણે ઉત્પન્ન કરેલી વિચારોની આકૃતિઓથી દરેક વસ્તુ અવશ્ય રંગાઇ જાય છે, પૂર્વ નિર્ણયોવાળા બે પુરૂષો તેના તેજ બનાવો જુએ છે તે બનાવ બનવા વિષે બન્નેનો સમાન અભિપ્રાય છે, છતા તેમાથી તે બે જણ જુદાંજ અનુમાનો કેવીરીતે ઉપજાવી કાઢે છે, તે તમે તપાસો દરેક સામાન્ય મનુષ્યના સંબંધમાં બરાબર આવી સ્થિતિ સઘળો સમય ચાલુજ હોય છે અને આપણે મુર્ખભરેલી રીતે વસ્તુઓના સ્વરૂપને કેવી રીતે બદલી નાંખીએ છીએ, તેનું આપણને ભાન પણ હોતું નથી.

આત્મજ્ઞાનના અભ્યાસની ફરજ એ છે કે તેને વસ્તુને તેના ખરા સ્વરૂપમાં જોવી, અને આ વાસ્તે સયમ યોગ્ય તપાસ અને ઘણા સખ્ત કામની જરૂર પડે છે દાખલા તરીકે, પશ્ચિમના દેશોમાં ધર્મના સંબંધમાં લોકોના પૂર્વ નિર્ણયો હોય છે; કારણ કે જે ધર્મમા મનુષ્ય જન્મ્યો હોય ત્યા તેને આગ્રહપૂર્વક શીખવવામાં આવ્યું હોય છે કે તે ધર્મ સિવાયના બીજા ધર્મો એ ખોટા વ્હેમો છે આથી તે લોકોના વિચારો પ્રથમથીજ બીજા ધર્મો પ્રત્યે અરૂચિવાળા હોય છે અને જ્યારે બીજા ધર્મોનો કાંઇક અભ્યાસ કરે, અથવા તે ધર્મોને માન આપે ત્યારે પણ તે બીજા ધર્મમાં જન્મ્યા હોય એવો ભાવ લાવવાનું કામ તો ઘણુંજ કઠન પડે છે

જે લોકો હિંદુઓ છે, તેઓ ખ્રીસ્તી કે મુસલમાન તરીકે જન્મ્યા હોય, એવું ભાગ્યેજ કલ્પી શકે, અને ખ્રીસ્તી અથવા મુસલમાનને પોતે હિંદુ કે

બૌદ્ધ તરીકે જન્મેલો હોય એમ વિચારતાં ઘણી અડચણ પડે છે. જો કે આ બાબત લગભગ ખરી છે કે ભૂતકાળમાં એક અથવા બીજા ધર્મમાં દરેક મનુષ્ય જન્મેલો હોવો જોઇએ.

ઘણા કહેવાતા પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓ અત્યારે પચ રોમન કેથોલિક ખ્રીસ્તીનો વિશ્વાસ કરશે નહિ અને જેમ લોકો વિશેષ અજ્ઞાન, તેમ જે બાબતોને તેમને પરિચય ન હોય તેવી બાબતો સંબધમાં વિશેષ અવિશ્વાસી હોવાનો સંભવ છે ગામડાના લોકોને સ્વાવિકરીતે પરદેશીઓ ઉપર અવિશ્વાસ હોય છે, અને ઇંગ્લાંડમા એવા ઘણાં ગામડાં છે કે જ્યા કોઇપણ પરદેશી દાખલા તરીકે કોઇ ફ્રેન્ચ જાય તો ત્યાંના લોકો શંકાની નજરથી જુએ ને ગરીબ હાલતમાં આવ્યો હોય અથવા તે તંગી iં આવી પડયો હોય તો જુદી વાત છે. તે ભુખ્યો હશે તો તેને ખાવાનું આપશે, અને તેની તરફ દયા બતાવશે પણ જો તે તેમના જેવુજ કામ કરનાર તરીકે આવીને ત્યાં વસે તો તેના દરેક કામપર ટીકા કરવામાં આવશે, તેના કામને હલકી કાઢવામા આવશે, અને શંકાની નજરથી તેના કામ પ્રત્યે લોકો જોશે આ બધું અજ્ઞાનનું પરિણામ છે, કારણ કે ગામડાના લોકોને પરદેશીઓ સાથે સહવાસમાં આવવાના ઓછા પ્રસગો બને છે

મુસાફરી કરવાથી મનુષ્યને જે લાભો મળે છે, તેમાં એક એ હોય છે કે આવા ખોટા ખ્યાલો તેના મનમાથી ચાલ્યા જાય છે. થિઓસોફીકલ સોસાઇટીમાં જુદી જુદી પ્રજાના મનુષ્યો એક બીજાના ગાઢ સંબંધમા આવે છે હિંદના લોકો ગોરા લોકોપર વિશ્વાસ રાખવાનુ શીખે છે અને ગોરા લોકો પણ શીખતા જાય છે કે હિંદના લોકો પણ તેમના જેવાજ મનુષ્યો છે

હાલની સ્થિતિમાં તો નજીવાં કારણો ખાતર આપણે અભિપ્રાય બાંધીએ છીએ તમે એક મનુષ્યને પહેલીજ વાર મળો છો, તે કાંઇ કહે છે તેથી અથવા તેના ક્ષણિક અભિનયથી તમારામાં તેના પ્રત્યે અરુચિ પેદા થાય છે, અને તેની અને તમારી વચ્ચે ભેદ ભાવની દીવાલ ખડી થાય છે. આ તે વખતે તમને નજીવી બાબત લાગે, પણ જો તમે દરકાર ન રાખો તો આ તેના વિષેની નજીવી અરુચિ વધતાં વધતાં એવી દીવાલરૂપ થઇ જાય કે હમે શને માટે તમે તેને સમજી શકો નહિ યા તેને બાંધેલા વિચારના રૂપદ્વારા તમે તેને કેટલેક અંશે જુઓ છો, તેથી તમે તેને સ્પષ્ટરીતે જોઈ શકતા નથી કારણ કે તમે ખડબચડા અને રંગીન કાચદ્વારા જુઓ છો જેથી બધી વસ્તુ તદ્દન અવળાજ રૂપમાં ભાસે છે.

(અપૂર્ણ)

# वेदांतना मूलतत्त्वो.

( લેખક—બ્રહ્મનિષ્ઠ મહાત્મન્ શ્રીમન્ નથુરામ શર્મા. )

[ અનુસંધાન ગતાંકથી ]

ન્યાય, વૈશેષિક, સાંખ્યયોગ, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસા એ વેદાનુસારી છ દર્શનોનાં નામો છે. ન્યાયદર્શનમાં પ્રમાણાદિ સોળ જડચેતન પદાર્થોનો યુક્તિપ્રધાન વિચાર કરેલો હોવાથી એ દર્શનનું નામ ન્યાયદર્શન રાખવામાં આવ્યું છે. તેમાં પ્રમાણાદિ પંદર જડ પદાર્થોનું અને આત્મા નામના લગભગ ચેતન જેવા સ્વભાવવાળા એક પદાર્થનું વર્ણન કર્યું છે તેમજ વૈશેષિક દર્શનમાં અભાવસહિત દ્રવ્યાદિ સાત જડ પદાર્થોનું ને દ્રવ્યમાં અન્ય દ્રવ્યોની સાથે આત્મા નામના લગભગ ચેતન જેવા સ્વભાવવાળો પદાર્થનું વર્ણન પણ કર્યું છે. આ દર્શનમાં પ્રત્યેક વસ્તુમાં તે તે વસ્તુને બીજી વસ્તુથી ભિન્ન જણાવવામાં હેતુભૂત થનારો વિશેષનામનો એક નવો પદાર્થ માન્યો છે, તેથી આ દર્શનનું નામ વૈશેષિક દર્શન રાખવામાં આવ્યું છે. આ બંને દર્શનો યુક્તિપ્રધાન હોવાથી તથા તેમના પ્રતિપાદ્ય વિષયોના નિરૂપણમાં લગભગ મળતાપણું હોવાથી તે બંને દર્શનોને તર્કશાસ્ત્ર પણ કહેવામાં આવે છે. મનુષ્યોના અંતઃકરણને સૂક્ષ્મ વિષયો સમજવાની યોગ્યતાવાળું કરવામાં તથા તેના અંતઃકરણની ગ્રહણધારણશક્તિ વધારવામાં અને આત્મા દેહાદિથી ને શૂન્યથી ભિન્ન છે, એવું યુક્તિપૂર્વક સમજાવવામાં આ તર્કશાસ્ત્રનો ઉપયોગ છે. ઉત્તમ મુમુક્ષુઓએ તે શાસ્ત્રના મુખ્ય પ્રતિપાદ્ય વિષયોનો વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા મુખ્ય વિષયોની સાથે આવી રીતે સમન્વય કરવો જોઈએઃ—તર્કશાસ્ત્રમાં આત્માને જડ કહ્યો હોય એમ જણાય છે, ને તેનો તથા મનનો સંયોગ થવાથી તેમાં જ્ઞાનાદિ ગુણો ઉત્પન્ન થાય છે એમ કહ્યું હોય એમ જણાય છે. તેનું તાત્પર્ય એવું છે કે જડ વસ્તુમાં જેમ પદાર્થોનું વિશેષજ્ઞાન તથા રાગદ્વેષાદિ નથી તેમ આત્મા જ્ઞાનાદિસ્વભાવવાળો છતા પણ તેમાં મન આદિના સંયોગવિના પદાર્થોનું વિશેષજ્ઞાન તથા રાગદ્વેષાદિ જણાતાં નથી. અંતઃકરણરૂપ મનના મળવાથી સ્થૂલદૃષ્ટિવાળાને જડજેવા જણાતા એ આત્મામાં જ્ઞાનાદિ ગુણો પ્રતીત થાય છે તેથી એ ગુણો ચૈતન્યરૂપ આત્માના નહિ, પણ ચેતનરૂપ આત્માની સત્તાથી પ્રતીત થતા જડસ્વભાવવાળા મનના છે, એમ

જાણવું. અસંખ્ય આત્મા માનીને તેમને વ્યાપક માન્યા છે તેથી વ્યવહારિક રીતે અંતઃકરણાદિરૂપ ઉપાધિથી આત્માઓ (જીવો) અસંખ્ય છે, પણ પારમાર્થિક રીતે આત્મા ( શુદ્ધ ચેતન ) એક જ છે. આત્માથી ભિન્ન પરમાત્મામાં જ્ઞાનાદિગુણો નિત્ય રહે છે એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે, સૃષ્ટિના આરંભથી સૃષ્ટિના અંતસુધી તેમનામાં તેમના મહાસામર્થ્યવાળા અંતઃકરણરૂપ માયાના સંયોગથી તે ગુણો પ્રતીત થાય છે. જો તેમનામાં જ્ઞાનાદિગુણો સર્વદા જ રહેતા હોય તો પ્રલયનો અસંભવ થાય, માટે વ્યવહારકાલે તેમનામાં માયાવડે એ ગુણો પ્રતીત થાય છે, વસ્તુતાએ તો તેઓ એ ગુણોથી રહિત સચ્ચિદાનંદરૂપ છે, માયામાંથી આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતો, એ પાંચ સૂક્ષ્મ ભૂતોમાંથી આકાશાદિ પાંચ સ્થૂલભૂતો ને તે પાંચ સ્થૂલભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજે છે એ વેદાંતની જગત્‌ની ઉત્પત્તિ જણાવનારી પ્રક્રિયા સ્થૂલ દૃષ્ટિવાળાઓને સુલભ રીતે સમજાવવા માટે તર્કશાસ્ત્રમાં વાયુ આદિ ચાર ભૂતોનાં પરમાણુઓમાંથી દ્વયણુકાદિ ક્રમે આ જગતૂની ઉત્પત્તિ કહી છે આકાશનાં પરમાણુઓ કેવાં હશે ને તથા તેની ઉત્પત્તિ સ્થૂલદૃષ્ટિવાળાને પૂરતી રીતે સમજાય નહિ માટે તેનાં પરમાણુઓ તથા તેની ઉત્પત્તિ નહિ માનતાં તેને ઉત્પત્તિરહિત નિત્ય માન્યું છે. પરમાણુ જો નિરવયવ હોય તો તેમાંથી દ્વયણુકાદિ થઈ ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ થઈ શકે નહિ, માટે સાવયવ પરમાણુઓના કારણરૂપ સૂક્ષ્મભૂતોના અસ્તિત્વની, અને સૂક્ષ્મભૂતોના કારણરૂપ માયાના અસ્તિત્વની સિદ્ધિ થાય છે મનસહિત છ ઇંદ્રિયો, તે છ ઇંદ્રિયોના છ વિષયો, તે છ ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોની સાથે સંયોગ, ઇંદ્રિયોના ને અનુકૂલ વિષયોના સંયોગથી ઉપજતું વિષયસુખ, કોઈ પણ નિમિત્તથી થતી માનસ પીડારુપ દુઃખ અને જેના સદ્‌ભાવથી દુઃખ થાય છે તે સ્થૂલ શરીર એમાંથી વીશનો સદ્‌ભાવ દુઃખની ઉત્પત્તિમાં હેતુરૂપ હોવાથી તે દુઃખ દુઃખરૂપ હોવાથી તર્કશાસ્ત્રમા એકવીશ પ્રકારના દુઃખો માનેલાં છે એ એકવીશ પ્રકારના દુઃખોનો વેદાંતશાસ્ત્રે માનેલા આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના દુઃખોમા અંતર્ભાવ થઈ જાય છે. તર્કશાસ્ત્રમા આત્માપદાર્થોના યથાર્થજ્ઞાનવડે મન આદિના સંબંધથી તથા એકવીશ પ્રકારનાં દુઃખોથી મોકળો થઈ પોતાના જડરૂપે પુનરુત્થાનવિનાની સ્થિતિ કરે તે મોક્ષ માન્યો છે તે શાસ્ત્રનું માનવું આવી રીતે વેદાંતસિદ્ધાંતને અનુકૂલ કરી શકાય છે -જડપદાર્થોથી વિલક્ષણ સ્વભાવવાળા આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયે તેનો સર્વ દૃશ્યથી તથા ત્રિવિધ દુઃખોની સાથે વિયોગ થઈ તે સ્થૂલ દૃષ્ટિવાળાને જડજેવો સર્વ કરણોથી પરાઙ્‌મુખ સર્વ પદાર્થોના જ્ઞાનથી ને સુખદુઃખના સંબંધથી -રહિત જણાય એવી સ્થિતિને પામે છે, અર્થાત્ તે

આત્મા મોક્ષકાલે ત્રિવિધ દુઃખોથી રહિત અને પોતાના શ્રુતિસિદ્ધ નિરુપાધિક જ્ઞાનરૂપે ને આનંદરૂપે સ્થિતિ કરે છે તત્ત્વજ્ઞાનવડે અને તેના હેતુભૂત શ્રવણાદિવડે આત્મા મોક્ષ મેળવે છે, એ વાતનો તર્કશાસ્ત્ર સ્વીકાર કરે છે, એટલે તર્કશાસ્ત્રની સાથે તે વાતમાં વેદાંતનો વિરોધ રહેતો નથી.

સાંખ્યદર્શનનો તથા યોગદર્શનનો સિદ્ધાંત લગભગ એક જેવો છે. સાંખ્ય દર્શનમાં પ્રધાન આદિ ચોવીશ જડતત્ત્વોનું તથા ચેતનરૂપ પુરુષનું સમ્યક્ પ્રકારે કથન કરેલું હોવાથી અથવા તે પચીશ તત્ત્વોની સંખ્યાનું નિરુપણ કરનારું હોવાથી તે દર્શન સાંખ્યદર્શન કહેવાય છે ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ યોગનું તથા ચિત્તવૃત્તિઓના નિરોધના ઉપાયોનું નિરૂપણ યોગદર્શનમાં કરેલું હોવાથી તે દર્શન યોગદર્શન કહેવાય છે આ બન્ને દર્શનોને સાંખ્યપ્રવચન પણ કહેવામાં આવે છે, કેમકે તે બંને દર્શનોમાં પ્રધાન ને પ્રધાનનાં કાર્યોરૂપ જડતત્ત્વનું અને પુરુષરૂપ ચેતનતત્ત્વનું ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરવામાં આવ્યું છે આ દર્શનોમાં પુરુષોને જે ઘણા માન્યા છે તે તેમના અંતઃકરણાદિરૂપ ઘણા ઉપાધિઓને લઈને માન્યા છે, તેથી વેદાંતશાસ્ત્ર જેમને જીવો કહે છે તેમને આ દર્શનમાં પુરુષો કહેલા છે તે શાસ્ત્રમાં તેમને જડચેતનના અવિવેકથી બંધ માન્યો છે તે વેદાંતશાસ્ત્રને માન્ય છે. ઘણા પુરુષો માન્યા છતાં તેમને વ્યાપક માન્યા છે તેથી પુરુષનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ હોવાથી તે વ્યાપક છે એમ સમજવું પુરુષો પ્રધાનના, તેના કાર્યોના, ત્રિવિધતાપના ને પાંચ કલેશોના સંગથી અત્યંત છૂટા થઈ પોતાના અસંગ ને અવિકારી ચેતન સ્વરૂપમાં અવિચલ સ્થિતિ કરે તે મોક્ષ માન્યો છે, એ નિર્ણય પણ વેદાંતશાસ્ત્રને અનુકૂલ છે એ દર્શનોમાં આઠ રીતે દુઃખાભાવને મોક્ષરૂપે વર્ણવ્યો છે, તેથી દુઃખોનો અભાવ હોય ત્યારે શ્રુતિસ્મૃતિએ પ્રતિપાદન કરેલા પુરુષના સ્વાભાવિક આનંદનો અભાવ હોવાનો સંભવ નથી, માટે મોક્ષકાલે આત્મા દુઃખરહિત પોતાના સ્વાભાવિક આનંદરૂપે સ્થિતિ કરે છે એમ અર્થથી જાણવું. અંતઃકરણની વૃત્તિનો નિરોધ ને તે નિરોધની પ્રાપ્તિના યમનિયમાદિ સાધનો અવિદ્યાદિ પાંચ કલેશોની નિવૃત્તિમાં ને પુરુષના સ્વરૂપના સાક્ષાત્કારમાં હેતુભૂત એ સાંખ્યદર્શનનું તથા યોગદર્શનનું કહેવું વેદાન્તશાસ્ત્રને માન્ય છે, કેમકે વેદાંતશાસ્ત્ર પણ બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનને અવિદ્યાની નિવૃત્તિમાં ને બ્રહ્મસાક્ષાત્કારમાં હેતુભૂત માને છે સર્વ પુરુષો વસ્તુતાએ અવિદ્યાદિ કલેશોથી, શુભ અશુભ ને મિશ્રકર્મોના કર્તાપણાથી, શુભ અશુભ ને મિશ્રકર્મોના ફલોના ભોક્તાપણાથી અને તે ત્રણે કર્મોના સંસ્કારોથી રહિત છે આ તે બન્ને દર્શનોનો સિદ્ધાંત પણ વેદાંતશાસ્ત્રને ગ્રાહ્ય છે પ્રધાન પુરુષરૂપ ચૈતન્યના સામીપ્યથી મહદાદિરૂપે ( સર્વના અંતઃકરણ આદિરૂપે ) પરિણામ પામે છે એમ સાંખ્ય-

કમળાદેવીએ હસીને કહ્યું-" નાના કુમાર આ શું આપ એકાએક આવી સુસજ્જીત રીતે ધનુપ બાણથી સુસજ્જીત થઈને આવ્યા છો, શું મને તો લક્ષ્ય નહિં બનાવો ? "

' રાજધર-નહિ ભાભી, આ જ અમે ત્રણે ભાઇઓ શિકાર રમવાને જઈશું તેથી આ વેશ ધારણ કર્યો છે. "

કમળાદેવીએ કંઇક આશ્ચર્ય પામીને કહ્યું-" શું આપ પણ જશો ? આજ ત્રણે ભાઇઓ સાથે શિકાર રમવા જશે, આ તો સારૂ નહી. આ તો ત્રિકણ્ટક યોગ થયો. કમળાદેવીની આ વાત જાણે મોટા હાસ્યની થઈ, એવો ભાવ ધારણ કરીને રાજધર ખુબ હસ્યા, પણ કંઇ બોલ્યા નહી.

કમળાદેવી-" નહી, નહી, તે નહીં બને, તેઓ રોજ શિકાર રમવા જશે અને હુ અહીંયા બેસીને શોક સાગરમા ડુબી રહીશ "

રાજધર-" વળી આજે તો અમે રાત્રે જ શિકાર રમવા જઈશું. "

કમળાદેવીએ માથુ ધુણાવીને કહ્યું—" તે કદી નહિ બનશે, જોઉ છુ, આજે તેઓ કેવી રીતે જાય છે "

રાજધર—' ભાભી, એક કામ કરો, તેમના ધનુષ્યબાણને કોઇ ઠેકાણે સતાડી દો. "

કમળા—" કયા સંતાડું. "

રાજધર—" મારા કબજે કરી દો. હું સંતાડી તે કંઇ મૂકી દઇશ. "

કમળા-" વાત તો બહુ બનવી, ખુબ ગમ્મત થશે. "

પણ તેણે મનમાને મનમા કહ્યુ-" આમની (રાજધરની) મતલબ કાંઈ બીજીજ છે. એ તો અસંભવિત વાત છે કે આપ કેવળ મારો જ ઉપકાર કરવાને આવ્યા હો. "

" વારૂ, ચાલો, તેમના શસ્ત્રાગારમા ચાલો. " એમ કહી કમળાદેવી રાજધરને પોતાની સાથે લઈ ગઇ. તણે શસ્ત્રાગારના કમાડ ઉઘાડી દીધા. રાજધર જેવા ઓરડાનાં પેઠા તવાજ કમળાએ બહારથી કમાડ બધ કરીને તાળુ મારી દીધું. રાજધર ઓરડામા પુરાયા. કમળાદેવીએ બહારથી હસીને કહ્યું— " નાનાકુમાર હવે હુ જાઉ છુ. " એમ કહીને તે ચાલી ગઇ.

અહીંયા ઇંદ્રકુમાર સધ્યા થતી જોઇને પોતાના ઓરડામા આવી તે શસ્ત્રાગારની ચાવી શોધવા લાગ્યા, ચાવી કોઇ ઠેકાણેથી મળી જ નહી.

કમળાદેવી હસતા હસતા બોલી—" હા, હું સમજી ગઇ, આપ મને શોધી રહ્યા છો; હુ તો ખોવાઇ ગઇ. "

શિકારનો સમય વીતી રહ્યો છે—જોઇને ઇન્દ્રકુમાર કમળાદેવીની વાત નો ઉત્તર ન આપીને ફરીથી ચાવી શોધવા લાગ્યા. કમળાદેવી હવેની ફેરે તેમની સામે જઈને ઉભી રહી અને સ્મિત હાસ્ય કરીને બોલી—" આપ આટલા વ્યાકુલ કેમ થઈ રહ્યા છો ? હું તો આપની સન્મુખજ ઉપસ્થિત છુ. તોપણ આપ આવી રીતે આખા ઘરમાં ચારે તરફ ફરી રહ્યા છો. શું હુ આપની નજરે નથી પડતી. "

ઇન્દ્રકુમારે કંઇક અધીર થઇને જવાબ આપ્યો—" પ્રિયે, હમણાં વિઘ્ન ન કરો, મારી એક વસ્તુ ખોવાઇ ગઇ છે, તે ઘણા કામની છે,

કમળા—" આપની ચીજ ખોવાઈ ગઇ છે તે હું જાણું છું આપ મારી વાતને કબુલ કરો તો હમણાં શોધીને આપને આપી દઉ. "

ઇન્દ્રકુમાર—" વારૂ, માનીશ. "

કમળાદેવી—" સાભળશો, આજ આપ શિકાર રમવા નહિ જઈ શકો, આ કુંચી લેશો. "

ઇન્દ્રકુમાર—" આ કેવી રીતે થઇ શકે ? શિકાર રમવા તો જરૂર જઇશ"

કમળાદેવી—" આપ ચન્દ્રવંશમા જન્મ લઇને ઘણા સાચા નિવડયા, એક સાધારણ પ્રતિજ્ઞાની રક્ષા પણ આપનાથી ન થઈ શકી "

ઇન્દ્રકુમારે હસીને કહ્યું—" વારૂં, ટાહ્યો મારવો રહેવા દો, તમારી જ વાત માન્ય રહે, હવે હું આજ શિકાર રમવા નહિં જઉ. "

કમળાદેવી—" યાદ તો કરો, આપની બીજી પણ કોઈ વસ્તુ ખોવાઇ છે ? "

ઇન્દ્રકુમાર—" શું; યાદ તો નથી આવતી . "

કમળાદેવી—" આપ લોકનો સાત બાદશાહતનો વેચાતો લીધેલો હીરો, આપ લોકનો સોનાનો ચાંદ. "

ઇન્દ્રકુમારે મદ હાસ્ય કરીને માથુ ધુણાવી દીધુ.

કમળાદેવી—" મારી સાથે આવો હું દેખાડું. " એમ કહીને તેમને સાથે લઇ ગઈ. અને તેમની ચાવી લઇને શસ્ત્રાગારના કમાડ ઉઘાડી દીધાં

ઇન્દ્રકુમારે જોયું—રાજધર વચોવચ છાનામાના બેઠા છે, રાજધરને આવી રીતે બેઠેલા જોઇને ઇન્દ્રકુમાર જોરથી હસી ઉઠયા, તેઓએ રાજધરને કહ્યું–" આ શું; રાજધર, તમને શસ્ત્રાગારમા જોઉં છુ. "

કમળાદેવી—" આ અમારા લોકના શસ્ત્ર છે. "

ઇન્દ્રકુમાર—" તમારૂં ઠીક કહેવું છે તેઓ બધા શસ્ત્રો કરતા વધારે તેજ છે, રાજધરે મનમાને મનમા કહ્યું–' ભાભીએ મશ્કરીમા મને છેતરીને ઓરડામાં બંધ કરી રાખ્યો હતો. " એમ કહીને તેઓ ઓરડાની બહાર નીકળી આવ્યા.

ઇન્દ્રકુમાર—" આ ઘર તો સાધારણ મશ્કરી ઠઠ્ઠાનું નથી. અહીંનો મશ્કરી ઠઠ્ઠો ભયંકર ધારવાળા શસ્ત્રોનો છે, અહીં આપનું આવવું કેમ થયું ?"

રાજધર—" આજ રાત્રે શિકાર રમવા જવું પડશે મેં મારા શસ્ત્રોને જઈને જોયાં તો બધાને કાટ લાગેલો હતો, કાલ પરિક્ષા થવાની છે તેટલા માટે હું બધા શસ્ત્રોને સાફ કરવાને આપી આવ્યો છું. શિકાર માટે મારી પાસે એક પણ સારૂં શસ્ત્ર નહીં રહેવાથી, આપનાં થોડાક શસ્ત્રો ભાભી પાસેથી ઉછીનાં લેવાને આવ્યો હતો."

ઇન્દ્રકુમાર—" માલુમ પડે છે કે એથી જ તે આખો શસ્ત્રાગાર તમને ઉધાર આપી બેઠી." આમ કહીને ઇન્દ્રકુમાર ફરીથી હસીને બોલ્યા-" તો હમણાં બહાર કેમ ચાલી આવ્યા, ઉધાર લેવાનો સમય શું પૂર્ણ થઈ ગયો ? એકવાર ફરીથી શસ્ત્રશાલામાં પ્રવેશ કરો," એમ કહીને ફેર હસ્યા, રાજધરે મનમાં ને મનમાં બળીને કહ્યું-" હસો ખુબ હસો, હું પણ આ ગમતની મશ્કરી પર હસીશ; પરંતુ હમણાં નહીં. પ્રકટમાં કહ્યું-" ભાઇ, આજે હું શિકાર રમવાને નહીં આવું " આમ કહીને રાજધર ત્યાંથી ચાલી ગયા. ત્યારે કમળાદેવીએ ગંભીર ભાવ ધારણ કરીને ઇન્દ્રકુમારને કહ્યું-" વ્હાલા; આપ શિકાર રમવાને પધારો, હું મારૂં વચન પાછું ખેંચી લઉં છું."

ઇન્દ્રકુમાર—" વારૂં," તેઓએ ધનુષ્યપર તીર ચઢાવીને બહુ ધીરેથી કમળાદેવી તરફ ફેંક્યું. તીર કમળાના પગો આગળ જઇને પડયું. કુમારે કહ્યું-" અરે; મારૂં નિશાન ખાલી ગયું. હવે હું આજે શિકાર રમવાને નહિં જાઉં."

કમળા—" હું ખરૂં કહું છું. આપ મશ્કરી ન માનો, ખુશીથી શિકાર રમવા સિધારો !"

ઇન્દ્રકુમાર કશું બોલ્યાનહિં, ધનુષ્યબાણ ઘરમાં ફેંકીને બહાર ચાલી આવ્યા તેઓએ યુવરાજને જઈને કહ્યું—" ભાઈ; આજે શિકારે જવાનો સુયોગ ન થયો.'

ચન્દ્રમાણિકયે મંદ હાસ્ય કરીને કહ્યું-"હું પહેલાંથી જ સમજી ગયો છું."

( અપૂર્ણ )

---

સૂચના—હુન્નરવિજ્ઞાનનું બીજા વર્ષનું લવાજમ રૂ ૧ જે ગ્રાહકો પાસેથી મળી જશે તેમને—ભેટનું પુસ્તક દેશી વેલ્યુ બુક પોસ્ટથી મોકલવામાં આવશે જે ગ્રાહકો બીજા વર્ષનું લવાજમ આપશે નહિ તેમનો ભેટના પુસ્તક ઉપર હક રહેશે નહિ.

નવા ગ્રાહકોએ તાકીદે ગ્રાહક થવા લખી દેવુ ભેટનું પુસ્તક ખુટી પડેથી નવા ગ્રાહકો જે પછીથી થશે તેમને આ ભેટનું પુસ્તક મળી શકશે નહિ.

વ્યવસ્થાપક—હુન્નરવિજ્ઞાન—અમદાવાદ.

ॐ तत्सद् ब्रह्मणे नमः

# मूर्तिपूजा

अथवा

# ईश्वर प्राप्तिनुं सुलभ साधन

[ લેખક—રા. લાલજી ત્રિરેશ્વર જાની ]

[ અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ થી]

---

## આપત્તિકાળમાં નાસ્તિક પણ પ્રભુની સહાયની અભિલાષા કરે છે

[ઘ] સર્વ ઋષિ મુનિઓ, ધર્માચાર્યો; પંડિતો અને સર્વ સજ્જનો પણ એજ ઉપદેશ દે છે.—" બંધુઓ, બેનો, આ બળતા સંસારમાંથી બચવા માટે શ્રી પ્રભુનું ધ્યાન કરો;, ધ્યાન કરો " મહાન સ્ટીમર × ટિટેનીક જ્યારે ભરદરિયે હાલમડોલ થઈ ત્યારે તેની

---

esh WWill ? 14—4—12

× In memorism as " Titanic "

" I will have my Will, " saith man,
" Iron & gold & treasure of earth
At my bidding shall come to a stately birth,
A glory & pomp on the sea shall fare,
I will have my Will ", saith man
" I will have my Will ", saith the sea.
" The glory & pride shall fail at my breath
As I drag them down to the waters of death
I laugh at your puny titanic toy;
I will have my Will ", said the sea.
" I will have my Will ", saith God.
"Man's wisdom is naught his treasure is spent
When the sea's wild will is my instrument
When men dies, like Christ, for his fellow men
My Will is done, " saith God.

Violet M. Brown.

( *The Saturday Westminster Gazette.* )

અંદરનાં ઉતારૂઓએ એ આપત્તિમાંથી બચવા શું કર્યું હશે? આ સવાલનો જવાબ આપવો કઠીન નથી. સર્વે પોત પોતાના ઇષ્ટદેવનું ધ્યાન કરી પ્રાર્થના કરવા મંડી ગયા હશે અને તેવો નાસ્તિક તેમાં હશે તેણે પણ એ સમયે તો પોતાનું નાસ્તિકપણું ક્ષણ ભર છોડી દીધું હશે અને આસ્માન તરફ દૃષ્ટિ કરી ઉંચા હાથ કરી પ્રભુની બંદગી કરી હશે આવા દરેક સંકટમાં પ્રભુનું શરણું લેતાં છેવટ દિલાસો અને ખરી શાંતિ મળે છે ટિટેનીક સ્ટીમરના અંતકાળ જેવા વિકટ સમયમાં પણ કોઈ મહાત્મા નર તેમાં એવો પણ હશે કે જે મોત સમીપ આવેલું જાણી જગત પિતાની મંગળ મુર્તિ ધ્યાનમાં ધારી શાંતિથી મર્યો હશે ત્યારે બીજા ઘણા રડારોળ અને હાય વરાળ કરીને મોતને આધીન થયા હશે. આ બને પ્રકારના મરણમાં શો તફાવત છે તે વિચારવા જેવું છે મોત તો બંનેને પહોંચી વળે છે. પરન્તુ તફાવત એ છે કે—એક ઇશ્વરના સ્વરૂપમાં ચિત્તને જોડી શાંતિથી મરે છે, ત્યારે બીજો જેણે કદી ઇશ્વર વિષે વિચાર કર્યો નથી તે અશાંતિમાં મરે છે. પહેલાને સદ્‌ગતિ મળે છે, ત્યારે બીજાને દુર્ગતિ પ્રાપ્ત થાય છે. કહ્યું છે. કેઃ—**अंते या गतिः सा गतिः**

આટલાજ માટે મરણ વખતે આપત્તિમાં તેમજ સંપત્તિમાં તે પ્રભુનું સહેલાઇથી ધ્યાન થવા માટે ઋષિમુનિઓએ કાષ્ઠ પાષાણ, કે ધાતુની પ્રતિમા કરી તેમાં વેદ મંત્રોથી ઇશ્વરની પ્રતિષ્ઠા કરીને અર્થાત તેમાં ઇશ્વરની ભાવના કરીને તેની પૂજા કરવા માંડી, અને વેદના સમયથી આરંભી આજ પર્યંત પ્રભુમાં પ્રીતિ ધરાવનાર સજ્જનો પોતાના ઇષ્ટદેવની પ્રતિમાની ભાવપૂર્વક પૂજા કરે છે

**૭ મૂર્તિ શા માટે બનાવવામાં આવી?**

**મૂર્તિ બનાવવાનો મૂળ ઉદ્દેશ.**

ઇશ્વરનાં હજારો નામ સંસ્કૃત ભાષામાં છે, તેમાં એક નામ તેનું "+**दुर्धर**" એવું છે. અને તેનો અર્થ સહેલાઇથી ધ્યાનમાં ન આવે તેવો થાય છે તેથી પોતાના કાર્યની સહેલાઇથી સફળતા થવા માટે એ સર્વવ્યાપી પ્રભુની સ્થૂળ મુર્તિ બનાવી ભક્તજનો તેનું નિત્ય નિત્ય ધ્યાન પૂજનાદિ કરે છે. નિરાકાર, નિર્ગુણ બ્રહ્મનું ધ્યાનમાં આવવું તે કદાચ ઘણા વર્ષના અભ્યાસને અંતે, અરે ઘણા જન્મને અંતે, બહુ પ્રયાસથી ઘણા તપથી, દુઃખે કરીને સાધ્ય થાય છે પરન્તુ એ વાત બધાને માટે સાધ્ય નથી કોઇ વિરલાજ એ માટે સફળતા મેળવે છે. અને તેથી બાળક, યુવાન, તેમજ પ્રૌઢ અને વૃદ્ધ સ્ત્રીઓ તેમજ પુરૂષને એ અવિનાશી અંતર્યામી પ્રભુને સહેલાઇથી ધ્યાનમાં લાવવાની ટેવ પડે તે માટે પાષાણ ધાતુ, કાષ્ટ કે માટીની મુર્તિ બનાવી તે દ્વારા અખિલ વિશ્વના પિતા પરમેશ્વરને ઓળખવા પ્રયાસ કરવા એ સુગમ સાધન છે. આથી માણસ આસ્તિક બને છે, એટલું જ નહિ પણ તે નિમિત્તે નિત્ય નિત્ય સ્નાન, ધ્યાન, કીર્તન, સ્મરણ, પાદપૂજા સેવા, માળા, જપ, હોમ યજ્ઞાદિ થવાથી છેવટે ઘણા દિવસના અભ્યાસથી તેની શ્રીપ્રભુમાં તદાકાર વૃત્તિ થઈ જાય છે. અને એ કોટીએ પહોંચ્યા પછી જ્યારે પ્રભુકૃપાથી તેને જગત્ પ્રભુમય ભાસવા માંડશે ત્યારે તેને મુર્તિપુજાની પણ જરૂર રહેશે નહિ. પરન્તુ આમ કાંઇ બે ચાર માસ કે થોડાં વર્ષમાં

---

+ भूतावासो वासुदेवः सर्वासुनिलयो नलः ।
दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ॥
(विष्णुसहस्र)

ખની જાય એમ સમજવાનું નથી. કારણ કે આપણે જોડે જોડે દુનિયાંદારીનાં કામો પણ કરતાં જવા છે, વ્યવહાર કુશળ પણ રહેવું છે, અને પ્રભુને ઓળખવો છે. અને દુનિયામાના પુત્ર; કલત્ર, ઘરબાર, ધન દોલત ઇત્યાદિ ઉપર આપણી એટલી દઢ વૃત્ત લાગેલી હોય છે કે પ્રભુનુ ક્ષણભર સ્થિર ચિત્તથી ધ્યાન થવુ પણ કઠીન છે. માટે થોડા વર્ષના પ્રયાસથી સતોષ માની હાથે કરી દેવ સેવા અને નિત્ય કર્મના ત્યાગ તો કરવો જ નહિ. તેની નિરતર સેવા ચાલુ રહેશે તો જ મન નિર્મળ; નિષ્પાપ રહેશે, અને તન, મનથી નિષ્પાપ રહેવાશે તો જ ભવાબ્ધિ તરી શકાશે, એ ધ્યાનમાં રાખવુ ઘટે છે. કહ્યું છે કેઃ

स्वधर्मनिष्ठः शत जन्मभिः पुमान ।
विरञ्चितामेति तत पर हि माम् ॥

"સો જન્મને અતે સ્વધર્મ પરાયણ માણસ બ્રહ્માના પદને પામે છે, અને ત્યાર પછી ઇશ્વરને, પામે છે. માટે ઇશ્વરને ઓળખવા માટે અને તેને પામવા માટે નિરતર ઇશ્વરસેવા અને તન્નિમિત્ત કર્મો કરવા જોઇએ.

### ૮ મોક્ષપ્રાપ્તિનું સુલભ સાધન

સન્માર્ગના ઉંચા પાયા ઉપર સ્થાપિત થયેલા અને સદ્ધર્મના દઢ રહેલા દેવમદિરો, શિવાલયો તેમની અદરના પ્રતિમાઓ અને તે પ્રતિમાઓનુ પૂજન એ દુનિયાની દરેક પ્રજાને માટે મોક્ષપ્રાપ્તિનુ સુલભ સાધન છે. આર્યાવર્તમાં તો છેક નાના ગામથી તે છેક મોટાં શહેરોમાં સ્થળે સ્થળે દૈવી પ્રતિમાઓ જોવામાં આવે છે.

### ૯ ભારતવર્ષમાં મૂર્ત્તિપૂજાનો મહિમા

એવુ કયુ ગામ છે કે જ્યા કરુણાસિધુ ધર્મમુર્ત્તિ શ્રી રામચંદ્ર અને સીતાની પ્રતિમા નથી? એવુ કયું ગામ છે કે જ્યા શ્રી રામચદ્રના પરમભક્ત નિઃસીમ બલબુદ્ધિવાળા સ્વામી ભક્ત હનુમાનની પ્રતિમા દર્શક ધ્વજા ન ફરકતી હોય? એવુ કયુ ગામ વા શહેર છે કે જ્યા કામારિ મહાદેવના જ્યોતિર્લિંગના પ્રાત મધ્યાન્હ અને સાયકાળની પૂજા સમયે શખ ભેરી અને ઘટાનાદ ન સભળાતો હોય? એવુ કયુ ગામ કે શહેર છે કે જ્યા પોતાના અદ્ભુત દિવ્ય ચરિત્રોથી જગતને મોહ ઉપજાવનાર યોગેશ્વર શ્રીકૃષ્ણ અને યોગ માયારૂપ રાધિકા વા લક્ષ્મીજીની પવિત્ર પ્રતિમાની ઝાનર ડંકા નગારા વગેરેથી નિત્ય નિત્ય આરતી ન થતી હોય? ભારતવર્ષમાં તો તેવુ શહેર વા ગામ નહી મળી શકે. ગામની તો ક્યા વાત કરવી, પરન્તું દેવ પ્રતિમાનો પૂજ્ય અને પવિત્ર પ્રભાવ એટલો બધો સુખપ્રદ અને લાભપ્રદ છે કે વાડી બગીચા તળાવ કુવા તથા વાવોમા પણ શિવલિંગ કે બીજા દેવોની પ્રતિમાનું સ્થાપન જોવામા આવે છે. અને પોતાના ઇષ્ટદેવની પ્રતિમાનાં સ્થાપનથી જ ઘર વાડી બગલા વગેરે પણ વસવા લાયક થાય છે. એવી ઉચ્ચતર ભાવના સનાતન હિન્દુધર્મમા પ્રચલિત છે. હરકોઇ હિંદુ ઘર બધાવતા તેનો પાયો નાંખતા દેવપૂજા કરે છે તેમજ ઘરદ્વારમા અગ્ર ભાગે શ્રીવિઘ્ન વિનાશક ગણનાયકની કાષ્ટની પ્રતિમા સ્થાપિત કરે છે. એટલુજ નહિ પરન્તુ માગલિક સમયે-દિવસે અથવા મગલ પ્રસગે તે પ્રતિમાનુ ભાવપૂર્વક પૂજન કરે છે આવી રીતે કાષ્ટની પ્રતિમા પૂજનાર મુર્ખ છે, અજ્ઞાન છે, અધશ્રદ્ધાળુ છે, એમ કહેવુ એ ભૂલ ભરેલું છે. અથવા આમ કરવુ એ એક જાતનું ટાયલું-નોનસેન્સ (અર્થવગરનુ) છે, એમ કહેવુ એ પણ સાહસ છે,

દેવપૂજન એ ઇશ્વરકૃપા-મહેરબાની કે પ્રીતિ મેળવવા માટે છે. અને પ્રભુની કૃપાવિના માણસ કંઈપણ કરી શકતો નથી. તેથી કોઇ પણ કાર્યના આરંભમા, મધ્યમાં અને અંતમાં જો તે પોતાના ઇષ્ટદેવની પ્રતિમાનુ પૂજન કરે તો તે મુર્ખાઇ ભરેલું નથી, પણ સાર્થક છે. આ વાત આગળ દાખલા દષ્ટાંતથી સિદ્ધ કરીશુ.

### ૧૦ મુર્તિપૂજાથી લાભ.

सुर्यकान्तरवेर्योगाद्यथन्हिस्तत्रोपजायते ।
एवं वै मूर्ति संयोगाद्यैर्भाक्तिर्मयेन्नृणाम् ॥

અર્થાત્ જેવી રીતે સુર્યકાન્ત મણિ અને રવિના કિરણના સંયોગથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવી રીતે મનુષ્યને મુર્તિના સંયોગથી ઇશ્વરમા ભક્તિ ઉત્પન્ન થાય છે.

चन्द्रकान्तशिलायद्वच्चन्द्रयोगाद्द्रवः.
एवं वै मूर्तिसंयोगद्रौ भक्तिर्मयेन्नृणाम् ॥

જેવી રીતે ચંદ્રકાન્ત મણિ ઉપર ચંદ્રના કિરણ પડતા, તે દ્રવવા-પીગળવા-માંડે છે તેવી રીતે મુર્તિના સંયોગથી મનુષ્યમા ભક્તિરસ ઉત્પન્ન થાય છે.

### ૧૧ મૂર્તિપુજાની આવશ્યકતા

ઇશ્વર સર્વ વ્યાપક છે, સર્વ શક્તિમાન છે, અગમ્ય છે, અકલ્પ્ય છે, મન અને ઇંદ્રિયાથી પણ જાણી શકાતો નથી. તેનું સ્વરૂપ દૃષ્ટિગોચર થતું નથી અર્થાત વેદ અને ઉપનિષદોમા વર્ણવ્યા પ્રમાણે એ નિરાકાર છે. વળી એજ વેદ વેદાંગાદિ કહે છે. કે પ્રભુ સર્વ શક્તિમાન હોવાથી સાકાર સ્વરૂપ પણ ધારણ કરે છે. પરન્તુ ઇશ્વરના નિરાકાર સ્વરૂપનુ પ્રતિપાદન સ્થળે સ્થળે છે.

विदुर्य न चित्तेन्द्रियाणी प्रवेशम्
विजानाति यस्तानि नित्यं नियंता ॥

એટલે કે ઇંદ્રિયોના સ્વામી પરમેશ્વરને ચિત્ત અને ઇંદ્રિયો જાણી શક્તી નથી. પરન્તુ જે પ્રભુ વિશ્વનો નિરંતર નિયતા છે તે તેમને જાણે છે.

### ૧૨ ક્રમેક્રમે મૂર્તિપુજામાં આગળ વધવું.

પરમેશ્વર સર્વવ્યાપક છે. પરન્તુ આપણે તેને સર્વસ્થાન અને સર્વ પદાર્થમાં જોઇ શકીએ તેવી દ્રષ્ટિ જ્યા સુધી સાધ્ય ન થાય ત્યા સુધી તો મુર્તિનુ અવલંબન લીધા વિના ચાલે તેમ નથી. પછી જ્યારે લાંબા સમયના પ્રભુ મુર્તિમાં થયેલા અભ્યાસથી નિર્મળ વર્તન અને સમદ્રષ્ટિ થતા પ્રભુમય જગત્ ભાસશે. ત્યારે સ્વયં સ્થુળ મુર્તિમાથી વિશ્વમુર્તિમાં મનુષ્ય લીન થઇ જશે. અને કૃતકૃત બની જશે. પરન્તુ નિસરણીના છેક નીચલા પગથીએથી એકદમ છેક ઉપરના પગથીએ પહોંચવુ દુર્ઘટ છે. કદાચ કૂદકો મારી ઉપરનું પગથીયુ પકડવા યત્ન કરીશુ તો હાથ નહિ પહોંચે અને જે છેલા પગથીઆ ઉપર પગ ઠેરવ્યો હતો ત્યાથી પણ પગ ખસતાં આપણે ભૂમિપર આવી પડીશુ. આતો જગતનુ અનુભવની વાત છે આપણે મોટા દઢ શાસ્ત્રીય પ્રમાણ ઉપર આવીએ.

### ૧૩ ઇશ્વરનું અવ્યક્ત અને વ્યક્ત સ્વરૂપ.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्त चेतसाम्
अव्यक्ताहिगतिर्दुःख देहवद्भिरवाप्यते

શ્રી ભ. ગી. અ. ૧૨

અવ્યકત એટલે ન દેખી શકાય તેવા ઇશ્વરના સ્વરૂપમાં જેમનું ચિત્ત લાગેલું છે તેમને મુશ્કેલી વધારે પડે છે. કારણ કે શરીર ધારણ કરનારા ઇશ્વરના અવ્યકત રૂપને એટલે કે નિરાકાર સ્વરૂપને પામે એ વાત કઠીન છે. તેટલાજ માટે ઇશ્વરપ્રાપ્તિના કર્મ, જ્ઞાન ઉપાસના પૈકીનો પહેલો પ્રકાર શ્રેષ્ઠ છે. દૃષ્ટાંત તરીકે—

**अक्षरावगमलब्धये यथा स्थूलवर्तुलदृषदपरिग्रह**
**एवमेव परमात्मलब्धये दारुमृण्मयशिलार्चनादिकम्**

જેવી રીતે અક્ષર ઓળખવાને માટે વર્તુલાદિ આકૃતિઓ સ્વીકારવી પડે છે તેવી રીતે પરમાત્માની પ્રાપ્તિ માટે કાષ્ટ, માટી કે પથ્થરની મૂર્તિની પુજા સ્વીકારવાની જરૂર છે.

**૧૪ મૂર્તિમાં ઇશ્વરભાવના કરવાથી સર્વ સૃષ્ટિમાં ઇશ્વરનો આભાસ.**

એક વખતે હનુમાને ઇદ્રને તેના પુછવાથી જવાબ આપ્યો કે—

**पत्रेपत्रेचपश्यामिरामधारुजटाधरम्**

"સુંદર જટાવાળા શ્રી રામચંદ્રને હું વૃક્ષોના પ્રત્યેક પાંદડે પાંદડે જોઉ છું" જ્યારે ઇશ્વરમાં તલ્લીનતા પ્રાપ્ત થાય છે ત્યારેજ તેના ભકતજનની આવી દિવ્ય દૃષ્ટિ થાય છે અને તેને પ્રભુમય જગત્ ભાસે છે

**जले विष्णु स्थले विष्णु विष्णु पर्वत मस्तके**
**ज्वालमालाकुलेविष्णुः सर्व विष्णुमयं जगत्: ॥**

"વિષ્ણુ જલમાં, સ્થલમાં, પર્વતની ટોચ ઉપર અને અગ્નિની જ્વાળાની શીખામાં પણ છે, અને સમસ્ત જગત્ વિષ્ણુમય છે" બહુ કાલના અભ્યાસથી આ પ્રકારે પ્રભુનું સર્વત્ર વ્યાપકપણું દૃષ્ટિગોચર થાય છે.

**૧૫ સદ્વસ્તુના સતત્ અભ્યાસથી મનોગત વસ્તુની સફળતા.**

દિન રાતના અભ્યાસથી એકતારવૃત્તિથી ઇશ્વરનું સામિપ્ય કેટલે અંશે થાય છે તેનું એક દૃષ્ટાંત અત્રે આપવું અયોગ્ય નહિ થાય. જ્યારે હનુમાન સીતાની શોધ કરીને પુનઃ શ્રીરામચંદ્રને જઈ મળ્યા, અને ભગવતી સીતાજીના સમાચાર આપ્યા ત્યારે શ્રીરામચંદ્રે પ્રસન્ન થઇને એક અમૂલ્ય મુકતાફળનો હાર હનુમાનને ભેટીને તેના કંઠમાં આરોપણ કર્યો. હનુમાને તે હારના મોતીને પોતાની દાઢવતી કાપી કાપીને અંદર દૃષ્ટિ કરીને ફેંકી દેવા માંડ્યાં, પાસે બેઠેલા સૈનિકોએ તેની આ વર્તણુક જોઇને મનમાં કહ્યું કેઃ—"ઝવેરી વિના મોતીની પરીક્ષા ક્યાથી હોય ? વાનરને આ અમુલ્ય હારની શું કિંમત હોય ?". પછી બીજાઓએ હનુમાનને પૂછ્યું કે "ભાઇ તું આ પ્રમાણે દરેક મોતી તોડીને તેને દાઢથી કાપી અંદર શું જુએ છે ? તથા તેને ફેંકી શા માટે દે છે ?" હનુમાને કહ્યું આ મોતીની અંદર "રામ" છે કે નહિ તે હું જોઉં છું અને તેની અંદર મારી પ્રિયવસ્તુરૂપ "શ્રીરામ" ન જણાવાથી મને તે નિરૂપયોગી છે; એમ જાણી હું તે ફેંકી દઉં છું. બીજાએ હાસ્ય કરીને કહ્યું "ત્યારે તમે તો "શ્રીરામ" નામથી જ સર્વાંગે ભરેલા હોવા જોઇએ. હનુમાને આ માર્મિક શબ્દો સાંભળતાંની સાથે જ પોતાના નખવડે પોતાની છાતી ઉપરની ચામડી ઉખેડી નાખી, અને સર્વ સૈનિકો તેની છાતી "શ્રીરામ" નામથી અંકિત થયેલી જોઇ તેની દૃઢ ભક્તિની અને પવિત્રતાની સ્તુતિ કરવા લાગ્યા કાયમના અભ્યાસથી ઇશ્વરમાં

એટલે કે "નરના મનને ભમાવી નાંખવા સ્ત્રીઓ અને ધન એ બે સાધન પ્રભુએ રચ્યાં છે, માટે તે બે તરફ અયોગ્ય રીતે જેનું મન ઢળી લોભાતું નથી, તે નરને આકારે સાક્ષાત્ દેવ છે." આવો માણસ સ્વર્ગવાસી દેવ ન હોય તથાપિ તેના નિર્મળ ઉમદા ગુણોથી આકર્ષાઈ રાજા મહારાજાઓ પણ તેના ચરણમાં પોતાના મણિમય મુગટ ધરાવેલાં શિર સપ્રેમ અને સવિનય નમાવે છે. મહાત્મા શંકર સ્વામી શું મનુષ્યાવતારમાં દેવમુર્તિ ન હતા? મહાત્મા બુદ્ધ, બ્રહ્મ નિષ્ઠ વસિષ્ઠ, શ્રીમદ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, બાળ બ્રહ્મચારી સ્વામિ શ્રી દયાનંદ, સ્વામિ શ્રી રામતીર્થ, તથા સ્વામિ શ્રી વિવેકાનંદ, રામદાસ સ્વામિ, અને શુકાગમ જુવા આ બધા મનુષ્યાવતારમાં શું દેવરૂપ-દેવમુર્તિરૂપ ન હતા? હજારો શિષ્ય એ દેવમુર્તિના ધ્યાન, આરાધન, અને પૂજાથી પાવન થઈ ગયા છે અને હજુ હજારો શિષ્ય એ મહાત્માઓને મુર્તિરૂપે—ચિત્ર-મુર્તિરૂપે પણ જોઈને નીરખીને પોતાને કૃતકૃત્ય થયેલા માને છે. જેઓ મુર્તિને માનતા નથી વા મુર્તિપૂજતા નથી તેઓ પણ આ ચિત્રમયી મુર્તિ—પ્રતિમાને તો અવશ્ય પૂજે છે, તેને પોતાના નિવાસ સ્થાનમાં રાખે છે એટલુંજ નહિ પણ આવા દેવરૂપ મહાપુરૂષોની ચિત્રમયી પ્રતિમાને નાના સરખા પદકરૂપે પોતાના કંઠમાં પણ ધારણ કરે છે. અને તેમાં શુભ ઉદ્દેશ એ છે કે નિરંતર તે મુર્તિનું પોતે દર્શન કરે અને પાપમાંથી મુક્ત થાય અને મરણાંતે તેજ મુર્તિમાં-કંઠમાં ધારેલી મુર્તિમાં—ચિત્ત રાખી પોતે પુનર્જન્મે તેજ દિવ્યમુર્તિના દર્શન સ્પર્શનથી જીવનમુક્ત બની જાય. આવા મહાત્માઓના અને તેની ચિત્રમયી મુર્તિનાં ધ્યાન, સ્મરણ, પૂજનથી જો માણસ પોતાનો ઉદ્ધાર કરી શકે છે તો આવા બધા મહાત્માઓના સ્વામીરૂપ—પિતારૂપ પરમેશ્વરની મુર્તિનુ ધ્યાન કરતાં કયો માણસ ન તરી શકે?

**૨૧ બહુ દેવોનો પરિચય સર્વ જગતના સ્વામી પરમેશ્વરથી આપણને દૂર નહિ રાખે?**

કોઈ ધારશે કે આમ જુદા જુદા અનેક દેવને ભજવા અને અનેક દેવની મુર્તિની ઉપાસના કરવી એ વાત તેમ કરનાર માણસોને એક સર્વવ્યાપી મહાન પિતા પરમેશ્વરના મેળાપથી દૂર નહિ રાખે? કોઈ સૂર્ય કે સૂર્યની પ્રતિમાને પૂજે, કોઈ શંકરને, કોઈ હનુમાનને, કોઈ ગણપતિને, કોઈ મહાદેવની મુર્તિને, કોઈ શ્રીરામચંદ્રની મુર્તિને, કોઈ શ્રીકૃષ્ણની મુર્તિને, કોઈ મહાકાલિની મુર્તિને, ભજશે. અને પરિણામે તેઓ ખરા પ્રભુથી વિમુખ તો નહિ બને? આ સંદેહનો ઉત્તર શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રી પ્રભુમુખથી થયેલો છે જે અત્રે આપ્યો છે.

यो यो यां यां तनुं भक्तःश्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

અર્થાત્ જે માણસ જે કોઈ દેવને કે દેવની પ્રતિમાને આસ્થાથી પૂજવાની મરજી કરે છે તે માણસની તે તે દેવ ઉપરની આસ્થાને હું મજબુત કરૂં છું. અને

सतया श्रद्धया युक्त स्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान् हितान् ॥

તે દેવ ઉપર દૃઢ શ્રદ્ધા બેઠવાથી તે માણસ તે દેવનું આરાધન-પૂજા પાઠાદિ કરે છે. અને તેની જે ધારણાઓ હોય છે તે તેમાંથી ફલીભૂત થાય છે પણ તે મનકામનાઓ પૂર્ણ કરનાર હું જ છુ.



(અપૂર્ણ.)

# स्वराज्य क्यारे मळे.

સ્વરાજ્ય મેળવવા માટે આજકાલ સર્વ દેશ બધુઓનો પ્રયત્ન ચાલી રહ્યા છે. સ્વરાજ્ય મેળવવા માટે સ્વદેશી થવું, દેશના હુન્નર ઉદ્યોગોને ખીલવવા, દેશી વસ્તુઓ મેળવવી એવો ઉપદેશ સ્થળે સ્થળે થઇ રહ્યો છે. આ ઉપદેશને લોકોએ પાળવો જોઇએ દેશી વસ્તુઓ વાપરવાથી જ દેશનો ઉદય થશે એ માન્યતા સાચી છે. પણ તે માન્યતા અનુસાર સર્વેએ ચાલવું જોઇએ

આજે સ્વદેશી વસ્તુઓ વાપરવાનો જે જે ઉપદેશકો ઉપદેશ આપે છે તેમા ઘણા ઉપદેશકોની વાણીમા જ માત્ર સ્વદેશી શબ્દ છે, વર્તનમાં પોતે પોતાના ઉપદેશને ઉતારતા નથી. અને જ્યાં સુધી નેતાઓ પૂરેપુરા સ્વદેશી ન થાય ત્યાં સુધી તેમનો ઉપદેશ ગ્રહણ કરનારા તેમના ઉપદેશને ન પાળે એ સ્વભાવિક છે

આજે તો સ્વદેશી થવું એ શબ્દમા માત્ર ખાદીનો જ સમાવેશ થાય છે. ખાદી વણવી, ખાદી પહેરવી એટલે સ્વદેશી થયા એવી માન્યતા ચાલે છે. ખાવાપીવામાં પરદેશી વસ્તુ વપરાય, ઘરમાં બીજી જોઇતી વસ્તુઓ પરદેશી વપરાય તેની કંઇ પરવા નહિ, જ્યાં આવી માન્યતા છે ત્યાં ખરા સ્વદેશી થવાતું નથી સાચા સ્વદેશી થવા માટે સર્વ સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ કરવો જોઇએ.

સાધારણ રીતે શરીર ઉપર સ્વદેશી ખાદીના વસ્ત્રો ધારણ કરવાં અને પીવાખાવામાં પરદેશી દવાઓના બાટલાનો ઉપયોગ કરવો એ શું સ્વદેશી થયાની રીત મનાય ? ઉપર કપડાં લત્તાનો વેશ પહેરવાથી સાચા સ્વદેશી ન થવાય જેમકે નાટકમાં એક નટ જાતે ગમે તે જાતનો હોય છતાં, રાજાનો વેષ લઇ રાજા તરીકે ખેલમાં ઉતરે તેથી તે ખરો રાજા થઇ શકતો નથી પણ તે નટ જ રહે છે તેમ ખાવાપીવામાં પરદેશી વસ્તુઓને ગ્રહણ કરવી. અને પહેરવામા માત્ર ખાદી વાપરવી એથી સાચા સ્વદેશી થવાતું નથી

જ્યાં સુધી સાચા સ્વદેશી થવાય નહિ ત્યાં સુધી સ્વરાજ્ય આઘું જાય એ સ્વાભાવિક છે, આજે ઘણા મનુષ્યો અસહકારની ચળવળમાં જોડાયા છતાં, દેશી છીએ, દેશી કપડાં પહેરીએ છીએ, ખાદી જ વાપરીએ છીએ, એમ કહેવા છતાં પણ પોતે વિલાયતી દવાઓ જ વાપર્યા કરે છે દેશી દવાઓની તેમને સુગ છે વૈદો પાસે દવા લેવા જવામાં તેમને શરમ આવે છે ડોકટરોની ડોઝ પીવામા તેમને આનંદ જણાય છે. આવી રીતે પરદેશમાં બનેલી, પરદેશી પદ્ધતિથી બનેલી, પરદેશી દવાઓ આ દેશના માણસો વાપરે અને છતાં કહે કે અમે સ્વદેશી છીએ, સ્વદેશી વસ્તુઓ વાપરીએ છીએ એ કેમ મનાય ?

ઘણા ડોકટરો પણ હાલમાં અસહકારની ચળવળમાં જોડાયા છે, દેશને પોતાની સેવા અર્પવા તૈયાર થયા છે, પરદેશી કપડાંનો ત્યાગ કરી દેશી ખાદીને ધારણ કરતા થઇ રહ્યા છે અને સ્વદેશી કહેવરાવવામાં માન સમજે છે. એ ઘણી આનંદની વાત છે, છતાં આ ભાઇઓ હજુ પોતાના દવાખાનામાં તો દેશી દવાઓને બદલે પરદેશી દવાઓ જ વાપર્યા કરે છે. પરદેશમાં તૈયાર થઇ આવતા સ્પીરીટના સંયોગવાળી દવાઓ, ટીંચરો, સીરપો વિગેરે બેધડક પોતાના દરદીઓને આપ્યા કરે છે. પોતે પરદેશી દવાઓ વાપરે છે અને બીજાને આપ્યા કરે છે. એ ઘણા ખેદની વાત છે.

આપણે જે ખાઇએ છીએ, પીઇએ છીએ તેમાથી સત્વ આપણા લોહીમા ભળી

આપણા શરીરને તદુરસ્ત રાખી શકે છે, દવાઓ ખઈએ તો તેનું પણ સત્વ આપણા લોહીમાં જાય છે એ આપણે જાણીએ છીએ. સાધારણ કહેવત છે કે ' જેવું અન્ન તેવા ઓડકાર, ' આપણે જે જે પદાર્થો ખાઈએ તેનું સત્વ આપણા લોહીમાં ભળે છે અને તે અનુસાર આપણો સ્વભાવ પણ બને છે, પરદેશી દવાઓ પીવાથી આપણા જીવનમાં તેવા જ સંસ્કારો ઉત્પન્ન થાય છે. માટે જો ખરા સ્વદેશી થવું હોય તો ખાવાપીવામાં દેશમાં બનેલી વસ્તુઓનો જ ઉપયોગ કરવો, દવાઓ પણ દેશની જ વાપરવી.

ઘણા ડોકટરો કહે છે કે દેશી દવામાં શું શું વસ્તુ છે તેની અમને ખબર નહિ હોવાથી અમે તે વાપરી શકતા નથી. તેમ તે તે દવાઓના શા શા ગુણ છે તેની અમને ખબર હોતી નથી તેથી વાપરી શકતા નથી આમ કહેવું એ પણ ભૂલ ભરેલું છે. જ્યારે તેમને સ્વદેશીમાં મમતા હોય તો તેમણે દેશી દવાઓના ગુણદોષનું જ્ઞાન મેળવવું જ જોઈએ. તેમ કયા કયા રોગો કઈ કઈ દેશી દવાથી મટી શકશે તેનું જ્ઞાન મેળવવા જો તે ધારશે તો મળી શકશે

હવે તો ફાર્મસીઓ પણ થઈ છે. શાસ્ત્રના પાઠ પ્રમાણે દેશી દવાઓ તૈયાર કરી વેચવાનો ધંધો પણ કરે છે. એટલે દેશી દવાઓ બનાવવાની કડાકૂટ પણ રહી નથી, વૈદો અને ડાકટરો હવે જો ફાર્મસીની દવા વાપરે તો તેથી તેમને ઘણી જ ફતેહ મળવાનો સંભવ છે.

આ પત્રના તંત્રીની પણ ફાર્મસી ચાલે છે જે દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી—નામની સંસ્થામાં શાસ્ત્રના પાઠ પ્રમાણે દવાઓ મોટા જથ્થામાં તૈયાર બનાવી વેચવામાં આવે છે. આ દવાઓ બનાવવામાં આ પત્રના તંત્રી શ્રી જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય જાતે ધ્યાન આપે છે. વિદ્વાન વૈદો અને વિદ્વાન ડોકટરોની પણ તેમાં દેખરેખ રહે છે. અને જેથી જે દવાઓ બને છે તે સાચી, સારી અને ગુણમાં સર્વોત્તમ હોય છે શાસ્ત્રના પાઠ પ્રમાણે ભસ્મો, રસો, ગુટિકાઓ, ચુર્ણો, આસવો, અવલેહો, કવાથો, ઘી તૈલ વિગેરે જથાબંધ મોટા પ્રમાણમાં તૈયાર બનાવી પડતર જેટલી જ સસ્તી કિંમતે દવાઓ વેચાય છે

ડોકટરો અને વૈદો જો દવે ફાર્મસીની દેશી દવાઓ પોતાના દવાખાનામાં વાપરશે તો જરૂર તેમને યશ મળ્યા વગર રહેશે જ નહિ ફાર્મસીનું સંક્ષિપ્ત સૂચીપત્ર આ અંક સાથે વહેંચેલું છે જે વાંચવાથી ખાત્રી થશે કે કઈ દેશી દવાઓ કયા રોગ ઉપર સારૂં કામ કરે છે વળી ભાવમાં એટલી બધી સસ્તી છે કે વૈદ્ય જો એ દવાઓ ઘેર બનાવે તો તેને ફાર્મસીમાંથી લેવા કરતાં પણ મોંઘી પડે છે.

દવે ફાર્મસીમાં તમામ કવાથો ચુર્ણો અને ગુટીકા તાજી ઉત્તમ વનસ્પતિની, જાતી દેખરેખ નીચે ખાંડાવી ચળાવી તૈયાર કરવામાં આવે છે. જેથી તેનો કસ કાયમ રહે છે, અને તાત્કાલિક ગુણમાં વધી જાય છે કવાથો પીવાનો જેમને કંટાળો હોય છે, તેમને માટે પ્રવાહી કવાથો તૈયાર રહે છે જે લાંબી મુદત સુધી રહેવા છતાં બગડતા નથી અને સહેલાઈથી પીઈ શકાય છે દવે ફાર્મસી આજકાલ કરતાં પંદર વર્ષથી સારૂં કામ કરે છે, તે ફાર્મસીની દવાઓ ગુણમાં ઉત્તમ છે તેની ખાત્રી સર્વેએ કરેલી છે

હવે ડોકટરોએ જો ખરા સ્વદેશી થવું હોય તો પોતાના દવાખાનામાં સ્વદેશી દવાઓ વાપરવી ઘટે છે, જનસમાજે પણ હવે વિલાયતી દવાઓનો બહિષ્કાર કરી તેને બદલે

આપણા દેશમા જ બનેલી, આપણા દેશની જ વનસ્પતિ અને ધાતુઓની દેશી પદ્ધતિ અનુસાર તૈયાર કરેલી, દેશી આયુર્વેદ શાસ્ત્રાધારે, દેશી વૈદ્યોએ જ્યાયમધ બનાવેલી ઉત્તમ દેશી દવાઓ વાપરવી ઘટે છે.

આપણા દેશના લોકોને આપણા દેશમાં જ બનેલુ અનાજ જેમ માફક આવે છે તેમ આપણા દેશમા જ બનેલી દેશી દવાઓ વધુ માફક આવે છે માટે દરેકે દેશી દવાઓ વાપરવી ઘટે છે તમે જો એક વાર દવે ફાર્મસીની દેશી દવાઓ વાપરશો તો સાગ્રે જ ફરી બીજી દવાઓ વાપરવાનુ મન થશે દવે ફાર્મસીમાં દવાઓ હાથે ખડાઇ તૈયાર થાય છે જેથી તેનુ હીર બળી જતું નથી, જ્યારે કેટલીક અન્ય ફાર્મસીઓએ વિલાયતી પદ્ધતિ અનુસાર મશીનથી દેશી દવાઓ બનાવવા માંડેલી હોવાથી વનસ્પતિનુ હીરર્કિવાં સત મશીનમાં બળી જાય છે અને તેથી ગુણમાં ઓછી ગુણ કરે છે. જેથી બને ત્યા સુધી હાથે ખાંડેલી, હાથે ચાળેલી, હાથે ઘુટેલી, હાથે બનાવેલી દેશી દવાઓ—જે દવે ફાર્મસીમાં તૈયાર થાય છે તે વાપરવા અમે સર્વ સજ્જનોને આગ્રહ કરીએ છીએ.

સ્વદેશી થવા ખાવા પીવામા વપરાતી દવાઓ પણ સ્વદેશી જ વાપરો. મહાત્મા ગાંધીજી પણ દેશી દવાઓ જ વાપરવા કહે છે તો હવે પરદેશી સ્પીરીટ અને ટીચરના બાટલા પીના છોડી દેઇ, ગુણમાં સર્વોત્તરી એવી સ્વદેશી દવાઓ વાપરવા અમે અમારા દેશ બંધુઓને આગ્રહપૂર્વક જણાવીએ છીએ.

દવે ફાર્મસીનુ કારખાનુ—અમદાવાદમાં ખાડીયામાં છે, અને મુખ્ય ઓફીસ અને દુકાન—રીચીરોડ ઉપર મહાવીર સ્વામીના દેરા સામે છે તેમણે ચાર રસ્તેથી મકાન બદલી મુખ્ય ઓફીસ રીચીરોડ ઉપર રાખી છે માટે રૂબરૂ મળવા ઇચ્છનારા બંધુઓએ રીચીરોડ ઉપર મળવુ. દેશી દવાઓ સંબંધી વધુ ખાત્રી કરી આપવામાં આવે છે

ફાર્મસીના અગનું દવાખાનુ પણ તેજ સ્થળે ચાલે છે. દરદીઓને રૂબરૂ મળવાથી વધુ સંતોષ થવા સંભવછે દવાખાનામા વૈદ્યરાજ જાતે કામ કરે છે. અને તેથી ન મટતા રોગને માટે, નિરાશ ન થતા એક વાર પત્રવ્યવહારથી જણાવવુ. રૂબરૂ મળી શકાય તેમણે રૂબરૂ મળવું તો જરૂર તેમના અનુભવનો લાભ દરદીઓને મળશે.

જ્યારે આપણે પૂરેપુરા સ્વદેશી થઇશુ ત્યારે જ સ્વરાજ્ય મળશે ખાદી પહેરવાથી પુરા સ્વદેશી થવાતું નથી ખાવા પીવાની વસ્તુઓ પણ સ્વદેશી જ જોઇએ, પરદેશી દવાઓ વાપરવી અને સ્વદેશી થયા છીએ એમ કહેવરાવવુ એજ પાપ છે માટે જેમ બને તેમ સર્વેએ દેશી દવાઓ વાપરવી. અને ડોક્ટરોએ પણ હવે તો દેશમાં બનેલી દેશી દવાઓનો દવાખાનામાં ઉપયોગ કરતા ચુકવુ નહિ

---

# કમળનું મૂલ્ય.

( લેખક—રા. ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ બી એ એલ એલ. બી. )

રાત્રિના પ્રાણહર હિમથી નગરના સર્વ પુષ્પો મૃતપ્રાય થયા. સુદાસ માળીના તળાવમાંજ ફક્ત એક કમળ ખીલ્યું હતું.

સુદાસે વિચાર્યું ' આ અનુપમ કમળ રાજાના ચરણે ધરીશ બીજા કોઇને નહિ, મ્હારા રાજાનેજ આ કમળ વેચીશ." સુદાસ કમળ લઇ રાજમ્હેલ તરફ ચાલ્યો.

માર્ગમાં નગરશેઠ મળ્યા અને તેમણે પુછયું " માળી ! દયાળુ બુદ્ધ ભગવાન આપણા નગરમા પધાર્યા છે, અને હું પ્રભુનું પૂજન કરવા જાઉં છું ત્હારા કમળની હું પ્રભુના ચરણ કમળમાં ભેટ ધરવા ધારૂં છું. કમળનું શું લઇશ ?"

" એક સુવર્ણ મ્હોરથી ઓછુ નહિ " સુદાસે કહ્યું,

" હું ત્હને એક સુવર્ણ મ્હોર આપુ છુ મ્હને કમળ આપ."

તુરતજ રાજમ્હેલના મ્હોટા દરવાજા ઉઘડ્યા અને ધુપ, ચન્દન, અક્ષત ફળાદિ સામગ્રી લઇ બુદ્ધ ભગવાનની પૂજાર્થે રાજા પ્રસેનજીત બ્હાર નીકળ્યા પણ આ સર્વ સામગ્રીમાં પુષ્પની ન્યુનતા હતી, કારણ કે રાત્રિની અસહ્ય ઠંડીથી નગરના સર્વ પુષ્પો મૃતપ્રાય થયાં હતા.

માળીના હાથમા આ સુંદર કમળ જોઇ રાજાએ પુછ્યું "માળી ! ત્હારા આ મનોહર કમળની શી કિમ્મત છે ? એને મ્હારા પ્રભુના ચરણકમળમાં ધરવાની મ્હારી અભિલાષા છે."

માળીએ કહ્યું " રાજન્ ! આ શેઠ એક સુવર્ણ મ્હોરે માગણી કરે છે "

" હું ત્હને સો સુવર્ણ મ્હોર આપીશ " રાજાએ કહ્યું

" હું ત્હને બસો આપીશ ' શેઠ બોલ્યા

રાજાએ ત્રણસો કહી અને એમને એમ કમળનું મુલ્ય વધતું ચાલ્યું

સુદાસ વિસ્મિત થયો અને વિચાર્યું " એવો તે કોણ મહાનુભાવ હશે જેને માટે રાજા અને નગરશેઠ આટઆટલું દ્રવ્ય ખર્ચી મ્હારૂં કમળ લેવા તત્પર થયા છે ? જો આ કમળ હું જાતેજ તેમની પાસે લઇ જાઉં તો કદાચ મ્હને વધારે દ્રવ્ય મળે, હું ધનવાન થાઉં અને જીવનપર્યંત સુખેથી રહું."

રાજન્ તરફ સુદાસે કહ્યું " ક્ષમા કરો, હે રાજન્ ! ક્ષમા કરો

ઓ નગરશેઠ ! હું કમળ વેચીશ નહિ "

સુદાસ ભગવાન બુદ્ધ પાસે દોડી ગયો.

શાંતિ અને દયા રેલાવતા, આસપાસની ભૂમિને તેજના અંબારે ઓપતા ભગવાન બુદ્ધ વૃક્ષ નીચે પદ્માસનવાળી બેઠા હતા

ભગવાન બુદ્ધની સ્વર્ગીય મુર્તિ સામુ મુક અને અચેતન ભાવે ઉભો રહી સુદાસે એ સુંદર મુર્તિનું અમૃત ગીલાર્યું પછી પ્રભુના ચરણકમળમા સાષ્ટાંગ પ્રણામ કરી કમળની પ્રભુના ચરણારવિંદમા ભેટ ધરી

પ્રભુએ પૂછ્યું " વત્સ ! શી ઇચ્છા છે " અને સુદાસે હાથ જોડી વિનવ્યું " ઓ મ્હારા પ્રભુ ! ત્હારા ચરણકમળના રજની માત્ર એક કણિકા !"*

---

* અંગ્રેજી ઉપરથી.